"ના, ના, હવે એમ નહિં રહેવાય. આખી દુનિયાનાં દેખતાં કેદ થયો, હવે મ્હારાથી કેમ એમ મનાય? હું ઠપકો નથી દેતો, મહેણું નથી મારતો. પણ તે પ્રસંગ મ્હારાથી ભૂલાતો નથી."

"તે હું ભૂલાવવા જ આવીછું. ત્હેને માટે પ્રાયશ્ચિત્ત કરવા આવીછું." પ્રાયશ્ચિત કેમ કરવાનું તે **મી**નલ કહેછેઃ

"કેમ કરીશ? તું કહેતો હોય તો ત્હારે ચરણે પડીને. મુંજાલ! કોણ જાણે કેમ, તે દિવસથી મ્હારા લગ્નનો પ્રસંગ મ્હને સાંભરેછે, તે દિવસે રાત્રે આપણે કરેલો નિશ્ચય યાદ છે?"

"હા, અને એ નિશ્ચય ત્હમે અત્યારે તોડવા મથોછો. આપણે ભાઈબ્હેનના નિર્મલ સ્નેહથી વર્તવાના સમ ખાધા હતા; 'કોઇ પણ જાત્યના સ્ખલનથી ગુજરાતના ગૌરવને દૂષિત નહિં કરવું, રાજ્યકારભારના પ્રસંગ વિના નહિં મળવું, ત્હેની કર્કશ વાતચીત વિના બીજી વાતચીત પણ નહિં કરવી;'—હેવી હેવી પ્રતિજ્ઞા લીધી હતી. ચૌદ પંદર વર્ષે આજે ત્હમે પ્રતિજ્ઞા તોડી, રાજ્યકારભાર વિના મળવા આવ્યાં. ત્હમે તો દેવી છો. પતિતપાવની છો; આ ત્હમને ઘટે?"

[અહિં આ વિરલ યુગ્મની વાસ્તવિક વિશુદ્ધ વર્તનની સ્પષ્ટ નિશાની જણાયછે. હૃદયની વિશુદ્ધિ તેટલી હતી? નિર્ણય નહિં પણ કાંઇક સત્યની ઝાંખી આગળ ઉપર થશે.]

**મી**નલે વળી પોતાની આજીજી ચલાવી: "મુંજાલ! ધારચ કે હું ચન્દ્રપુરમાં છું, ન્હાની છું, ધારય કે, તે વખતે હું હતી હેવી માત્ર ત્હારી સોબતઘેલી સખી છું, ત્હને વીનવું-છું; માન્ય, આપણે જુદાં કેમ રહી સકિયે? અહિંયાં ત્હારા વિના મ્હારા વિચારોનું કોણ સાથી થાય એમ છે?"

"રાણી!"

"ના, **મી**નલ—"

"ઠીક, **મી**નલદેવી! હું વિચાર કરીશ, બનશે તો માનીશ."

"ના, વચન આપ્ય, અત્યારે પાછો ચાલ્ય. રાજગઢ સૂનો છે."

મુંજાલે રાણીની સ્હામું જોયું. ત્હેના પ્રેમઘેલા મુખપર અદ્ભુત છાયા પડી રહી હતી. ત્હેના હાથ, જે મુંજાલના હાથ પકડી રહ્યા હતા, તે થરથર ધ્રૂજતા હતા. "**મી**નલદેવી! ભલે, હું એમ કરવા ખુશી છું."

"વચન?"

"હા, વચન."

"ઓ મ્હારા મુંજાલ!" કહી રાણી મુંજાલને વળગી પડી. ડૂબતો માણસ આશા છોડી પ્રવાહને શરણે થાય, તેમ મુંજાલ શરણ થયો.

પાંચ પળ હેવી વહી ગઈ. [વ્રતભંગ? વ્રતભંગ નહિં, પણ આભાસ; છતાં, તે આભાસ પણ અનિષ્ટ; તેથી]

"**મી**નલદેવી! આ નહિં પાલવે. હું અહિંયાં રહું તો તે દિવસની પ્રતિજ્ઞા પાળવી પડશે. જે નિર્મળ જીવને લોકોનાં મ્હોડાં પણ બંધ કર્યાં હતાં, ત્હેમના શંકાશીલ હૃદયમાં શ્રદ્ધા આણી હતી, તે જીવન ફરી સ્વીકારવું પડશે."

"હા, હા, કબુલ છે. કબૂલ છે. મ્હોટાઈનો દંડ બનશે . તેટલો દઈશ,—પણ તું મ્હારી આંખ્ય આગળ રહે."

આમ હૃદયના ગૂઢ સ્નેહને દાબી દઈ "મ્હોટાઈનો દંડ" દેવાનો નિર્ણય આખર થયો. રાજ્યપ્રતિષ્ઠાએ સ્નેહસરિતાને પોતાના શુષ્ક રાનમાં સૂકવી. સૂકવી? "તું મ્હારી આંખ્ય આગળ રહે"—એ ઇચ્છાના રૂપમાં એ સરસ્વતીની ગુપ્તસેર એ રેતીના રણ નીચે ન્હોતી વ્હેતી? આપણે તે માટે દોષ દેવાને ઊભા નહિં રહિયે. આગળ એ પ્રવાહનું શું થયું તે જોઈશું. હાલ આટલું તો પ્રત્યક્ષ થાયછે; વર્ષો વીતી ગયાં તે પૂર્વે ચન્દ્રપુરમાં સ્નેહથી, કાંઇક બાલયૌવનના સ્નેહથી, આ યુગ્મ જોડાયું; તે બળને વશ થઈ **મી**નલ ગુજરાત આવી; રાજકુંવરીનો વ્યવહારમર્યાદાને લીધે પ્રજાજનના અગ્રણી મુંજાલ જોડે લગ્નસંબંધ અશક્ય હતો; તેથી રાજા કર્ણદેવની રાણી થવાનું **મી**નલે સ્વીકાર્યું; મુંજાલ "મ્હારી આંખ્ય આગળ રહે—"—એટલું બસ હતું. આ સાથે જ મુંજાલનો સ્નેહોપચાર, લગ્નની રાત્રિયે જ, તરછોડી રાણીએ રાણીપણાનું વ્યવહારસતીપણાનું ગૌરવ ધારણ કર્યું; બંનેએ દૃઢ પ્રતિજ્ઞા લીધી, પાળી; પંદર વર્ષ બળથી દાબી રાખેલું ભૂત જાગી ઊઠયું; ક્ષણિક સ્ખલન—સ્ખલન? સ્ખલન જેવું—થયું; પાછી દૃઢ પ્રતિજ્ઞા લેવાઈ, ખરા મનની લેવાઈ. "તું મ્હારી આંખ્ય આગળ રહે."—એટલું જ બસ હતું. આપણે આ વિષમ હૃદયસંકટમાં જીવન ગાળતી દેવીને આટલી નિર્દોષ ઇચ્છા માટે દોષ નહિં દઇયે. સંજોગોને દોષ દઈશું? શું કામ?

સંજોગો જીવનને ઘેરેછે, પણ તે ક્‌ય્હારે? જીવનભોક્તાઓ સંજોગોને બહુ અંશે ઊભા કરેછે ત્‌ય્હારે;—પણ બહુ ઊંડી તત્ત્વપરીક્ષા માટે અહિં અવકાશ નથી.

"ગુજરાતનો નાથ"–એ વાર્તામાં આ યુગલનું સ્થાન, જીવનવ્હેણ, જોઈ જઇયે. "પાટણની પ્રભુતા" છેવટે કાયમ રહી તે વાર્તાના અંત પછી આજ ચાર વર્ષ થઈ ગયાં હતાં. આ મુદતમાં "મીનલદેવીમાં ઘણો ફેરફાર પડયો હતો. હેનું શરીર પ્હેલાં કરતાં જરા જાડું થયું હતું. જુવાનીમાં પણ ત્હેના મુખ પર ગૌરવ તો હતું જ; હવે તે પાકટ થયું હતું. અને સત્તા અને અડગતાની રેખાઓએ કુમાશ ને સાદાઈ તે ઉપરથી કાઢી નાંખ્યાં હતાં. ત્હેની આંખ્યોમાં તેજ પ્હેલાંના જેવું હતું. માત્ર તે સ્થિર થયું હતું. ત્હેમાંથી પ્રતાપ સતત વ્હેતો–પ્હેલાંની માફક વધતો ઓછો, કે ભયંકર ભાગ્યે જ થતો."

પ્રસંગોએ ઘડેલી મૂર્તિ આ હતી. મુંજાલ સંબન્ધે પણ હેની રાજદ્વારી વૃત્તિ બદલાઈ હતી. હેનું હૃદય પૂર્ણરૂપે હવે હેણે જાણ્યું હતું; હેના મુત્સદીપણામાં હેને પૂર્ણ વિશ્વાસ હતો, તેથી તે કશામાં વચ્ચે પડતી ન્હોતી. પરંતુ જાણનારા જાણતા કે મુંજાલ અને મીનલ—બંનેનો પ્રભાવ સરખો ભયંકર હતો. "બંને અંતરમાં એક હતાં તેથી જ એ પ્રભાવોનો વિરોધ ન્હોતો થતો."–ચાર વર્ષ પૂર્વે મુંજાલને કેદ કર્યો તે વિરોધનો પ્રસંગ ભૂતકાળમાં વિલીન થયો હતો. હવે બંને હૃદયોનો એ અનુભવના અગ્નિમાં પ્રવેશ થયા પછી જુદો ઘાટ ઘડાયો હતો. દૃઢ વ્રત છતાં, અથવા તો દૃઢ વ્રત વડે જ, અદ્દ્ભુત બળ પામેલા સ્નેહને યોગે બંને અંતરમાં એક હતાં. આ સ્થિતિમાં કાશ્મીરાદેવીનાં સુભગ અટકચાળાંમાંનું એક નવું અટકચાળું વૃત્તાન્તના ઘાટ ઘડવાને પ્રગટ થયું; મામાજીને લગ્ન કરાવવું; એ કલ્પના મનમાં સ્ફુરવાની સાથે જ કાશ્મીરાદેવીએ કાર્ય સાધવાના પ્રયાસ આરંભ્યા; કન્યા પસંદ કરી,–મુંજાલના સાળા સજ્જનમહેતાની સુન્દર પુત્રી સૌમસુન્દરી; અને મીનલદેવીના મનમાં આ વાતની ઇષ્ટતા ઉતારી. મીનલે મુંજાલને સમઝાવવાને બહુ પ્રયાસ કર્યો; અને તે પ્રશ્ન ચર્ચવામાં પોતાના હૃદયસંબન્ધને વિલક્ષણ રીતે ગૂંથ્યો. મુંજાલ માનતો ન્હોતો તે વખતે મીનલ જોસથી કહેછે.

"દરેક દૃષ્ટિયે મ્હેં વિચાર કર્યોછે; રાજમાતા તરીકે, ત્હારી–" કહી ખરો શબ્દ ગળી જઇ કાંઇંક રૂપાન્તર કરી કહે છે–"માલિક તરીકે મ્હારું શાસન છે. હવે શું?" રાણીએ મુંજાલનો ઉત્તર સાંભળવાને ના પાડી; ત્હેની ઉશ્કેરાયલી સ્થિતિ જોઈને મુંજાલે ચેતવણી આપી.

"દેવી! ત્હમે આટલા જુસ્સામાં આવી બોલોછો તે શું બતાવેછે તે ખબર છે? મીનલદેવીને હાવાં આપખુદી કોઇયે જોયાં છે?–તે જ બતાવેછે કે નથી મ્હારું હૈયું બદલાયું–કે નથી ત્હમારું."

મીનલને હેનું મહત્ત્વ ના જણાવાથી મુંજાલે સ્પષ્ટતાથી કહ્યું:

"એક ફૂલકુંવરને તો રીબાવી રીબાવી મારી નાંખી; બીજીને મારી નાંખવાનું મ્હારામાં જોર નથી."

આ સખત આઘાત જેમ તેમ ખમતી મીનલને મુંજાલે કહ્યું:

"બેડેલા પોપડા ઉપાડવા નહિં. ચાલે તેમ ચાલવા દેવામાં જ માલ છે."

"મુંજાલ! મ્હારી બ્હીક લાગેછે?"

"ના—મ્હારા પોતાના હૃદયની."

આમ ત્‌ય્હારે હજી હૃદયનો વિશ્વાસ રહે એટલો સંપૂર્ણ વિજય મળ્યો ન્હોતો. નિર્બળ માણસ પ્રબળ પ્રેમની જોડે યુદ્ધ હજી કર્યા કરતો જ હતો. કેમકે મીનલે ઉત્તરમાં પૂછયું: "આ પશ્ચાત્તાપપરથી નથી લાગતું કે હેવો વખત નહિં આવે?"

ત્હેના પ્રત્યુત્તરમાં મુંજાલ સાવચેતી સૂચવેછે:

"અત્યારે આપણાં હૈયાંપરથી નથી લાગતું કે હેવો વખત જરૂર આવે?"

રાણીનું દૃષ્ટિબિન્દુ જુદું જ હતું.

"ના, ના. મ્હેં ફૂલકુંવર ત્હને ખોવડાવી; બીજી મ્હારે અપાવવી જ જોઇયે."

આ હેની દૃષ્ટિ હતી; "કાશ્મીરાદેવીના સચોટ વચનથી ત્હેના વિચારો જુદી જ દિશામાં વળ્યા હતા; અને તેમ થવાથી નવાં દૃષ્ટિબિન્દુ, નવા ભાવો, નજરે ચઢયા હતા. **ત્હેના વિશુદ્ધ પ્રેમનું વધારે શુદ્ધ પ્રેમમાં રૂપાન્તર થયું હતું;** અને તે રૂપાન્તરથી મુંજાલને પરણાવવાનો ત્હેનો નિશ્ચય દૃઢ થયો હતો."

આપણે યાદ રાખવાનું છે કે "રાણી અને મુંજાલનો સંબન્ધ નિષ્કલંક અને શુદ્ધ હતો, ત્હેમની પવિત્રતા કલંકને સ્વપ્ને પણ આવવા દેતી નહિં."

આ વિરલ વિશુદ્ધ પ્રેમની દેવી, ઊંઘ ના આવવાથી, અગાશીમાં મુંજાલ સૂતો હતો ત્હાં ગઈ,–ઉપરની ચર્ચા થઈ છૂટાં પડયાં પછી પાછી તરત ગઈ. ફરી એ જ આગ્રહ, ઉભય પક્ષ વચ્ચે ખેંચતાણનો આગ્રહ, ચાલ્યો. મીનલદેવીને પોતાના "પાપનું પ્રાયશ્ચિત્ત" કરવું હતું; રાણીનું સ્વાર્થીપણું મ્હોટા મનના મુંજાલને જણાતું ન્હોતું, તે પ્રગટ કરવાને મીનલ કહેછે:

"મ્હારે અત્યારે બધું ભર્યું પૂરું છે. સ્નેહ-સમર્પણ કરવા મહારાજની યાદ છે. કલ્પનાનો આનન્દ ભોગવવો હોય તો તું છે." [શો અગમ્ય હૃદયગર્ત આ! પ્રેમનું આ અલિપ્ત સ્વરૂપ! પ્રેમવિના સ્વીકારેલા કર્ણદેવનું સ્મરણ સ્નેહ સમર્પવાનું ઠામ, અને પ્રેમનું પરમ આધારસ્થાન મુંજાલ તે તો કલ્પનાના આનન્દનો વિષય!—અને એમ જ કાંઈક ખરું હતું; વ્યવહારે મ્હોટી દિવાલ બેની વચમાં ચણી હતી. છતાં આ કાંઈક સત્યની એક બાજૂ જ હતી, ને તે નબળી બાજૂ.] "મ્હારું હૈયું ઠારવા જયદેવ જેવો જાયો છે,—માન ને ભક્તિની ભૂખ પૂરવા વહૂઓ છે. અને ત્હારે કોઇ નથી."

દેવીને મુંજાલનું અસહ્ય એકલાપણું ટાળવું હતું. એ એકલાપણાનું ભાન પ્રગટ કરવાને, કૃત્રિમ હાસ્યથી મુંજાલે "કેમ કોઇ નથી? તમે છો—જયદેવ છે–ત્રિભુવન છે"–એમ હૃદયનાં ઊંડાં, તેમ જ ઉપરનાં પડમાં વસનારાં પાત્રો ગણાવ્યાં ત્હારે, મીનલે સ્પષ્ટ કહ્યું:

"નામનાં—કહેવાનાં. ત્હને બધાની ખોટ છે. તું તો અરણ્યમાં એકલા ઊભેલા તાડ જેવો અટૂલો છે."

આ splendid isolation ખરું જોતાં બંનેનું હતું. તે ઉપરાંત એ અટૂલી સ્થિતિ બંને વચ્ચે વિશાળ ગર્ત પ્રગટ કરતી હતી. "સંસાર, મર્યાદા, નીતિ, મ્હને ત્હારાથી દૂર રાખેછે" એ વિચારથી પોતાની પણ અટૂલી સ્થિતિ કરતાં એ "વધારે અટૂલી સ્થિતિ" મુંજાલની હતી તે રાણીને વધારે સાલતું હતું. "ત્હારી ધાક બીજાને દૂર રાખેછે; એટલે તું તો એકલો ને એકલા જ."

આ એકલાપણું હવે વળી લગ્ન કર્યાથી લુપ્ત થશે? આપણને શંકા થાયછે તે જ શંકા મુંજાલે બતાવી, ને પૂછ્યું "કેવી રીતે?" તો મીનલ કહેછે: "ત્હને સંસાર જોરે સોનાની સાંકળે બાંધશે."

બંને દૂર એક બીજાથી બેઠાં હતાં, સંયમથી વાત કરતાં હતાં, છતાં "તેમનાં નયનોમાં અનિવાર્ય પ્રેમનાં પ્રતિબિમ્બો પડતાં હતાં." એ પ્રેમના સંયમ સાથે દેવી પૂછેછે: "ખરું કહે, ત્હને પોતાને નથી લાગતું કે તું એકલો અટૂલો થઈ ગયોછે?"

મુંજાલે આખરે ખરું કહ્યું. સજ્જનમહેતાની વાડીમાં "સ્વપ્નસૃષ્ટિના અનુભવ" થયેલા તે કાંઈક પ્રગટ કર્યા.

"ત્હારે મ્હારો જીવ છંદે ચઢયો હતો. મ્હને શેઠાણી યાદ આવ્યાં. જો ત્હેનો છોકરો જીવ્યો હોત તો મ્હને આટલું લાગત નહિં."

આમ છતાં, કહેછે: "પણ આટલી ઉમરે નવા પ્રયોગો કરવાની હિમ્મત નથી." કારણ? કારણ—"પછી આપણું શું?" એ પ્રશ્ન હજી મુંજાલને ખૂંચતો હતો. હૃદયે હૃદયને હજી જીત્યું ન્હોતું. મુંજાલની યુક્તિને પ્રેરણા આપનાર, ત્હેના બાહુને શક્તિ આપનાર, એક મીનલદેવીની હૃદયમાં વશેલી મૂર્તિ જ હતી. ત્હેનો ત્યાગ અશક્ય લાગતો હતો; કેમકે એ પ્રેરણા અને એ શક્તિ મુંજાલના "જીવનના તંતુએ તંતુ સાથે વણાઈ ગયાં" હતાં. તેથી જ હવે "નવો વણાટ વણવાની હિમ્મત ચાલતી" ન્હોતી, ને "મન પણ" ન્હોતું થતું.

પણ વધારે અલિપ્ત દૃષ્ટિથી જોનારી મીનલ કહેછે: "આપણે ખાતર જ ત્હારે પરણવું જોઇયે." સોમનો સંબંધ વચમાં પ્રવેશ પામતાં આ બે હૃદયોનો કલંકિત સંબન્ધ લુપ્ત થશે એમ મીનલની માન્યતા હતી. "જ્હાં સૂધી તું આમ એકલો રહેશે ત્હાં સૂધી આપણાં હૃદય કલંકિત રહેવાનાં." મુંજાલ ચમકયો. મીનલે વધારે ઝીણું પૃથક્કરણ કરી બતાવ્યું: "તું નથી પરણતો કારણ કે ત્હારાથી ચન્દ્રપુરની મીનલકુંવરી વીસરાતી નથી; હું મ્હારા ખરા હૃદયથી ત્હને પરણાવા નથી માગતી કારણ કે તું ચન્દ્રપુર આવેલો જુવાન નગરશેઠ જ છે એમ મ્હારું હૈયું માનવા માગેછે. બંને વિચારમાં પાપ છે."

'પાપ' શબ્દ મુંજાલને ઔચિત્યબાધક ભયંકર લાગ્યો, પણ આચારવિચારની તત્ત્વ-મીમાંસાએ ચઢેલી દેવીએ તત્ત્વ બતાવ્યું:

"હા. આપણે ડાહ્યાં છિયે—નીતિમાન છિયે છતાં પાપી છિયે એ કૈયાં એક નાવે નાચે

છે.—એટલું જ નહિં પણ એમ નાચ્યા કરવા માગેછે. એ બંધ કરવું જોઇયે."

મુંજાલને આ અશક્ય લાગ્યું. મીનલે બતાવ્યું—"એ એકે તાલે નાચવા દેવાની સુગમતા શા માટે આપવી?" "હું સતીઓમાં શ્રેષ્ઠ થાઉં તે ત્હારે જોવું જોઇયે."

"અને તમે છો જ; દેવી! આટલો પ્રેમ છતાં, આટલી સુગમતા છતાં, આટલા પ્રસંગ છતાં, હાવું સતીત્વ કોણ સાચવી રહ્યુંછે?"

મુંજાલની આચારના સતીત્વ ઉપર દૃષ્ટિ હતી. પણ મીનલની વિચારના સતીત્વ તરફ પૂજાભાવની નજર હવે હતી.

"તું કોઇ બીજાનો થાય તે મ્હને સાલેછે; કારણ હું ત્હને મ્હારો ગણુંછું. જ્યહાં સૂધી એ હૈયું સાલેછે ત્યહાં સૂધી તે નિમકહરામ છે. કોઇ જાણતું નથી પણ એ જીવતું જાગતું કલંક છે. એ કલંક ત્હને પરણાવી મ્હારે દૂર કરવુંછે."

આમ આ સ્નેહસાંધ્યાં હૃદયોને શું છોડી દેવાં જ?–કલંક દૂર કરવાના આ ઉપાયનું પરિણામ તો એ જ કની? મુંજાલને એ ભય થયો: "એટલે? તમારે મ્હારા પરથી હક દાવો ઉઠાવવોછે?"

મીનલનો ઉત્તર નવા દૃષ્ટિબિન્દુથી પ્રેરાયલો વિરોધાભાસભરેલો–પ્રેમના અગમ્ય સ્વરૂપમાં જ જે વિરોધાભાસની કૂંચી ગુપ્ત રહેલીછે ત્હેવા વિરોધાભાસભરેલો–મળેછે.

"ના, તું મ્હારો જ છે.—કાચા સૂતરને તાંતણે બાંધેલો."

આ વિરોધાભાસની કૂંચી આપણને તરત આપીછે.

"પણ મ્હારે એ તાંતણો શુદ્ધ અને દૈવી બનાવવો છે. હેમાં મ્હારે અપવિત્રતાનો અંશ પણ જોઇતો નથી. **મ્હારા હૈયાની મ્હારે આહુતિ આપવીછે.**"

આ વિરલ **હૃદયયજ્ઞ** કરવા કરાવવા સજ્જ થયેલી દેવી, એ વિષમ યજ્ઞના મુખ્ય ઋત્વિક્સ્થાને દીપતી, મીનલના હૃદયસ્વરૂપને કોણ હવે પ્રણામ નહિં કરે?

હેને તો એ જ હતું કે—એ હૃદયયજ્ઞ કર્યા વિના "મ્હારું સતીત્વ કેમ સિદ્ધ થાય? આપણી પ્રતિજ્ઞા કેમ પળાય?"

સંમાન તથા સ્નેહ ભરેલો, વિશુદ્ધિ મન્દિરના દ્વારના ઉંબરા ઉપર ઊભેલો મુંજાલ ઉદ્‌ગાર કાઢેછે: "દેવી! તમે ગુરુઓનાં પણ ગુરુ છો. આપણી પ્રતિજ્ઞા પાળતાં તો હૈયાનાં ટીપેટીપાં સૂકાઇ જશે."

છો સૂકાય: એ પ્રકારે જ હૃદયોમાં નવી દિવ્ય વાડીની લીલોતરી ખીલશે. તેમ એ વિષમ પ્રયોગ કરવાનું અધિકારી પણ આ વિરલ યુગ્મ જ હતું:

"મુંજાલ! હાવી પ્રતિજ્ઞા આપણા જેવાં જ કરે ને આપણા જેવાં જ પાળે. હેમાં જ આપણી મ્હોટાઈ છે–હેમાં જ આપણે રાચવું જોઇયે."

મુંજાલને પણ એ જ દૃષ્ટિ ગમી; જો આપણને સુબુદ્ધિ નહિં આવી હોત; જો આપણે કલંકિત થયાં હોત તો આજે પાટણનું નામ નિશાને ન હોત; આજે દેખાતા સૂર્યસમા તેજસ્વી ભવિષ્યનું કયહારનું એ ગ્રહણ થઈ ગયું હોત."

સુજ્ઞ વાચક જોશે કે આ "હૃદયયજ્ઞ"ના ઉચ્ચસ્થાન ઉપર આવવા માટે અધિકારનું બીજ આ યુગ્મના સંયુક્ત જીવનના આરમ્ભમાં જ વવાયલું હતું. આચારશુદ્ધિનું વ્રત, ક્રમે ક્રમે, ઉલટપાલટ હૃદયયુદ્ધ પ્રસંગોમાં થઈને મનઃશુદ્ધિ—હૃદયયજ્ઞના અગ્નિમાં થઈ પ્રાપ્ત કરેલી હૃદયશુદ્ધિ—ના શુદ્ધ કાંચનરૂપે દીપી સક્યું.

સોમ સાથે લગ્ન કરવાની સંમતિ મીનલે માગી; હજી મુંજાલ ચૂપ રહ્યો: બંને ઊભાં થયાં. મીનલ પાસે ગઈ, મુંજાલના ખભા ઉપર હાથ મૂકયો: "મુંજાલ! ખેદ કરવાનું કામ નથી."

એ ખેદ કરતો ન્હોતો. વિષમ હૃદયસંકડામણની દશામાં એક વિષમ પ્રશ્ન ઉકેલવાને મથતો હતો:

"હું તો એક મુનિમહારાજનો પ્રશ્ન સંભારુંછું:—'ત્યાગ મ્હોટો કે તૃપ્તિ?"

મુંજાલની હૃદયમથનદશાથી આંસુભીના નયને મીનલે પૂછ્યું: "તું શું ધારેછે?"

મુંજાલ પોતાના વિચારનો સ્વતંત્ર અધિકાર છોડી, આ વિરલ ધર્માચાર શીખવનાર ગુરુની આગળ પ્રપત્તિ જ ઇષ્ટ ગણેછે: "તમારી આજ્ઞા છે કે ત્યાગ મ્હોટો."

"પણ તું શું ધારેછે?"

"હું ધારતો નથી–હું તમારી આજ્ઞા પાળુંછું. ત્યાગ મ્હોટો, તૃપ્તિ નહિં." આમ વિશુદ્ધપ્રેમે બુદ્ધિને પણ પ્રેમપૂજ્યપાત્ર આગળ સોંપી દઈને માત્ર આચારની નહિં પણ વિચારની પણ સ્વામિતા અર્પી દીધી. માન, પૂજ્યભાવ, ઇત્યાદિ દિવ્ય ભાવથી સ્થિરનયને મીનલ ભણી જોઈ રહેતાં મુંજાલ બોલ્યો: "દેવી! તમે પાટણનાં ખરેખરાં જગદમ્બા છો!"

લક્ષણદર્શક ઉત્તર **મીનલ**નો આટલો જ હતો. "**મુંજાલ**! તે ત્હારેજ લીધે." આમ કહી ત્ય્હાંથી ઝપાટાબંધ ચાલી ગઈ.

આમ આ "હૃદયયજ્ઞ" ની પવિત્ર વેદિ ઉપરથી બંને જણાં યજ્ઞફલ પ્રાપ્ત કરીને છૂટાં પડયાં. "હૃદય અને હૃદયનાથ" વાળા પ્રસંગે પુષ્પધન્વાનો વિજય હતો, તેથી બ્હાવરી, મૌનભરી, ઊભી રહેલી **મીન**લને ઉન્મત્તવત્ ધસતા **મુંજાલે** ભુજયુગલમાં ભીડી તરત દૂર ધકેલી દીધી, એમ ક્ષણિક વિવશતા અને સત્વર પશ્ચાત્તાપને તાબે થઈ **મુંજાલ** છૂટો પડયો હતો; "ના જાઓ તજી હમને" એ પ્રસંગને અંતે "ઓ મ્હારા **મુંજાલ**!" કહી **મુંજાલ**ને કોટે વળગી પડેલી **મીન**લને **મુંજાલે** પ્રતિજ્ઞા, વ્રત, એ વાતનું સ્મરણ કરાવી સંયમ સાચવી બંને છૂટાં પડયા હતાં; તે જ **મીનલ** અને **મુંજાલ** આજ પ્રેમને અધિકતર દિવ્ય કક્ષાએ ચઢાવનારા હૃદયયજ્ઞની વિશુદ્ધ દીપ્તિ વડે તેજસ્વી થઈ, માનુષ પ્રેમોપચાર વિના છૂટાં પડયાં.—આ ત્રણ ક્રમ સુજ્ઞ વાચકની નજરમાં તરી રહેશે એમ આશા છે. વાચકે એ પણ જોયું હશે કે **ચન્દ્રપુર**માં **મીનલ** અને **મુંજાલ** બંનેનાં હૃદય સરખા બળથી, સરખા સ્નેહાકર્ષણથી, પરસ્પર જોડાયાં હતાં; **પાટણ**ના મહારાજા સાથે વ્યવહારલગ્નથી જોડાતાં વાંત, **મીન**લે એ આકર્ષણને વ્યવહારે માગેલી મર્યાદામાં પૂરી દીધું ત્ય્હારે **મુંજાલ** તેટલો સંયમી ન્હોતો રહી સકયો; **મીન**લે વ્રતથી ત્હેને બાંધ્યો, પંદર વર્ષ તે વ્રત બંનેએ સંયમથી સાચવ્યું; આખરે **મીન**લના 'હૃદયનો પુનર્જન્મ' થતાં એ વિવશ થઈ, પણ **મુંજાલ** દૃઢ રહ્યો,—માત્ર ક્ષણવાર પ્રબળ હૃદયયુદ્ધમાં નમતું મૂકી 'હું નથી પલટાયો' એ વચનને પ્રેમોપચારની મુદ્રા આપી તરત છૂટયો; વળી થોડા જ વખતના અંતરે "ઓ મ્હારા **મુંજાલ**!" કહી ઉપકારવૃત્તિના પડમાં ગૂઢ અગૂઢ રહેલા પ્રેમબળનો ઊભરો **મીન**લથી કઢાઈ જતાં **મુંજાલે** વ્રતનું સ્મરણ કરાવી દૃઢતા ચાલૂ રાખી;—પણ તે પછી ચાર પાંચ વર્ષને અંતરે **મુંજાલ**ના હૃદયે ઉથલો ખાધો, પરંતુ **મીન**લદેવીના હૃદયે ઉન્નત માર્ગ લીધો તે સાથે **મુંજાલ**ને પણ તે માર્ગે ખેંચી લઈ હૃદયયજ્ઞમાં બંનેનાં હૃદયની પૂર્ણાહુતિ કરી;—આમ ઉભયના હૃદયની ઉલટપાલટ ઉથલપાથલ થતી દશાઓના ક્રમ હૃદયશાસ્ત્રનાં ઊંડાણમાં આપણને ઉતારે છે.

આ યુગલનાં હૃદયોનો ઇતિહાસ **મંજરી** અને **કાક**ના હૃદયોના ઇતિહાસથી જુદા પ્રકારે જ રચાયોછે એ વાત ઉપર પણ લક્ષ ર્‌હોંટેછે. **મંજરી** અને **કાક** કાંઈક જુદી જ માટીનાં ઘડેલાં હતાં: **હેમને** **મુંજાલ** **મીનલ** જેવો વ્યવહાર અને હૃદયવ્યાપાર વચ્ચે વિરોધનો વિષમ પર્વત નડયો ન્હોતો;—એ પ્રસંગ જ ન્હોતો. તેમ વળી એ બંને યુગલોનાં લક્ષણબંધારણ પણ ભિન્ન હોવાથી એક યુગલના પ્રસંગો બીજા યુગલને પ્રાપ્ત થતાં પરિણામો જુદાં જ આવત એમ સહજ કલ્પી સકાય એમ છે. આ બે યુગલોના લક્ષણભેદમાં અન્વેષણ કરવું રસયુક્ત થાય એમ છે પણ સ્થલસંકોચને લીધે આટલા દિગ્દર્શનથી જ સંતોષ માનવો પડેછે.

એટલું માત્ર કહુંછું કે આ દર્શનમાં સ્પષ્ટ રીતે રા. કન્હૈયાલાલની પાત્રસૃષ્ટિ ઊભી કરવાની વિરલ કલા પ્રગટ થાયછે. **શે**કસ્પીઅર જેવી શક્તિ મ્હેં કહીછે તે માત્ર આ વિષયમાં: **શે**કસ્પીઅરના અન્ય મહાન્ ગુણો, તત્ત્વદર્શનનાં ઊંડાં તત્ત્વોને કવિત્વકલાના સુન્દર પ્રદેશમાં ગૂંથવાની શક્તિ, નાટકકથામાં સમાવેલા ઊંચા હેતુઓની દૃઢ રીતે પ્રવર્તતી પ્રતિભા, ઇત્યાદિ એ વિશ્વના મહાકવિના ગુણો તો અપ્રાપ્ય જ છે એ કહેવાની જરૂર નથી. તથાપિ રા. કન્હૈયાલાલની સ્રષ્ટૃત્વશક્તિનું એક વિલક્ષણતાસાધક સ્વરૂપ અહિં નિદર્શન રૂપે નોંધવાનું મન થાયછે. રા. કન્હૈયાલાલનાં સરજેલાં પાત્રોની વ્યક્તિતા સુરેખ, અનન્ય, અનન્વયરૂપ ( incommensurate ), ટંકાયલી, त्वष्ट्रेव शाणोल्लिखिता विभाति, **વિશ્વકર્માએ** સરાણ ઉપર ઉતારી કાપી કાઢેલી હોય તેમ દીપેછે. **મુંજાલ**, **કાક**, **મંજરી**, **મીન**લદેવી, ઇત્યાદિ પાત્રો તે અન્યની ઉપમાથી પરિચય અપાય હેવાં નથી, એ તે એ જ, અન્ય નહિં—એમ અનન્વયઅલંકારનું તત્ત્વ હેમની વ્યક્તિતામાં પ્રવિષ્ટ થયેલું નજરે પડેછે. એ પાત્રો અનિશ્ચિતરેખાવાળી શિથિલ વ્યક્તિતાનાં નથી; અમુક વર્ગનાં type—નમૂના—રૂપ નથી. જગત્‌માં સોધવા જઇયે ને જરાક શ્રમ લઇયે તો **વિદ્યાચતુર**, **માનચતુર**, ગુણસુન્દરી, વગેરે તો શું પણ બુદ્ધિધન અને **સરસ્વતીચન્દ્ર** અને કુમુદસુન્દરી પણ જડે ખરાં; એ અમુક વર્ગનાં type—પ્રતિનિધિભૂત—રૂપ છે, સમર્થ હાથથી ઘડાયલાં છતાં વ્યક્તિતાના અંશમાં અનન્વય પામનારાં, **અનન્ય**, નથી; ત્ય્હારે રા. કન્હૈયાલાલની સૃષ્ટિમાં

વ્યક્તિતાના ઉપર કહેલા વિલક્ષણ ગુણો મ્હને જણાયછે.

ઉપર ચર્ચેલા પ્રચંડ 'હૃદયયજ્ઞ' પછી મીનલ અને મુંજાલનાં જીવનતત્ત્વની શી દશા થઈ હશે? કવિયે એ જીવનપ્રદેશમાં કાંઇક ઝાંખી કરાવીછે. સોમસુન્દરી જોડે લગ્ન કરાવીને એ યજ્ઞનું પ્રકરણ પૂર્ણ કરવાનો પ્રયાસ નિષ્ફળ જ ગયો. સોમસુન્દરી અણધાર્યા પ્રસંગોના ભારથી દબાઈ જ ગઈ; લગ્ન ના જ થયું; આ પરિણામ લાવવામાં કવિનું કલાચાતુર્ય પ્રગટ થાયછે. સોમની સાથે લગ્ન કરાવ્યું હોત, તો મુંજાલના હૃદયની સરિતાનો પ્રવાહ બદલી નાંખી બધું કવિ કથળાવી નાંખત—એમ થાત. આ તો એ મહાન્ હૃદયનો અગાધ સાગર અગમ્ય જ રહેછે.

ક્ષણભર આ સુરેખ સોમસુન્દરીની મધુર મૂર્તિ જોવાનું મન થાયછે; વાર્તામાં ગૌણ સાધનરૂપે હેના વૃત્તાન્તની ગૂંથણી છે, છતાં હેનો ચમત્કાર આકર્ષક છે, હેનો વૃત્તાન્ત સહેતુક વર્ણાયોછે. સજ્જન મંત્રીની વાડીમાં કૃષ્ણદેવરૂપે ગુપ્તવેશે આવેલા ખેંગાર જોડે સોમસુન્દરીનો અકસ્માત્ સમાગમ થતાં લાજાળ મુગ્ધાના હૃદયમાં અજ્ઞાત આછું પ્રેમકુતૂહલનું બીજ કાંઇક રોપાયું; પરંતુ તે પછી કોઇ પ્રસંગો આપણા જોવામાં આવતા નથી; કૃષ્ણદેવ તો રાજખટપટ માટે આવેલો નગરચર્યા અને નગરનારીઓની ચર્ચાની વચ્ચે વખત ગાળતો જણાયછે; પછી કાશ્મીરાદેવી સોમસુન્દરીનું માગું કરી આવેછે—માગું નહિં, પણ યુક્તિથી એ મનોરથ સોમની માના હૃદયમાં વાવી જાયછે; પણ વિધિની યોજના જુદી છે;—કાવત્રાંખાજોના મંડળમાં ભંગાણ પડયા પછી મુંજાલ સોમસુન્દરી તથા હેના ભાઈ લક્ષ્મણને કૃષ્ણદેવ જોડે વાત કરતાં દેખેછે, સોમસુન્દરીમાં ફૂલકુંવર ફોઈની સૌંદર્યરેખાઓ મુંજાલ જુવેછે અને કાંઇક અજ્ઞાત આર્દ્રતા સાથે અજ્ઞાત અંકુર ફુટેછે—પણ તે કુસુમફલરૂપ થે એટલા બળમાં નહિં: લક્ષ્મણ ચાલ્યો જાયછે, સોમ છાની માની પાછી આવેછે;—કૃષ્ણદેવે સોમ જોડે સંબન્ધ વધારે કેળવી હેની જોડે લગ્ન કરવાનું વચન લીધું હતું; એ વચન પાળવાની માગણી કૃષ્ણદેવ કરેછે. હેને ઉતાવળ છે. એ ખેંગાર તરીકે ઓળખાઈ જાય તેથી પાટણ છોડી જવું છે પણ જતાં જતાં પાટણની સુન્દરીનું હરણ કરી જવુંછે; સોમને ખેંગારની ઓળખ પડતાં લગ્ન તરફ વિમુખતા થાયછે; ખેંગાર બળથી હરણ કરી જવા મથેછે;—તે જ ક્ષણે ગુપ્ત રહી બધો ખેલ જોઈ રહેલો મુંજાલ ખેંગાર જોડે ખડ્ગયુદ્ધમાં જોડાયછે, ખેંગાર હારેછે, સોમ છૂટેછે; ઘરમાં જતી રહેછે; અહિં વળી પેલા અંકુરને થોડુંક જલસિંચન આ પ્રસંગથી થાયછે;—પણ શોષક પ્રસંગ ભાવિમાં સંતાયલોછે. બીજો પ્રસંગ વળી વધારે પ્રબળ આવ્યો. ખેંગારની યુક્તિયોને પરિણામે સોમસુન્દરી પિતૃભક્તિ તથા પાટણ તરફ પ્રેમ એ બળ કરતાં જૂનાગઢની ગાદી અને ખેંગારની મોહની એ બળેના સવેગ પ્રભાવને વશ થઈ ખેંગાર સાથે છાનીમાની જતી રહેવા નીકળી; ખેંગાર અને સોમસુન્દરી બ્હાર પડયાં તે પછી તરત જ અન્ય પ્રયોજને નીકળેલો મુંજાલ અણધાર્યો આવી ચઢતાં ખેંગાર મુંજાલ ઉપર તરવાર ઉગામી પ્રહાર કરવા જાયછે. ત્હાં, મુંજાલને ઓળખી "ફૂવા!" કહી સોમ વચમાં તૂટી પડી અને ખેંગારની તરવાર સોમને જ વાગી. સોમ ઘવાઈ, બેશુદ્ધ થઈ પડી, ખેંગાર નાઠો; મુંજાલે સોમને ઓળખી ન્હોતી; મોડે થકી ઓળખી હેને રાજગઢ લઈ ગયા.—આ પ્રસંગે વિશેષ જલસિંચન કર્યું. પરંતુ વખત વીતી ગયો હતો. સોમ આ માંદગીમાંથી બચી નહિં. પ્રબળ સંનિપાતની વચમાં વૈદની માત્રાથી ક્ષણિક સ્થિરતા આવતાં સોમે મુંજાલને જોતાં "ફૂવા!" એટલું સંબોધન કર્યું; "ઓ, બ્હેન હું છું." મુંજાલે આર્દ્રતાથી કહ્યું, "કેમ છે?" સોમ પાછી સંનિપાતની લવરીએ ચઢી: "દોડો, દોડો, ફૂવાને પેલો ખેંગાર મારી નાંખશે." "અત્રે બેશી શું રહ્યાંછો?—ઓ—ઓ—ખસો—મ્હને ઊઠવા દો—ઓ પેલી તરવાર કાઢી—ખસો." "ત્હમને કોઇને શું? ફૂવા! જો પેલો આવ્યો. ઓ—ઓ—ફૂવા જશે તો પાટણનું શું? પકડો—પકડો—ઓ—ઓ—" આ લવારાને અંતે સોમસુન્દરી મરણવશ થઈ.

સોમસુન્દરીએ લવારામાં કહી દીધું હતું તેમ મુંજાલ અને પાટણ એ અભેદ્ય જોડાયલાં હતાં; અને પાટણનું ભાવિ ઘડનાર મુંજાલ હતો એ ભાનથી પણ સોમનું હૃદય મુંજાલમાં જોડાયલું હશે. પાટણની પ્રજાના ભાવનો ઇશારો એ વચનમાં છે. અને ખેંગારને ઓળ-

ખતાં હેનાથી પ્રથમ પ્રસંગ વખત સોમ છૂટી તે વખતે મુંજાલે સ્વગત કહ્યું હતું:

"હાવી છોકરીઓ હશે ત્યહાં સૂધી જ પાટણનો જયવારો છે."

આ સોમસુન્દરી આમ આખર ટકી નહિં. મંજરી, મુંજાલ, ઇત્યાદિ પાત્રોની સઘન દ્દઢતા આ સુકુમાર કુસુમકળીમાં ન્હોતી, તેથી તે ખરી પડી. અને કવિની યોજના સહેતુક જ છે. મુંજાલના હૃદયને ઘડવા માટે આ એક આડકતરો પ્રસંગ આપવા પુરતી જ આછી ચન્દ્રલેખા જેવી આલેખાઈ છે. કલાશેષ ચન્દ્રલેખાની પેઠે આકાશમંડળમાં જરાક આવી જરાક વારમાં લુપ્ત થઈ. એ ચન્દ્રલેખા લુપ્ત થતાં, મુંજાલના સંયમી હૃદયમાં છાનાં આંસુ પડયાં હશે તે ગણ્યાં નથી, આંખ્યમાંથી એક જ આંસુનું ટીપું પડયું–એમ કવિ કહેછે. મીનલે મુંજાલને બ્હાર મોકલ્યો. પાછળથી આવી મીનલે ખૂબ રોતાં રોતાં કહ્યું. "મુંજાલ! બહુ ખોટું થયું." રુવે જ; સોમના મરણની સાથે મુંજાલના હૃદયની સ્થાપનાના બધા મનોરથ મીનલના ભાગી પડયા.

ટાઢાશથી મુંજાલે જવાબ વાળ્યો: "મ્હેં શું કહ્યું હતું? મ્હને સુખનો અધિકાર નથી."

થયું! આ હૃદયના ઉપર કાળનું આવરણ ઢંકાયું. મીનલે કહ્યું હતું તેમ એ અરણ્યમાં ઊંચા તાડના જેવો અટુલો રહ્યો. વાર્તાને અંતે, લાટને જીતવાના, લાટને ગુજરાત બનાવવાના, ભારે કામ માટે મોકલેલા કાક તથા ત્રિભુવનપાલ, અવન્તી પાછા જવાની પ્રબલ ઇચ્છાને માન આપી મુંજાલે અનુજ્ઞા આપેલો હેનો નવો પ્રાપ્ત થયેલો, હમેશનો ઓવાનો, પુત્ર કીર્તિદેવ, એક હોડીમાં બેશી સરસ્વતી ઓળંગતા ચાલ્યા; બીજી હોડીમાં ચાર પાંચ યુવતીઓ જોડે બેઠેલી કાશ્મીરાદેવી તથા મંજરી ટોળ ટપ્પા ચલાવતાં હતાં, મંજરીને મન પાટણના બધા નર વ્હેંતિયાં હતા, એક શિવાય–તે વચન ઉપર આનન્દવાર્તા થતી હતી, તે વખતે "ઓવારા પર બધાથી નિરાળો, ટટાર, બની પાટણની સત્તાનો પ્રતિનિધિ, દુઃખભીની આંખ્યે જોઈ રહ્યો હતો. તે સ્વસ્થ લાગતો (હતો)—અરણ્યમાં એકલું એક મહાવૃક્ષ ઊભું હોય તેમ; પણ તે સ્વસ્થતા, તે એકલતા, દયાજનક લાગતી હતી."

ત્રિભુવનપાલ, કાક અને કીર્તિદેવનું નાવ ચાલ્યું; કાશ્મીરા અને મંજરીવાળા મંડળનું નાવ ચાલતું હતું;—

"અને, મુંજાલે દેખીતી સ્વસ્થતાથી દૂરને દૂર જતી નાવડીઓ તરફ જોયા કર્યું."

[ખરે! પોતાના હૃદયની ઊંડી, મધુરી, રસભાવનાઓ જીવનસ્રોતમાં દૂર ને દૂર સરી જતી હતી, સરી ગઈ હતી, ત્હેનું આ નાવડીઓ સ્થૂલ પ્રતિબિમ્બ જ હતી!]

"બિચારા મામા છે ત્યહાં સૂધી એકલા જ રહેવાના;" ત્રિભુવનપાલે નાવમાં બેઠે બેઠે કહેલા આ આર્દ્ર વચનના ઉત્તરમાં કાકે કહ્યું.

"પણ એ છે ત્યહાં સૂધી જ પાટણનો પ્રતાપ રહેવાનો."

આમ "ગુજરાતનો નાથ †" એકલવૃક્ષ પેઠે ઊભેલો જોઈને આપણે હવે ત્હેની સાથે મૌન ધારણ કરીશું.

---

† "ગુજરાતનો નાથ" કોણ? જયદેવ? કે ત્રિભુવનપાલ કે કાક? કે મુંજાલ?—આ કોયડે વાચક આગળ આ વાર્તાકારે મૂકયોછે; મ્હને કોયડાનો ઉત્તર જડયો તે પ્રમાણે અહિં દર્શાવ્યોછે.—ન. ભો.




[ "પાટણની પ્રભુતા" પછીના સમયની વાર્તા. ]

## વિભાગ પહેલો.

### ઐતિહાસિક નોંધ.

પંચાસરના રાજા **જયશિખર**નો વીર પુત્ર **વનરાજ** ગુજરાતના મધ્યકાળના ઇતિહાસનો સૂત્રધાર છે. સંવત ૮૦૨ માં ત્હેણે **અણહિલવાડ પાટણ** (હાલ કહેવાતું કડી–પાટણ) સ્થાપી, ભાવિ ગુર્જરસામ્રાજ્યનું પાટનગર સ્થાપ્યું. સંવત ૯૯૮ માં સોલંકી વંશના શૂરવીર **મુળરાજે** મામા પાસેથી ત્હેની ગાદી પચાવી પાડી: ગુજરાતને સંસ્કૃત કરવા બ્રાહ્મણો ન્હોતરી રાજ્યમાં તેમને શ્રેષ્ઠતા આપી; ગિરનારના **ગ્રહરિપુ**ને તાબે કરી, કચ્છના **લાખા**ને મારી, **લાટ**ના સેનાપતિને હરાવી ત્હેણે પાટણની સત્તા વધારી. ત્હેના પુત્ર **ચામુંડે** **લાટ** લીધું. (ઈ. સ. ૧૦૨૪) સંવત ૧૦૮૦ માં જ્યારે ત્હેના પૌત્ર **ભીમદેવ**ના હાથમાં પાટણ હતું ત્યારે **મહમદ-ગીઝની**એ પોતાની **સોમનાથ**ની સવારી કરવા જતાં ત્હેને તોડ્યું; **મહમદ** પાછો ગયો એટલે શૂરવીર **ભીમે** તે પાછું લઈ લીધું, અને **પાટણ**નું રાજ્ય વધાર્યું.

ભીમ તેનો મ્હોટો પુત્ર ક્ષેમરાજ વાનપ્રસ્થી થયો, અને ન્હાનો છોકરો કર્ણ સંવત ૧૧૨૮ માં પાટણની ગાદીએ આવ્યો. ત્હેણે હાલ અમદાવાદ છે ત્યાં કર્ણાવતી સ્થાપ્યું અને ગુજરાતના રાજ્યને વધારી કાઠીયાવાડનો કેટલોક પ્રદેશ પોતાને હાથ કર્યો.

તે ચંદ્રપુર (દક્ષિણ)ની રાજ્યકન્યા મિનળદેવીને પરણ્યો અને ત્હેને જયદેવ થયો; સંવત ૧૧૫૦ માં કર્ણ દેવલોક પામ્યો. વાનપ્રસ્થી થયેલો ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ એક વીર પુત્ર ત્રિભુવનપાલને મૂકી કાવત્રાંનો ભોગ થઇ, બળી મૂઓ. કેટલાંક બીજાં કાવત્રાંઓ પણ થયાં; એ બધામાંથી બચી જઈ મુંજાલ મહાઅમાત્ય અને શાન્તુ અને ઉદા બે મંત્રીઓની મદદથી જયદેવને ગાદી મળી. મિનળદેવીએ ગુજરાતનું રાજ્યતંત્ર હાથમાં લીધું. આ પ્રસંગ મ્હારી "પાટણની પ્રભુતા"માં આલેખવામાં આવ્યો છે.

પાટણના રાજાઓને મુળરાજના વખતથી બે વિગ્રહો સદાયે કરવા પડતા: એક, ગિરનારના સોરઠી રા' સાથે; અને બીજો, માલવાના નરેશ જોડે. આ પ્રસંગે કચ્છ, થોડોક કાઠિયાવાડ અને દમણથી માંડી પાટણ સુધીનો ગુજરાતનો પ્રદેશ સોલંકીઓને તાબે હોય એમ જણાય છે: લેખક.

## પ્રકરણ ૧ લું.

## સરસ્વતીને તીરે.

સંવત ૧૧૫૪ ના શિયાલાની એક રાતે કડકડતી ઠંડી પડતી હતી. પાસે વ્હેતી સરસ્વતીના નીરનો ગંભીર રવ રાત્રિની શૂન્યતામાં ભયજનક થતો હતો; ત્હેના સીકરોથી શીતળ થયેલો પવન, શિયાલો ભૂલાવી, ચોમાસાના હિક્કલનું ભાન કરાવતો હતો. રાત્રિ એવી હતી કે ઘરને ખૂણે કે પ્રિયતમાના પાશમાંજ પડી રહેવું પસંદ પડે; છતાં ચારસેં પાંચસેં માણસ પાટણને સ્હામે કીનારે ઉઘાડામાં પડ્યાં હતાં. છૂટી છવાઈ તાપણી કરી ટાઢ ઉરાડવાનો પ્રયત્ન કેટલાક કરી રહ્યા હતા; બાકીના તાપણીઓની આસપાસ સુઇ ગયા હતા, અથવા તો સુવાનો પ્રયત્ન કરતા હતા; ગણ્યા ગાંઠ્યા ઉંઘવાનો વિચાર નહિ હોવાથી, ટુંટીયું વાળી બેસી રહ્યા હતા. અંધારામાં તાપણીનાં અસ્થિર બળતાં, વિચિત્ર છાયાઓ નાંખી રાત્રિને વધારે ભયંકર બનાવતાં હતાં. આખો દેખાવ જાણે પિશાચોનું સંમેલન હોય એવો લાગતો હતો.

આમાંની એક તાપણી આગળ એક જુવાન પગ લંબાવી અડધો પડ્યો હતો. તે ત્હેણે ભોંય પર પડેલી ઢાલ પર માથું મૂકી ઉશીકું કરવાનો ઇરાદો કર્યો લાગતો હતો. ત્હેનો માથાનો ફેંટો તે સોરઠ તરફનો હોય તેમ સૂચવતું હતું. અને તરવાર રાખવા ઘોતીયું કે ખેશ આમળી પહેરવામાં આવતો કમરબંધ પણ ત્હેની ઉપર નાંખ્યો હતો. ત્હેની તરવાર મ્હોં આગળ પડી હતી. પણ ત્હેની આંખોમાં ઉંઘ ન્હોતી. તે હાથમાં લાકડાનાં છોડીયાં લઇ તાકી તાકીને દેવતામાં મારતો હતો. એની તાપણી આગળ બીજાં કોઇ માણસો ન્હોતાં અને જરા દૂર એક ઝાડને અઢેલી બે માણસ ટુંટીયું વાળી બેઠા હતા. કોઇ કોઇની સાથે બોલતું ન્હોતું.

આ યુવક પચ્ચીશેક વર્ષનો લાગતો હતો. ત્હેનું મ્હોડું જરા શ્યામલું પણ રૂપાળું હતું; ત્હેની આંખો મ્હોટી, ભભકદાર હતી અને થોડી થોડી વારે જાણે મજાકમાં નાચતી. ત્હેનું શરીર સશકત, અને ઘાટીલું હતું; ત્હેનો પહેરવેશ ત્હેને હાથે પહેરેલી પ્હોંચીઓ, અને બાજુબંધ, કાને કુંડલ અને ડોકે ન્હાનો સોનાનો હાર તે કોઈ સુખી માણસ હોય એમ દેખાડતાં હતાં; અને ત્હેની બેસવાની છટા, અને મુખ પર પથરાયેલી નીરાંત અને બેદરકારી તે ઉચ્ચ કુટુંબનો સુભટ હોય એમ સૂચવતાં હતાં.

થોડી વારે એક દોડતી આવતી સાંઢણીનાં પગલાં સંભળાયાં; તરત તે સાંઢણી બેથે પડી હોય એવો અવાજ આવ્યો. પછી શાન્તિ પ્રસરી રહી. તાપણી આગળ બેઠેલો યુવક

તેમનો તેમ બેસી રહ્યો. હેને મન દેવતામાં છોડીયાં નાંખવા કરતાં વધારે આકર્ષક કામ કાંઇ પણ હોય એમ લાગ્યું નહિ.

જે દિશામાંથી સાંઢણી પગલાંનો અવાજ આવ્યો હતો તે તરફથી એક પુરુષ ઉતાવળો આવ્યો અને આ યુવકને જાગતો જોઇ હેના તરફ વળ્યો.

નવો આવનાર વીશ બાવીશ વર્ષનો લાગતો હતો. તે શસ્ત્રથી સજ્જિત હતો; હેને કમરે તરવાર અને જમૈયો, ખભા પર ઢાલ અને હાથમાં મ્હોટી લાકડી હતી. તે બેઠેલા યુવક તરફ ફર્યો, અને પળ વાર બન્ને જણ એક બીજાને જોઇ રહ્યા. માથાના ફેંટા શિવાય બન્નેના પહેરવેશ સરખા હતા. માત્ર બીજાને શરીરે ઘરેણાં નહિ જેવાં હતાં. બન્ને ઉંચા, કદાવર, સ્વરૂપવાન હતા; બન્નેની આંખમાં બુદ્ધિની ધારો ચમકતી; બન્નેનાં ભવ્ય કપાળે સુખડનાં ત્રિપુંડ શોભતાં; બન્ને ગુજરાતી યોદ્ધાઓ લાગતા; બન્ને, જે યોદ્ધાઓએ સોલંકીઓની સરદારી હેઠલ દિગ્વિજય કરવા માંડયો હતો તેમાંના દેખાતા હતા. છતાં એ બેમાં ફેર ઘણો હતો. નવો આવનાર વધારે ઉંચો હતો; હેની આંખો ન્હાની અને વધારે તેજદાર હતી; હેનું શરીર વધારે કસાયેલું અને સુકકું લાગતું. બેનાં વ્યક્તિત્વ જુદાં જ હતાં. બેઠેલા યુવકનું ગોળ મ્હોઢું, મ્હોટાં નસ્કોરાં, પહોળી આંખો મૃગપતિ હિંમત અને સત્તાનો શોખ સૂચવતાં; નવા આવનારની અણિયાલી આંખો, દૃઢ, સખ્ત મુખ, સાંકડું તીણું નાક, ગરૂડરાજની સચોટ તરાપ, શક્તિ, સાવધાનતા દર્શાવતાં. એક નીડર, શાન્ત લાગતો: બીજો દૂરઅંદેશી, સ્વસ્થ જણાતો. પશુરાજ અને વિહંગનાથ-સિંહ અને ગરૂડ-એ બેની જ મુખમુદ્રા ચારિત્ર્યશાળી મનુષ્યોની હોય છે. એ બન્ને પ્રકારના આ નમૂના હતા.

"ભાઈ!" નવા આવનારે બેઠેલા યુવાનને પુછ્યું. "પાટણના ભીમનાથના આરાનું ઉત્રાણ અહિયાં કે?"

બેઠેલા યુવકે હાથમાં લીધેલું છોડીયું જરા વાર તોળ્યું, અને જરા પણ હાલ્યા વિના શાન્તિથી જરાક ટોળમાં જવાબ વાળ્યો: "જી હા! પૂછવાનું કાંઈ કારણ?"

"મ્હારે પાટણ જવું છે. હોડી કયાં આગળ હોય છે? અહિંયાજ કે?" જરા અધીરાઇથી નવા આવનારે કહ્યું.

સ્હામું બેઠેલો યુવક જરા મજાકમાં હસ્યો અને પોતાની પ્હોંચી ઉંચી ચ્હડાવી "ત્યારે તમ્હારૂં ધારવું એવું છે કે અમ્હે બધા મૂર્ખા છીયે?"

નવા આવનારે ભ્રુકૂટી ચડાવી. બેઠેલા યુવકની શાન્ત મજાકથી હેની અધીરાઈએ ગુસ્સાનું સ્વરૂપ પકડ્યું. "કેમ?" હેણે સખ્તાઈથી પૂછ્યું. "હોડી કયાં ગઈ?"

"પેલે પાર છે. ત્યાં જશો તો હોડી મળશે."

"ત્યારે કેમ જવાય? મ્હને ઘણું જરૂરનું કામ છે."

"એક રસ્તો છે."

"શો?"

"વિમાને ચડીને જવાનો." બેઠેલા જુવાને જવાબ આપ્યો: "બોલો, છે વિચાર?"

"મશ્કરી કરો છો?" નવા આવનારે જરા ગુસ્સાના આવેશમાં પુછ્યું. હેની ઉંડી આંખો ચમકી રહી.

"જુઓ, ગુસ્સો કરવાનું કામ નથી. ટાઢ છે, આખી રાત આમ ગાળવી છે એટલે ગમ્મત વિના વખત કેમ જાય? આવો, આમ બેસો," આમ કહી બેઠેલા યુવાને ભોંય પર પડેલી પોતાની તરવાર પાસે ખેંચી લઈ જગ્યા બતાવી. "પાટણ હમણા ખૂણો લઇ બેઠું છે" તિરસ્કારભર્યું તે ફરીથી હસ્યો અને હાથમાંનું છોડીયું અગ્નિમાં નાંખ્યું.

"શું?" જરા દૂર અંધારામાં ઝાડ નીચે બે જણ બેઠા હતા તેમાંનો એક જણ બોલ્યો. બન્ને યુવકો તે તરફ ફર્યા. પેલા બે જણ હોડી પ્હોડી, મ્હોડું ઢાંકી બેઠા હતા. એકની પાઘડી સફેદ હતી અને બીજાની લાલ હતી એટલું જ તેઓ પારખી શક્યા. લાલ પાઘડીવાળો આ બોલી ઉઠયો હતો; પણ વધારે બોલતાં હેને બીજાએ હાથ ખેંચી અટકાવ્યો.

"એટલે? મ્હારે જરૂર અત્યારે પાટણ જવું જ જોઇએ. અહિયાંથી તરીને પાર જવાય તેમ નથી?" અનુભવી તરનારની નજરથી નદીનો પટ માપવાનો પ્રયત્ન કરતાં નવા આવનારે કહ્યું.

"હા બરોબર છે. પેલે પાર કિનારે તાપણી વિના ઠુંઠવાઇ મરશો; ને ગામમાં પેસશો તો હુકમ વિરુદ્ધ નદી ઓળંગ્યા માટે હાથીને પગે થશો" જરા હસતાં બેઠેલા યુવકે કહ્યું.

"ત્યારે શું કરૂં?"

"મ્હારૂં માનો તો બેસો. ઉતાવળ તે કાંઈ તમ્હને એકલાને છે? દરરોજ આટલા લોકો આવીને પાછા જાય છે, તેમ્હાં આજ તમ્હે વધારે."

"પણ આમ રસ્તો અટકાવવાનું કાંઇ કારણ?"

"પૂછો જઇને સજ્જન મંત્રીને. માલવાનો રાજા ચઢી આવ્યો છે તે ખબર નથી?"

"તે તો ખબર છે" નવા આવનારે કહ્યું. "તેમાં તો હું ત્રિભુવનપાળ મહારાજનો સંદેશો લઇ [૧] લાટથી આવ્યો છું. પણ એ તે માલવસેના કેટલીક પાસે આવી છે."

"પાંચ હાથ આવી હોય કે પચાસ ગાઉ. વાણીયાના રાજમાં બધુંએ સરખું."

"ત્યારે શું તે મેદાને નથી પડયા?" નવા આવનારે બેસી તાપવા માંડતાં કહ્યું.

"નારે. સજ્જનશાને પાટણ સોંપી સમાધાન કરવા ગયા છે."

"સમાધાન! મ્હારા મહારાજ તો લશ્કર લઈને આવે છે."

"ત્યારે ત્હેને કહો કે જાવો પાછા—જ્યાંથી આવ્યા હો ત્યાંથી."

"જયદેવ મહારાજ—"

"તે પાપ ધોવા ગયા છે. સંભળાય છે કે તે દ્વારકા આગળ આનંદ કરે છે. પછી અવન્તિનાથને યુદ્ધ આપવાની કોને ફૂરસદ હોય; એ તો ઠીક છે. પૈસા છે એટલે ગમે તેમ વાણીયા વિદ્યા કરી સેનાપતી *ઉબકને પાછો મોકલીશું" પહેલાં બેઠો હતો તે યુવકે તિરસ્કારથી હસીને કહ્યું: "વારૂ! પણ—તમ્હે કયાંના?"

"લાટનો. તમ્હે?"

"હું સોરઠનો છું. જુનાગઢ—જુનાગઢ પાસે વંથલી છે ત્યાંનો છું. તમ્હારૂં નામ શું? મ્હારૂં તો કૃષ્ણદેવ."

"મ્હારૂં નામ કાક" નવા આવનારે જવાબ આપ્યો. "આ તો જુલમ છે? મ્હેં આજે વીશ દિવસ થયાં શ્વાસ ખાધો નથી; અને અહિંયાં તો સમાધાનની વાતો ચાલે છે. મ્હારા મહારાજ પણ દોડતી સ્વારીએ આવી પહોંચશે."

"તે શું હાથી પર બેસીને આવે છે? આવશે ત્યારે માલવીઓ તો પાછા જશે."

"ના. હું સમુદ્રવાટે ખંભાત થઇ આવ્યો. તે પગ રસ્તે લશ્કર સાથે નીકળ્યા છે."

જરાક મજાકમાં આંખ મીચી કૃષ્ણદેવે પૂછ્યું: "કેમ ઉદાકાકા આનંદમાં?"

"તમ્હે શ્રાવક છો?"

જવાબમાં કૃષ્ણદેવ ખડખડાટ હસ્યો. "નારે ભાઇ!" જ્યારે હસવું ખળાયું ત્યારે ત્હેણે જવાબ દીધો: "હું તો પાટણ પહેલી વખત આવું છું ને આ બધાનાં તો મ્હેં નામ સાંભળ્યાં છે—જોયા પણ નથી. પણ ઉદા મ્હેતાની ખ્યાતિ તો ઘણી સાંભળી છે. એ તો ખંભાતનો માલીક થઈ પડયો છે. એની ખ્યાતિ ખરી છે કે માત્ર વાતો જ?"

"એના ખરા દમામ આગળ ખ્યાતિનો હિસાબ નથી. પાટણનો ધણી તો નથી જોયો; પણ ખંભાતના ધણીની સત્તા ને સમૃદ્ધિ આગળ કોઇનો હિસાબ નથી."

"આવા બધા છે તેમાં જ પાટણના ધણીનું કાંઇ ચાલતું નથી તો."

"કેમ?" કાકે પુછ્યું.

"શાન્તુ મ્હેતો રાજા, ઉદા મ્હેતો રાજા, મુંજાલ મ્હેતો રાજા—પછી બીચારા જયદેવ મહારાજને રાજા થવાને રસ્તો જ કયાંથી હોય?"

"કૃષ્ણદેવ! પાટણને પાધરે બેસી પાટણના જ રાજાની નિંદા કરો છો કે?" કૃષ્ણદેવના આનંદી સ્વભાવને ખીલવવા કાકે ઠપકો દીધો. પણ અચાનક પાછળ ફરતાં ઝાડને ઓથે બેઠેલા પેલા બે જણને કાંઈ કાનમાં વાત કરતા ત્હેણે જોયા.

"નિંદા શાની? ભલે ને જોઇએ તો જયદેવ મહારાજ સાંભળે."

"જો તમ્હે કહો એમજ હોય ત્યારે તો ઘણું ખોટું. એના કરતાં તો અમ્હારા લાટમાં મહારાજની આણ વધારે ફરે છે."

"દૂરથી ડુંગર રળીયામણા."

કાક કાંઇ વ્હેમ પડયો તેથી તે ઝાડ તરફ ફર્યો. અંધારામાં બેઠેલા પેલા બેમાંથી એક જણ, બીજાનો હાથ ઝાલી કાંઇ ધીમેથી પણ આગ્રહથી કહેતો હતો. કાકને લાગ્યું કે આ લોકો એમની વાત ઘણા જ ધ્યાનપૂર્વક સાંભળતા હતા. "પેલા આપણી વાત સાંભળે છે હો" ધીમેથી તેણે કૃષ્ણદેવને કહ્યું.

---

૧ દમણથી સાબરમતી સુધીનો પ્રદેશ તે લાટ નામે ઓળખાતો. ત્હેનું મુખ્ય નગર ભરૂચ હતું.

* "ઉપમત"—દ્વાશ્રય.

"ભલેને! જોઇએ તો નાક કાન કાપી લે" હેણે ગ્હોટેથી જવાબ આપ્યો.

"તમ્હને પાટણ ગમતું નથી ત્યારે અહિયાં શા માટે આવ્યા છે?" કાકે પુછ્યું.

"બાલપણથી મ્હેં પાટણની સુંદરીઓ વિષે એટલું સાંભળ્યું છે કે—"

ગંભીરાઇથી કાકે વાત બદલી અને કહ્યું: "જો અમ્હારા ત્રિભુવનપાલ મહારાજ અહિયાં રહે તો મહારાજાને કાંઈ શીખવે."

"આપ મૂઆ વગર સ્વર્ગે કોઈ ગયું છે?"

"અરે એ તો ઠીક. પણ મ્હારૂં જ કહ્યું જો મહારાજા સાંભળે તો કાંઇને કાંઇ કરી નાંખે"

"હું પાટણનો રાજા હોઉં તો સાંભળું. પણ નથી એટલે અફસોસ! પણ મ્હને તો આ બીચારા લોકોની દયા આવે છે" કહી કૃષ્ણદેવે ટાઢમાં સૂતેલા લોકો તરફ હાથ કર્યો.

"કેમ?"

"બાપડા ધણી વગરનાં ઢોર જેવા લાગે છે. આવી વખતે પાટણના કોટમાં બધાને જ લેવા જોઇએ; હેને બદલે દર રોજ આટલા લોકો ત્રાસથી ન્હાસી આવે છે ને દરવાજા બંધ જોઇ પાછા જાય છે. રક્ષણ નહિ કરવું હોય તો કોટ શા કામના?"

"બરાબર છે. તો ત્રિભુવનપાલ મહારાજ તો પાટણને પૃથ્વીનું મધ્યબિન્દુ ગણે છે."

"હમણાં તો પાણીનું મધ્યબિન્દુ છે. ચારેગમથી ખાઈઓ ખુલ્લી કરી છે. એટલે જયાં દેખો ત્યાં જલજલાકાર છે" કૃષ્ણદેવે કહ્યું.

"એવું જાણત તો દોડાવી દોડાવી મ્હારી સાંઢણીનો દમ નહિ કહાડી નાંખત. આખરે બીચારી પડી ગઈ."

"ચાલો હવે નીરાંતે ઉંઘશો? મ્હને તો ઉંઘ આવે છે" કહી કૃષ્ણદેવે તરવાર માથા નીચે મૂકી અને ઉંઘવાની તૈયારી કરી.

♠

## પ્રકરણ બીજું.

♠

### ઝાડ નીચે બેઠેલા બે માણસ.

♠

કૃષ્ણદેવની જીભમાં જુઠ ન્હોતું; માત્ર તીખાશ જ હતી. તે પહેલી વાર પાટણ આવતો હતો, પણ કોઈ પાકા ભેદુએ હેને બરાબર માહિતી આપી હતી.

જ્યારે ચાર વર્ષ પર જયસિંહદેવ સોલંકી પાટણની ગાદીએ આવ્યા ત્યારે રાજ્યતંત્ર બરાબર ન્હોતું. પણ મહાઅમાત્ય મુંજાલ અને રાજ્ય માતા મીનલદેવીનો એકમત થયો હતો; દેવપ્રસાદની નડતર જઈ હેના લોકપ્રિય પૂત્ર ત્રિભુવનપાલ જેવો રાજભક્ત દંડનાયક બન્યો હતો; આનંદસૂરી સાથે જીનશાસન પ્રવર્તાવાનો શોખ પણ ઘણો ખરો અદ્રષ્ટ થયો હતો: અને ત્રિભુવનપાલને રાજ્યનો સ્તંભ બનેલો જોઇ રજપૂત મંડલેશ્વરોએ મહાઅમાત્યનાં શાસનો સ્વીકારવા માંડયાં હતાં. આ કારણને લીધે રાજ્યતંત્ર સુધારતાં મુંજાલની બુદ્ધિને વાર લાગી નહિ.

રાજય વધ્યું હતું. મુંજાલે હેને એકતંતુ એ બાંધ્યું હતું. તે બંધન મજબૂત કરવા મહારાજા અને રાજ્યમાતા રાજમાં પર્યટણે નીકળ્યાં હતાં. અને વૃદ્ધ અમાત્ય શાન્તુ મ્હેતા પાટણ સાચવવા રહ્યા હતા.

ત્રિભુવનપાલ લાટના દંડનાયક હતા અને તે સર કરવામાં ગુંથાયા હતા.

ઉદા મ્હેતાને પહેલાં કર્ણાવતી[1] અને સ્તંભતીર્થ[2] બે સોંપવામાં આવ્યાં હતાં. પણ આ બે શહેર આખા રાજ્યમાં ઉતરતાં હોય તો માત્ર અણહિલવાડ પાટણથી જ; એટલે હેના પતિએ ચાર વર્ષમાં અઢલક ધન અને અમાપ સત્તા ભેગી કરી હતી એમ કહેવાતું હતું. મુંજાલની રાજ્યનીતિને તે રુચ્યું નહિ. હેણે કર્ણાવતી નાગર મંત્રી દાદાકને સોંપ્યું અને ઉદયનના હાથમાં માત્ર ખંભાત જ રહ્યું.

સજ્જન મંત્રીને કેટલાંક વર્ષ થયાં સોરઠ સોંપવામાં આવ્યું હતું; પણ હેમની તબીયત હાલ નાદુરસ્ત હોવાથી તે પાટણમાં આવ્યા હતા. વંથલીમાં હાલ સત્તાધીશ હેનો પુત્ર પરશુરામ હતો.

એટલામાં અવંતિનાથ લક્ષ્મવર્મા લશ્કર લઈ ગુજરાતની સરહદ પર તૂટી પડ્યો. હેના સેનાધિપતિ ઉબકના હૂમલાથી એક પછી એક કિલ્લાઓ પડવા લાગ્યા. આ વખતે મુંજાલ, રાજા અને રાણી પ્રભાસ થઇ દ્વારકાં તરફ ગયાં હતાં. પાટણ નધણીયાતું હતું; ઉબકના અંતરમાં હેના ધણી થવાની આશાઓ ઉદ્દભવી હતી. તે રાજ નગર તરફ ધસતો આવતો હતો.

---

[1] હાલનું અમદાવાદ. [2] ખંભાત.

શાન્તુ મ્હેતા ગભરાયા; ચારેગમ મદદ માગવા માણસો દોડાવ્યાં; પાસે હતાં તેટલાં માણસો લઇ સ્હામુ ગયા અને સજ્જન મંત્રીને પાટણ સોંપ્યું. એક જ લડાઈ થઈ ન થઇ અને શાન્તુ મ્હેતાએ શૌર્ય વીસારી ડહાપણ સ્વીકાર્યું; પૈસા આપી માલવાની સેના પાછી કહાડવાની યુક્તિ રચવા માંડી. મહાપ્રતાપી ભીમદેવે એક વખત પૈસા લઈ માલવા જીતવાનું રહેવા દીધું હતું; ત્હેના પૌત્રના પ્રધાને તે પૈસા વ્યાજ સાથે પાછા આપવાનો વિચાર કરવા માંડ્યો.

સેનાપતિ ઉબકને ગુજરાત પર ધસી આવતો જોઈ ગામડાની ગરીબ પ્રજા પાટણના કોટ પાછળ ભરાઈ બેસવાની ઇચ્છાથી અહિંયા દોડી આવતી હતી. પણ શાન્તુ મ્હેતાને મ્હોટી બ્હીક એ હતી કે ઉબક પાટણને ઘેરો ઘાલશે. સ્હામું ઘણા દિવસ ટકવું હોય તો શહેરમાં જેમ ઓછાં માણસો હોય તેમ સારૂં, એમ ધારી શાન્તુ મ્હેતાએ દરવાજા બંધ કરવાનો હુકમ આપ્યો હતો; પરિણામે, દરરોજ આજની માફક સેંકડો લોકો આવતા—ત્રાસમાંથી છૂટવાને બદલે વધારે ત્રાસી, નિરાધાર બની પાછા જતા; અને ભયથી વ્યાકુળ બનેલી તેમની કલ્પનાશક્તિ જાણે તેઓ જીવતા મૂઆ જ છે એમ ત્હેમને ખાત્રી કરી આપતી. રાંકડી પ્રજાનો પ્રભુ દૂર હતો; ત્હેમનો વિનાશક આગળ વધતો જતો હતો.

સ્હવાર પડતાં એક હોડી આ પાર આવતી અને કોઈ જાણીતાં માણસો કે કાંઇ સંદેશો હોય, તો તેને લઈ જતી. તે હોડી આવે ત્યાં સુધી કાકને અહિંયાં પડી રહ્યા વિના છૂટકો ન્હોતો.

કાકે ઉંઘવા માંડ્યું. આસપાસ પડેલા લોકો પણ મધ્યરાત્રિ પછી ઉંઘવા માંડ્યા. તાપણીના ભડકા શમ્યા; માત્ર બળતા અંગારા જ રહ્યા. એટલામાં, શા કારણથી તે સમજાયું નહિ, કાક જાગ્યો. બાહોશ શીકારીની ચપળતાથી ત્હેણે કાન માંડ્યા અને વિચાર કરવા લાગ્યો કે શાથી તે જાગ્યો. બે જણ કાંઈ ધીમેથી વાત કરતા હતા.

"આપણે જેમ બને તેમ વ્હેલા ગામમાં જવું જોઈએ" એક છોકરાના જેવો અવાજ આવ્યો.

"હા. અને લોકો જાગે તે પહેલાં" બીજો સત્તાશીલ, શાન્ત અવાજ આવ્યો.

"તૈયાર થયા? ચાલો રસ્તો બતાઉં"

"હા. ડુંગરને ઉઠાડું ?"

"ના."

બન્ને જણ સજ્જ થયા અને જવા નીકળ્યા. કાકને સંશય પડ્યો. આવી વખતે બે માણસો છાનામાના રાજ્યશાસન તોડી નદી ઓળંગવા જાય એ ઘણું અજબ જેવું ત્હેને લાગ્યું. કાકનો સ્વભાવ ખંતીલો હતો; અને ત્હેના મનમાં એક વાર જે વાત ભરાઈ તે નીકળવી ઘણી મુશ્કેલ હતી. તે એક પળમાં ઉઠ્યો, અને પેલા બે પુરુષો જે દિશામાં જતા હતા તે તરફ પાછળ પાછળ ગયો. જંગલમાં વાઘ જેમ શીકાર પાછળ લપાતો, સંતાતો દોડે તેમ તેણે થોડી વારમાં પેલા બેને પકડી પાડ્યા; અને તે કોઈ બોલે તો તે સાંભળવા પ્રયત્ન કર્યો. પણ ત્હેને નિરાશા થઇ. પેલા બે મૂંગા મૂંગા જ ચાલ્યા કરતા હતા.

બે ઘડી બન્ને ઝપાટાબંધ ચાલ્યા કર્યા; પાછળ કાક પણ લપાતો ચાલ્યો. થોડી વારે મ્હોટાએ કહ્યું: "આ બાજુ પર" અને બન્ને આડફાટા ચાલ્યા. જરા વારમાં એક દશ પંદર ઝુંપડીનું માછીમારનું ગામડું આવ્યું ત્યાં મ્હોટો માણસ થોભ્યો અને ન્હાનાને થોભવા સૂચવ્યું. કાક ઝાડને ઓથે ઉભો રહ્યો.

મ્હોટા માણસે પ્હેલી જ ઝુંપડીનું બારણું ઠોક્યું. પહેલાં કાંઇ પણ અવાજ આવ્યો નહિ, આખરે એક અવાજે પુછ્યું: "કોણ?"

"બારણાં ખોલ" પેલા માણસે જવાબ દીધો. આખરે માછી ધ્રૂજતો ધ્રૂજતો આવ્યો, જરા બારણું ઉઘાડ્યું અને માત્ર ડોકું બ્હાર કહાડ્યું "કોણ છે?"

"ત્હારી પાસે તરાપો છે કે?"

માછીએ બારણાં બંધ કરવા માંડ્યાં અને જવાબ દીધો "ના."

"તુમડાં?"

"અત્યારે તેનું શું કામ પડ્યું છે?"

"પેલે પાર જવું છે."

"પેલે પાર જવાય નહિ. મ્હેતાજીની દાંડી છે. અત્યારે તુમડી કેવી ને વાત કેવી?"

પેલા માણસે જરા વધારે અંદર ડોકું ઘાલ્યું, માછીના કાનમાં કાંઇ કહ્યું, અને ત્હેના હાથમાં કાંઇ ટંકા[1] અપાતા કાકે સાંભળ્યા. તરત માછીએ બારણું ઉઘાડી નાંખ્યું. ત્હેનો કઠોર અવાજ માનથી ધ્રૂજવા લાગ્યો અને તે બોલ્યો: "અન્નદાતા! તુમડાં છે. કહો તો લાકડે બાંધી તરાપો કરી આપું."

"હા. ચાલ જલ્દી કર,"

[1] તે અરસામાં ચાલતી સોનાની તથા રૂપાની મ્હોર.

પણ માછીને કાંઇ ખાત્રી થઇ લાગી નહિ એટલે તે અંદર ગયો અને કોદીયું ઉંચકી બ્હાર આવ્યો. દીવાને અજવાળે આ માણસને જોયો અને તરત દીવો મૂકી કામે વળગી ગયો.

કાક ઘણો વિસ્મિત થયો. આ કોઈ માલવાના જાસુસ હોય કે પછી કોઈ મ્હોટા હોદ્દેદાર હોય એમ લાગ્યું. મ્હોટા હોદ્દેદાર હોય તો આમ એકલા, છાનામાના શું કામ રખડે? ત્હેને લાગ્યું કે જરૂર કોઈ જાસુસ હોવા જોઈએ. ને એમ હોય તો ત્હેમને આમ જવા દેવા એ ઠીક લાગ્યું નહિ; જો કોઇ સત્તાધીશ હોય તો ત્હેને રોકવામાં કાંઈ વાંધો લાગ્યો નહિ. આ લોકો કોણ હશે ત્હેનો વિચાર કરતો, કાક માછી અને પેલા બે માણસો પાછળ થયો. કાકે ત્હેમની પીઠ પરથી પારખવા યત્ન કર્યો કે તે કઇ પંક્તિના માણસ હશે, પણ કાંઇ નિશ્ચય કરી શકયો નહિ. રાત અંધારી હતી એટલે પહેરવેશની કીમત પણ કરી શકયો નહિ. મ્હોટો પુરુષ જેણે ધોળી પાઘડી પ્હેરી હતી તે ટટ્ટાર, દૃઢ ચાલે ચાલતો; ત્હેનું માથું ગૌરવમાં ઉંચું રહેલું લાગ્યું, છતાં તે ન્હાનાના સાથે માનથી વર્તતો લાગ્યો. ત્હેણે સાંભળ્યું હતું કે ઉબકની સાથે માલવાના રાજાનો ભાઇ નરવર્મા પણ લશ્કર સાથે આવ્યો હતો. આ તે બે જણા તો નહિ હોય? અને તે બે એકલા આવે તો શું પાટણનો ગઢવી ફૂટયો હશે? સર્જનમંત્રી દગલબાજ થયો હશે?

તરાપો તૈયાર થયો અને પેલા બે પુરુષો અને માછી તે પર બેઠા. માછીએ વાંસ વતી પાણી કાપવા માંડ્યું. જરાક દૂરથી કાકે પણ પાણીમાં ઝંપલાવ્યું અને અવાજ ન થાય તેમ તરાપાની જ દિશામાં તરવા માડયું. કાકને સીધા તરવું જરા અઘરૂં લાગ્યું. કારણકે સરસ્વતીનાં નીર જોરથી વહેતાં હતાં. આજે પણ હજી બીજી નદીનાં નીર કરતાં સરસ્વતીનો પ્રવાહ વધારે જબરો છે.

"કોઇનો તરવાનો અવાજ આવે છે?" છોકરાએ પૂછ્યું. તરત કાક સ્થિર થઇ ગયો.

"ના."

"બાપુ કોઈ લાગે છે ખરૂં" માછીએ તાકીને જોવા પ્રયત્ન કર્યો.

"હશે. આપણે આપણું કામ કરો."

કાકે જાણ્યું કે વધારે વખત છુપાં રહેવાશે નહિ એટલે ઝપાટાબંધ હાથ મારી તે સ્હામે કીનારે જઇ પ્હોંચ્યો અને તરાપો જેવો કિનારે આવ્યો કે પેલા માણસોની સ્હામું જઇ ઉભો.

"કોણ છે?" ધોળી પાઘડીવાળા માણસે આગળ આવી સત્તાપૂર્ણ અવાજે પૂછ્યું.

"તમ્હે કોણ છો? જયદેવ મહારાજનો હુકમ તોડી અત્યારે નદી પાર કેમ આવ્યા?" કાકે પુછ્યું.

"એ તો ત્રિભુવનપાળનો ભટ્ટ[1]" છોકરાએ કહ્યું.

"હા તે જ. કાલ રાતે વાત તમ્હે ઠીક પણ સાંભળી લાગે છે. તમ્હે કોણ છો? આમ ચોરીછૂપીથી પાટણમાં કેમ પેસવા જાઓ છો?"

"છોકરા!" મ્હોટાએ સખ્ત અવાજે કહ્યું. "અજાણ્યાની વાતમાં પડીયે નહિ. અમ્હને જવા દે."

"અજાણ્યાને હાલ પાટણમાં પેસવાનું નથી. પાછા જાઓ. નહિ તો ભારે થશે?" કહી કાકે તરવાર કહાડી.

અંધારામાં પણ પેલા માણસની આંખ કાકે ચમકતી જોઈ; ત્હેના સાથીયે તરવાર અડધી મ્યાનમાંથી કહાડી.

"ત્હારી બડાશ રહેવા દે" પેલા માણસે સ્વાસ્થ્ય રાખીને કહ્યું. "તું જાણે છે કે તું કોની સાથે વાત કરે છે?" શબ્દ કરતાં અવાજમાં ધ્રુજાવે એવો પ્રભાવ લાગતો હતો. કાક એક ડગલું આગળ આવ્યો.

"હું બડાશ મારતો નથી." કાકે જવાબ વાળ્યો "અને હુ કોની સાથે વાત કરૂં છું તે પણ જાણતો નથી; પણ ધારી શકું છું."

"શું?" જરા તિરસ્કારથી પેલા માણસે પૂછ્યું.

"સેનાપતિ ઉબક અને યુવરાજ નરવર્મા" કાકે કહ્યું. જવાબમાં પેલો માણસ ખડખડ હસ્યો. ત્હેના હાસ્યમાં આકર્ષક શક્તિ હતી તે પહેલી વખત કાકને દેખાઇ.

કાકના હાથમાં નાગી તરવાર હતી. ત્હેની દરકાર કર્યા વિના પેલો માણસ પાસે આવ્યો. ત્હેણે શાંતિથી ત્હેના ખભા પર હાથ મૂકયો અને પૂછ્યું:

"તેં મુંજાલ મ્હેતાનું નામ કદી સાંભળ્યું છે?"

કાકને કાંઇ સમજ પડી નહિં. ત્હેણે કહ્યું: "હા."

---

[1] યોધ્ધો. સો માણસનો નાયક હોય તે ભટ. હજારનો ભટ્ટરાજ કહેવાતો.

"મ્હારૂં નામ મુંજાલ મ્હેતા" પેલા માણસે કહ્યું.

કાક બે ડગલાં પાછળ હઠ્યો. તેની અક્કલ બ્હેર મારી ગઇ. દુષ્યંતે જયારે શકુન્તલાને દૂર કરી ત્યારે ત્હેણે કહ્યું હતું કે "પૃથ્વી માતા! મ્હને માગ દે" એ શબ્દો કાકને યાદ આવ્યા. પૃથ્વીએ માગ તો નહિ દીધો, પણ માગ દેવા જાણે ચકર ચકર ફરતી હોય તેમ લાગ્યું. આ કોનું અપમાન કર્યું? કોની સાથે બાથ ભીડી? પાટણના નગરશેઠ ને મહાઅમાત્ય, ત્રિભુવનપાલના મામા, અને જયસિંહદેવથી પણ રાજ્યમાં વધારે સત્તા ધરાવનાર મહા પુરૂષ સાથે?

"પ્રભુ! ક્ષમા—"

આ ગભરાટમાં કાકને રહેવા દઈ મુંજાલ મ્હેતા આગળ જવા ગયા, પણ કાક હાથમાં આવેલી બાજી જવા દે એમ ન્હોતું. એકદમ આવ્યો અને બોલ્યોઃ

"પ્રભુ! ક્ષમા કરો. પણ ખાત્રી શી કે આપ મુંજાલ મ્હેતા જ છો? આ વખત વિકટ છે; એટલે ભૂલથાપથી ગમે તેને પાટણમાં જવા દેવા તે સારૂં નહિ."

"બરોબર છે, ચાલ મ્હારી સાથે, માછી! તું પણ ચાલ."

સાથે સાથે બધા ચાલ્યા. કાક વિચારમાં પડ્યો કે જો આ મુંજાલ હોય તો આ સાથેનું કોણ? શું જયસિંહદેવ પોતે! ત્હેને આ પ્રસંગ સ્વપ્નવત્ લાગ્યો. આ ધૃષ્ટતા માટે મુંજાલ મ્હેતા શું શિક્ષા કરશે તે વિચાર કરતો કરતો તે પાછળ પાછળ ચાલ્યો. આખરે પાટણના એક બાજુ પરના દરવાજા આગળ તેઓ પહોંચ્યા.

"કડું ઠોક" મુંજાલે હુકમ કર્યો.

"જી." કાકે કડું ઠોક્યું એટલે થોડી વારે ડોકાબારીમાં બ્હાર જોવા માટે રાખેલા કાણા આગળ એક ચોકીદાર આવ્યો.

"કોણ છે?" ત્હેણે પૂછ્યું.

"હું—મુંજાલ મ્હેતો. અહિંયા નાયક કોણ છે?"

"વાસેશ્વર ભટ્ટ." ચકિત થયલા ચોકીદારે ગભરાયેલે અવાજે જવાબ આપ્યો.

"ઝીંઝુવાડીયો?"

"જી હા!"

"ત્હેને બોલાવ." વાસેશ્વર ભટ્ટ મશાળચી સાથે આવ્યો, અને કાણામાંથી મશાળનું અજવાળું આવ્યું.

"કોણ? વાસેશ્વર? એ તો હું મુંજાલ. બારી ઉઘાડ."

બીજી પળે ધ્રૂજતે હાથે ચોકીદારોએ બારી ઉઘાડી. મશાળના અજવાળામાં કાકે મુંજાલ સ્હામું જોયું. ત્હેની ભવ્ય મુખરેખા, તેજના અંબાર વર્ષતી આંખો ને આછી મૂછોની છાયા નીચે રહેલું ગર્વમુદ્રિત મુખ એ ત્હેણે જોયાં; મંત્રીવરનાં સાંભળેલાં વખાણ યાદ આવ્યાં; ઓછાં લાગ્યાં; ત્હેણે જુવાનીમાં જીતેલાં હૃદયોની કથાઓ યાદ આવી, અને સત્ય લાગી. તે હાથ જોડી, શીશ નમાવી ઉભો રહ્યો.

"કાક ભટ્ટ," મંત્રી કાક તરફ ફર્યો. "તું આ માછી જોડે જયાં હતો, ત્યાં પાછો જા. પણ આજની વાત કોઈને કહેતો નહિ. ખબરદાર!" કહી મંત્રીએ પોતાના સાથીને આગળ કર્યો, અને પાછળ પોતે બારીમાં પેઠો.

આટલેથી છૂટયો એમ પ્રભુનો ઉપકાર માની કાક માછી જોડે પાછો આવ્યો. ત્હેને એટલો તો સંતોષ થયો કે પાછળ પાછળ આવ્યો તો આટલું તો જાણવાનું અને જોવાનું મળ્યું. જયારે તે પાછો આવ્યો ત્યારે કૃષ્ણદેવ ઉંઘતો હતો.

♠

## પ્રકરણ ત્રીજું.

♠

### પાટણમાં.

♠

પ્હો ફાટવાની વખત થવા આવી હતી. કાક ઉંઘવાનો વિચાર છોડી પાછો સરસ્વતીમાં ઉતર્યો અને સંધ્યાસ્નાન કર્યાં. તે પાછો આવ્યો ત્યારે કૃષ્ણદેવ આળસ મરડતો હતો.

"કયાં ગયા હતા?"

"વ્હેલો ઉઠ્યો ત્યારે જરા સંધ્યાસ્નાન કરી લીધાં."

"નીરાંતે ઉંઘ આવી હતી કે?"

"હા. તમ્હને તો પાટણનાં સ્વપ્નાં આવતાં હશે?"

"નારે. હું તો ઘસઘસાટ ઉંઘ્યો" કાકે કહ્યું. આ વાત કેટલી ખરી હતી ત્હેનો વિચાર કૃષ્ણદેવે કાંઇ કર્યો નહિ, અને બોલ્યોઃ "ચાલો હું પણ બોળીયું બોળી આવું."

કાક પોતાને મળેલા અનુભવનો વિચાર કરતો બેઠો. બાળપણથી ત્હેને સ્વાશ્રયી થવાની

ટેવ પડેલી હતી; એટલે નવા સંયોગોમાં કેમ વ્હાણુ હંકારવું તે ત્હેને આવડતું હતું. પણ ગઇ રાતના અનુભવથી તે પણ જરા ગભરાયો હતો. ખાટમાં બેઠાં બેઠાં ત્હેણે મુંજાલ મ્હેતાનું નામ ઘણું સાંભળ્યું હતું; ત્હેના નાયક ત્રિભુવનપાલને પણ આ માણસના ગુણોએ અંજાયેલો, અને ત્હેના શાસને ધ્રૂજતો જોયો હતો. આવા, પાટણની સત્તા એક હાથે કરનાર મુત્સદ્દીને દબડાવવાની ધૃષ્ટતા કરી હતી તે માટે તે પસ્તાવા લાગ્યો. મુંજાલ મ્હેતા રોષે ભરાયા હોય તો પાટણમાં કેટલો વખત રહી શકાય?

કાક એક રીતે સંતોષ પામ્યો હતો. જેવો નરસિંહ ત્હેણે મુંજાલને ધાર્યો હતો તેવો જ તે નીકળ્યો. ત્હેનું ગૌરવશીલ મુખ ત્હેના મન આગળ રમી રહ્યું. રાજયતંત્રમાં ત્હેનું અને બીચારા બાલક જયસિંહદેવનું શું સ્થાન હશે તે તે વિચારવા લાગ્યો.

કાકની વિચારમાલા થોડી પલમાં તૂટી. એકદમ પૂર્વ દિશામાં ઉષાનું આગમન થયું; પૂર્વ દિશા લાલ રંગે રંગાઈ ગઇ; અંધકાર ઓગળી ત્હેનો ધગધગતો રસ ચારે ગમ પથરાઇ જવા લાગ્યો. કાકે ઉંચું જોયું અને સ્હામું નજર નાંખતા જાણે ત્હેનો શ્વાસ રૂંધાઈ જતો હોય તેમ લાગ્યું.

ત્હેણે સરસ્વતીનાં સપાટાબંધ વ્હેતાં, લાલ થઇ રહેલાં પાણી જોયાં; પાટણની ખાઈઓ ખુલ્લી મૂકેલી હોવાથી તે પાણી કોટની ત્રણ તરફ પ્રસરેલાં જોયાં; અને તે તપ્ત સુવર્ણની હોય એવી જલની મેખલામાં કોઇક અપ્સરાનો અમર દેહ ઓપે તેમ પાટણને ઓપતું જોયું. ત્હેનો ચોરસ કોટ ચોમેરથી જલ તરંગે વિંટાયલો હતો. ત્હેને મથાલે અદ્ભુત કોતર કામે કોરેલા કાંગરા સફેદ સંગેમરમરના હતા. સ્હામુ ભીમનાથના ઓવારાનાં સો પ્હોળાં પગથીયાં—જાણે સ્વર્ગે ચ્હડવાની સીડી હોય, એવો ભાસ કરાવતાં. ઓવારાની બે બાજુએ આરસના બે ન્હાનાં મંદિરો અચેતન દ્વારપાલની ગરજ સારતાં. વચ્ચે મેડીવાલો મ્હોટો દરવાજો નકશીથી અને ન્હાના મ્હોટા ઘુમટે શણગાર્યો હતો. અંદરથી તાડનાં ઝાડની ઘટા કોટના કાંગરા પર ઝાલર મુકી હોય તેમ, સમીરની લ્હેરમાં નાચતી હતી. પાટણ, પૃથ્વી પર ઇંદ્રપુરી ઉતારી હોય એવું લાગતું હતું. પણ જાણે એટલેથી ત્હેની મહત્વાકાંક્ષા વિરમી ન હોય એમ વિશ્વકર્માની કલાને વીસરાવે એવાં સુંદર, જુદા જુદા રંગનાં, સેંકડો મંદિરશિખરો, કોટના કાંગરાથી પણ ઉપર વધી, અમરાવતીને જ ઉપાલંભવા, ગગનભેદી, સ્વર્ગનાં દ્વાર આગળ પોતાની પતાકાઓ ફરફરાવી રહ્યાં હતાં. આ શિખરો પર શોભતા સોનેરી કળશો ઉગતા સૂર્યના લાલના ઝલહલાટમાં અંગારા સમા ચમકી રહ્યા હતા. પાટણના કવિઓ કહેતા કે પાટણના શૂરાઓની સમશેર અને મંદિરોના કળશ, એ બેનાં તેજે સૂર્ય પણ ઝાંખો થતો. એ વાત કાકને સત્ય લાગી. માત્ર સૂર્યનારાયણને વધારે નહિં દુભવવા માટે કળશનાં તેજ ધજાઓને છાંયે ઢાંકયાં હતાં; અને સમશેરની ચમક પર ડાહ્યા મન્ત્રીઓની બુદ્ધિનો અંકુશ રાખ્યો હતો.

જે દશ્ય કાકે જોયું ત્હેનું આજે નામ નિશાન પણ રહ્યું નથી. હાલનું પાટણ મુસલમાનોનું સ્થાપેલું શહેર છે; હાલની સરસ્વતી તે પણ કાળે કરી જુદી રીતે વહે છે. શૂરવીર સોલંકીઓનું અણહિલવાડ પાટણ હાલના શહેરની પશ્ચિમે ઘણા ગાઉ સુધી વિસ્તાર પામી રહ્યું હતું. આજ માત્ર જૂનાં ખંડીયેરમાં હેમાચાર્યની પોષધશાળા, અસલી અણહિલવાડ જે પાછળથી પાટણનું એક પરૂં થઈ રહ્યું હતું ત્હેનો અપભ્રંશ ધારતું એનાવાડા કરીને એક ન્હાનું ગામ, અને તેથી દૂર પાટણના વેપારીઓનો કહેવાતો ઘી કાંટો—આટલાં જ તે પ્રતાપી શહેરની વિસ્તારની સાખ પૂરે છે. જે સરસ્વતી આજે પૂર્વથી પશ્ચિમ સીધી વહે છે, તે પહેલાં હાલના ઘુમડી દરવાજા આગળ થઇ, હિંગળાજચાચરના ઓવારે થઇ સીધી રાણીની વાવ તરફ વ્હેતી હોય એમ માનવાને કારણ મળે છે. ભીમનાથનો ઓવારો રાણકી વાવની ઉત્તરે હતો.

આ સપાટ થઇ જતાં ખંડીયેરો વગર-વિચારે હજારો માણસો ચાંપીને જાય છે, અને ત્હેમને ભાન પણ નથી રહેતું કે આ ઇંટ મટોડાં નથી—પણ પુનિત સ્મરણચિન્હો છે; પત્થરો નથી, પણ નષ્ટ થયેલાં સામ્રાજ્યોનું સ્મશાન છે—ગુજરાતની મહત્તા આમાં ડટાયેલી છે; માત્ર રખડતા ઇતિહાસ-સંશોધકોને નીહાળવાનાં ક્ષેત્ર નથી, પણ ગૂર્જરોના પ્રભાવ, બુદ્ધિ, શૂરે આદરેલા અશ્વમેધનું મહા તીર્થ છે.

લાલ ઉષા સોનેરી થઇ શહેર વધારે સ્પષ્ટ થયું; સોને મઢેલા કળશો ફરીથી સોને મઢાયા. કાક આ ભવ્યતા એક ચિત્તે જોઈ રહ્યો.

"કેમ કાંઇ ઘણો વિચાર કરો છો ?" કૃષ્ણદેવે નાહી આવી પૂછ્યું. કાકે મૂગે મોઢે પાટણ તરફ આંગળી કરી.

"ઘણું રૂપાળું છે નહિ ?" પછી ધીમેથી ત્હેણે ઉમેર્યું. "ઉભક આવે તો ત્હેને તોડવાની મજાહ પડે."

"અં ?" કાકે જરા સખ્તાઇથી સવાલ કર્યો.

"નારે ! બીજું કાંઈ નહિ. માત્ર આ શહેરથી હું થાકી ગયો છું; ઘણા વર્ષ પહોંચ્યું." કાકને સમજ નહિ પડી કે કૃષ્ણદેવ મજાકમાં જ બોલતો હતો કે નહિ. ત્હેની આંખો મજાકમાં નાચતી હતી; ત્હેના અવાજમાં કાંઇક ગંભીર અર્થનો રણકાર હતો. "આ કોટનો ઇતિહાસ શો છે ? તે તમ્હને ખબર છે ? ચારસેં વર્ષ પર વનરાજે પ્હેલાં માટીનો બંધાવ્યો; ફરીથી રત્નાદિત્યે બંધાવ્યો. મૂળરાજ"—

"મૂળરાજદેવ." આ તોછડી રીતની વાત નહિ પસંદ પડવાથી કાકે સુધાર્યું. હોઠ કરડી કૃષ્ણદેવ બોલ્યો:

"જી. ભૂલ થઈ, ભાઇ કાકજી ! મૂળરાજદેવે પત્થરનો ચણાવ્યો, અને ત્હેનો નાશ થયો."

"ક્યારે ?"

"ગર્જન દેશના યવનો આવ્યા, સોમનાથ પડ્યું[1] અને ભીમદેવ કચ્છકોટ નાઠો ત્યારે."

"પછી આ કોણે બંધાવ્યો ?"

"ભીમદેવે યવનોને મારી હઠાવ્યા ત્યારે ત્હેના બે અમાત્યોએ એક આ મુંજાલ મ્હેતાનો માસો વિમલમંત્રી ને બીજો દાદાકનો દાદો દામોદર."

"દાદાક મંત્રી તો નાગર છે ?"

"હા. હાલ કર્ણાવતીમાં છે તે. ઉદાકાકાને ત્યાંથી પાણીચું મળ્યું, અને દાદાક મ્હેતા ત્યાં નીમાયા" કૃષ્ણદેવે કહ્યું; "પછી કોટ ન્હાનો પડ્યો એટલે થોડો ઉતરાવી મુંજાલ મ્હેતાએ વધારે વિશાળ કરાવ્યો. હવે માત્ર એક જ વાત રહી છે. તે થાય તો કથા પૂરી થાય."

"શી ?"

"કોટ તૂટે તે."

"કૃષ્ણદેવ ! તમ્હે આવું શું બોલો છો ? કોઇ સાંભળશે તો—"

"સાંભળશે તો ગ્નાની થશે. ઉત્પત્તિ હોય ત્હેનો લય થવો જ જોઇએ. પાટણ પડવાનું હોય તો પ્રભુ કરે ને તે યશ મ્હને મળે."

દાંત વચ્ચેથી બોલતાં કૃષ્ણદેવે કહ્યું; અને પછી મજાકમાં બોલ્યો હોય તેમ ખડખડાટ હસવા લાગ્યો અને બોલ્યો : "એ તો બધી વાતો. હાલ તો જયસિંહદેવ મહારાજની જય."

કાક આ વિચિત્ર માણસ સ્હામું જોઈ રહ્યો. એને કાંઇ સંશય પેદા થયો, પણ ગઇ રાત્રે વ્હેમમાં એણે એવી ખત્તા ખાધી હતી કે હાલ કાંઇ વધારે વ્હેમાવાની ત્હેની હિંમત રહી જ નહિ.

"તમ્હે પાટણ નથી આવ્યા. પણ ત્હેનો ઈતિહાસ તો ઠીક જાણો છો."

"પાટણ વિષે બધું જ જાણવું જોઈએ ને ? એ તો દુનિયાનું પાટનગર !" જરા તિરસ્કારથી કૃષ્ણદેવે કહ્યું. "અરે પણ આ શું ?" કહી ત્હેણે પેલા કિનારા તરફ આંગળી કરી.

કૃષ્ણદેવ તો ચકિત થયો; પણ કાકને કાંઇ સમજ પડી.

સ્હામેના ઓવારાના દરવાજા એકદમ ઉઘડી ગયા; અને જાણે શાન્તિનો જ સમય હોય તેમ મેડી પરથી ઢોળ અને તૂરીસનાં ચોઘડીયાં શરૂ થયાં. ઉઘડેલા દરવાજામાંથી એક બે હાથી પર બેઠેલા માંડલિકો અને કેટલાક લોકો આવ્યા અને બે ત્રણ હોડીઓ ત્યાં બાંધેલી પડી હતી તે છોડી તેમાં બેસી કેટલાક ઝપાટાબંધ હલેસાં મારતાં આ પાર આવવા લાગ્યા.

કાકની આસપાસ પડેલા લોકોએ પણ આ બનાવ હર્ષઘેલા થઇ જોયા કર્યો. કોઇને આનું કારણ જડ્યું નહિ; માત્ર કાક જ સમજ્યો કે આ કોના હુકમથી બધું થતું હતું.

હોડીઓ આ પાર આવી અને લોકો એમાં બેસવા લાગ્યા. કૃષ્ણદેવે એક ખલાસીને પૂછ્યું:

"કેમ અલ્યા ! આ એકદમ હિંમત આવી ત્હેનું કાંઇ કારણ ?"

"અન્નદાતાનો હુકમ છે."

"અન્નદાતા બહુ મોડા જાગ્યા" કૃષ્ણદેવ ખલાસી ન સાંભળે એમ બબડ્યો. તે અને કાક એક હોડીમાં બેઠા.

"કેમ કાક ! તમ્હે ક્યાં જવાના ?"

"મ્હને મહારાજે ફરમાવ્યું છે ત્હેને મળવા."

"ત્હમે ક્યાં જવાના ?"

"હું એક મિત્રને ત્યાં જવાનો." કહી કૃષ્ણદેવે ટુંક પતાવ્યું.

"હમણાં પાટણમાં રહેવાના છો ?" કાકે પૂછ્યું.

[1] ગીઝનીનો સુલતાન મહમદ. ઈ. સ. ૧૦૨૪.

"છુટકો છે કાંઇ ?"

બન્ને જણ પાસે આવતા ઓવારા તરફ જોઇ પોતાના વિચારોમાં લીન થયા. આખરે હોડી ઓવારે આવી પહોંચી. "જય જય" કહી કૃષ્ણદેવ છૂટો પડી બીજા ઉતારૂની ભીડમાં ચાલ્યો ગયો.

કાક ત્હેના તરફ જોઇ રહ્યો. ત્હેને એની શરીરની છટા, બોલવાની રીત, અને સ્વભાવની ઉચ્ચતાએ જરા આંજી નાંખ્યો હતો. ત્હેનાં ભેદભરેલાં વચનોએ ત્હેને વ્હેમાળ બનાવ્યો હતો; અને એ કોણ છે તે જાણવાની ઉત્કંઠા ઘણી થઇ હતી. અને ત્હેને ઘણુંએ શોધવાનું મન થયું છતાં તે પોતાની ફરજ યાદ લાવી, ક્યાં જવું ત્હેની તપાસમાં રોકાયો.

દરવાજા આગળ ઘોડા ઉપર બેઠો બેઠો કોઇ જુવાન સુભટ બધા આવનારાને ધ્યાનથી જોતો હતો. કાક ત્હેની પાસે ગયો. તે જાણતો હતો કે મુંજાલ મ્હેતા પાટણમાં છે; છતાં ગઇ રાતની વાત જાણે તે જાણતો જ નથી એમ કરવામાં તેને ડહાપણ લાગ્યું.

"ભદ્રરાજ! સજ્જનમંત્રીનું ઘર ક્યાં ?"

"તમ્હે કોઈ પરદેશી છો ?" પેલા માણસે કાક તરફ એક તીક્ષ્ણ દ્રષ્ટિ નાખી પુછ્યું.

"હાજી. હું ત્રિભુવનપાલ મહારાજનો સંદેશો લઈ આવ્યો છું. મ્હારે મંત્રી મહારાજને મળવું છે ?"

"તમ્હે લાટથી આવો છો ?"

"હા."

"ઠીક. મ્હારી સાથે ચાલો. હું પણ મંત્રીના ઘર તરફ જ જાઉં છું." કહી ઘોડેસ્વારે ઘોડાનું મ્હોડું ફેરવી શહેર તરફનો રસ્તો લીધો. કાક ત્હેની સાથે સાથે ચાલ્યો.

ઘોડો ચલાવતાં પ્હેલાં ઘોડેસ્વારે જે ઉતારૂઓ આવ્યા હતા તે તરફ જોયા કર્યું; અને કાકને લાગ્યું કે તે કોઈ પણ પ્રકારે નિરાશ થયો છે. કાકે સ્વાભાવિક ચપલતાથી આ માણસની મુખમુદ્રાને આધારે ત્હેનો સ્વભાવ શું હશે તે કલ્પવાનો પ્રયત્ન કર્યો હતો. માણસ ઉંચા કુટુંબનો રજપૂત લાગતો પણ ત્હેની ભાવહીણ ઝીણી આંખ સાંકડું કપાળ અને મ્હોડા પરના ભાવથી તે ઘણો અવિશ્વાસી પણ મુરખ લાગ્યો.

"તમ્હે પાટણના જ હશો ? શું ભદ્રરાજ છો?"

"હા. હું પાટણનો જ છું–સોલંકી છું. મહારાજાનો ભાયાત છું. તમ્હે કેવા છો ? રજપૂત છો ?" ઘોડેસ્વારે પૂછ્યું. ત્હેની બોલવાની રીતમાં દંભ ચોખ્ખો દેખાતો હતો.

"ના. હું બ્રાહ્મણ છું."

"તમ્હે પાટણ પહેલી વાર આવો છો; નહિ! અમ્હારા લાટના દંડનાયક કેમ છે ? આવવાના છે કે નહિ ?"

"મ્હને કાંઇ ખબર નથી."

"ના–ના. એમ તે હોય ?" જાણે આ સવાલ નહિં સાંભળ્યો હોય તેમ કાક એક પાસે આવેલા ભવ્ય મંદિર સ્હામું જોઇ રહ્યો.

"આ કોનું મંદિર છે ?"

"તમ્હને ખબર નથી ? ક્યાંથી હોય ? આ મુંજાલેશ્વર મહાદેવ અમ્હારા મહાઅમાત્ય છે કેની, તેણે કરાવ્યા છે." ઘોડેસ્વારે "મહાઅમાત્ય" શબ્દ પર જરા ભાર મૂકયો.

"તમ્હારાં પાટણનાં મકાનોની ભવ્યતા અદ્ભૂત છે. આ ભાગને શું કહે છે ?"

"આ મોતી ચોક. અહિયાંથી થોડે દૂર ચાંપા મ્હેતાનો વાડો આવશે. ત્યાં સજ્જન મંત્રીની હવેલી છે. અરે હા તમ્હારૂં નામ શું?"

"કાક. અને તમ્હારૂં ?"

"મ્હારૂં નામ વીશળદેવ સોલંકી." જરાક ગર્વથી ઘોડેસ્વારે જવાબ દીધો. એટલામાં પાલખીમાં બેસી એક કોઇ સામન્ત જતો હતો. ત્હેને જોઇ વિશળદેવે ઘોડો તે તરફ વાળ્યો. પાલખીમાં બેસનારાએ પાલખી ઉભી રાખી અને ઘોડેસ્વારને પુછ્યું: "કોઈ ?"

"ના રે કોઇ નથી."

પાલખીમાં બેસનાર સુકકો, અને ઉંચો હતો; ત્હેનું મ્હોડું જરાક ખેંચાઇ ગયેલું લાગતું; ત્હેની આંખોમાં કેટલાક રોગીઓની આંખમાં જે તેજ ચમકે છે તેવું તેજ હતું, ત્હેને બોલવાની ટેવ મૂછ મ્હોડામાં રાખીને હતી અને ત્હેના મ્હોડાનો ઘાટ વિશળદેવના જેવો હતો.

"ચલાવ !" ત્હેણે પાલખીવાલાને કહ્યું.

"હુ જરા સજ્જન મંત્રીને ત્યાં જાઉંછું" ઘોડેસ્વારે ઉમેર્યું.

"હા." કહી બે જણ છૂટા પડયા.

"આ ઓળખ્યા? અરે હા! તમે ક્યાંથી ઓળખો ? આ મ્હારા મ્હોટાભાઇ, મંડલેશ્વર દેશળદેવ. બહુ શૂરા સામન્ત છે. અમ્હારૂં કુટુંબ બહુ મ્હોટું ગણાય છે."

"હા. એ તો લાગે છે ને." કાકે શાન્તિથી મૂર્તિ આપી.

"એ તો ખરૂં પૂછો તો જેવા ત્રિભુવનપાળ તેવા અમ્હે. ઉલટા કહીયે તો અમ્હે પાસેના."

"એમ કે? તે કેમ ?" કાકે જરા હસીને પૂછ્યું.

"કર્ણદેવ મહારાજને એક ન્હાનો કાકો હતો; ત્હેના અમ્હે પૌત્ર."

"પણ તેમ તો ત્રિભુવનપાલ મહારાજથી વેગળાસ્તો. તે તો કર્ણદેવ મહારાજના સગા ભત્રીજા."

"હા હા! હા" જાણે કાકમાં બુદ્ધિ ઓછી હોય એમ તે ખંધાઇભર્યું હસ્યો.

"કેમ ?"

"તમ્હે કયાંથી જાણો ? ત્રિભુવનપાલની મા તે શ્રાવક-મુંજાલની બ્હેન-ને એના દાદાની મા બકુલાદેવી તે"—દેવપ્રસાદની મા બકુલાદેવી પૂર્વાવસ્થામાં સારા કુટુંબની ન્હોતી એ વાતનો ઇસારો જોઇ કાકને ગુસ્સો ચડયો; પણ બને ત્યાં સુધી કોઇને દુશ્મન ન કરવા એવો ત્હેનો નિશ્ચય હતો. આ વાચાળ છોકરા પાસે એને ઘણુ જાણવાનું મળતું હતું. તેણે ત્હેને વાત ચલાવવા દીધી.

"હા! હા! હવે હું સમજ્યો. વાહ! મ્હારાં શાં ધનભાગ્ય. પાટણમાં પગ મૂકતાં તમ્હારા જેવાની ઓળખાણ થઇ. પણ ત્યારે ત્રિભુવનપાળ મહારાજ દંડનાયક કેમ થયા ?"

"મુંજાલ મ્હેતાના ભાણેજ અને કાશ્મીરાદેવી બાની ભત્રીજી આજ કાલ મામા માસીના કાંઇ ઓછાં થાય છે."

"પાટણની પ્રભુતા"માં પ્રસન્નકુંવરને નામે ઓળખાતી કુંવરી પરણ્યા પછી કાશ્મીરાદેવીના નામે ઓળખાતી હતી.

"હવે હું સમજ્યો."

આ વાતમાં ધ્યાન આપતો હતો છતાં કાક ચારે તરફ જોતો હતો. ત્હેણે પાટણના ભવ્ય મકાનો, ગગનવિહારી મંદિરો, ધનાઢ્યોની વાટિકાઓ જોઇ; તેમ જ લડાઇને લીધે બંધ કરેલી દુકાનો, ટોળેટોળાં વળાઈ ફરતા લોકો, ચારે તરફ ફરતા યોદ્ધાઓ, ઘોડાઓ અને હાથીઓએ બધા ગભરાટ અને તૈયારીઓનાં ચિન્હ પણ જોયાં.

"લો! સજ્જન મંત્રીનું ઘર આવ્યું—ચાંપા મ્હેતાનો વાડો તમ્હને ખબર છે? ચાંપા મ્હેતાની હવેલી આ પેલી. હવે તો આ નવી હવેલીમાં સજ્જન મ્હેતા રહે છે."

"આ ધજા કેમ ફરકે છે અહિંયા?"

"ત્હને ખબર નથી. અમ્હારે અહિંયા કરોડાધીશ હોય ત્હેને બારણે ધજા હોય છે."

કાકને ખબર ન્હોતી કે પાટણમાં પૈસાદારના ટોટા ન્હોતા; અને કોણ કઇ પંક્તિનો છે તે જણાવા માટે દરેક લાખ ટકે એક દિવો વધતો, કરોડે ધજા ફરકતી, અને છપ્પન કોટીયે બારે ભૂંગળો ફૂંકાતી.

કાક અને વિશળદેવ હવેલીમાં પેઠા. પરસાળમાં એક ચૌદેક વર્ષનો છોકરો હિંચકે ખાતો હતો.

"કેમ ધનપાલ બાપા કયાં છે?"

"મુંજાલ મ્હેતાને મળવા ગયા છે." છોકરાએ હિચકાપરથી ભૂસ્કો મારીને ઉતરતાં કહ્યું "હમણા આવશે, ભાઈ તમ્હે કોણ છો?" છોકરાની ઉમર પ્રમાણે ત્હેની રીતભાત ઘણી આકર્ષક હતી.

"હું લાટથી મંત્રી પર સંદેશો લઇ આવ્યો છું. મંત્રીજી કયાં રાજગઢમાં મળશે ?"

"હાસ્તો! પણ તમ્હારૂં પોટલું તો મૂકતા જાઓ, પછી હું તમ્હને રસ્તો બતાવા આવું. દાદુ! પગ ધોવાનું પાણી લાવ!" કહી ધનપાલે કાકના હાથમાંથી પોટલું લઇ નોકરને આપ્યું. "આવો તમ્હને બતલાવું. વિશળભા! તમ્હે પણ આવો. તમ્હારા સોરઠના પણ એક મેમાન આવ્યા છે."

કાકને પાટણમાં ઉતરવાને કોઈ સ્થાન ન્હોતું એટલે છોકરાનું નોતરૂં સ્વીકાર્યું; અને ત્હેની સાથે ચાલ્યો. "તમ્હે સોરઠના કેમ?" જરા ફરીને ત્હેણે વિશળદેવને પુછ્યું.

"અરે હા! હું ભૂલી ગયો. અમ્હે બન્ને રીતે કુળવાન છીયે. સોરઠના રા' નવઘણ તે અમ્હારી માના બાપ."

"એમકે?" કાકે જોયું કે આ સંબંધની બડાશથી ધનપાલનો હોઠ જરા ગર્વમાં મરડાયો. કાક સમજ્યો. સજ્જન મંત્રી અત્યાર સુધી સોરઠના નાયક હતા અને ત્યાંના રા' ને તોબા પોકરાવતા હતા; તે ઉપરાંત પાટણના ધનાઢયોના ગર્વ આગળ રાજાઓનો પણ હિસાબ ન્હોતો.

આગલી પરસાળ છોડી અંદરના ઓરડામાં થઈ બધા મેડીએ ગયા, અને એક બે સોને મઢેલા કહીયે એવા ભભકદાર ઓરડાઓ છોડી

એક મેડીમાં પેઠા. જેવા ત્હેમાં ગયા કે કાક બોલી ઉઠયો:

"કોણ કૃષ્ણદેવ!"

કૃષ્ણદેવ એક રૂપે જડેલા સુખપાલ પર નીરાંતે પડયો હતો તે ધીમેથી ઉઠ્યો, નવા આવનારને બધાને એક જ દ્રષ્ટિપાતે જોઇ નાંખ્યા અને સ્વાસ્થ્યથી તેમ જ ધીમેથી વિશળદેવના તરફ જોઇ બોલ્યો: "કૃષ્ણદેવ નહિ તો બીજું કોણ?"

કાકની ચપળ આંખો વિશળના મુખ પર ગઇ. ત્હેના પર થયેલો ફેરફાર, ત્હેની આંખમાં પળવાર પેઠેલો ગભરાટ જોઈ ત્હેને અજાયબી લાગી. કૃષ્ણદેવ શાન્ત હતો; પણ વિશળ અસ્વસ્થ દેખાયો. બન્ને જણ એકમેકને ઓળખતા નહિ હોય એવો ડોળ કરતા હતા, છતાં એક બીજાને ઓળખતા હતા એ વાત કાકને સ્પષ્ટ લાગી.

"તમ્હે ઓળખો છો કે શું?" ધનપાલે કાક તરફ ફરીને કહ્યું. "ચાલો એના જેવું એકે નહિ. કૃષ્ણદેવજી! આ પણ તમ્હારી સાથે જ રહે તો હરકત નહિં ને?"

"જરા તો કહો" જરાક તિરસ્કારભર્યા અવાજે કૃષ્ણે કહ્યું.

કાક વધારે બોલ્યો નહિ. ત્હેને ઉતાવળે જવું હતું એટલે ધનપાલને લઇ જવા તૈયાર થયો.

"ત્યારે હું તો અહિયાં જ બેસું છું" જરા ક્ષોભે ધ્રૂજતા અવાજે વીશળે કહ્યું. "મંત્રી હમણા આવશે, નહિ?" કાકને લાગ્યું કે વીશળ કાંઈ કારણસર પાછળ રહ્યો.

કાક અને ધનપાલ ઘોડે બેસી રાજગઢ તરફ જવા નીકળ્યા. છોકરો કાકનું મજબૂત ઘાટીલું શરીર, ત્હેના સ્નાયુવાળા બાહુ, અને ત્હેની લાંબી તરવાર સ્હામું જોઈ રહ્યો.

"ભટ્ટજી! તમ્હે લડાઇમાં ઉતર્યા છો?"

"હા! ઘણીયેવાર."

છોકરો થોડા વાર મૂગો મૂગો ચાલ્યો.

"ત્રિભુવનપાલ મહારાજ ક્યારે આવવાના છે?" છોકરાએ ફરીથી પુછ્યું.

"થોડા દહાડામાં. કેમ?"

"કોઈને કહો નહિ તો કહું."

"હા. શું?"

"ત્રિભુવનપાલ મહારાજ બાપાને કહી ગયા છે, કે હવે લાટ પાછા જશે ત્યારે મ્હને લડવા લઇ જશે. મ્હને હવે તો ચૌદમું બેસશે."

પોતાની હિંમત અને શૌર્યની ખાત્રી આપવા ધનપાલે ખબર કરી

♣

## પ્રકરણ ૪ થું.

♣

### પાટણના રાજ્ય-કર્તાઓ.

♣

કાક અને ધનપાલ ઝપાટાબંધ રાજગઢ તરફ ગયા. સંદેશા લઇ અનેક સ્વારો ગઢમાંથી દોડતે ઘોડે આવતા હતા: ગામના મહા પુરુષો કોઇ ઘોડે, કોઇ પાલખીયે તો કોઇ હાથીયે ચ્હડી મુંજાલ અને મહારાજને મળવા જતા હતા; અને યુદ્ધના પ્રસંગને લીધે ધમચકડી તો ચાલતી જ હતી. આથી આખું પાટણ જ ઘર બ્હાર નીકળ્યું હોય એમ કાકને લાગ્યું. ધનપાળ વાચાળ છોકરો હતો. ત્હેણે બને તેટલાને ઓળખાવ્યા, અને કેટલાકના ઇતિહાસો કહ્યા.

આખરે તેઓ રાજગઢ આગળ આવી પહોંચ્યા. ત્યાં કાંઇક શાન્તિ દેખાતી.

"અહિંયા આટલા લોક છે પણ જરા ધમચકડી થાય છે?" કાકે ધનપાલને કહ્યું.

"કોની મગદૂર હોય તે કરે? મુંજાલ ફૂઆ ખાઇ જાય."

"મ્હેતાજી તમ્હારા ફૂઆ થાય?" કાકે પૂછ્યું.

"હા! તમ્હને ખબર નથી? મ્હારાં મ્હોટાં ફોઇ હતાં—"

"ક્યારે સ્વર્ગવાસ થયો?"

"ઓહો! ઘણાંએ વર્ષ પહેલાં. જયદેવ મહારાજ આવ્યા તે અરસામાં ગુજરી ગયાં." છોકરાએ ઝપાટાબંધ વાત ઉડાવવાનો પ્રયત્ન કર્યો. "આ ગઢ હમણાં જ બંધાયો-જોયો."

"મુંજાલ મ્હેતાને કાંઈ છોકરાં છે કે?" કાકે નિર્દોષપણે પૂછ્યું. છોકરાને આ વાત કરવી ન્હોતી ગમતી. પણ કાકને તો પાટણના માહિતગાર થવું હતું; અને આટલાની વાત કહી પોતાની કરતાં જરા અચકાય એ જોઇ ત્હેને વધારે રસ પડ્યો.

"ના. કાંઇ નથી."

"હાલ કેટલી સ્ત્રીઓ છે?"

છોકરાની આંખ કાંઇ ચમકી. ત્હેનો હોઠ જરા ધ્રૂજયો, અને ત્હેણે ધીમે સાદે કહ્યું: "ફોઇ મરી ગયા પછી તે પરણ્યા જ નથી."

કાકે એ વાત પડતી મૂકી. "આ ગઢ નવો ક્યારે થયો?"

"ગયે વર્ષે જ. પ્હેલાં તો ન્હાનો સરખો હતો."

ધનપાલનું કહેવું ખરૂં હતું. જે ગઢ ગઈ વાતમાં આપણે જોયો હતો ત્હેમાં મીનળદેવીએ ઘણા ફેરફાર કરાવ્યા હતા. પહેલાં માત્ર મજબૂત હતો; હવે તે ભવ્ય, રોનકદાર સંગેમરમરનો પ્રાસાદ થઇ ગયો હતો. દરેક ગૂકતે છજે અદ્દભૂત કારીગીરીની વેલો લચી રહી હતી; દરેક ઓરડે સોને મઢેલી છતોનાં પ્રતિબિમ્બો ભાંયના કાચ જેવા આરસમાં પડી રહ્યાં હતાં. પહેલાં સોલંકીઓનો ગઢ શાહુકારોના ઘરો કરતાં સાદો હતો; હવે તે તેમ્હને આદર્શરૂપ થયો હતો. જે ગુજર્ર સામ્રાજ્ય ઘડાતું હતું, ત્હેનું હૃદય પાટણ થયું હતું, થતું હતું; ત્હેના આત્માનું નિવાસસ્થાન તરીકે આ ગઢ નિર્માયો હતો. જેવી શરીરની સબળતા હતી તેવી જ હૃદયની ભવ્યતા હતી; અને આત્માનું મંદિર પણ તેટલે જ અંશે સુંદર.

રાજ્યગઢની આગળ જ એક મંદિર આવી રહ્યું હતું; અને ત્હેની આગળ એક અદ્દ્ભૂત કીર્તિસ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. તે વટાવી, તેઓ રાજગઢના વિશાળ ચોકમાં થઇ, મહેલના ઓટલા આગળ ઘોડા પરથી ઉતર્યા. ઓટલા પર અનેક શૂરવીરો ફરતા હતા. કેટલાક બેઠા હતા. થોડાક સૂતા હતા. અને બધા જરા ચિન્તાતુર દેખાતા હતા.

"કેમ વિનયભાઈ!" ધનપાલે એક ભીંતને અઢેલીને ઉભેલા, અધોડ વયના યોદ્ધાને પુછ્યું. "તમ્હે ખંભાતથી ક્યારે આવ્યા?"

"તમ્હે દેખો છો ત્યારે. હું આ હોડીએ જ ઉતર્યો. ખુશીમાં તો ખરાં?"

"હા. ત્હારા બાપા ક્યાં છે? કાંઇ ખબર છે?"

"હા. મહારાજ પાસે છે."

"ઠીક." કહી ધનપાલ અંદર જવા લાગ્યો. વિનયે ત્હેને હાથ ઝાલી રોકયો. "કેમ?" છોકરાએ પુછ્યું.

"અંદર કાંઇ તોફાન ચાલે છે" ધીમેથી વિનયે કહ્યું.

"શું?"

"મહારાજા કાંઈ મ્હારા બાપા ઉપર અને સર્જન કાકા ઉપર ગુસ્સે થયા છે. હમણા જવા જેવું નથી."

વિનયચંદ્ર શાન્તુ મંત્રીનો છોકરો થતો હતો, અને ઉદો તે વૃદ્ધ મંત્રીની ન્હાની છોકરી જોડે પરણ્યો હોવાથી અત્યાર સુધી ખંભાત રહેતો હતો.

"બાપાએ સલાહ કરી તેથી જયદેવ મહારાજ ઘણા નારાજ થયા છે."

"પણ આ ભટ્ટ લાટથી સંદેશો લઈ આવ્યા છે; અને તે જરૂરનો છે." કહી અડધો સંદેશાને લીધે, અને અડધો અંદર શું ચાલે છે તે જોવાના ઇરાદાથી ધનપાલ અંદર ગયો.

"આપ શાન્તુ મ્હેતાના ચિરંજીવી થાઓ?" કાકે મીઠાશથી પુછ્યું.

"હા. તમ્હે ત્રિભુવનપાલ મહારાજના સુભટ છો?"

"હા. તેમ્હણે મ્હને મોકલ્યો છે. ઉદા મ્હેતા લશ્કર લઈ ક્યારે આવે છે?"

"એ બીચારા પાસે ક્યાં બહુ લશ્કર છે કે લઇને આવે."

કાકે થોડા દિવસપર જ ખંભાતની પ્રતાપી સેના જોઇ હતી. તે આ જુઠાણું સાંભળી ચમક્યો; પણ જાણે જાણતો જ નહિ હોય તેમ ત્હેણે પુછ્યું: "એમ?"

"હા. એમ્હનું ઘણુંખરૂં લશ્કર તો કર્ણાવતીમાં રહ્યું."

"અરરર! ત્યારે મહારાજે ઉદા મ્હેતા પાસે કર્ણાવતી લઇ કેવી ભૂલ કરી! અત્યારે એમ્હની પાસે હોત તો કેટલી મદદ કરી શકત" કાકે વાત કઢાવવા કહ્યું.

"ખરેખર. ઉદા મ્હેતાએ તો મુંજાલ મ્હેતાને કેટલુંએ સમજાવ્યા પણ તે વખતે માન્યું નહિ. હવે જુઓ આ—"

"બરોબર છે." કાકે કહ્યું.

એટલામાં ધનપાલ પાછો આવ્યો અને કાકને કહ્યું કે મહારાજ બોલાવે છે. વાત અધુરી મુકી કાક રાજમંદિરમાં ગયો.

પાટણના રાજ્યકર્ત્તા વિશે કાકે ઘણું સાંભળ્યું હતું; તેમ્હના ઉપર ત્હેના પોતાના ભવિષ્યનો ઘણો આધાર હતો; અને ગઇ રાત્રે તેમ્હનામાંના શ્રેષ્ઠનું ત્હેણે અપમાન કર્યું હતું. આ કારણોથી ત્હેને જરા ક્ષોભ થયો. સામાન્ય રીતે કાકનો સ્વભાવ ગભરાય એવો ન્હોતો. એ પાંચ છ વર્ષ થયાં યુદ્ધોમાં અને રાજ્ય ખટપટમાં ઘુમતો હતો. સ્વભાવે તે નીડર હતો. બ્રાહ્મણ હોવાને લીધે તે પોતાની ઉચ્ચતાનો અભિમાની હતો; પોતાના જન્મ અને સંસ્કારની શ્રેષ્ઠતામાં શ્રદ્ધા હોવાથી ત્હેને વગરસત્તાએ સ્વાસ્થ્ય અને પ્રભાવ સ્વાભાવિક થઇ ગયાં હતાં; અનેક પ્રસંગે પોતાની બુદ્ધિ અને

બાહુના બળથી ત્હેણે વિજય મેળવ્યો હતો એટલે તે આત્મનિષ્ઠ હતો. આવા સ્વભાવ, સંસ્કાર અને જીવનથી ત્હેને જરા ક્ષોભ લાગ્યો તો પણ તે બ્હારથી શાન્ત અને સ્વસ્થ રહી શકયો.

જે ખંડોમાંથી તે જતો હતો તે કોતરકામ અને રસેલી નકશીથી ભરપૂર હતા. પણ જે વિમલશાહનાં દહેરાં જોઇ હાલનો જમાનો આનંદ માને છે ત્હેના કારીગરોએ તૈયાર કરેલાં રાજમંદિરનું સૌંદર્ય કે વૈભવ જોવામાં ત્હેનું ધ્યાન ન્હોતું. ત્હેની તીક્ષ્ણ નજર માત્ર રાજય મહેલમાં શું શું ચાલી રહ્યું હતું તે જ જોવામાં રોકાઈ હતી.

થોડી વારે ધનપાલ ત્હેને એક ઓરડામાં લઇ આવ્યો. તે ખંડનું અડધું ભોંયતલીયું બે હાથ ઉંચું કરવામાં આવ્યું હતું અને તે ચોરાને સોનાના સળીયા હતા. આખા ચોરા પર ગાદી પાથરેલી હતી, અને ત્હેના પર પાંચ માણસ બેઠાં હતાં.

કાક ચોરા આગળ જરા ઉભો રહ્યો અને ત્હેના પર બેઠેલા માણસો તરફ એક સર્વગ્રાહી નજર નાંખી. એક પળમાં ત્હેણે દરેકની કિંમત આંકવાનો પ્રયત્ન કર્યો.

ગાદીની વચ્ચે એક જરીનો તકીયો હતો; અને તે ઉપર જાણે અધીરાઇમાં બેસી ગયો હોય એમ એક સોળ સત્તર વર્ષનો છોકરો બેઠો હતો. તે શરીરે એકવડો હતો; ત્હેનો રંગ ઘઉંવર્ણો કરતાં જરા શામળો હતો; ત્હેના પ્હોંચા કાળા હતા. ત્હેણે જરીની ગ્હોટી કોરનું ધોતીયું પ્હેર્યું હતું; અને આખું અંગ અલંકારોથી ઝગમગતું હતું. ત્હેના ચંચલ મ્હોડા પર ગુસ્સાનું વાદળ ઘેરાયું હતું—ત્હેનાં ભવાં ચઢેલાં હતાં. ત્હેની મ્હોટી આંખોમાંથી લાલ નસો તરી આવી હતી. કાક તરત સમજી શકયો કે આ પાટણના પતિ જયસિંહદેવ મહારાજ હોવા જોઈએ.

એની જમણી બાજુએ મહાઅમાત્ય મુંજાલ મ્હેતા બેઠા હતા. કાલે રાત્રે ત્હેને જોયા હતા, ત્હેના કરતાં દિવસના અજવાળામાં ત્હેની ભવ્ય મુખરેખાઓ તે બરોબર જોઇ શકયો. ત્હેણે પાઘડી પગ આગળ રાખી હતી; અને જરા બેદરકારીમાં તકીયા પર હાથ ટેકવી, આડા પડ્યા પડ્યા જે વાત થતી હતી તે તે સાંભળતા હતા.

સ્હામે ત્રણ જણ બેઠા હતા. પહેલો માણસ, જે વિશળનો મ્હોટો ભાઇ દેશળદેવ જે ત્હેને રસ્તે પાલખીમાં જતો મળ્યો હતો તે લાગ્યો. ત્હેની ઉંડી આંખો અત્યારે વધારે ઉંડી જણાતી હતી; અને તે બીલાડીની ચપલતાથી તે બધા તરફ ફેરવતો હતો. કાકે ધાર્યું કે રાજ્ય–કુટુંબની જોડે નિકટ સબંધ ધરાવતો હોવાથી તે અહિંયા અત્યારે હતો. કાકનું ધારવું ખોટું ન્હોતું. જે ખેંગાર મંડલેશ્વરને ગઈ વાતમાં આપણે જોઇ ગયા ત્હેનો એ ગ્હોટો પુત્ર હતો. ખેંગાર મંડલેશ્વર સ્વર્ગસ્થ કર્ણદેવ મહારાજના પરમ મિત્ર હતા; ઘણી ટુંકી પેઢીના પિત્રાઇ હતા. ત્હેણે પોતાના શૌર્યથી સૌરાષ્ટ્રમાં એક મ્હોટું મંડલ જીતી ત્હેના પર સર્વોપરિ સત્તા જમાવી હતી; અને જુનાગઢના રા' નવઘણ જેવા અભિમાની રાજાની બ્હેન તે પરણ્યા હતા. ખેંગાર બધા મંડલેશ્વરો જેવા તોફાની ન્હોતા અને જીવતા સુધી ત્હેણે પોતાનું મંડલ બીજા મહંલેશ્વરોની માફક સ્વતંત્ર નહિં બનાવતાં પાટણના રાજાને તાબે રાખ્યું હતું.

ખેંગાર મંડલેશ્વર ત્રણ વર્ષ થયાં ગુજરી ગયા હતા, અને દેશળદેવ મંડલેશ્વર થયો હતો. મુંજાલની રાજ્યનીતીના પ્રાબલ્યે ઘણાખરા મંડલેશ્વરો પાટણની સત્તા કબૂલ કરતા હતા એટલે દેશળને પણ તે કબૂલ કર્યા વિના છૂટકો થયો ન્હોતો.

એની પાસે, જરા આગળ ધસી આવીને, ઉંધે પગે એક શસ્ત્રસજ્જિત યોધ્ધો બેઠો હતો. ત્હેનું શરીર પ્રચંડ હતું, અને ત્હેની ભુજાઓ લાંબી હતી. જેમ "નર-સિંહ" સમાસ થયો તેમ જો "નરહસ્તિ" સમાસ થાય તો આવા જ કોઈ માણસને લાગુ પડે એમ કાકને લાગ્યું. ત્હેણે આખે શરીરે બખ્તર સજ્યું હતું, અને ત્હેની લાંબી તરવાર સ્હામે પડી હતી. ત્હેના મ્હોટા મ્હોડાને ત્હેના લાંબા થોભીયાઓ ને મ્હોટી આંખો કાંઈ અદ્ભુત પ્રભાવ અર્પતાં. છતાં ત્હેના મ્હોડા પર ભલમનસાઇ અને નિખાલસપણું દેખાતું. તે ઉપરાંત અત્યારે ત્હેનું મ્હોડું શરમમાં કરમાયેલું અને આંખો ગળગળી થયેલી જોઇ કાકને વિચિત્ર લાગ્યું. આ યોદ્ધાના વર્ણન અને પરાક્રમ તે અરસામાં એટલાં જગજાહેર હતાં કે કાક ત્હેને તરત ઓળખી શકયો. તે સજ્જન મંત્રી હતો.

વનરાજદેવના જે મહામંત્રી ચાંપાએ ચાંપાનેર વસાવ્યું હતું ત્હેના સજ્જન મંત્રી વંશજ થતા હતા. પાવાગઢ જેવા દુર્જય થાણાના પતિ, આપા જેવા પ્રતાપી પૂર્વજ

ખ્યાતિનો વારસ, પાટણના ધનાઢ્યોમાં એક અગ્રણી. એવા આ સજ્જને પોતાના મોભ્ભાથી પાટણને પણ પ્રખ્યાત કર્યું હતું. કર્ણદેવે આરંભેલા વિગ્રહોમાં ત્હેનાં પરાક્રમ અદ્ભુત હતાં. તે સમરાંગણે ચાલતો તો ગજેન્દ્રની માફક; હોકારતો તો ગગનની ગર્જનાના પડઘા પાડતો; સંહારતો તો શંકરના તાંડવનૃત્યનો ખ્યાલ દેતો. જેવો પાવાગઢ દુર્જય તેવો જ ત્હેનો પતિ લેખાતો.

પણ ત્હેનું હૃદય બાલકથી પણ કોમલ હતું; ત્હેનો સ્વભાવ ભોળો અને ભલો હતો; ત્હેનો હાથ ઉદાર હતો. આ બધાને પરિણામે પાટણમાં ત્હેનો ધાક પડતો ન્હોતો; સોરઠનો રા' નવઘણ ત્હેને છેતર્યા કરતો. ખાનગી વ્યવહારમાં બધા એને લૂંટતા અને ત્હેનું ઘર અતિથિઓથી ભરેલું રહેતું. અત્યારે આ વીર નરમ પડી ગયેલો લાગતો હતો.

એની બાજુએ એક વૃદ્ધ ત્રિપુંડધારી મંત્રી બેઠો હતો. તે સ્વસ્થ ચિત્તે બધું જોતો હોય એમ કાકને લાગ્યું. કાક ત્હેને ઓળખતો ન્હોતો. તે મુલરાજદેવના હેવયૂ મંત્રીના વંશનો, સોલંકીઓનો પેઢીધર મંત્રી લુલો હતો. તે નાગર હતો; અને જૈન શિવાયના મંત્રીઓમાં ત્હેનો એકડો પહેલો ગણાતો હતો. તે ઘણો ઘરડો થવા આવ્યો હતો છતાં પાટણની રાજ્ય–સભામાં એની બુદ્ધિ નિરંતર ખપ લાગતી.

કાક, મહારાજાને ગુસ્સે જોઈ, ચોરા આગળ થોભ્યો. પણ જેવી ત્હેના પર નજર પડી કે જયસિંહદેવના કપાળ પરથી કરચલી ઓછી થઈ, અને મુંજાલ જરા ટટ્ટાર થયો. આ જોઈ તે ચોરા પર ચ્હડ્યો. ત્હેણે મહારાજના આગળ જઈ દંડવત્ પ્રણામ કર્યા.

"ત્હને ત્રિભુવનભાઈએ મોકલ્યો છે ?" જયસિંહદેવે પુછ્યું. "ત્હારું જ નામ કાક?"

કાકે હાથ જોડી બન્ને પ્રશ્નનો જવાબ દીધો: "હા, પ્રભુ !"

"ત્રિભુવનભાઈનો પત્ર તો વાંચ્યો. બીજું કાંઈ કહાવ્યું છે ?"

"હા, મહારાજ !" કાકે કહ્યું. "મંડલેશ્વર મહારાજે કહાવ્યું છે કે તેઓ કર્ણાવતી આગળ થોભશે, અને આપનો સંદેશો આવ્યે માલવા તરફ જશે."

"એની પાસે કેટલું લશ્કર છે ?" મુંજાલ મ્હેતાએ પૂછ્યું. કાકે ત્હેની સચોટ નજર અને સવાલ પૂછવાની રીત જોઈ; અને રાતનો પ્રસંગ યાદ આવવાથી જરા ગભરાયો. "મહારાજ ! મંડલેશ્વર મહારાજ પાસે ચાર હજાર પાળા અને બસેં હાથી છે."

"જુઓ ત્યારે આપણી પાસે ચૌદ હજાર પાળા ને સાતસો હાથી તો થયા, સજ્જન મ્હેતા !" જયદેવે કહ્યું.

"બાપુ ! મંડલેશ્વર મહારાજની તો હમણાં ખબર આવી" સજ્જને ધીમેથી જવાબ દીધો. "અને ઉબક પાસે તો વીસ હજારથી ઉપર ઘોડાઓ છે ને અગ્યારસેં હાથી" પણ આ પશ્ન અને ઉત્તર પર ધ્યાન આપ્યા વિના મુંજાલે પ્રશ્ન કરવા માંડ્યા.

"તું ક્યાંથી આવ્યો ? ખંભાતથી ?"

"જી હા."

"તું કેટલાં વર્ષ થયાં લશ્કરમાં છે ?"

આ સવાલનું કારણ શું હશે ત્હેની કાકને સમજ નહિ પડી. ત્હેણે જવાબ દીધો: "પાંચ."

"ત્હારા ધાર્યા પ્રમાણે ખંભાતમાં કેટલું લશ્કર છે ?"

કાકને આગલા સવાલની સ્હમજ પડી. ત્હેણે થોડો વખત વિચાર કરી કહ્યું "મહારાજ ! મ્હને લાગે છે કે પાંચ હજાર પાળા તો સ્હેજે નીકળી શકે."

"અને હાથી કેટલા !" જયદેવે પૂછ્યું.

"ત્રણસેં હશે."

"ત્યારે ઉબકે કેમ લશ્કર મોકલાવા ના પાડી ? એનું લશ્કર આવત તો આપણે લડી શકત." જયદેવે કહ્યું.

"અન્નદાતા ! આપે એની પાસે કર્ણાવતી લઈ લીધું ત્હેનું એને ખોટું લાગ્યું છે. ?" સજ્જન મંત્રીએ સાચી વાત કહી દીધી.

મુંજાલને કપાળે કરચલીઓ પડી. "ઉબક પાટણ પર ચ્હડી આવે છે ત્યારે એવી ચૂંક કહાડવાનો વખત છે ?" ત્હેણે તિરસ્કારપૂર્વક કહ્યું.

"એટલે માલીક કોણ હું કે ઉદો !" ગુસ્સામાં જયસિંહદેવે કહ્યું. "હું એને અને શાન્તુ મ્હેતાને બન્નેને દેખાડી આપીશ."

"એ વાત પછી. પણ હાલ આપણે માલવીઓને પાછા કહાડવાની વાત તો કરીયે." મુંજાલે શાન્તિથી કહ્યું.

"હવે શું બાકી રહ્યું છે ? શાન્તુ મ્હેતાએ બધું સમાધાન કરી દીધું હશે." તિરસ્કારથી મહારાજે કહ્યું.

"હજી સમાધાન કર્યું છે એવો સંદેશો નથી આવ્યો."



આ તો નહિં નાગ કન્યા પણ મૃત્યુલોકની નિર્દોષ બાલીકા, જુઓ પૃષ્ટ : ૨૦

લુલા મ્હેતા પ્હેલી વાર બોલ્યા. ત્હેનો અવાજ ધીમો અને ધડપણે ધ્રુજતો હતો.

"ત્યારે આપણે લશ્કર મોકલીયે તો શાન્તુ-મ્હેતા હજુ લઢી શકે." દેશળદેવે તીણે ઘાંટે કહ્યું.

"હા. એ વાત પણ સારી છે. તમ્હે અત્યારે હઝાર માણસ લઇ જશો? સાંજના અમ્હે બધા બાકીનું લશ્કર લઇ આવી પહોંચીશું." મુંજાલે એકદમ દેશળદેવને પૂછ્યું. મુંજાલનાં તેજસ્વી નયનોનો પ્રતાપ દેશળદેવને દઝાડતો હોય તેમ લાગ્યું. તે ફિક્કો પડી ગયો. આ ફેરફાર કાકે જોયો.

"હું-હું"-જરા ગભરાયેલે સ્વરે દેશળે પૂછ્યું.

"હાસ્તો, તમ્હે નહિ જશો ત્યારે કોણ જશે? શાન્તુ મ્હેતા સલાહ કરતા હશે તો પણ તમ્હારી સલાહ કામ લાગશે; અને વિગ્રહમાં તો પૂછવું જ શું?" મુંજાલે કહ્યું "શ્રનુ—"

"જી." જાણે ઉંઘમાંથી ઝબકીને જાગ્યો હોય તેમ સજ્જનનો છોકરો ગભરાઇને બોલી ઉઠ્યો. તે અત્યાર સુધી બધાથી દૂર બેઠો બેઠો જે કોઇ બોલતું ત્હેના મ્હોડા સ્હામું જોયાં કરતો હતો.

"ભીમા નાયકને કહી આવ કે મધ્યાન્હે બે હજાર માણસ તૈયાર કરે."

"પણ—પણ—" દેશળે વચ્ચે બોલવા પ્રયત્ન કર્યો.

"શું કહ્યું?" જરા સખ્તાઇથી મહા-અમાત્યે પૂછ્યું. ત્હેની આંખોમાં નિશ્ચલતા પ્રકાશી રહી; ત્હેના અવાજમાં દુર્જય સત્તા સ્પષ્ટ જણાતી હતી; અને જ્યારે ત્હેનું આ સ્વરૂપ પ્રકાશતું ત્યારે પાટણમાં ત્હેની સ્હામું થઇ શકવાની કોઇની પણ હિંમત ચાલતી નહિ. દેશળે હોઠ કરડયા અને વાત ફેરવી કહ્યું: "પણ-હું એમ કહું છું કે ત્રિભુવનપાલજીને સંદેશો કહાવીયે તો કેમ?"

"શો?"

"કે જલદીથી એ પણ શાન્તુ મ્હેતાને આવી મળે."

"હા. એ પણ રસ્તો સારો છે." જયસિંહ-દેવે કહ્યું.

"ઠીક." મુંજાલે કહ્યું. અને તે કાક તરફ ફર્યો: "કાક! ભાઈ તું મુસાફરી કરી થાકી ગયો હશે?"

"જો આપનો કાંઇ હુકમ હોય તો તૈયાર છું." કાકે કહ્યું.

"વારૂ ત્યારે સાંજના કર્ણાવતી જા; અને મંડલેશ્વર મહારાજને કહેજે કે સોમપુર તરફ આવી અમ્હને મળે. કેમ બરોબર કેની?" દેશળદેવને મુંજાલે પૂછ્યું.

તે કાંઇ વિચાર કરતો પકડાઇ ગયો એટલે ઉતાવળથી "હા-હા" જવાબ દઇ દીધો.

"વારૂ ત્યારે તું જા. તું કેવો છે?"

"હું વિપ્ર છું."

"એમ? ત્યારે તું-તમ્હે"-મુંજાલે કાકને બ્રાહ્મણ જાણી વચન બદલ્યું. "રાજગઢમાં જ જમજો."

"જો સજ્જનમંત્રીની રજા હોય તો. હું એમને ઘેરુ ઉતર્યો છું."

"મ્હારૂં ઘર—" રખેને અતિથિ ચાલ્યો જાય જાણી સજ્જન વચ્ચે બોલવા ગયો.

"તમ્હારા આતિથ્ય આગળ રાજગઢનો પણ હિસાબ નથી." હસતાં હસતાં મુંજાલે કહ્યું. "વારૂ. એમ રાખો. ચાલો દેશળદેવજી! તૈયારી કરો" કહી મુંજાલે પાઘડી ઉંચકી માથા પર મૂકી. "કાકભટ્ટ! તમ્હે જાઓ."

"જેવી આજ્ઞા" કહી કાક પગે લાગી ત્યાંથી ગયો. આટલો વખત જયસિંહદેવ ઉંડા વિચારમાં બેસી રહ્યો હતો. બીજા બધા ઉઠ્યા; પણ લુલો ઉઠતાં ઉઠતાં મુંજાલ પાસે પાનની થાળી પડી હતી તેમાંથી પાન લેવાને બહાને આવ્યો અને ધીમેથી પૂછ્યું: "પણ પાટણનું?-"

"મ્હારા ધ્યાનમાં છે. નિશ્ચિંત રહો" મુંજાલ મ્હેતાએ ધીમેથી જ જવાબ આપ્યો. જાણે કાંઇ વાત થઇ નથી એમ લુલો, સજ્જન અને દેશળ સાથે ત્યાંથી બ્હાર નીકળ્યો.

જયદેવ ગાંભાર્યમાં ગરકાવ થઇ ગયો હતો. તે અજાણ્યે તકીયા પર બેઠો હતો.

ત્યાંથી સરી પડ્યો, અને ત્હેણે એક ઉંડો નીસાસો મૂકયો. મુંજાલ થોડો વખત એની સ્હામું જોઈ રહ્યો. "કેમ બાલા રાજા! શો વિચાર કરી રહ્યાં છો?".

"બીજું શું? મ્હને લાગે છે સોલંકી કુલને કલંક લગાડવા હું જન્મ્યો છું." નિરાશા-ભર્યે અવાજે જયદેવે કહ્યું.

"કેમ?" મુંજાલે ટકોરમાં પૂછ્યું. ત્હેનું મ્હોડું વાત્સલ્ય–ભાવે દીપી રહ્યું હતું.

"તમ્હે શું જાણો? તમ્હે અમાત્ય છો. પણ તમ્હે સોલંકી નથી; તમ્હે પાટણના પતિ નથી. અત્યારે પાટણનું નાક કપાય છે તેમ્હાં જેટલું મ્હને લાગે એટલું બીજા કોને લાગે?" જયસિંહ અકળામણના ઉદ્‌ગાર કહાડી બોલ્યો.

મુંજાલના મ્હોડા પર અજબ જેવો ફેરફાર થયો. ત્હેનું હસવું, ત્હેનો વાત્સલ્યદર્શક ભાવ અદષ્ટ થયો અને ત્હેને બદલે ત્હેના ચ્હેરા પર સખ્તાઇ પ્રસરી રહી. ત્હેની તેજસ્વી આંખમાં અવર્ણનીય શોકના ઓળા પડ્યા. ત્હેણે ન કળાય એવો ધીમો નીસાસો મૂકયો અને ખેદયુકત અવાજે કહ્યું:

"ખરી વાત છે. આખરે ગમે તેવો પણ હું પ્રધાન; તમ્હે રાજા. રાજ જેટલું તમ્હારૂં તેટલું કાંઇ મ્હારૂં છે?"

જયસિંહદેવમાં આ માર્મિક વચનનો અર્થ સમજવા જેટલી પ્હોંચ ન્હોતી. "હારતો! નહિ તો તમ્હે આમ બેસી રહો? શાન્તુ મ્હેતા પૈસા આપી સમાધાન કરે, ઉદો મ્હારા હુકમની અવગણના કરે, પેલો કાક ધારે કે ઉબક અને નરવર્મા તો પાટણમાં આવી લાગ્યા! આથી મ્હારી કીર્તિને શી વધારે ધૂળ ભેગી કરવી છે?"

"તેથી તો હું તમ્હને કયારનો કહ્યા કરૂં છું કે તમ્હે બાલક કયારે મટશો? શા માટે તમ્હે રાજ્યતંત્ર ચલાવવા નથી મથતા?"

"કેમ મથું? મ્હને તો કાંઇ સ્હમજ નથી પડતી."

"કયારે સ્હમજ પડશે? કાલે ઉઠીને હું મરી ગયો તો? એ તો ઝંપલાવો; બધી સ્હમજ પડશે."

"કેવી રીતે ઝંપલાવું?"

"કેવી રીતે? તમ્હારે 'कालस्य कारणम्' થવું જોઈએ. ત્યારે રાજા થવાય."

"કાંઇ ભૂલ થઇ જાય તો? આપણું તંત્ર તે કાંઈ ઓછું છે?"

ધીમે ધીમે મુંજાલે કહ્યું. "હું સુધારનાર બેઠો છું ને. જયદેવ! જયારે તમ્હે બાલક હતા ત્યારે દેવીને મ્હેં વચન આપ્યું હતું કે તમ્હને ચક્રવર્તી બનાવીશ. ગમે તેમ કરી તે વચન પાળવાની સામગ્રી મ્હેં એકઠી કરી છે. પાટણ અત્યારે સબળ બન્યું છે; ત્હેનું સૈન્ય સજ્જ છે; ત્હેના વીરો સત્તાશીલ છે. હવે માત્ર એક જ વસ્તુ રહી છે."

"શી?"

"તમ્હે ચક્રવર્તી થવાનો સંકલ્પ કરો તે. જયદેવ! તમ્હે મ્હને અત્યારે રાજા અને અમાત્ય વચ્ચે ભેદ બતાવ્યો; હશે. પણ મ્હારા જેવો મંત્રી કોઇ રાજાને મળ્યો નથી અને મળશે નહિં." મુંજાલે ગર્વમાં માથું ઉંચું કર્યું અને ત્હેના સંસ્કારી અવાજમાં સત્તા ગાજી રહી. "બીજો કોઇ હોત તો છેલ્લા ચાર વર્ષમાં લખલૂટ ધન ભેગું કરત, અને પોતે ચક્રવર્તી બની જાત; અને મ્હારા માસા વિમલ મંત્રીની માફક કોઇક ચંદ્રાવતી[1] જઈ સ્વચ્છંદે સત્તા ભોગવત. પણ હું તેમાં મૂર્ખાઇ સમજું છું. પાટણની મહત્તાથી મ્હારે મ્હારી મહત્તા સાધવી હતી–અને તે મ્હેં સાધી છે. કર્ણદેવના વખતનાં નમાલાં સૈન્યો કોને લીધે સબલ થયાં? તોફાની મંડલેશ્વરો કોને લીધે તાબે થયા? લાટ આજે કોની નીતિથી ગુજરાતમાં ભળી ગયું? રા' નવઘણ કોની યુક્તિથી સકંજામાં રહ્યો છે? આ બધો પ્રતાપ જે અમાત્યને તમ્હે પાટણને માટે દરકાર નહિ રાખવાનો ઠપકો દીધો તે અમાત્યનો."

મુંજાલ થોભ્યો. ત્હેના શબ્દો આગળ જયદેવ દિંગ થઈ ગયો. મંત્રીના મ્હોડા પર જે દિવ્ય તેજ પ્રકાશી રહ્યું હતું તે જ તે જોઈ રહ્યો.

"હા. હું અભિમાની છું." મુંજાલે વિચારમાં માથું હલાવી આગળ ચલાવ્યું. "સત્તા મ્હને પ્રિય છે. પણ એ સત્તા મ્હેં સર્જાવી છે; તો શા માટે હું ગર્વ નહિં ધરૂં? છતાં–છતાં હું તમ્હને વિનવું છું કે જેવી હું સત્તા ચલાવું છું તેથી પણ વધારે તમ્હે ચલાવો; અને આમ મ્હારા ઓથામાં અલ્પ ન બનો.

---

૧. આબુની પાસે એક શહેર. ભીમદેવના વિમલ મંત્રીએ પાછળથી પાટણ છોડી ચંદ્રાવતીમાં સ્વતંત્ર સત્તા જમાવી હતી–વિમલપ્રબંધ.

હ્યો, અત્યારે જ ભારે પ્રસંગ છે—એનો તોડ કહાડો. આજથી જ રાજા બનો."

જયસિંહદેવ નરમ પડી ગયો અને ઉછળતે હૈયે ત્હેણે મુંજાલના હાથ પર હાથ મૂકયો.

"મ્હેતાજી ! મ્હેતાજી ! મ્હને ક્ષમા કરો. ઉતાવળમાં મ્હારાથી બોલાઈ ગયું. તમ્હે જે મ્હારે અને પાટણ માટે કર્યું છે એ હું કેમ વીસરૂં ? ગમે તેવો પણ હું તમ્હારો શિષ્ય."

"એ વિચાર જ કહાડી નાંખો. તમ્હે મ્હારા રાજા. જુઓ, તમ્હે અત્યારની સ્થિતિનો વિચાર કરતા હતા. નીરાંતે વિચાર કરી જુઓ, અને કાંઇ રસ્તો કહાડો."

"મ્હેતાજી !" જયદેવે કહ્યું. "જો જો પછી હું કાંઇ કરીશ તો ભારે પડશે. મ્હારે તો આ બધાને શિક્ષા કરવી છે."

"ભલે કરોની" જરા હસીને મુંજાલે કહ્યું. "પણ એક વાત યાદ રાખજો."

"શું ?"

"શક્તિ વિના શિક્ષા નહિ કરવી. શક્તિહીણની શિક્ષા અને નિર્ધનનું દાન,—એ બન્નેને અંતે—હાંસી." કહી મુંજાલ ઉભો થયો. "તમ્હે વિચાર કરી જુઓ, પછી આપણે વાત કરીશું."

મુંજાલ ત્યાંથી ગયો—પણ જેવો તે ત્યાંથી નીકળ્યો એટલે ત્હેની આંખોમાં ખેદ જણાયો અને ત્હેનું માથું જરા નીચું નમ્યું. ત્હેનું હૃદય બેચેન બન્યું હતું.

મુંજાલ ગયો એટલે જયદેવે પણ ઉંડો વિચાર કરવા માંડયો; પણ એટલામાં એક અઢારેક વર્ષનો કાન્તિવાન છોકરો ત્હેની પાસે આવ્યો.

"બાપુને ઘણી ખમ્મા."

જયદેવે જવાબ નહિં આપ્યો.

"જાત્રા જઇ આવીને શો રોફ આવ્યો છે ? અમ્હારો તો ભાવ જ નથી પૂછતા ?" છોકરાએ કહ્યું. તે લુલા મંત્રીનો પુત્ર અને જયદેવનો મિત્ર હતો.

"શોભ ! ચૂપ રહે, હું વિચાર કરૂં છું."

"હું પણ વિચાર કરૂં છું."

"શાનો ?"

"તમ્હે પહેલાં કહો—પછી હું કહું."

"હું હવે ખરેખરો રાજા થવાનો છું. મુંજાલ મ્હેતા કહે છે કે હવે બધો કારભાર મ્હારે ચલાવવો. બોલ ! હવે તું શો વિચાર કરતો હતો ?"

"હું પણ એ જ. તમ્હે ખરેખરા રાજા થાઓ તો મુંજાલ મ્હેતાને પાણીચું ને હું મહાઅમાત્ય." માંકડા જેવું મ્હોડું કરી શોભ બોલ્યો.

"બ્હામણા !" કહી જયદેવે ત્હેનો કાન આમળ્યો. "ત્હારી મજાકો રહેવા દેશે ?"

"આ રહી ત્યારે."

"એક કામ કર."

"બે. બોલો."

"બ્હાર એક લાટથી સુભટ આવ્યો છે. ત્હેનું નામ કાક છે. ત્હેને છાનોમાનો બોલાવી લાવ. કોઇ જાણે નહિં હો."

"હા" કહી શોભ ત્યાંથી દોડ્યો.



## પ્રકરણ ૫ મું.



### કૃષ્ણદેવે કેમ વખત ગાળ્યો.

ધનપાલ અને કાક રાજગઢ ગયા એટલે વિશળદેવ જયાં કૃષ્ણદેવ હતો ત્યાં પાછો વ્હળ્યો. કૃષ્ણદેવ નીરાંતે હિંચકા પર પડ્યો પડ્યો ઉંઘવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. વિશળ આવ્યો તે કૃષ્ણે ડંડે પેટે જોયા કર્યું અને પુછ્યું "કેમ ?"

"અમ્હે તમ્હારી કેટલી વાટ જોતા હતા. મ્હોટા ભાઇ તો અધીરા થઇ ગયા હતા." વિશળે કહ્યું. કૃષ્ણ આગળ ત્હેનો આડંબર જતો રહ્યો હતો અને એક દાસની માફક તે વાત કરતો હતો.

કૃષ્ણ જરા ટોળમાં ત્હેની સ્હામુ જોઇ રહ્યો અને થોડી વારે બોલ્યોઃ "નશીબ ત્હેનાં."

"પણ પેલાનું શું ?"

"કશાનું કશું નહિં" કહી તિરસ્કારમાં કૃષ્ણે પીઠ ફેરવી

"ત્યારે મ્હોટાભાઈને શું કહું ?"

"કે સાંજે મ્હને મળે."

"કયાં ?"

"કુણેશ્વર મહાદેવમાં."

"વારૂ જયજય."

કૃષ્ણે કાંઈ પણ જવાબ દીધો નહિ અને કાંઇ વધુ વાતનો પ્રસંગ મળવાની નિરાશા લાગી એટલે વિશળ બીચારો પાછો ગયો. ત્હેના ગયા પછી કૃષ્ણના મ્હોં પર થોડી વાર હસવું રહ્યું. પછી કાંઇ ચેન નહી પડવાથી તે ઉભો થયો અને પાછલી બારીયે જઇ ઉભો,

ઘરનો આ ભાગ ઘણો જૂનો હતો તેમ બહુ વપરાશમાં આવતો ન્હોતો, અને એની આ બારી પાછલી વાડીના જે ભાગમાં પડતી હતી તે પણ નિર્જન હતો. ખરૂં જોતાં આ વાડી ન્હોતી, પણ વિશાળતામાં, તરુ અને લતાઓના સ્વચ્છંદી વિકાસમાં, તે વન લાગતું. એક મોર, પત્નીઓ સહિત, આ બધાં ફળફૂલોનો માલીક હોય તેમ આનન્દે વિહરતો હતો. કૃષ્ણ થોડો વખત જોઇ રહ્યો અને પછી સ્હામે આવી રહેલા આકર્ષક દેખાવનું ખેંચાણ વધવાથી તે બારી ઝાલી, ભૂસ્કો મારી, નીચે વાડીમાં પડ્યો. ત્હેને આવી અસંસ્કારી રીતે ઉતરતો જોઈ, કલાપી માથું ઉંચું કરી, વિચારમાં પડ્યો; અને ઢેલોને ભેગી કરી જતા રહેવાનો નિશ્ચય દેખાડ્યો.

કૃષ્ણદેવે વાડીમાં ભટકવા માંડ્યું. ઘડી બે ઘડી ફરતાં પણ વાડીનો અંત નહિં આવ્યો એટલે આખરે ત્હેણે પાછા ફરવા માંડ્યું. થોડુંક ચાલતાં એક ન્હાનો જલકુંડ દેખાયો.

તે સ્થળ રમણીય હતું. જલકુંડની આસપાસ ઝાડોની ઘટાએ શાન્ત, શીતલ મંડપ રચ્યો હતો. જાણે બીજો ધંધો જ ન હોય તેમ કૃષ્ણ ત્યાં ઉભો રહ્યો અને થોડી વારે સુવાનો વિચાર કરી એક વાડને ઓથે આડો થયો. ઉંઘ આવતાં પહેલાં ત્હેને વિચાર થયો કે આમ નિરર્થક વખત ગુમાવવાથી, આમ પડી રહેવાથી ત્હેના હિતને નુકશાન કે ત્હેની યોજનાઓને હાનિ તો નહિં પ્હોંચે ? પણ સ્થળનાં સૌંદર્ય અને શાન્તિનો નીશો ત્હેની રગોમાં પ્રસરી રહ્યાં હતાં. ત્હેણે આંખો મીંચી નીરાંતે ઉંઘવા માંડ્યું.

થોડી વારે–કેટલી વાર થઈ ત્હેનું ત્હેને ભાન રહ્યું નહિ–કંકણના અવાજે ત્હેને જગાડ્યો. તે સૂતો હતો ત્યાં ને ત્યાં જ ફર્યો; સ્હામે જલકુંડમાં કોઇ બાલા ન્હાતી હતી. બીજી પળે બાલા ફરી; અને એક મ્હોટા, સુંદર, તેજસ્વી મુખની કૌમુદી ત્યાં પ્રસરી રહી. કૃષ્ણનું સ્વસ્થ હૃદય પણ અસ્વસ્થ બન્યું.

બાલા ન્હાની હતી–આશરે ચૌદ પંદર વર્ષની લાગતી હતી. ત્હેના લાંબા વિખરાયેલા વાળના બનેલા વસ્ત્રમાંથી ત્હેના અંગોનું મનોહર લાલિત્ય અડધું દેખાતું હતું–અડધું સૂચન થતું હતું. આટલી ન્હાની ઉમર છતાં મુખ પર, મસ્તાનપણાની મોહક રેખાઓ હતી. આંખોમાં ઉન્મત્તતાનો આરમ્ભ થવા માંડ્યો હતો. કૃષ્ણ રસિક હતો. સૌંદર્યનો અનુરાગી હતો. તે આ બાલાને જોઇ ગાંડો થઇ ગયો: તે નાગકન્યા છે કે મૃત્યુલોકની માનવબાલા, ત્હેનો વિચાર કરવા લાગ્યો.

તે નાગકન્યાની નજર લતા અને પાંદડાંમાંથી ચમકી રહેલી કૃષ્ણની આંખો તરફ ગઇ, અને તે ગભરાઇને જોઇ રહી.

"એ કોણ છે ?"

"એ તો હું" કૃષ્ણે જરા હસીને કહ્યું અને બેઠો થયો.

"હું તે કોણ ?" જરા રોફમાં બાલાએ પૂછ્યું.

"અરે પણ ગુસ્સે શા માટે થાઓ છો ?" કહી કૃષ્ણ ઉભો થયો અને તે છોકરી સ્હામું જોઇ રહ્યો. છોકરી આ સ્વરૂપવાન સંસ્કારી પુરુષને જોઇ અડધી શરમાઈ અને અડધી ગભરાઇ. ત્હેણે માત્ર નીચું જોયું.

"મ્હેં જાણ્યું નાગકન્યા ભૂલી પડી કે શું ? હું તો બીધો" કહી કૃષ્ણદેવ હસ્યો. પછી જરા નફટાઈથી ત્હેણે ઉમેર્યું "હું જરા નાગકન્યાઓથી બહુ બીહું છું."

એના શબ્દો ગુસ્સો પેદા કરે એવા હતા; કોઇ બે વર્ષ મ્હોટી બાલા આ શબ્દો સાંભળતાં અપમાન પામત. પણ આ છોકરી બાલક હતી; ત્હેનામાં નવયૌવનાઓ કરતાં સહનશક્તિ વધારે હતી, અને કૃષ્ણદેવનો મોરલી જેવો અવાજ નાગને પણ વશ કરે એવો હતો;–પછી આ તો નહિં નાગકન્યા પણ માત્ર મૃત્યુલોકની નિર્દોષ બાલિકા. એ બિચારી કૃષ્ણના મનોહર મુખ સ્હામું જોઈ રહી. ત્હેના સંસ્કારી, મશ્કરી કરતા અવાજના સૂરના, ત્હેના મોહભર્યા હાસ્યના પાશમાં તે ગુંચવાઇ ગઈ. ત્હેણે પહેલાં ત્હેને કોઈ નોકર કે હલકા વર્ગનો માણસ ધાર્યો હતો–પણ હવે તે ગભરાઇ; પોતે કેવી રીતે પાણીમાંથી નીકળશે ત્હેની સમજ પડી નહીં; આ પુરુષને દૂર જવાનું કેવી રીતે કહેવું તે સૂઝયું નહિં.

કૃષ્ણદેવ આ બાલાના ગભરાટનું કારણ સમજ્યો, પણ તે ખસ્યો નહિં. ત્હેની તેજસ્વી આંખો બાલાના અંગે અંગને અંતરમાં ખેંચી લેતી હતી. ગભરાટથી ત્હેના મ્હોં પર આવતા ભાવોની રમણીયતા જોઇ તે ખુશ થતો હતો. આખરે છોકરી શરમમાં, બાલપણની ગભરામણમાં, નિર્દોષતાથી હસી. સ્હામું કૃષ્ણ પણ હસ્યો.

બે પળ રહીને કૃષ્ણ બોલ્યો: "તમ્હારે બ્હાર આવવું છે? ઉભાં રહો. હું પેલા ઝાડ આગળ ઉભો રહું. પણ જો જો અલોપ થઇ ન જતાં. મ્હને ખાત્રી નથી કે તમ્હે મૃત્યુલોકનાં છો."

બાલા પાછી હસી; કૃષ્ણદેવ પોતાનો ભાવ સમજી ગયો માટે શરમાય એટલી તે મુગ્ધા ન્હોતી. કૃષ્ણ ઝાડ આગળ ઉભો રહ્યો અને બાલાએ ઝપઝપ કપડાં પ્હેર્યાં.

આખરે તે કૃષ્ણ પાસે આવી ત્યારે તે દૂર જોઈ, સીસોટીથી સંગીત ચલાવતો હતો.

"આવ્યાં? તમ્હે સજ્જન મંત્રીની દીકરી, એમ?"

"હા." પોતાનો અંબોડો ઠીક કરતાં બાલાએ કહ્યું.

"તમ્હારૂં નામ શું?"

"સોમ સુંદરી. તમ્હે કયે દેશથી આવો છો?"

"જે દેશમાં તમ્હારા બાપે હાક વર્તાવી ત્યાંથી?" જરા તિરસ્કારમાં કૃષ્ણે કહ્યું.

"સોરઠમાંથી. હું પણ ત્યાં જ જન્મી હતી" સોમે કહ્યું.

"તે વગર આટલું રૂપ હોય નહિ."

સોમ હસી. "તમ્હે ત્યારે તો મ્હોટાભાઇને મળ્યા હશો?"

"કોણ ભદ્રરાજ પરશુરામને? ના. હું આવ્યો ત્યારે મળી શક્યો નહિ." કૃષ્ણે આ એટલા તિરસ્કારપૂર્વક કહ્યું કે સોમે પણ ઉંચું જોયું. તે જોઇ તરત કૃષ્ણે સવાલ કર્યો: "તમ્હારા બાપા ખુશીમાં છે? વચ્ચે માંદા હતા ને?"

"હવે ઠીક છે." સોમને આ માણસ જાણે ઘરનો જ હોય તેમ લાગ્યું. "સાચું પૂછો તો એ તો કાંઇ માંદા જ ન્હોતા. પણ ઘણા વર્ષ થયાં પાટણ ન્હોતા આવ્યા તેથી," સોમ હસી. ત્હેના હાસ્યમાં નીખાલસપણું હતું.

"તમ્હે કોને ત્યાં પરણ્યાં છો?" કૃષ્ણે પૂછ્યું. ત્હેની પુછવાની રીત એવી સ્નેહાળ હતી કે ગમે ત્હેને વિશ્વાસ પેદા થાય.

"ના. હું હજુ નથી પરણી."

"ત્યારે વેવિશાળ તો થયું જ હશે. સજ્જન મંત્રીની છોકરી કાંઇ એમની એમ રહે?"

સોમ શરમાઇ નીચું જોઈ રહી અને સ્વભાવે ભલી હોવાથી જરા ખિન્ન બની. ત્હેને ન્હાનમ લાગી. "મ્હારૂં વેવિશાળ થવાનું છે."

"તમ્હે દરરોજ અહિંયાં ન્હાવા આવો છો?"

"હા. મ્હને ઘણો શોખ છે. ચાલો હું ઘરમાં જાઉં. મ્હારી બા મ્હને વ્હઢશે. આજે હું ઘણી મોડી થઇ ગઇ."

"તેમ્હાં શું? માબાપોનો વ્હડવાનો ધર્મ છે; છોકરાંઓનો વ્હડવાને માટે ઉંધા ચાલવાનો ધર્મ છે." કૃષ્ણે કહ્યું. સોમને હસવું આવ્યું. ત્હેણે ઝપાટાબંધ ઘર તરફ ચાલવા માંડ્યું.

"તમ્હારા ભાઇ પરશરામ હાલ કયાં છે? ત્હેની કાંઈ ખબર છે?"

"છેલ્લી ખબર તો વંથલીથી આવી હતી."

"એમ? ત્યારે અહિંયા સજ્જનમંત્રીને તો બહુ મહેનત પડતી હશે. લશ્કર ઘણું હશે." કરી કૃષ્ણે પૂછ્યું "કેટલું હશે વારૂ?"

"મ્હને શું ખબર!"

"હત તમ્હારો ભલો થાય. સજ્જનમંત્રીની છોકરી થઇ એટલું જાણતા નથી. તમ્હારે તો બધી ખબર રાખવી જોઈએ."

"ખરી વાત છે!" સોમે કહ્યું "મ્હારા દેખતાં વાત તો ઘણીયે થાય છે. પણ એ પંચાત મ્હારે શી?"

"એમ તે હોય? મ્હેં સાંભળ્યું છે કે ત્રિભુવનપાલનાં પટરાણીએ તો એક વખત પાટણ પડતું બચાવ્યું હતું" જરા તીરસ્કારથી કૃષ્ણે કહ્યું.

"પ્રસન્નબા તો ઘણાં હુશીયાર છે."

"સોમ–ઓ સોમ–બ્હેન!" કોઇ પુરુષનો અવાજ જરા દૂર સંભળાયો.

"કોણ એ–લક્ષ્મણ! તું કયાંથી? લક્ષ્મણ!" સોમે સ્હામી બૂમ પાડી. ત્હેની બૂમમાં સ્નેહોર્મિઓ હતી. થોડી પળમાં એક પચ્ચીશેક વર્ષનો જુવાન, શસ્ત્રસજ્જિત યોધ્ધો દોડતો આવ્યો, પણ કૃષ્ણને જોઈ, તે ખંચાઇને ઉભો.

"આ આપણે ઘેર અતિથિ છે. સોરઠથી આવ્યા છે." સોમે લક્ષ્મણને કહ્યું. લક્ષ્મણે જરા અભિમાનથી જોયા કર્યું. "તું કયારે આવ્યો?"

"તું દેખે છે ત્યારે."

"કેમ માલવી સેનાપતિ કેટલો દૂર છે?"

"બહુ દૂર છે. તું કેમ ગભરાય છે?" કહી લક્ષ્મણ પાસે આવ્યો.

"આ સમાધાનની વાતો આવે છે તે ખરી કે ખોટી?" કૃષ્ણે પૂછ્યું.

"ખરીયે નથી ને ખોટીયે નથી" લક્ષ્મણે કહ્યું.

"તું બાપાને મળ્યો?"

"હા. ચાલ હવે તું વ્હેલી પગ ઉપાડે છે કે નહિ. મ્હને ભૂખ લાગી છે" કહી લક્ષ્મણે ઉતાવળ કરી. એટલામાં ઘર આવ્યું અને કૃષ્ણને બીજી તરફ વીદાય કરી, ભાઇ અને બ્હેન અંદરના ભાગમાં ગયાં.



દેશળદેવ અને વિશળદેવ.
દેશળદેવના મ્હોડા પર કંઇ ફેરફારો થયેલા તેણે જોયા.

## પ્રકરણ ૬ ઠું.

### જેમાં કાકને એવી ખાત્રી થાય છે કે પોતે પાટણનો રાજા થયો છે.

પાટણના રાજ્યકર્તાઓના મંડલમાંથી બ્હાર જતાં કાકના મનમાં કાંઇ કાંઇ વિચારો થવા લાગ્યા. ત્હેની તીક્ષ્ણ બુદ્ધિ પાટણના રાજ્યતંત્રમાં શા શા રંગ છે તે ખોળવાને મથી રહી. ત્હેને કેટલીક વસ્તુઓ સ્પષ્ટ જણાવા લાગી.

બ્હાર નીકળતાં ત્હેણે વિશળદેવને રાજગઢમાં પેસતો જોયો. તે જઈને ત્હેને મળ્યો.

"કેમ કયાંથી આવ્યા તમ્હે?"

"મ્હોટાભાઇનું કામ છે. અંદર બેઠા છે?"

"હા. હમણાં તમ્હારાથી જવાય તેમ નથી. પણ તમ્હે તો સજ્જનમંત્રીને ત્યાં બેસવાના હતા ને?"

"હા. પણ હું શું કરૂં? મ્હને જરૂરનું કામ છે" વિશળે ઉતાવળથી કહ્યું. ત્હેને કાંઇ ઘણી જરૂરી વસ્તુ કહેવાની છે એમ કાકને લાગ્યું. વખત છે ને તે કૃષ્ણદેવ સંબંધી તો ન હોય.

"હવે એવું તે શું મ્હોટું કામ છે? પહેલાં ઉબકને મારી હાંકવાની તો વાત કરે; પછી બીજી."

"અરે તમ્હે શું જાણો. લ્યો આ આવ્યા." કહી દેશળ મંડલેશ્વર બ્હાર નીકળતા હતા ત્હેના તરફ વિશળ ગયો. કાકે ધ્યાનથી એ બે ભાઈઓની વાત સાંભળવા પ્રયત્ન કર્યો, પણ કાંઇ સફળ થયો નહિ. પણ દેશળદેવના મ્હોડા પર કાંઈક ફેરફાર થયા તે ત્હેણે જોયા.

એટલામાં એક અજાણ્યા છોકરાએ આવી ત્હેને ખભે હાથ મૂકયો "કાક ભટ્ટ તમ્હે?"

"હા. કેમ ભાઇ?"

"જરા મ્હારી સાથે આવોની. જરા કામ છે."

"શું કામ છે?"

"મહારાજ બોલાવે છે" છોકરાએ નીચા વળી કાનમાં કહ્યું. કાક ચમકયો. ત્હેને લાગ્યું કે ગઇ કાલે રાતની કાંઈ શિક્ષા થવાની; પણ મૂગે મ્હોડે તે ત્હેની સાથે ગયો. છોકરે બીજો રસ્તો લીધો અને જે ખંડમાં એ પ્હેલાં ગયો હતો તેનાથી બીજી દિશામાં આવેલા એક ઓરડામાં તેઓ ગયા.

એક સોને મઢેલા હિંચકા પર, અધીરાઈથી જયદેવ હિંચતો હતો. ત્હેના મ્હોડા પર ચિન્તા અને નિશ્ચય બે દેખાતાં હતાં. કાક

આવ્યો અને હાથ જોડી ઉભો રહ્યો એટલે હેણે હિંચકો રાખ્યો.

"શોભ, જરા તું બ્હાર જઈ ઉભો રહે. કોઇ આવે તો કહેજે."

"જેવી આજ્ઞા" કહી શોભ બહાર ગયો.

"કાક ભટ્ટ! તમ્હે પત્ર લાવ્યા તેમાં ત્રિભુવનભાઇ લખે છે કે ઘણા વિશ્વાસુ અને બાહોશ માણસ છો."

"જી." કાકે કહ્યું.

"મ્હને લાગે છે કે એ વાત ખોટી છે" ધીમેથી રાજાએ કહ્યું. કાક જરા વિસ્મિય થયો. આટલા માટે એને પાછો બોલાવ્યો. તે કાંઈ બોલ્યો નહિ. "કાલે રાતે તમ્હે ઘણાં ગપ્પાં મારતા હતા."

"ક્ષમા કરો અન્નદાતા!" જરા કાકે ગર્વથી કહ્યું: "હું ગપ્પાં ન્હોતો મારતો; જે કહેતો હતો તે ખરૂં કહેતો હતો."

"ત્યારે એમ કે હું નામનો જ રાજા છું–નહિં?" જરા ગર્વથી રાજાએ પૂછ્યું.

"બાપુ!" કાક ચેતી ગયો કે રાજાને કાંઇ ગરજ છે એટલે હેણે પોતાનું પ્રાબલ્ય દેખાડવા માંડ્યું.

"ત્રિભુવનપાલ મહારાજે જયારે મ્હને સલાહકાર બનાવ્યો ત્યારે અભય વચન આપ્યું હતું. સત્ય કહેવાની રજા ન હોય તો સલાહ લેવી નહિ."

જયદેવે ઉંચું જોયું. હેને લાગ્યું કે આ માણસ હેનું માન ભંગ કરે છે; પણ કાકની સ્હામું જોતાં એવું કાંઇ દેખાયું નહિ. સ્વાસ્થ્ય અને વિનયની મૂર્તિ સમો, હાથ જોડી, પોતાનું મજબુત, છટાદાર શરીર માનભેર સંકોચી તે ઉભો હતો. મહારાજાએ નખશીખ હેને નીહાળ્યો; હેનાં સ્નાયુ–બદ્ધ અંગો, હેની છટાભરી ઉભા રહેવાની રીત જોઇ હેના પર શ્રદ્ધા આવી. પણ અજાણ્યા માણસ પર એકદમ વિશ્વાસ મૂકવો હેને ગમ્યું નહિ.

"મ્હારે સલાહ નથી લેવી." હેણે કહ્યું: "માત્ર ત્રિભુવનભાઈ અત્યારે હોય તો શું કહે તેટલું જ જાણવા માગું છું."

"જેવી આજ્ઞા."

"તમ્હે એમ ધારો છો કે આ શ્રાવક શેઠો મ્હને નમાલો કરી મૂકે છે?"

"ના બાપુ! હું એમ માનું છું કે એમના વડે પાટણની સત્તા છે."

જયસિંહદેવને વ્હેમ ગયો. હેણે કાક સ્હામું ઝીણી નજરે જોયું. "એટલે?"

"ત્રિભુવનપાલ મહારાજનો અને મ્હારો બન્નેનો એ જ અભિપ્રાય છે. આજે આપણું રાજય ટક્યું છે હેનું કારણ આટલુંજ કે શ્રાવકોને નવા રાજયો સ્થાપવાની આકાંક્ષા નથી; તેઓ પાટણના મંત્રીઓ બની સંતોષ પામે છે; અને ગમે ત્યાં પૈસો મેળવી આખરે પાટણમાં આવી રહે ત્યારે જ તેઓ રાચે છે."

"તમ્હે નાગર છો?"

"ના જી."

"તમ્હે નાગરોની સત્તા દુર્જય માનો છો?"

"અન્નદાતા! એમ હું માનતો નથી. ત્રિભુવનપાલ મહારાજ કહેતા હતા તે પ્રમાણે મુલરાજદેવ મહારાજે નાગરોની સત્તા વધારી. જો એમ હોય તો મુલરાજદેવ મહારાજની બુદ્ધિને ખરેખર ધન્ય છે."

"કેમ?"

"એ લોકોને પણ પાટણ પર સ્નેહ છે. શ્રાવકો જેટલો સ્નેહ નથી, છતાં જૈન સત્તાને કાબુમાં રાખવાનું તેઓ સબળ હથિયાર છે. એ તો એક બીજાથી જ મ્હાત રહે એમ છે."

"કાક! આટલી બધી માહિતી તમ્હે કયાંથી મેળવી?"

"આજે ત્રણ વર્ષ થયાં મંડલેશ્વર મહારાજ મ્હારી સાથે જરાયે જરા વાતનો વિચાર કરે છે."

જયદેવ વિચારમાં પડ્યો. આ માણસ પર હેને વિશ્વાસ આવ્યો. "એમ છે, ત્યારે હું નામનો રાજા છું એમ કેમ તમ્હે કહેતા હતા?"

"બાપુ! મ્હને શિક્ષા કરવા માટે આ બધું પૂછો છો? ત્યારે શું કામ નકામી તસ્દી લો છો. જે શિક્ષા દેશો તે હું સહન કરીશ."

જયદેવ હસ્યો. "કાકભટ્ટ! તમ્હારી શંકા ખોટી છે. ત્રિભુવનભાઇને મળું ત્યાં સુધી મ્હારે કોઈ વાત કરનાર નથી માટે પૂછું છું. તમ્હને શિક્ષા કરવા નથી પૂછતો."

"આપને સલાહકારની શી ખોટ?" કાકે પૂછ્યું. "મહાઅમાત્ય કયાં કોઇથી ઉતરે તેવા છે?"

જયદેવે હોઠ કરડ્યા. "મ્હેં એક નિયમ કર્યો છે. હવે મ્હારે મુંજાલ મ્હેતાની સલાહ વગર રાજ ચલાવવું છે."

કાક વ્હેમાયો. મુંજાલની સ્હામે કાવત્રામાં જોડાવું એટલે ઉંધા જ ગણપતિ બેસાડવા જેવું થાય. હેને એવી મૂર્ખાઇ કરવી ન્હોતી.

"અન્નદાતા! ક્ષમા કરો. પણ જો ખ્યાતિ સારી હોય અને એ પ્રસંગે મ્હારો પોતાનો થયેલો અનુભવ ખરી સાક્ષી પૂરતો હોય તો એક જ વાત કહીશ: એ વિચાર માંડી જ વાળો. જે દિવસે મહાઅમાત્ય આપની વિરુદ્ધ

થયા, તે દિવસે શું થશે તે હું કલ્પી પણ શકતો નથી. આપ ગાદી પર આવ્યા ત્યારે મુંજાલ મ્હેતા વિફર્યા હતા તે આપને યાદ હશે?"

"હા,–હા,–હા!" કહી મહારાજ ખુબ હસ્યા. "ત્હને કોણે કહ્યું કે મુંજાલ મ્હેતાની સ્હામો હું થવાનો છું! ગાંડા! એમ્હને તો હું પિતાતુલ્ય ગણું છું. એમ્હણે જે મારે માટે કર્યું છે તેટલું તો કોઇએ નથી કર્યું. આ તો એ મ્હારી કસોટી કરવા બેઠા છે–અને મ્હારે ઓછા ઉતરવું નથી."

"જી."

"હવે મ્હારે શું કરવું?" નિખાલસ હૃદયે જયદેવે પૂછ્યું. "એક આ શાન્તુ મ્હેતા સમાધાન કરી આવ્યા. બીજું, ઉદાએ મ્હારૂં નાક કાપ્યું. મ્હારી આબરૂ જાય નહિ અને એ બેને શિક્ષા થાય એવો કાંઇ રસ્તો જોઇએ. હવે હું વધારે વખત આ સહન કરવાનો નથી."

"બાપુ! શાન્તુ મ્હેતાએ જે કર્યું તે ઠીક જ કર્યું."

"શું ઠીક કર્યું–કપાળ!"

"અન્નદાતા! શાન્તુ મ્હેતા લડવા નીકળ્યા હોત તો પાટણ નવઘણ રા' એ કયારનું લીધું હોત."

"સોરઠનો!" રાજાએ ચકિત થઇ પુછ્યું.

"ઉદા મ્હેતા નફટ થઇને બેઠા, દાદાક મ્હેતાએ કર્ણાવતીમાં નામનાં માણસ રાખ્યાં છે, મોઢેરામાં કાંઇ લશ્કર નથી. અહિયાંનું લશ્કર ઉબકની સ્હામું જાય–પછી સોરઠીઓ આવે ત્યારે પાટણનું શું થાય?"

"પણ રા'ને તો પરશુરામ સાચવે છે?" રાજાએ પૂછ્યું.

"બાપુ! મ્હને તો એ ભ્રમ લાગે છે. રસ્તે હું આવ્યો તે તપાસ રાખતો આવ્યો છું. માનો નહિં માનો પણ નવઘણ રા' તો આ તકનો લાભ લઇને દડમજલ પાટણ પર આવે છે."

"આ વાતની કોઇને કાંઇ ખબર કેમ નથી? એમ હોય તો મામલો ગંભીર છે."

"મ્હને તો ખાત્રી છે કે મહાઅમાત્ય બધું જાણે છે" કાકે કહ્યું. "આજે આપે નહિં જોયું? દેશળદેવ મહારાજને ત્હેણે પાટણમાંથી કેવી યુક્તિસર બહાર કહાડયા? મ્હને લાગે છે કે એનું કારણ પણ એ જ."

મહારાજ દિંગ થઇ ગયા. ત્હેને કેટલોક વ્હેમ પડ્યો હતો તે ખરો ઠર્યો. "પણ આજે સાંજે તો અમ્હે પણ પાટણમાંથી લશ્કર લઇને જવાના છીયે; ત્હેનું કેમ?"

"એની જરા મ્હને પણ સમજ નહિં પડી. વખતે સાંજના મહાઅમાત્ય ના પણ પાડે. પણ મ્હને ખાઈને શા સારૂ બોલાવ્યો છે તે હું જાણું છું."

"શા સારૂ?"

"દેશળદેવને ખાતર મ્હારે મ્હોડે જૂઠ્ઠું કહ્યું: પણ ખરો સંદેશો તો મંડળેશ્વર મહારાજને મ્હારી જોડે એટલો જ કહાવશે કે તેણે, કાં તો કર્ણાવતીમાં લશ્કર લઈ રહે, નહિં તો વઢવાણ તરફ પ્રયાણ કરવું." કાકે ભવિષ્ય ભાખવા માંડયું.

"ત્યારે દેશળદેવ હરામખોર છે?"

"મ્હને લાગે છે, એ કાંઇ ગડબડ મચાવી રહ્યા છે ખરા. હું થોડા દિવસમાં ખોળી કહાડીશ."

"જો તું કહે એટલું ખરૂં નીકળે તો કાક! તું પણ જબરો છે. પણ ઉદા મ્હેતાનું કેમ?"

"એને મ્હાત કરવો અઘરૂં કામ છે. આપની રજા હોય તો હું કર્ણાવતી જઇ ત્યાંથી ખંભાત જઇ આવું. કાંઇ રસ્તો સૂઝશે ખરો."

"હા. જરૂર જજે. એને ઠેકાણે કરવો પડશે. એનું માથું ખસી ગયું છે." જયદેવે કહ્યું. થોડી વારે ત્હેણે ઉમેર્યું: "દેશળદેવને જવા દેવો—"

"જેમ બને તેમ ઉતાવળે" કાકે ઉમેર્યું.

"હા. અમ્હારે જવું નહિ પણ પાટણમાં જ રહેવું, ને તમ્હારે ત્રિભુવનભાઇને કહેવું કે ઉબક સ્હામું નહિં જતાં 'રા' નવઘણ સ્હામું જવું" રાજાએ ગોખવા માંડ્યું;—પણ વધુ ગોખાઇ રહે તે પહેલાં શોભ આવ્યો.

"બાપુ! મ્હેતાજી આવે છે."

"કોણ મુંજાલ?" રાજાએ જરા ગભરાઇ કહ્યું. "કાક! તું પેલા છજામાં જતો રહે."

એક શબ્દ બોલ્યા વિના, એક ફલંગ મારી કાક ત્યાં ભરાઈ ગયો. જયદેવ નીરાંતે બેઠો હોય એવો ડોળ કરી હિંચકા ખાવા લાગ્યો. ત્હેનું હૈયું હર્ષે નાચવા લાગ્યું; ત્હેનું મગજ મુંજાલ અને કાકની બુદ્ધિનો વિચાર કરવા લાગ્યું.

મુંજાલ હસતો હસતો આવ્યો. ત્હેને ખાત્રી હતી કે જયદેવ નિરાધાર થઇ બેઠો હશે; અને આખરે શું કરવું તે તે શીખવશે. તે આવ્યો અને શોભ સ્હામું જોયું. શોભ ત્યાંથી ચાલ્યો ગયો.

"કેમ મહારાજ ! શું વિચાર કર્યો ?" મુંજાલ હિંચકા પર બેઠો. એકાન્તમાં રાજા-પ્રધાનનો સંબંધ આ બે વચ્ચે જરા પણ રહેતો નહિ. કાકે છજામાં કાન માંડી સાંભળવા માંડ્યું.

"દરેક બાબતનો. પણ તમ્હારે મને ખબર આપવી પડશે. કેટલીક બાબતની બાતમી તમ્હને મળે છે તે મ્હને નથી મળતી."

"હા. કહો ત્હેની કહું." મુંજાલ જેમ છોકરાને લડાવે તેમ બોલવા લાગ્યો.

"શાન્તુ મ્હેતાના શા સમાચાર છે ?"

"હમણા સજ્જન મ્હેતાનો લક્ષ્મણ આવી ગયો. તે કહે છે કે સમાધાન ઘણું ખરૂં થઇ ગયું. પછી કાંઈ ?"

"રા' નવઘણ કયાં છે ?"

મુંજાલ ચમકયો. "કયાં છે તે મ્હને ચોક્કસ ખબર નથી."

"એણે પાટણ પર સ્વારી કરવાની શરૂઆત કરી છે" જયસિંહદેવે જરા ડોળ ઘાલી કહ્યું. મુંજાલ વધારે ચમકયો; આ વાત જો બ્હાર પડી જાય તો લોકોમાં ગભરાટ વધે એમ એનું માનવું થયું.

"અને અહિયાં કાવત્રાંબાજો પાટણને દગો દેવા તૈયાર છે."

"શું કહો છો ?" રાજાને મળેલી ખબર કેમ અને કોણે આપી તે ન સ્હમજાતાં મહાઅમાત્ય જરા ગુંચવાયો.

"વિચાર કરતાં મ્હને લાગે છે કે મ્હારી ભૂલ હતી. શાન્તુ મ્હેતાએ બાહોશી અને દુરઅંદેશી વાપરી જ આ સમાધાન કર્યું હોય એમ દેખાય છે."

"જયદેવ ! આ ડહાપણ કયાંથી આવ્યું ?"

"તમ્હારા જેવા મંત્રીના સહવાસથી" જયદેવે રોફબંધ હસીને કહ્યું. છજામાં કાક પણ હસવા લાગ્યો. મુંજાલ, જીંદગીમાં પહેલી વખત ગુંચવાડામાં આસપાસ જોવા લાગ્યો. "વારૂ પછી ?" ત્હેણે કહ્યું.

"મ્હને ખાત્રી થઈ છે કે અત્યારે વધારે ભય રા' નવઘણનો છે; માટે એને પાંશરો કરવો જોઈએ. આપણે સાંજે શાન્તુ મ્હેતાને મળવા લશ્કર લઈ નથી જવું, અને દેશળદેવ છો જતો. એને જમવાનું ન્હોતરૂં કહાવીએ કે એ અહિયાંથી સીધો જ જાય." જયદેવે સત્તાથી પોતાના ફરમાનો કહેવા માંડ્યાં.

મુંજાલ મૂંગે મ્હોડે જોઇ રહ્યો.

"અં–બીજુ" જયદેવે આગળ ચલાવ્યું. "પેલા ત્રિભુવનભાઈએ માણસ મોકલ્યો હતો–એનું નામ શું ?"

આ જુઠાણાથી કાકનું હસવું નહિ માયું; ત્હેનો શિષ્ય ત્હેને ઉસ્તાદ લાગ્યો.

"કાક" મુંજાલે કહ્યું. તે જરા ઠિંગ જ થઈ ગયો. આ બુદ્ધિ બાળારાજામાં કયાંથી આવી ?

"હા. કાક. ત્હેને તમ્હે કહી દેજો કે ત્રિભુવનભાઇને કર્ણાવતી રહેવાનું જ કહે. નહિ તો તે વિરમગામ તરફ જાય."

"જયદેવ ! જયદેવ !" મુંજાલે હિંચકા પરથી ઉતરી ત્હેની સ્હામું ફરતાં કહ્યું, "જો આ વિચારો તમ્હારા જ હોય તો મ્હારો ધન્યવાદ; તમ્હારા આગળ ચક્રવર્તીઓ પણ ધૂળ ચાટશે. તમ્હારી નજર બરોબર છે. આજે પાટણનો રાજા પાટણને લાયક થયો ખરો."

કાક મનમાં ફૂલાયો; આ ઘડીએ પાટણનો રાજા તો તે પોતે હતો.

"મંત્રીરાજ ! તમ્હે પણ આમ જ ધારો છો?"

"હા ! મ્હને તો લાગે છે કે મ્હારા વિચાર જ તમ્હે ચોરી ગયા."

"ગમે તેવો પણ તમ્હારો શિષ્ય ને" જયદેવે ગર્વથી હસતાં કહ્યું.

"ઠીક ત્યારે. હું જાઉં છું. શોભને મોકલી દેશળદેવને બોલાવજો."

"હાસ્તો."

મુંજાલે ઓરડામાં ચારે તરફ તીક્ષ્ણ દૃષ્ટિ નાંખી અને તે બ્હાર ગયો. મનમાં ને મનમાં તે બબડ્યો : "આ કોણ પાકયો છે ? જરા ધ્યાન આપવું પડશે."

તે ગયો એટલે રાજા છજામાં જોવા ગયો. કાક બીજે છેડે ઉભો ઉભો કમરબંધ ફરીથી બાંધતો હતો.

"કાક ?"

"બાપુ !"

"મ્હેં મુંજાલ મ્હેતાને કહ્યું છે કે ત્હારી જોડે શો સંદેશો મોકલવો. મ્હને લાગે છે કે રા' નવઘણનો બહુ ભય નથી."

કાક મનમાં બબડયો. "જો જુઠ્ઠો." મ્હોડેથી ત્હેણે કહ્યું: "જી."

"તું કર્ણાવતી થઇ ખંભાત જજે, અને મ્હને સંદેશો કહાવજે."

"જેવી પ્રભુની આજ્ઞા" કહી તે પગે લાગ્યો અને રજા લીધી.

## પ્રકરણ ૭ મું.

### કાશ્મીરાદેવી.

કાક પોતાની ચતુરાઇથી હરખાતો મહેલમાંથી આગલા ચોકમાં નીકળ્યો. દહાડો ચ્હડવા લાગ્યો હતો એટલે ત્હેને પણ ભૂખ લાગી હતી. પણ સર્જન મ્હેતાના ઘરનું અન્નજલ લેવાનું ત્હેના નશીબમાં હજુ લખ્યું નહોતું.

એક પાર્શ્વક સ્હામું આવ્યો.

"ભટ્ટજી! લાટથી આપ આવ્યા છો?"

"હા ભાઈ. કેમ?"

"મ્હારી સાથે ચાલો. બા બોલાવે છે."

કાક જરા ચકિત થયો. "કોણ મીનળબા?"

પાર્શ્વક હસ્યો "ના! કાશ્મીરાબા."

"એ અહિંયાં છે? મ્હારા મનમાં કે તે મીનળબા સાથે હશે. ચાલો આવ્યો" કહી કાક પાર્શ્વકની સાથે ત્રીજી વખત મહેલમાં પેઠો. ત્હેણે પાટણમાં આવતાં જ નવા નવા ચમત્કાર જોયા હતા; અને આ કેવો નીકળશે ત્હેનો ત્હેણે વિચાર કરવા માંડ્યો.

ત્રિભુવનપાલનો તે વિશ્વાસુ નોકર હતો, એટલે ત્હેની સ્ત્રી કાશ્મીરાદેવીની ખ્યાતિથી તે અજાણ નહોતો. "પાટણની પ્રભુતામાં" વર્ણવેલી ત્હેની બાલપણની કારકીર્દિ પટ્ટણી યોદ્ધાઓ પાસે ત્હેણે સાંભળી હતી; મંડલેશ્વર મહારાજ પોતાની અર્ધાંગનાને કેવા નિશ્ચલ પ્રેમથી પૂજતા હતા ત્હેની ત્હેને ખબર હતી; અને પોતાના સેનાપતિની આવી બાહોશ સ્ત્રીને જોવાની ત્હેને હોંસ હતી.

ત્રિભુવનપાલની માનીતી સ્ત્રી, અને મીનળદેવીની ફટવેલી ભત્રીજી કાશ્મીરાદેવીનું પાટણમાં સ્થાન અદ્દભૂત હતું. બધા પટ્ટણીઓ તે જાણે પાટણની રાજ્યલક્ષ્મી હોય તેવી નજરે ત્હેને જોતા. શૂરવીરો, મુત્સદ્દીઓ, ધર્મધુરંધરો, કવિઓ, અને ચારણો એ.જણને એકમતે અગ્રસ્થાન આપતા—પુરુષોમાં મુંજાલ—સ્ત્રીઓમાં કાશ્મીરાદેવી.

તે જયદેવને નચવતી, મીનળબાને કેટલીક વખત હંફાવતી, મંત્રીઓના મુત્સદ્દીપણાને ઉંધાં ચત્તાં કરતી, યોદ્ધાઓને આયુધો વાપરતાં શીખવી શરમાવતી, કારભારીઓને પજવી તોબા પોકરાવતી; છતાં દરેક જણ સ્નેહભરી, માનભરી આંખે ત્હેનો આદર કરતા. પાટણની રાજ્યસત્તાની મૂર્તિ સરખો મુંજાલ પણ પોતાનાં શાસનો કાશ્મીરાદેવીને તોડવા દેતો.

અનુચર, કાકને મહેલના પાછલા ભાગમાં લઇ ગયો. એક રૂપવતી સ્ત્રી બેઠી હતી. ત્હેના પગ વચ્ચે એક ત્રણ ચાર વર્ષનો છોકરો જબરજસ્તીથી ત્હેણે ઉભો રાખ્યો હતો. છોકરો પગમાંથી સટકી જવા ફાંફાં મારતો હતો; અને યુવતી એક હાથે ત્હેના લાંબા વાળ પકડી, બીજે હાથે એક સોને મઢેલી કાંસકી સ્હાઇ, વાળ હોળવાની તૈયારી કરતી હતી.

કાક ઉમરા પર જરા થોભ્યો; આ સ્ત્રી કોણ હશે તે તે જાણતો નહોતો એટલે અદબમાં દૂર જ ઉભો રહ્યો.

"બા!" અનુચરે કહ્યું.

"કેમ?" યુવતીએ ઉંચું જોયું. "અહો! કોણ ભટ્ટજી? આવ." ગૌરવથી કાકને આદર આપતાં સ્ત્રીએ કહ્યું.

કાકે ત્હેને પ્રણામ કર્યા. કાશ્મીરાદેવી ઉંચી અને સશક્ત હતી; ત્હેના મ્હોડાની રેખાઓ ગૌરવશીળ અને ભરેલી હતી. વીસ વર્ષની ઉમરે પણ તે આધેડ વયની હોય એમ લાગતી. છતાં ત્હેના હાસ્યમાં અને આંખમાં વિદ્યુતનો ચમકારો હતો. તે ચમકારે શબ્દો કરતાં પણ વધારે સત્કાર કર્યો.

"તું લાટથી આવ્યો?" ત્હેની બોલવાની રીતમાં આતુરતા હતી, છતાં કાંઈક મુંજાલ મ્હેતાની સત્તાદર્શક રીતનું આછું અનુકરણ દેખાતું હતું.

"હા બા! મંડલેશ્વર મહારાજ ખુશી આનંદમાં છે, અને પ્રભુ કરશે તો થોડા વખતમાં આવી લાગશે."

"કાંઈ કાગળ પત્ર નથી આપ્યો?"

"મ્હારા મહારાજે ધાર્યું કે આપ મ્હોટાંબા સાથે જાત્રા ગયાં હશો" કાકે મીઠાશથી ઉમેર્યું.

"મ્હારા શા ભોગ લાગ્યા છે? અરે લુચ્ચા!"— આ છેલ્લા શબ્દો કાશ્મીરાદેવીએ પેલા છોકરાને સંબોધ્યા. તે આ વાતનો લાભ લઈ દેવીના પગ વચ્ચેથી નાઠો અને આઘે એક ખૂણામાં જઈને ઉભો. તે આ છૂટકારાથી આનંદ પામી હસતો હતો.

"ઉભો રે કુમારીયા!" કાશ્મીરાદેવીએ કહ્યું; અને ત્હેણે કાકને કહ્યું, "જરા એને અંહિયાં લઈ આવ તો."

"હા જી" કહી કાક છોકરા તરફ ગયો. છોકરાની મુખરેખા ત્હેના બાપના જેવી હતી; અને ત્હેનું બુદ્ધિદર્શક તેજ આકર્ષક હતું. કાકને પોતાના માલિકના પુત્ર તરફ હેત આવ્યું.

"ભાઈ–ભાઈ ! આવો જોઈએ."

છોકરાએ મુઠ્ઠીઓ વાળી, અને ખૂણામાંથી કાકની સ્હામું ડોળા ઘુરકવા માંડ્યા.

"મારીશ !" ત્હેણે કાકને ધમકી દીધી. કાક ધીમે ધીમે ત્હેની પાસે ગયો.

"ભાઈ ! ચાલો તો ખરા. તમ્હારા બાપુએ કાંઈ કાંઈ મોકલ્યું છે. જુઓ. આવો !"

"બાપુ ગામ ગયા છે." છોકરે જવાબ દીધો.

"અરે જોયા શું કરે છે ? એ વળી આમ માનવાનો છે ? પકડની એને" પાછળથી કાશ્મીરાદેવીનો હુકમ થયો. કાક ત્હેને પકડવા ગયો, પણ તે સટકી ગયો.

"એ એમ નહિ માને. પકડ."

કાકે છોકરાને પકડ્યો. કાકને પોતાના માલિકના છોકરાને હાથમાં લેતાં જરા ક્ષોભ થયો. તેમાં છોકરાએ જોરથી કૂદાકૂદ કરવા માંડી; હાથ અને પગ વડે જેટલા પ્રહારો કાકને થઈ શક્યા તેટલા કર્યા; અને મ્હોડેથી કાન ફાડી નાંખે એવા "મૂકી દે–મૂકી દે"ના ચીસોટા પાડવા માંડ્યા. કાકને હાથમાં લઇને આવતાં મહા મુશ્કેલી પડી. ત્હેને ખબર નહોતી કે તે પોતાના હાથમાં ગુજરાતના ભાવિ સમ્રાટ્ કુમારપાલને ઉંચકી જવાનું મહા કાર્ય કરતો હતો. કાકની મુશ્કેલી જોઈ કાશ્મીરાદેવી હસવા લાગી.

એકદમ પાછળથી એક સવાલ આવ્યો "કુમાર ! આ શું કરે છે ?"

કાક ચમક્યો. અને ક્ષુભિત થયો. કુમારપાળની ચીસો એકદમ શાંત થઈ ગઈ. કાશ્મીરાદેવી એકદમ હિંચકા પરથી ઉભી થઈ છેડો સંકેલવા મંડી ગઈ. મુંજાલ મ્હેતાએ કાકને કહ્યું.

"કાક ભટ્ટ ! એને ભોંય પર મૂકી દો."

કાકે કાશ્મીરાદેવી સ્હામું જોયું, પણ તે કાંઈ બોલી નહિ એટલે કુમારને ભોંય પર મૂક્યો. તે પણ તદ્દન ચૂપ થઈ ગયો હતો.

"કેમ અલ્યા ! તોફાન કરે છે કે હેં ? આમ આવ." છોકરો ધાકનો માર્યો, ડાહ્યું મ્હોડું રાખીને ગયો "મામા હવે તોફાન નહિં કરું."

"ઠીક. ચાલ ત્યારે ચોટલી હોળાવ" એટલામાં કાશ્મીરાદેવીએ પાસે પડેલો બાજઠ મૂક્યો; અને મુંજાલ મ્હેતા ત્હેના પર બેઠા. થોડે દૂર બેસી કાશ્મીરાદેવીએ ડાહ્યા થઈ ગયેલા કુમારના વાળ હોળવા માંડ્યા.

"કેમ કાકભટ્ટ ક્યાંથી આવ્યા ?"

"મ્હેં બોલાવ્યા."

"હું પણ તે ખબર જ કહેવા આવ્યો હતો. ત્રિભુવનનો પત્ર હતો. કાકભટ્ટ તો એના મિત્ર થાય. બેસો, બેસો." મંત્રી મીઠું હસ્યા. કાક જરા મલકાયો; મહાઅમાત્ય પણ ત્હેના પર ખુશ હતા. કાક પોતાના પતિનો માત્ર સુભટ જ નથી પણ મિત્ર છે જાણી કાશ્મીરાદેવીએ પણ એક હાસ્યકિરણ ત્હેના તરફ ફેંક્યું. કાક વિનયથી દૂર બેઠો.

"તમ્હે રાજગઢમાં જ છો ? મ્હારા મનમાં કે તમ્હે સજ્જન મ્હેતાને ત્યાં ગયા હશો."

"ના જી. હજુ નથી ગયો."

"તમ્હે જયદેવ મહારાજા પાસે ગયા હતા ?"

"ના જી." કાકને તદ્દન જુઠું બોલવું ઠીક નહિં લાગ્યું. "મ્હને તેમ્હણે બોલાવ્યો હતો."

"ત્રિભુવન ભોગપુર નહિં જાય પણ વિરમગામ જાય એવી તમ્હે સલાહ આપી હતી ?"

કાકે જાણ્યું કે મુંજાલ, ત્હેણે ખાનગી સલાહ આપી ત્હેની ચોરી પકડતો હતો; પણ ત્હેમાંથી કેમ બચવું તે સૂઝયું નહિ. આખરે ત્હેણે વાત ઉડાવી.

"આપને ખબર તો હશે કે નવઘણ રા' ગુજરાત પર ચ્હડાઈ કરવાની તૈયારી કરી રહ્યો છે ?"

"હા ! અને હું એમ પણ જાણું છું કે ત્હેણે કોઇ છુપો ભેદુ અહિયાં મોકલ્યો છે; તે તમ્હારો દોસ્તદાર થાય છે, તે તમ્હારી સાથે સજ્જન મ્હેતાને ત્યાં ઉતર્યો છે; અને અત્યારે તમ્હે ત્યાં જવા એકે પગે થઈ રહ્યા છો એવી શિખામણ આપી અમ્હને ફસાવવા નહિ માંગતા હો તેની શી ખાત્રી ?" મંત્રીની આંખમાંથી જાણે તેજના ફૂવારા ફૂટતા હોય એમ લાગ્યું.

કાકનો ફૂલાટ જતો રહ્યો; મુંજાલની સચોટ પ્રશ્નાવલિએ ત્હેના અભિમાનને ઘા પર ઘા કર્યા. રાજ્યકર્તાઓએ આવો સારો આદર આપ્યો,

જયદેવ મહારાજે ત્હેને સલાહકાર બનાવ્યો, ત્હેની સલાહે મહાઅમાત્યને પણ દિંગ બનાવ્યા: આ બધા અનુભવોએ પેદા કરેલો ત્હેનો ગર્વ નષ્ટ થયો. તે ગભરાઈ ગયો અને કહેવા માંડ્યું.

"અન્નદાતા! મંડલેશ્વર મહારાજનો પત્ર—"

"હા. એ બીચારો ભોળો છે. તમ્હે કાલે કહ્યું હતું કે ભૂલથાપ કરવી કેટલી ગંભીર છે."

"મહારાજ! આપને ખબર નથી કે મંડલેશ્વર મહારાજની મ્હેં કેટલી સેવા બજાવી છે." માનભંગ થયેલા કાકે ગરવાઈ જઈ જવાબ આપ્યો. "શું કરૂં કે તે છે નહિં. આપને શી ખાત્રી જોઈએ છે? જે જોઈએ તે આપું."

સ્હામે બેઠેલો આ તેજસ્વી નર–સિંહ–જે અત્યારે પાટણની સત્તાની મૂર્તિ સમો બની પોતાનો પ્રતાપ ત્હેને દાખવતો હતો–ત્હેના તેજમાં કાક અંજાયો. તે પોતાની લઘુતાથી શરમીન્દો બન્યો. ત્હેને થયું કે આ મુત્સદ્દી મંત્રી આગળ તે એક કાચી, ટુંક બુદ્ધિના બાલક જેવો હતો.

"શા માટે તમ્હે મહારાજને એવી સલાહ આપી કે અમ્હારે ભોગપુર તરફ નહિં જવું?"

"રા' પાટણ પર ધસી આવે છે એમ મ્હારૂં માનવું છે તેથી" કાકે કહ્યું. તે ભૂલી ગયો કે મંત્રીએ ચતુરાઈથી ત્હેની પાસેથી જાણી લીધું હતું કે ત્હેણે જ મહારાજને સલાહ આપી હતી.

"એનું પરિણામ શું તે તમ્હને ખબર છે?" મંત્રીએ પૂછ્યું. "ઉબક સાથે સમાધાન કરવું પડશે."

"મ્હારા માનવા પ્રમાણે મહારાજ, હાલ એ ખોટું નથી."

"કોણે કહ્યું? તમ્હને પાટણની કાંઈ ખબર છે?" ઠપકો દેતો હોય તેમ મુંજાલે કહ્યું. "પાટણના ઘણા યોદ્ધાઓ, અને બધા અમ્હારા શ્રાવકો એ સમાધાનથી ખુશ થશે. એમ્હને સમાધાન જ જોઈએ છે?"

"ત્યારે એમાં શું—"

"શું ખોટું?" જરા ભ્રૂકુટી ચ્હડાવી મુંજાલે કહેવા માંડ્યું. "તું અજાણ્યો માણસ છે; ત્હને કહેવામાં શું માલ? ઠીક. પણ તું ત્રિભુવનનો મિત્ર છે એમ ધારીને કહું છું." કરી મુંજાલે એક નટની ખુબીથી ગુસ્સાનો આવેશ છોડી જરા હસવા માંડ્યું. આ એકાએક ફેરફાર જોઈ કાક ચકિત થયો. માણસને મ્હાત કરવાના શા શા દાવો મુંજાલ મ્હેતાને આવડતા હતા ત્હેનું એને હજુ ભાન નહોતું. મુંજાલે અવાજ ધીમો કરી આગળ ચલાવ્યું.

"આ સમાધાન થશે તો પાટણમાં એક માળવાનો પક્ષ છે તે સબળ થશે; અને સાધુઓ, અમારી[1] પુરાણ શરૂ કરશે. ત્હેનું પરિણામ ખબર છે?"

"ના જી."

"માળવા મ્હોટું છે; તેમાં એક તંત છે; તે પાટણને ખાઈ જશે. અને અમ્હારા શ્રાવકો અમારીનું ભજન કરી અવન્તીના પરમારોના દાસ થઇ રહેશે."

કાક ઉંડા વિચારમાં પડયો. આ પ્રકરણનો ત્હેને જરાએ ખ્યાલ નહોતો. મંત્રી જરા થોભ્યા એટલે કાક વચ્ચે બોલ્યો: "પણ હમણાં શાન્તિ કરીયે; પછી જોઇ લેવાશે."

"ગાંડા! શાન્તિ એટલે સ્મશાનની તૈયારી. જયદેવ મહારાજે ચક્રવર્તી થવું હોય તો એક જ રસ્તો છે. જાલંધરની માફક સોમનાથ પ્રભુ પાસે માગી લેવું કે વઢો નહિં તો વઢનાર આપો, સમજ્યો?" કહી મુંજાલ હસ્યો. ત્હેણે કાકને ઠેકાણે આણ્યો હતો; પોતાના મુત્સદ્દીપણાની સત્તા ત્હેના પર બેસાડી હતી; કાકની પોતાના બુદ્ધિબળમાં શ્રદ્ધા તદ્દન જતી રહી હતી.

"આપનો અર્થ હું સમજ્યો" ઉંડા વિચારમાં ડૂબેલો હોય એમ કાકે જવાબ આપ્યો. મુંજાલે પોતે ત્હેની સલાહને ત્યારે શા માટે વખાણી હતી? એ પ્રશ્ન એટલો ગહન લાગ્યો કે ત્હેનો નિર્ણય કરવો ત્હેણે છોડી દીધો. માત્ર મંત્રીનું વ્યક્તિત્વ, ત્હેની બુદ્ધિ અને ત્હેનું વાક્પાટવ જોઇ ત્હેણે અત્યારે સંતોષ માન્યો.

"રાજ્યકારભાર એ કાંઈ છોકરાંઓની રમત નથી. એમાં સલાહ આપવી એ સ્હેલ નથી."

"પ્રભુ! ક્યાં આપ અને ક્યાં હું? આપની બુદ્ધિ આગળ દશદિશાનાં રાજ્યો કાંપે તો મ્હારૂં શું ગજું?"

"આનું નામ ખુશામત" મુંજાલ મ્હેતાએ જરા તિરસ્કારમાં કહ્યું: અને પછી ઉમેર્યું: "ભટ્ટજી! તમ્હે હોંશિયાર છો. તમ્હારી રીત-

1. અહિંસા.

ભાત મ્હને ગમે છે. પણ કૂદાકૂદી કામની નહિ."

કાકનું હૃદય અલ્પતા પામ્યું હતું; પોતાનું અને મંત્રીનું સ્થાન ક્યાં હતું ત્હેનું ત્હેને ભાન થયું હતું. નીચે મ્હોડે ત્હેણે શિખામણો સાંભળ્યા કરી.



## પ્રકરણ ૮ મું.



## મામાજી અને ભાણેજવહુના પ્રશંસનીય નિર્ણયો.



"ચાલો ત્યારે તમ્હારી વાત કબુલ રાખીયે. અમ્હે અહિયાં જ રહીશું; અને તમ્હે ત્રિભુવનને કહી આવો કે વિરમગામ નહિં પણ નવકાંઠા તરફ જાય. એ જગ્યાએ નવઘણ આવે તો પકડવો સ્હેલ થશે."

"જેવી અન્નદાતાની આજ્ઞા."

"પ્રસન્ન!" કાશ્મિરાદેવી અત્યાર સુધી મૂગે મ્હોડે કુમારનું માથું હોળી બેસી રહી હતી ત્હેના તરફ ફરી મુંજાલે કહ્યું: "હવે કાંઈ ત્રિભુવનને કહાવવું છે?"

"ના" જરાક હસીને કાશ્મિરાદેવીએ કહ્યું.

"ચાલ કુમાર! અહિંયાં આવ." જરા ટોળમાં મુંજાલે કહ્યું "આ ભૂદેવને જેજે કર તો. જો ત્હારા બાપુ પાસે જાય છે. ત્હારે જવું છે?"

કુમાર ત્હેની મા પાસે બેઠો હતો તે ઉઠ્યો, અને મુંજાલ પાસે આવી અધવચ્ચે ઉભો. "બાપુ પાસે" ત્હેણે પોતાની ઇચ્છા દર્શાવી.

"નહિં." મુંજાલે હસીને કહ્યું. "ત્હને તો હું રાખવાનો. ત્હને તો હું મ્હારો દીકરો કરવાનો છું. આમ આવ–અરે! મ્હારી પાસે તો આવ." કહી નીચા નમી મંત્રીએ ત્હેનો હાથ પકડ્યો અને પાસે ખેંચ્યો. ધાકનો માર્યો કુમાર પાસે આવી શક્યો નહિં તેમ ના કહેવાઈ નહિં. આખરે તે ઘસડાઇને આવ્યો અને મંત્રીએ ત્હેને છાતી સરસો ચાંપ્યો.

"તું મ્હોટો થશે ત્યારે આ કાકભટ્ટ સાથે લડવા મોકલીશું. વારૂ! કાકભટ્ટ! તમ્હારા લાટમાં હવે કેટલું તોફાન રહ્યું છે?"

"અન્નદાતા! ઘણોખરો ભાગ તો સર થયો છે, પણ છુટાંછવાયાં રાજ્યો હજી બહુ પજવ્યાંજ કરે છે."

"એનો અંત ક્યારે આવશે?"

"તે કેમ કહેવાય? સેનાપતિ ધ્રુવ છે ત્યાંસુધી કાંઇ કહેવાય નહિં."

"એ ક્યાં છે?"

"તે જ કળાતું નથી. જંબુસરથી તે તાપી કાંઠા સુધી ત્હેની હાક વાગે છે; અને સાથે મૃણાલકુંવરીને લઇને ફરે છે. એટલે અમ્હારા લોકો તો ત્હેને જૂના મહારાજાઓનો પ્રતિનિધિ માને છે."

"મૃણાલકુંવરી તો પદ્મનાભ મહારાજની છોકરી ને? પદ્મનાભ તો પેલો–જેને મ્હેં માર્યો હતો તે." કાશ્મિરાદેવી જાણતી નહિ હોય એમ ધારી મુંજાલે ત્હેને સમજાવ્યું.

"એમ કે?"

"ના જી" કાકે કહ્યું 'પદ્મનાભ મહારાજના કુંવરની."

"ત્યારે એનો રસ્તો એ કે મૃણાલકુંવરીને પાટણ લઇ આવીએ ને ધ્રુવને સેનાપતિ બનાવી માળવે મોકલીએ."

"અન્નદાતા! એવું કાંઇ કર્યા વિના લાટનું તોફાન શમવાનું નથી. મૃણાલકુંવરી જ્યાં હોય ત્યાં લાટનું જૂનું ગૌરવ સતેજ થાય છે. પણ ત્હેને પાટણ કેમ લવાય?"

"એક જ રસ્તો છે. ત્રિભુવનને કહીએ કે પરણી જા. કેમ કુમાર! ત્હારે નવી બા આવે તો કેવું?" કહી મંત્રીએ કાશ્મિરાદેવી સ્હામું જોયું. તે જરા શરમાઇ નીચું જોઇ રહી હતી; પણ ત્હેની આંખો અને મ્હોડાનો ભાવ તોફાની થઇ ગયાં હતાં.

"એ વાતની સૂચના તો મ્હેં મંડલેશ્વર મહારાજને કરી હતી."

"ત્યારે શું વાંધો? કેમ પ્રસન્ન! ત્હારે કાંઇ વાંધો છે?"

"માલિકની મરજીમાં આવે તેમ કરે. એમાં હું શું કહું? પણ હું તો જાણતી હતી કે એક પર બીજી બૈરી કરવી બહુ ખરાબ વાત છે" કાશ્મિરાદેવી હસી. મુંજાલ મ્હેતા ફરીથી પરણવાનો વિચાર નહોતા કરતા અને તેથી ત્હેનાં ઘણાંખરાં સગાં અસંતોષમાં રહેતાં, અને લાડકી દીકરી જેવી છુટ લે તેવી છુટ લે. પ્રસન્ને આ ટાણો માર્યો હતો તે તે સમજ્યો. જવાબમાં મંત્રી હસ્યા. કાક આ શબ્દોનો અર્થ સમજ્યો નહિં; પણ મંત્રીનું સ્નેહાળ હસવું ત્હેને ઘણું આકર્ષક લાગ્યું. પણ ત્હેના અવાજમાં જરા કર્કશતા હતી.

"એમ ?" મંત્રીએ મજાકમાં પૂછ્યું "તું તો બધું જ જાણે તો. ઠીક છે, ત્રિભુવનને આવવા તો દે. કાકભટ્ટ ? ત્યારે ઉઠો. લાટનું પણ કાંઇ કરશું."

"અરે તારી ! તું પણ મ્હારી પાસે નહિં રહેવાનો ! વારૂ." કહી મંત્રી હસ્યા અને ઉઠ્યા. પણ ત્હેના હસવામાં ખિન્નતા હતી.



મૃણાલકુંવરી ત્રિભુવન જોડે જ પરણાવવી જોઈએ.

કાકે નમસ્કાર કર્યા અને ત્યાંથી રજા લીધી. પણ મંત્રીએ સ્હામા નમસ્કાર કરવા હાથ લીધો કે કુમાર જે અત્યાર સુધી ત્હેના ખોળામાં કેદ થઈને બેઠો હતો તે ઉઠીને દોડી ગયો.

"મામાજી ! તમ્હારી તબીયત કાંઇ ઠીક નથી લાગતી ?"

"કોણે કહ્યું ?" જરા ગર્વથી પોતાના સશક્ત, સ્નાયુવાળા, ઘાટીલા શરીર તરફ નજર નાંખી મંત્રીએ પૂછ્યું.

"તમ્હે ચિન્તાતુર લાગો છો." ગંભીર અર્થભરી દૃષ્ટિએ મુંજાલના મ્હોડા સ્હામું જોઈ પ્રસન્ને પૂછ્યું.

"ના રે બ્હેન ! કાંઈ નથી. આ ખટપટોની દુગ્ધા ઓછી છે ?" કહી મંત્રી ત્યાંથી ગયા. કયાંસુધી કાશ્મિરાદેવી જોઇ રહી. ઘણા વખતથી તે એક વિષય પર વિચાર કરી રહી હતી. તે જ વિષયની વિચારમાળા પાછી ત્હેણે આજે લીધી. ત્હેની આંખોમાં તોફાન ચમકતું હતું. તેજ ત્હેના વિચારનું કાંઈક પ્રતિબિમ્બ પાડતું હતું.

કુમારને આ મૌન પસંદ નહિ પડ્યું; ત્હેણે કાશ્મિરાદેવીનો છેડો માથા પરથી ખેંચી કહાડયો. ત્હેનાથી પોતાનું માન નહિ વધ્યું એટલે એક લટ લઇ ખેંચવા માંડી.

"શું કરે છે ?" પ્રસન્ને પૂછ્યું.

"કેમ બોલતી નથી ?"

"કેમ તે કારણે રતો. એક મામીજી લાવવી છે."

* * *

મુંજાલ મ્હેતા ત્યાંથી નીકળ્યા ત્યારે તે લાટમાં ચાલતાં તોફાનોના વિચાર કરતા હતા; અને કાકને ઉપયોગમાં લેવાય તેવી યુક્તિ શોધતા હતા. થોડી વારે તે બબડયા: "એ જ વાત ઠીક છે. મૃણાલકુંવરી ત્રિભુવન જોડે જ પરણાવવી જોઇએ."

♠

## પ્રકરણ ૯ મું.

♥

### જેમાં વિશળભા વિજયાદેવીનું શરણ લે છે.

કાક સજ્જનમંત્રીને ત્યાં ગયો ત્યારે કૃષ્ણદેવને દીઠો નહિ; અને એક બે જણ પાસે તપાસ કરાવી પણ તે કયાં છે તે કાંઇ જણાયું નહિ. પણ ધનપાળ ત્હેને રાંધવાની સામગ્રી અપાવવા ઘરના પાછલા ભાગમાં લઇ જતો હતો એટલામાં વિશળદેવ હાંફળ ફાંફળ આવ્યો; અને કાકની સાથે બોલ્યા વિના જ તે ઉતર્યો હતો તે તરફ જવા લાગ્યો.

"કેમ ભાઈ ! આમ ઉતાવળા ?" કાકે પૂછ્યું.

"જરા કામ છે."

"પણ કૃષ્ણદેવ ત્યાં નથી; જરા બેસવું પડશે." જરા ટોળમાં કાકે કહ્યું. "બેસોની અહિંયાં જ."

"ના, ના, મ્હારે હાલ તો જરૂરી કામે જવું છે."

"ત્યારે ફરીથી આવજો. કેમ તમ્હારા મ્હોટા ભાઇ ગયા ?"

"ના રે. રાજગઢમાંથી ન્હોતરૂં આવ્યું છે અને ત્યાંથી બ્હારોબ્હાર જવાના છે."

"ઓહો શું જુલમ છે ? નકામા બિચારાનો સુખનો જીવડો દુઃખમાં નાંખે છે."

"અરે એ વાત જ જવા દોની" ઘણો જ કચવાઇ ગયો હોય એમ વિશળે કહ્યું.

"કાકભટ્ટજી ! આમ આવજો." બીજા ઓરડામાંથી ધનપાલનો અવાજ આવ્યો.

"એ આવ્યો." કાકે કહ્યું. "વિશળદેવજી ! ચાલો ત્યારે હું તો જાઉં છું. કૃષ્ણદેવને કાંઇ સંદેશો કહેવો છે ?" તીક્ષ્ણ દૃષ્ટિથી વિશળના વિચાર પારખવાનો પ્રયત્ન કરતાં કાકે કહ્યું.

"ના રે. માત્ર–ના કાંઇ નહિ" કહી વિશળ ગયો. ત્યારબાદ કાકે રાંધ્યું અને જમ્યો; અને પછી સજ્જ થવા તે ગયો ત્યારે કૃષ્ણદેવ ત્હેને મળ્યો.

"કૃષ્ણદેવ ! વિશળદેવજી તમ્હને મળવા આવ્યા હતા. તમ્હે કયાં ગયા હતા ?"

"એટલે મ્હારે અહિંયાં જ ખીલીની માફક ખોસાઈ રહેવું ?"

"એને કાંઇ ઘણું જરૂરનું કામ હતું. કાંઇ વાત કહેવી હતી."

"મ્હારી જોડે ?" કૃત્રિમ આશ્ચર્ય દેખાડી કાકે પૂછ્યું.

"હા. એ તો એમ કહેતો હતો."

"હોશે."

"તમ્હે વિશળદેવ મંડલેશ્વરને ઓળખો છો કે શું ?"

"હા." કૃષ્ણદેવે કહ્યું "મ્હારૂં ગામ એના મંડલમાં જ છે. તમ્હે રાજગઢ જઇ શું કરી આવ્યા ?"

"કાંઈ નહિ. માત્ર દેવોનાં દર્શન પામ્યા. હજુ ફરીથી જવાનું છે." કાકે કહ્યું.

બન્ને જણે થોડો વાર ઉપર ટપકે વાત કરી, અને કાક પાછો રાજગઢ તરફ જવા નીકળ્યો.

કાકને કૃષ્ણદેવ વિષે વ્હેમ તો પહેલેથી જ હતો; મુંજાલ મ્હેતાની વાતોથી ત્હેને પૂર્તિ મળી હતી; અને અત્યારે વિશળદેવ આવી ગયો હતો તેથી તે વ્હેમ સાચો છે એમ ત્હેને લાગ્યું. કૃષ્ણદેવ કોણ છે, કેમ અહિંયાં આવ્યો છે, વિશળદેવ શું પૂછવા માગે છે

તે વિષે હેણે અનેક તર્ક–વિતર્કો કર્યા; પણ તે કાંઈ નિર્ણય કરી શકયો નહિં. અને જેમ નિર્ણય ન થયો તેમ એ ભેદ પામવાની હેની ઇચ્છા વધતી ગઇ.

મુંજાલ મ્હેતા જોડે વાત કરતી વખતે તે ગુંચવાઇ ગયો હતો; અને મંત્રીના તેજસ્વી વ્યક્તિત્વ આગળ તે ઝાંખો બન્યો હતો. તે ગઢમાંથી નીકળ્યો. મંત્રીના પાદ પૂજવા જેવી પૂજ્ય બુદ્ધિ હેનામાં પેદા થઇ હતી. પણ બ્હાર નીકળી જ્યારે એકલો વિચાર કરવા લાગ્યો હતો ત્યારે તેને એક તો ખાત્રી થઇ હતી કે હેણે મહારાજાને દર્શાવેલા વિચારો ખરા હતા, મહાઅમાત્ય હેમાં સંમત હતા; અને છતાં માત્ર પોતાને ગભરાવવા ખાતર જ મંત્રીએ આવી રીતે વાત કરી, હેને આંજી નાંખ્યો હતો. કાકને મંત્રી માટે પૂજ્ય બુદ્ધિ હતી; પણ હેણે એના મુત્સદ્દીપણા માટે જે અભિપ્રાય દર્શાવ્યો હતો તે એને રૂચ્યો નહિ. મનમાં ને મનમાં તે બબડવા લાગ્યો: "મંત્રિરાજ ! તમ્હે પણ મ્હને ઠીક દબડાવ્યો. હરકત નહિં. યાદ રાખજો. તમ્હારી પાસે એક દિવસ કબૂલાવીશ કે કાક મુત્સદ્દી છે. તમ્હે મહા પુરુષ છો, સર્વસત્તાધિકારી છો, તો ભલે. પણ તમ્હને થાપ આપું, તમ્હને પણ દેખાડું કે લાટનું પાણી કેવું છે, અને તમ્હારી પાસે જ રાજ્યતંત્રમાં મ્હારો એકડો સામેલ કરાવું ત્યારે મ્હારૂં નામ કાક. પણ એ કરવું કેમ ? મહારાજાને તો ખાત્રી આપી છે; ને ઉદા મ્હેતા જો સાંડસામાં આવે તો તો બેડો પાર. આ કૃષ્ણદેવનો ભેદ કાંઇ છે ખરો. જો એ મળે તો પણ સારૂં. પેલા વિશળ વગર કાંઇ પત્તો ખાવાનો નથી. વિશળ મા ! હને પણ પ્રભુએ જ મેળવ્યો છે." આમ બોલતો બોલતો કાક રાજગઢ જવાને બદલે દેશળદેવ મંડલેશ્વરનું ઘર પૂછતો પૂછતો ત્યાં ગયો. હેનો મ્હેલ રાજગઢની બાજુમાં જ હતો. તપાસ કરતાં કાકને માલમ પડયું કે દેશળદેવ પાટણથી મધ્યાન્હે નીકળી ચૂકયા હતા; અને હેને ઓવારા સુધી વિદાય કરી આવી વિશળદેવ પ્હોઢી ગયા હતા. કાકને મનમાં જરા હસવું આવ્યું. જ્યારે માલવસેના પાટણ પર ધસતી આવતી હતી, જ્યારે રણવીરો દુંદુભિઓના નાદથી થનથની ઉઠ્યા હતા ત્યારે વિશળદેવ મહારાજ નિરાંતે ઉંઘતા હતા. ઘડી એક ત્યાં કાકે વાટ જોઇ. આખરે તે વધારે ધીરજ ધારી શકયો નહિં અને જરૂરનું કામ છે એમ બ્હાનું કહાડી વિશળને ઉઠાડવા એક રજપૂત નોકરને સૂચવ્યું. અડધી ઘડીયે વિશળદેવ ઉઠીને આવ્યો.



રાજ્યતંત્રમાં મારો એકડો સામેલ કરાવું ત્યારે મારૂં નામ કાક.

"કેમ વિશળદેવજી ! થાકયા–હાર્યા સૂતા હતા કે શું ? મ્હારે જરા જરૂરનું કામ હતું તે ઉઠાડ્યા."

"શું છે ? આજે જરા હું તો જંપીને બેઠો જ નથી" વિશળદેવે બગાસું ખાતાં કહ્યું. "કેમ શું કામ છે ?"

"મ્હને મહારાજે અત્યારે જવાનો હુકમ ફરમાવ્યો છે; એટલે મ્હારા મનમાં એમ કે હું જરા તમ્હને મળતો આવું. તમ્હારા જેવાની—"

"હા. મ્હને ખબર છે. મ્હને ભાઇ કહેતા હતા. ત્રિભુવનપાલને ભોગપુર જવાનું કહેવા જાઓ છો નહિં?"

"તમ્હે પણ સારી ખબર રાખો છો હો" કાકે કહ્યું.

"હાસ્તો! અમ્હે નહિં રાખીયે તો પછી કોણ રાખશે? ત્યારે આજે તમ્હે જવાના? એકલા છો કે કોઇ બીજું છે સાથે?" જરા ચિન્તાગ્રસ્ત મુખે વિશળે પૂછ્યું.

"ના. હું તો એકલો જ છું. મ્હને કોણ ખાવાનું હતું? કેમ?"

"ના. અમસ્થો. હમણા તો વખત એવો છે કે એકલું જવું મુશ્કેલ પડતું હશે?"

કાકને લાગ્યું કે આ સવાલો અમસ્થા પૂછે એવો ભલો વિશળ નથી; એટલે ત્હેણે ચાતુરીથી કામ લેવા માંડ્યું.

"હા. હમણાં તો લડાઇનો વખત છે. જરા એકલું જવું ગંભીર તો ખરૂં જ. પણ શું કરવું? પછી અમ્હારા કૃષ્ણદેવ મંડલેશ્વરને મળ્યા?"

"અરે ના રે. એ પણ એના ભાગની પીડા વધારે છે. મ્હારે હજુ"—બોલતાં તો બોલાઈ જવાયું પણ અધવચ્ચે ભાન આવતાં વિશળ અટક્યો.

"હા. તમ્હારે હજુ ત્હેને મળવાનું રહ્યું છે ને. તે પણ તમ્હારી વાટ જ જુએ છે" કાકે ત્હેની બાજી રમવા માંડી; અને વિશળ ધીમે ધીમે ફસાતો ગયો.

"એમ હા. હમણાં સાંજ પડશે. તમ્હે કૃષ્ણદેવને ક્યાંથી ઓળખો?"

"હું જ નહિં ઓળખું?" કહી કાક હસવા બેઠો. ત્હેને કૃષ્ણદેવ કોણ હશે ત્હેનું જરાયે ભાન ન્હોતું; પણ ત્હેના હસવાથી વિશળને વિશ્વાસ બેઠો. "પણ તમ્હારા ભાઇ તો મળ્યા નહિ. હવે શું થશે?"

"એ જ પીડા છે ને. ચાલો હવે તમ્હારે જવાનો વખત થતો હશે" વાત ઉડાવી નાંખવાનો પ્રયત્ન કરતાં વિશળે કહ્યું.

"હા. હવે તમ્હારે પણ કૃષ્ણદેવ પાસે જવું હશે. જય જય! મ્હારા જેવું કામકાજ છે કાંઈ?"

"ના. સાંજે નીકળો છો?"

"હમણાં જ." કહી કાક ત્યાંથી નીકળ્યો, અને રાજગઢ ગયો. જતાં જતાં ત્હેણે જોયું કે તરત જ વિશળ ત્હેના મ્હેલમાંથી નીકળી, પાલખીયે ચ્હડી, સજ્જન મંત્રીના ઘર તરફ વળ્યો.

કાક થોડી વાર પોતાની સાંઢણી અને શસ્ત્રો તૈયાર કરવામાં રોકાયો; અને પછી કાંઈક વસ્તુ સજ્જન મંત્રીને ત્યાં રહી ગઇ છે તે લઈ આવું એમ કહી ત્યાં જવા નીકળ્યો. બપોર વીતી જવા આવી હતી, છતાં કૃષ્ણદેવ ઉંઘવાનો ઢોંગ કરી પડ્યો હતો. કાકે ત્હેને ઉઠાડ્યો નહિં અને તે પાછો રાજગઢ આવ્યો, વિશળદેવ ત્યાં આવી ગયો હતો એમ ત્હેને ખાત્રી થઇ.

કાક પોતાની સાંઢણી લઇ ભીમનાથને ઓવારે ગયો. સરસ્વતી પાર જવા હવે હોડીઓ આવતી જતી થઇ હતી; પણ ભીમનાથના ઓવારા શિવાય બીજા બધા ઓવારાઓ બંધ હતા. સાથે આવેલા સાંઢણીવાળાને સાંઢણી પાસે બેસાડી દર્શન કરવાને મિષે કાક ભીમનાથના મંદિરમાં જઈને બેઠો. હોડીઓ પેલે તીરેથી પાટણ તરફ ભરાઇને આવતી હતી, પણ ભાગ્યે જ કોઈ માણસ પાટણથી જતું હતું એટલે કોણ જાય છે તેના પર નજર રાખવી સ્હેલું કામ હતું. કાકને ખાત્રી હતી કે કયાં તો વિશળ કે કોઇ ત્હેનો માણસ મધુપુર જવાનો જ; અને ત્યાં દેશળને મળી કૃષ્ણનો સંદેશો કહેવાનો. એ શું સંદેશો હતો તે કોઇ પણ પ્રકારે જાણવો એ કાકનો દૃઢ નિશ્ચય હતો. સૂર્યાસ્ત થયો પણ કોઈ આવ્યું નહિ. કાક અધીરો બન્યો. એ વખતસર નહિં નીકળ્યો એમ મુંજાલને કે મહારાજાને ખબર પડે તો તે ઠપકાને પાત્ર થાય એમ હતું. કાકે પોતાની સાંઢણી તો પેલે પાર મોકલી અને થોડી વારમાં નીકળવું એમ નિશ્ચય કરી બેઠો.

ભીમનાથ મહાદેવની આરતી થઇ. કાક ચુસ્ત શિવભક્ત હોવાથી આરતી વખતે મહાદેવના લિંગ આગળ ઉભો રહી સ્તવન ઉચ્ચારવા લાગ્યો. એકાએક ત્હેણે એક પરિચિત પુરુષ આઘે આરતી ગાતો જોયો; ત્હેનું સ્તવન અડધું જ રહ્યું. તે ધીમે ધીમે તે પુરુષની પાસે ગયો. ત્હેના મ્હોડાનો નીચલો ભાગ બુકાનીથી બાંધેલો હતો. કાકનું હૈયું હરખમાં નાચવા લાગ્યું.

"ચાલો ભાઇ! નહિ તો છેલ્લી હોડી ચાલી જશે." બુકાની બાંધી ઉભો રહેલો

પુરુષ વિશળ જ હતો. ત્હેણે કાંઇ જવાબ દીધો નહિ.

"કેમ વિશળભા! આવે વેષે ક્યાં મધુપુર ચાલ્યા?"

વિશળને હવે બોલ્યા વિના છુટકો થયો નહિ. આરતીના ઘંટનાદમાં ત્હેણે પૂછ્યું: "કાક ભટ્ટ! હજુ તમ્હે ગયા નથી?"

"ના રે. અનિવાર્ય કારણથી રોકાઇ ગયો. ચાલો તમ્હે આવ્યા તો મ્હારે પણ સોબત થશે."

"તમ્હે મધુપુર જાઓ છો?" વિશળે પૂછ્યું.

"હાસ્તો ભાઇ! પણ તમ્હે કયાંથી નીકળ્યા આવે વેષ?"

"કાક! દોસ્ત! હાલના સમયમાં જે કરવું પડે તે ઓછું."

"તમ્હારા ભાઇને મળવા જતા હશો?" કાકે અટકળ બાંધી.

"કોણે કહ્યું?"

"હવે તે કાંઇ અહિંયાં કહેવાય? તમ્હે જાણો છો ને. તમ્હે કૃષ્ણદેવને મળવા ગયા પછી તરત હું ગયો."

"મ્હારાથી કાંઇ અજાણ્યું હોય?" જરા હસતાં હસતાં કાકે કહ્યું.

"ત્યારે તમ્હે હતા ત્યારે મ્હને શું મરવા મોકલ્યો?"

"મ્હને પણ તે જ આશ્ચર્ય લાગે છે; લાવોની તમ્હે કહેતા હો તો સંદેશો હું લેતો જાઉં" કાકે સૂચવ્યું.

"ના રે! મ્હારા ભાઈ મ્હારો જીવ કહાડી નાંખે ને મ્હારી બા મ્હને ઘરમાં નહિ રહેવા દે."

"હવે એવી તે શી હુંડી મોકલાવવી છે?"

"છે તો કાંઈ નહિં. લો આ આરતી પુરી થઈ. ચાલો હવે જઇએ."

"અરે ઉભા તો રહો. શંભુભોળાનો પ્રસાદ તો લઇએ" કહી કાકે આરતીની આસ્કા લીધી. જળાધારીમાંથી બીલીપત્ર લીધું અને પાસેની ઓસરી પર ભાંગ વાટવા ઓરશીયા પડ્યા હતા ત્યાં વિશળને લઇ ગયો. વિશળને વિલંબ થતો હતો તે રૂચ્યું નહિં; પણ કાકની સોબત છોડી એકલા જવાની હિમત ત્હેનામાં હતી નહિં એટલે તે બેઠો અને કાકે જેટલી પાઇ તેટલી ભાંગ પીધી. વિજયાની અસર વિશળ પર જેમ જેમ થઇ તેમ ત્હેની જીભ ખુલી.

# પ્રકરણ ૧૦ મું.

## કૃષ્ણદેવે કહાવેલો સંદેશો.

વિજયા ગગનવિહારી ગાંધર્વોનું પાન છે; અવનીને અમરાવતી બનાવે છે: અરસિકમાં રસ પેદા કરી કાવ્યમયતાને શિખરે લઇ જાય છે; ગમગીનીમાં ગરકાવ થઈ રહેલાઓને અખૂટ હાસ્યનો અધિકાર અર્પે છે; પાષાણ હૃદયોને આર્દ્ર બનાવી વિરહાશ્રુ પાડવાની રજા આપે છે. દારૂ નિર્લજ્જ બનાવે છે, અફીણ એદી બનાવે છે. ગાંજો ધુની બનાવે છે, પણ ભાંગ કલ્પનાશક્તિ ઉત્તેજી પીનારને વ્યોમમાં રચાઈ રહેલી સોનેરી સૃષ્ટિનો માલિક, ભોક્તા બનાવે છે.

વિશળદેવ વિજયાની આરાધના કરી આ પદવી પામ્યા. એનું હૃદય વિશાળ થતું લાગ્યું; એનું મનોબળ માથામાં કૂદાકૂદ કરતું લાગ્યું; એની નજર ઝીણી સર્વગ્રાહી થતી લાગી; એની બુદ્ધિએ નવા નવા તંત્રો રચવા માંડ્યા. એને લાગ્યું કે તે પોતે દુર્જય હતો; દેશળ તદ્દન મૂર્ખ અને અભિમાની હતો; જયસિંહદેવને રાજ્યનો અધિકાર હતો જ નહિં; મુંજાલ ઉંધી મતિનો મંત્રી હતો. એની આકાંક્ષાઓ નવા સ્વરૂપે, પણ સચોટ ભાષામાં બ્હાર પડવા લાગી; ત્હેની વિશાળ બુદ્ધિમાં કાંઈ કાંઈ નવી યુક્તિઓ ઉદ્‌ભવી; કાંઈ કાંઈ કાવત્રાં રચાયાં અને ત્હેનો નાયક તે પોતે બન્યો; જયસિંહદેવ માત્ર આજે ત્હેને જ આધારે રાજ્ય કરે છે એમ ત્હેણે ખાત્રીપૂર્વક કહ્યું.

આ બધી વાતો વિશળના ઉત્તેજિત મગજમાંથી નીકળવા લાગી. ઉત્તેજન માત્ર ભાંગનું નહોતું; કાક પણ ધીમે ધીમે ત્હેને વાતો કરાવતો હતો. આનું પરિણામ એ થયું કે વિશળને કાક પર શ્રદ્ધા વધતી ગઈ. વિશળને મન તે દિલોજાન દોસ્ત લાગ્યો; ત્હેની સાથે ત્હેને પૂર્વજન્મનો ઋણાનુસંબંધ છે એમ ભાન થયું; પોતાની મહાન યુક્તિઓમાં ત્હેની સહાય માગી. કાક પાછી પ્હાની કહાડે એમ નહોતો. ત્હેણે પણ વિશળની સાથે સદાના મિત્ર થઈ રહેવા વચન આપ્યું, અને બન્ને વચ્ચે કેટલું મળતાપણું છે ત્હેના પર વિવેચન કર્યું. કાકે સોગંદ ખાધા કે જીવતાં સુધી તે વિશળનો જ મિત્ર થઈ રહેશે.

આ મિત્રાચારીનાં બંધનો આવી રીતે દૃઢ થવાથી કાકે સોરઠની વાત કહાડી. કૃષ્ણદેવ કોણ છે તે પોતે જાણે છે એમ સૂચવ્યું, અને અત્યારે વિશળ જેવા મહારથી પાટણ છોડી જાય તેથી શું હાનિ પહોંચે ત્હેનો ખ્યાલ આપ્યો. પોતાની મહત્તાની આટલી બધી કદર જોઈ વિશળે પણ પોતાનો અભિપ્રાય એવો જ છે એમ ઘણી જ ખાનગી રીતે કહ્યું. જે ખાનગી સંદેશો વિશળ લઈ જતો હતો થઈ હતી, અને વિશળ પાવરધો તરીઓ હતો નહિં. આથી વિશળને નદીપાર તરીને જવું વસમું લાગ્યું.

આખરે કાકે ત્હેને ફરી સ્હમજાવ્યો. શા માટે વિશળ જેવા સામન્તે આમ નકામા ધક્કા ખાવા? શા સારૂ પાટણમાં રહી ત્યાં ધ્યાન ન રાખવું? શા માટે ત્હેના મ્હોટા ભાઈ જેવા એકલપેટાઓ માટે નિરર્થક, ટાઢમાં ઠુઠવાતાં નદી ઓળંગવી?



ભીમનાથને ઓવારે: કાક અને વિશળદેવ.

તે જો કાકને વિશળ કહે તો કાક ચૂકયા વિના, જરૂર તે દેશળદેવને જઈ કહી આવે એવી કાકે ખાત્રી આપી. વિશળે એમ કરવા પોતાની રાજીખુશી દેખાડી, પણ તેથી ત્હેના મ્હોટાભાઈ ઘણા જ ગુસ્સે થાય એવો ધાક બતાવ્યો.

આ પ્રમાણે વાતો કરાવતો કાક વિશળને નદી પર જ્યારે લઈ આવ્યો ત્યારે છેલ્લી હોડી નીકળી ચૂકી હતી; એટલે તરીને ગયા વિના છુટકો નહોતો. રાત પડવાથી ટાઢ શરૂ

આ વાત વિશળને ગળે ઉતરી ગઈ. થોડો વખત થયાં જ ત્હેનો ભાઈ ત્હેને મદદમાં લેતો હતો; એટલે કોઈ ઉસ્તાદના પંઝામાં તે આજ સુધી સપડાયો નહોતો.

"કાક! દોસ્ત! ત્યારે આટલું કામ કરશે?"

"જરૂર. જયાં તમ્હારો બોલ ત્યાં મ્હારૂં માથું."

"ત્યારે મધુપુરને પાધરે નીલકંઠેશ્વર મહાદેવના મંદિરમાં જજે."

"વારૂ."

"ત્યાં મધરાત પછી ભાઈ આવશે કે કોઈ ત્હેનો ખાસ માણસ આવશે. ત્હેને આટલું જ કહેજે."

"શું?" ધ્યાનપૂર્વક કાકે પૂછ્યું.

"મહાવદ બારશ. પાંચાલેશ્વરની જય. યાદ રહેશે?"

"અરે હા. બરોબર!"

"જોજે પણ આ વાત કોઈને કાને જાય નહિ."

"અરે જાય શું? જાય તો ત્હેનો કાન કાપી નાંખું. વિશળદેવજી! હવે તમ્હે નીરાંતે સીધાવો."

"દોસ્ત! મ્હારી સેવા બરોબર ઉઠાવ; ત્હારો બેડો પાર કરી દઈશ."

રાત્રિના અંધકારમાં કાકના હોઠ તિરસ્કારમાં મરડાયા તે વિશળે જોયા નહિ.

"કાક! ત્યારે હું જાઉં છું."

"સુખેથી"

કહી કાક વિશળથી છુટો પડ્યો અને પેલે પાર જવા નદી તરફ ગયો. તે નાસીપાસ થયો હતો કારણ કે સંદેશો કાંઈ સ્પષ્ટ નહોતો. વિશળને ફોસલાવવા કરેલી બધી મહેનત ત્હેને વ્યર્થ લાગી. આ અર્થ–વગરના દેખાતા સંદેશામાં અર્થ ખોળવા તે પ્રયત્ન કરી રહ્યો. નદી ઓળંગવા ત્હેણે કચ્છોટો માર્યો; પણ પાણીમાં પગ મુકવા તે જતો હતો એટલામાં થંભીને ઉભો રહ્યો, અને પગ ઠોક્યો.

"હત્ત મૂર્ખા! આટલી સમજ નથી?" કહી તે એકદમ પાછો વળ્યો, અને વિશળ ઓવારા પર હતો કે કેમ તે જોવા લાગ્યો. ઓવારો નિર્જન હતો. કાક કચ્છોટો છોડી નાંખી, ઝપાટાબંધ શહેરમાં પાછો પેઠો, અને બને તેટલી ત્વરાથી રાજગઢ તરફ જવા લાગ્યો.

રસ્તા પર લોકોની અવર જવર હતી નહિ એટલે ઘણો જ ઝપાટાબંધ તે જઈ શક્યો.

રાજગઢના દરવાજા આગળ થોડાક રક્ષકો બેઠા હતા. "ભાઈ! કોઈ જઈ મંત્રીપુત્ર શોભ મહારાજને બોલાવશો?"

કાકને સદ્‌ભાગ્યે એક જણે ત્હેને ઓળખ્યો.

"કોણ? તમ્હે તો ત્રિભુવનપાલ મહારાજના ભટ્ટરાજ!"

"હા, હું તે જ. જરા ઉઠોની."

એક રક્ષક ઉઠીને ગયો અને થોડીવારે પાછો આવી કાકને ગઢમાં બોલાવી લઈ ગયો. મહેલના ઓટલા પર શોભ ઉભો હતો.

"કેમ ભટ્ટજી! તમ્હે હજુ ગયા નથી?" જરા ગરમ થઈ શોભે પૂછ્યું.

"મહારાજ! એ પૂછવાનું કામ આપનું નથી." શાન્તિથી કાકે જવાબ દીધો. "મ્હારે એક કામ છે."

"શું?" જરા નરમ થઈ શોભે પૂછ્યું.

"મહારાજને મ્હારે મળવું છે."

"તે અત્યારે કેમ બને?"

"તે વગર મ્હારે ચાલે એમ નથી. મ્હને મહારાજે બોલાવ્યો હતો."

"ઉભા રહો. જાગતા હોય તો પૂછી આવું."

"નહિ જાગતા હોય તો ઉઠાડજો. કોઈ બીજું જાણે નહિં હો." ટાઢે પેટે કાકે કહ્યું.

જયસિંહદેવે જ્યારથી કાકની જોડે ખાનગીમાં વાત કરી હતી ત્યારથી શોભના મનમાં ત્હેની પંક્તિ વધી હતી; ત્હેણે ઝપાટાબંધ અંદર જઈ જયસિંહદેવ બેઠા હતા ત્યાં વાત કરી.

જયદેવ પહેલાં ગુસ્સે થયો; પણ વગર-કારણે કાક પાછો આવે નહિ એમ ધારી ત્હેને પાછલે દાદરે ઉપર બોલાવવાનો હુકમ શોભને કર્યો. જેવો કાક ઉપર આવ્યો કે મહારાજે ડોળા કહાડી ત્હેને પૂછ્યું:

"તમ્હે હજુ ગયા નથી?"

"સબળ કારણ વિના આપના હુકમનો અનાદર હું કદી કરૂં નહિ" હાથ જોડી કાકે કહ્યું અને શોભ તરફ જોયું.

"શોભ! તું બહાર ઉભો રહે. કોઈને આવવા દેતો નહિં."

શોભ ગયો અને મહારાજે કાકને પૂછ્યું: "બોલ હવે શું કામ તું રહ્યો?"

"અન્નદાતાને એક બાતમી આપવી છે."

"તેમ્હાં મ્હારી પાસે આવવાનું?" જરા સખ્તાઈથી જયદેવે પુછ્યું "મ્હેતાજી નહોતા?"

"એમ જો અન્નદાતાને લાગતું હોય તો હું પાછો જાઉં." શાન્તિથી કાકે કહ્યું. "મહારાજે મ્હને આજે કેટલીક વાત કરી તેથી મ્હેં જાણ્યું કે મહાઅમાત્ય કરતાં આપને બાતમી કહું તો તે વધારે રુચશે. મ્હારી ભૂલ થઈ હોય તો ક્ષમા કરો. હું અન્નદાતાની રજા લઉં છું" કહી કાક પ્રણામ કરવા ગયો.

જયદેવ ઘણો જિજ્ઞાસુ થઈ રહ્યો હતો અને કાકને જતો જોઈ તે નરમ પડ્યો.

"મ્હારા કરતાં મ્હેતાજી જાણે તો વધારે સારુને. તે બધું જાણે છે."

"મહાઅમાત્ય પાસે અનેક જાસુસો છે. મ્હેં જાણ્યું કે—"

"ઠીક ત્યારે. હવે આવ્યો છે ત્યારે કહે."

"અન્નદાતાની રજા હોય તો હું મહાઅમાત્યને જ બધું કહું."

જયદેવે હોઠ કરડ્યા. "ચાલ ચાલ! મ્હને જ કહે."

"જેવી આજ્ઞા. સોરઠનો રા' ગુજરાત પર ચ્હડી આવે છે એ વાત સાચી છે."

"તેમ્હાં નવું શું કહ્યું?"

"પ્રભુ! નવકાંઠામાં એ પોતાના મળતીયાઓ ભેગા કરે છે."

"એમ?"

"જી હા. પાંચાલેશ્વર આગળ."

"હેં?" જરા ચકિત થઈ જયદેવે પૂછ્યું.

"મહારાજ! મહા વદ બારશે એ ત્યાંથી ગુજરાત પર આવી પડવાનો." ધીમે અવાજે કાકે કહ્યું.

"તું શું કહે છે? ત્હેં કયાંથી જાણ્યું?"

"બાપુ! હમણા આપને તે કહું તો બધું ચુંથાઈ જશે. અન્નદાતાની રજા હોય તો પછી કહીશ. પણ વાત તદ્દન ખરી છે; અને નવઘણ રા'ને શિક્ષા કરવાનો લાગ બીજો આવો આવવાનો નથી."

"હા! હું મુંજાલ મ્હેતાને પૂછી જોઈશ."

"જેવી અન્નદાતાની મરજી. પણ એના કરતાં આપ મ્હારી જોડે મંડલેશ્વર મહારાજને કહાવો કે નવઘણ રા'ને ઠેકાણે પાડે, તો કેવું?"

"ખોટું નહિં."

"અને આપ તે વખત ત્યાં આવી પ્હોંચો તો—?" કાકે જરા આંખ ઝીણી કરી ઉમેર્યું.

જયદેવને સમજ પડી. શા માટે કાક અત્યારે આમ આવ્યો હતો, શા માટે તે મુંજાલ પાસે નહિ ગયો, અને કાકની શિખામણ માનવાથી પોતે કેવો યશ મેળવી શકશે એ બધા વિચારો ત્હેને એકદમ આવ્યા. જો જયદેવ પોતે જ જઈ નવઘણને હરાવે તો મુંજાલ મ્હેતા પણ જયદેવનો પ્રભાવ જાણે, અને શાન્તુએ કરેલી સંધિનું કલંક કાંઈક ઓછું થાય. આ પરિણામનો ખ્યાલ આવતાં બાલરાજાનું મ્હોં મલક્યું.

"ઠીક છે હું જોઈશ" પોતાનો મલકાટ મનમાં જ શમાવતાં જયદેવે કહ્યું. "પણ તું જલદી જા."

"આ વાતની મુંજાલ મ્હેતાજીને ખબર આપું?" હાથ જોડી કાકે પૂછ્યું. જયદેવે જોયું કે કાક ત્હેની મશ્કરી કરતો હતો. ત્હેણે જરા ભવાં ચ્હડાવી જવાબ દીધો. "તું ત્હારે જા. મ્હને યોગ્ય લાગશે તે હું કરીશ."

"જેવી પ્રભુની આજ્ઞા" કહી કાકે ત્યાંથી રજા લીધી.



## પ્રકરણ ૧૧ મું.



### કાકે કહેલો સંદેશો.



કાક જ્યારે મધુપુર પ્હોંચ્યો ત્યારે મધ્ય રાત્રિ વીતી ગઇ હતી; અને નીલકંન્ઠેશ્વર મહાદેવમાં ચાર પાંચ પૂજારીઓ જેવા દેખાતા માણસો સૂતા હતા. કાક વિચારમાં પડ્યો કે અત્યારે દેશળદેવને કેમ ખોળી કહાડવો. આખરે કાંઇ ન સૂજવાથી તે ઓટલા ઉપર બેઠો.

થોડીવારે એક ઘોડેસ્વાર આવ્યો. ત્હેણે ઘોડો બ્હાર બાંધ્યો અને મંદિરમાં આવી મહાદેવજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. નવા આવનારે આખે શરીરે બખ્તર પ્હેર્યું હતું; અને મ્હોડે બુકાની બાંધી હતી. પોતે કોણ છે તે છુપાવવા ત્હેણે આટલા બધા પ્રયત્ન કર્યા હતા તો પણ કાકને ખાત્રી થઇ કે આ દેશળદેવ પોતે જ હતો; પણ રખેને કાંઇ ભૂલ થઇ જાય એવી બ્હીકથી કાક જાણે ઝોકાં ખાતો હોય તેમ બેસી જ રહ્યો.

નવા આવનારે ચારે તરફ નજર નાંખી, અને આખરે કાકને ટીકી ટીકીને જોવા લાગ્યો. નવા આવનારે બોલવું કે નહિ બોલવું ત્હેનો ક્યાં સુધી વિચાર કર્યા કર્યો; અને પછી ધીરજ નહિ રહેવાથી ત્હેણે પુછ્યું:

"ભટ્ટજી! આપ પાટણથી આવ્યા છો?"

જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ કાક બોલ્યો:

"મ્હને પૂછો છો?"

"હા." નવા આવનારે પુછ્યું. "પાટણની શી નવા જુની છે?" કાકે અવાજ પારખ્યો. નવો આવનાર દેશળ જ હતો.

"મહારાજ! આપના નીકળ્યા પછીની કાંઈ ખબર નથી."

દેશળ ચમકયો "હું નીકળ્યો! હું પાટણ ગયો જ નથી" જરા સખત અવાજે ત્હેણે કહ્યું.

"એવું શું કામ બોલો છો? આપ કોણ છો તે મ્હને ખબર છે."

"કેમ?"

"આપને જ મળવા આવ્યો છું તેમ."

"કોણે જયદેવ મહારાજે મોકલ્યા છે?" જરાક બ્હીકભર્યા અવાજે દેશળે પુછ્યું.

"ના. વિશળદેવજીએ!" છેક ધીમેથી કાકે કહ્યું. દેશળ ચમકયો અને ત્હેનાં ભવાં ચઢ્યાં.

"શું કરવા?" ત્હેણે પુછ્યું.

"કૃષ્ણદેવ મહારાજનો સંદેશો કહેવા."

"વિશળ કેમ નહિ આવ્યો?"

"કૃષ્ણદેવ મહારાજે મ્હારી જોડે સંદેશો કહાવવાનું દુરસ્ત ધાર્યું. હું એમનો મિત્ર થાઉં છું."

"તું તો ત્રિભુવનપાલનો મિત્ર થાય છે?"

"બન્ને જણના મિત્ર થતાં શું વાંધો?" જરા હસી કાકે પૂછ્યું અને ઉમેર્યું. "આપ પોતે બન્નેના મિત્ર નથી?"

"શું સંદેશો લાવ્યો છે?"

"ફાગણ સુદ ચોથ. પાંચાલેશ્વર" કાકે બનાવટી સંદેશો ધીમેથી કહ્યો. ત્હેને બરોબર યાદ રાખવા દેશળ ધીમેથી મનમાં બોલ્યો.

"બીજું કાંઇ?"

"બીજું કાંઇ નથી. હવે આપની રજા હોય તો હું જાઉં. મ્હારે ત્રિભુવનપાલ મહારાજને સંદેશો કહેવો છે."

"શો?"

"કે ભોગપૂર તરફ જઇ શાન્તુ મ્હેતાને મળે."

"બરોબર, બરોબર" પોતાનો હરખ દેશળ શમાવી શકયો નહિ.

"ત્હારૂ નામ કાકભટ્ટ, નહિં?"

"હા. વખત આવે સેવકને યાદ કરજો."

"જરા ચિન્તા નહિ" કહી દેશળ ઘોડેસ્વાર થઇ ત્યાંથી નીકળ્યો. અંધારામાં કાક હસતો હસતો ઉભો. જ્યારે દેશળના ઘોડાના પગલાં સંભળાતાં બંધ થયાં ત્યારે તે મંદિરમાં પેઠો, ફરીથી મહાદેવનાં દર્શન કર્યાં અને સાંઢણી પલાણી કર્ણાવતીને રસ્તે ત્હેને મારી મૂકી.

કર્ણાવતીથી થોડેક દૂર ત્રિભુવનપાલ મહારાજ ત્હેને મળ્યા. કાકે ત્હેને સવિસ્તર વાત કરી અને મહા વદ બારસે નવકાંઠામાં આવેલા પાંચાલમાં નવઘણ રા' પોતાના સામન્તોને મળવાનો હતો ત્હેની ખબર આપી.

થોડીવારે મંડલેશ્વર સાથે થોભી કાકે સાંઢણી બદલી, અને ખંભાતનો રસ્તો લીધો.

# પ્રકરણ ૧૨ મું.

## ખંભાતને રસ્તે.

સ્તંભતીર્થને[૧] રસ્તે જેમ જેમ કાક આવતો ગયો તેમ તેમ ત્હેને આસપાસના પ્રદેશમાં ફેરફાર લાગવા માંડયો. ગામો મ્હોટાં અને સમૃદ્ધિવાન દેખાયાં; લોકોનો મ્હોટો ભાગ જૈન લાગ્યો; જૈન સાધુઓ અને જતિઓ અવારનવાર દેખાયા; અને ઠેકાણે ઠેકાણે ચૈત્યોર[૨], પોષધશાળા[૩] અને આશ્રમગૃહો તાજાં જ તૈયાર કરાવેલાં નજરે ચ્હડ્યાં.

કાક પોતે બ્રાહ્મણ હતો; વૈદિક અને પૌરાણિક પ્રણાલિકામાં ઉછેરેલો હતો; અને પોતે ભૂદેવની ભૂમિકા પર છે એમ માનતો હતો. આ કારણોને લીધે ચૂસ્ત શ્રાવકો તરફ તે તિરસ્કારની નજરે જોતો.

આ વાર્તાના સમયમાં ગુજરાતની પ્રજાનો મ્હોટો ભાગ પૂરેપૂરો ન્હોતો જૈન કે ન્હોતો પૌરાણિક. બંને વિભાગો માત્ર પંથો જ ગણાતા. ઘણાખરા શંકરનાં દર્શન કરી પાર્શ્વનાથની પૂજા કરવામાં વાંધો ગણતા નહિં. ધનાઢ્યો બન્ને પંથનાં મંદિરો બંધાવવામાં કૃતકૃત્યતા માનતા; સામાન્ય વર્ગો, વિદ્વાન શ્રોત્રિયો તેમ જ સાધૂઓના પાદ પૂજતા; દરેક પોતાને મનફાવતા ઈષ્ટ દેવની આરાધના કરતા. જે સમયનો ઇતિહાસ અહિંયા આપવામાં આવ્યો છે તે સમયમાં શ્રાવકો અને શૈવોમાં લોકોનો વિભાગ સ્પષ્ટ રીતે પડયો ન્હોતો; જૈન ધર્મ હિન્દુ ધર્મથી ભિન્ન છે એમ પણ ગણાતું ન્હોતું.

પણ આ બન્ને પંથોના જે નેતાઓ હતા તેમ્હના મનમાં આવી અસ્પષ્ટતા ન્હોતી. તેઓની માન્યતા પ્રમાણે પોતાનો મત દરેકને ન્યારો અને વિશુદ્ધ લાગતો. આનું પરિણામ એ થતું કે પાટનગરોમાં અને પૈસાદાર શહેરોમાં ધાર્મિક ઝઘડા ચાલ્યા જ કરતા; અને સત્તાધીશો અને ધનાઢયોને પોતાના પંઝામાં આણવા દરેક મત મથતો.

ગુજરાતમાં અસલથી જૈન ધર્મનું જોર ચાલ્યું આવ્યું હતું. વલ્લભીપુરનો વિનાશ થયો તે પહેલાં ત્યાં બુદ્ધ મતને હઠાવી જૈન મતે પોતાની સત્તા જમાવી હતી. વલ્લભી પડ્યા પછી પંચાસરમાં પણ જૈન મતનું પ્રાબલ્ય હતું.

જૈન સાધુએ બચાવેલા, જૈન સાધ્વીએ ઉછેરેલા અને જૈન મંત્રીની સેવા સ્વીકારતા વનરાજના વખતમાં એ મત વધારે પ્રસર્યો હશે એમ માનવાને કારણ મળે છે. ગુજરાતના ધનાઢ્યો ઘણાખરા એ મતના હતા; અને તેમ્હનું ધન, અનાથની વ્હારે ધાતા અહિંસાપૂજક સાધુઓ, લોકોના ભલાને માટે ખરચતા. ગુજરાતની ગાદી પોતાના મતના આશ્રયથી જ અમર રહી છે અને રહેશે એમ સાધુઓ માનતા; અને ગુજરાતના નરેશોને પોતાના અનુયાયીઓ બનાવવાની હોંસ હમેશાં રાખતા. પરિણામ ગમે તે આવ્યું, પણ ગુજરાતનો ઇતિહાસ જીનશાસનનું એક પ્રકરણ થઇ રહ્યો.

ગુજરાતનું ગૌરવ નષ્ટ થઇ ગયું; પાટણ પાધર થઇ ગયું; મુસલમાન અને મરાઠાઓએ ત્હેને જીત્યું, ખોયું, ફરી જીત્યું. ચાવડાઓ ગયા, સોલંકીઓ ગયા; નાગરો, શ્રીમાલી, અને પોરવાડોનો અસ્ત થયો; છતાં જે પાર્શ્વનાથની પ્રતિમાએ વલ્લભીપુરની જાહોજલાલી જોઇ હતી અને જે ત્હેને વિનાશકાલે પંચાસરમાં જઇ રહી, તે જ પ્રતિમા સોલસેં વર્ષને કાલાન્તરે આપણા જુના પાટનગરમાં આજે વિરાજે છે; અને આપણા મધ્યકાલીન ઇતિહાસનો સૂત્રધાર વનરાજ અને ત્હેનો મંત્રી ચાંપો મ્હેતો ત્હેને પ્રણિપાત કરી રહ્યા છે.[૪]

જીનશાસનનું આટલું પ્રાબલ્ય છતાં આ સમયમાં સૌરાષ્ટ્રના મહાદેવનો ડંકો આખા દેશમાં વાગતો; અને ગુજરાત, અને સૌરાષ્ટ્રના અધિષ્ઠાતા દેવ તે જ ગણાતા. જુનાગઢના અને પાટણના રાજાઓની વિજયઘોષણાઓ સોમનાથનો જય પોકારતી. આ પ્રતાપ સોલંકી શિરોમણિ મુલરાજનો હતો.

મુલરાજ પોતાના સ્વદેશમાંથી શિવભક્તિ લાવ્યો હોય; ગુજરાતના રાજા થવા માટે અધિષ્ઠાતા દેવની ભક્તિ ગિરનારના ગ્રહરિપુ કરતાં પણ વધારે દેખાડવી એમાં ત્હેણે મુત્સદ્દીપણું માન્યું હોય; આસપાસના સંસ્કારી પ્રદેશોનાં વિદ્યા અને કૌશલ્ય આણવા માટે બ્રાહ્મણોને ઉત્તેજન આપવું એ જરૂરનું ધાર્યું હોય; જૈન મતે સ્વીકારેલી અહિંસા, ત્હેના બહાદુર, સત્તાભકત હૃદયને અકારી લાગી હોય—ગમે તે કારણ હોય, પણ ત્હેણે શૈવ મતને રાજ્યધર્મ બનાવ્યો, દૂરદેશથી બ્રાહ્મણો લાવી ગુજ-

૧ ખંભાત. ૨ મંદિર ૩. અપાસરા. ૪ પાટણમાં પંચાસર પાર્શ્વનાથનું મંદિર હજી છે જેમાં વનરાજ અને ચાંપા મ્હેતાની અસલી પ્રતિમા છે.

રાતના સંસ્કારોની સમૃદ્ધિમાં વધારો કર્યો. પાટણના રાજ્યકર્તાઓને તે "જય સોમનાથ" નો મંત્ર શીખવી ગયો. તે મંત્ર ધ્યાનમાં રાખી મૂલરાજના વંશજોએ બ્રાહ્મણોને આદરથી પૂજવા માંડ્યા; અને પોતાના દેશની સંસ્કૃતિને સતેજ રાખવાનો પ્રયત્ન કર્યો.

આવી પરિસ્થિતિને લીધે જૈનો પાટણના રાજાઓને પોતાના પંથમાં લેવાને ઘણાં તરફડીયાં મારતા હતા. પણ તે બધાં નિષ્ફલ જતાં. ભીમદેવ અને કર્ણદેવ ચુસ્ત શિવભક્ત હતા; મીનળદેવી, જૈન પિતાની આત્મજા છતાં, રાજ્ય–કારભારમાં ધર્મ–વિરોધ દાખલ કરવાની વિરુદ્ધ હતી. અને ઘણે ભાગે શ્રાવક મંત્રીઓ પણ શૈવ અને જૈન મતમાં બહુ વ્હાલું અલખામણું કરતા ન્હોતા.

જ્યારથી રાજ્યતંત્ર મુંજાલ મ્હેતાના હાથમાં આવ્યું ત્યારથી ત્હેની રાજ્યનીતિ સ્પષ્ટ જણાઈ. મત–મતાંતરના ઝઘડામાં પડયા વિના, પાટણની સત્તાને શૌર્યના બળથી વિસ્તારવી, અને ગુજરાતને એક સામ્રાજ્ય બનાવવું એમાં જ તે પોતાની નીતિ સ્હમજતો હતો. આ નીતિથી ચૂસ્ત શ્રાવકો અને જૈન સાધુઓ અત્યંત નારાજ રહેતા અને રાજ્યમાં વધારે પગપેસારો થાય એવી તકની વાટ જોઇ બેઠા હતા.

એવામાં પાટણના રાજ્યકર્તાઓમાં એક નવો મુત્સદ્દી દાખલ થયો. તે ઉદા મ્હેતા. ત્હેનો પૂર્વાશ્રમ, ત્હેની બાહોશી, અને કેવી રીતે તે મંત્રી થયો એનો કાંઈક ઇતિહાસ "પાટણની પ્રભુતા"માં આપેલો છે. જયારે તે મંત્રીપદ પામ્યો ત્યારે ત્હેને પાટણની સત્તા હાથ કરવાની ઘણી હોંસ હતી; પણ મુંજાલના વ્યક્તિત્વ આગલ ત્હેની હોંસ નકામી ગઈ. ત્હેણે કર્ણાવતી અને ખંભાત એ માગી લીધાં; અને મીનળદેવીએ તે ત્હેને આપ્યાં.

ઉદાની મહત્વાકાંક્ષા અમાપ હતી. બધા મંત્રીઓને ઝાંખા કરવા તે ધર્મધુરંધર બની રહ્યો. કર્ણાવતી અને ખંભાત જેવા બંદરોમાં ધસડાઈ આવતી અઢલક દોલત ત્હેણે જૈન મતના ઉદ્ધાર માટે ખરચવા માંડી. દેશ દેશના જૈન સાધુઓ, જૈન વિદ્વાનો ઉદા મ્હેતાના દરબારમાં આંટા મારવા લાગ્યા; અને ભુખડીબારસ સધર્મીઓ ન્યાલ થવા લાગ્યા. ઉદાએ ધીમે ધીમે માથું ઉંચકવા પ્રયત્ન કર્યો; એટલે મુંજાલે ત્હેની પાસેથી કર્ણાવતી લઇ લીધું. શુષ્ઠવાયેલો મંત્રી ખંભાતમાં જઈ રહ્યો.

ખંભાત ગુજરાતનું મુખ્ય બંદર હતું; અને ગૂર્જર ધનાઢયો દરીઆઇ વેપાર ઘણો જ કરતા હોવાથી એ શહેર નીચે બધાની મુડી હતી. આથી ઉદાની દોલત અને સત્તા અનૂપમ થઇ પડી. ખંભાતમાં પૈસો તો હતો અને તેમાં તે જૈન ધર્મનું અને ઉદાની સત્તાનું મથક બન્યું. કાકને ખંભાત અભવ્ય લાગ્યું તેમાં કાંઈ નવાઇ જેવું ન્હોતું.

કાક જેમ જેમ ખંભાત પાસે આવતો ગયો તેમ તેમ તે ગભરાતો ગયો. ત્હેણે ઉપાડેલું કામ ઘણું જ ગંભીર અને મુશ્કેલ હતું. જયદેવ મહારાજે તો માત્ર જીભ જ હલાવી હતી; કાકને તો જીવનું જોખમ હતું. જે મંત્રીની સત્તા તોડવાનો એ ઇરાદો રાખતો હતો તે આખા દેશમાં પાકામાં પાકો ગણાતો; ત્હેના અનુચરો બારે મંડળે અને બાવને શહેરમાં ફરતા; ત્હેના ધનથી લોભાઇ ભલા ભલા જયસિંહદેવ મહારાજની નોકરી પણ છોડી જતા. એવા માણસને દુશ્મન બનાવવો ? જો ઉદો વિફરે તો મહારાજ પોતે પણ ત્હેને બચાવી શકશે ?

પણ કાક હિમત હાર્યો નહિ. ત્હેની રગોમાં જુવાનીનું લોહી ઉછળતું હતું; ત્હેને ઉદા મ્હેતાને જોવાની ઇચ્છા હતી; એક દિવસમાં પાટણના મુત્સદ્દીઓને પણ પોતાનો પરચો દેખાડયો હતો; અને ત્હેને નવા નવા અનુભવો કરવાનો શોખ હતો. તે હોંસથી આગળ વધ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### ખતીબ.

મહા સુદ બારસની સવ્હારે કાક છેક ખંભાતની પાસે આવી લાગ્યો. ત્હેની સાંઢણી થાકી ગઇ હતી અને તે પોતે ભૂખ્યો થયો હતો, તેથી ત્હેણે વિસામો ખાવાનો નિશ્ચય કર્યો.

તે સાંઢણીપરથી ઉતર્યો, પાસે આવેલા તલાવમાં નાહ્યો, સંધ્યા કરી અને એક ઘટાદાર વૃક્ષ નીચે દેવતા પાડી, રાંધવા બેઠો. રાંધતાં રાંધતાં ત્હેણે ઉદા મ્હેતાનો વિચાર કરવા માંડયો.

એકદમ ઉપરની ઘટા હાલી ઉઠી. એક તૂટેલી ડાંખલી કાકના પગ આગલ આવીને પડી. કાક ચમકયો અને ઉપર જોયું. ઝાડની ઘટામાં કાંઇ વાંદરા જેવું લાગ્યું. કાકે ઉઠીને

કાંકરો માર્યો. પેલા વાંદરાને તે બરોબર લાગ્યો; અને ત્હેણે એક ડાળ ઉપર જવા પ્રયત્ન કર્યો.

કાકે ત્હેને ડાળ ઝાલી ઉપર જતાં જોયો અને ત્હેને ગભરાટ છુટયો. ઝાડમાં ભરાઇ રહેનાર ન્હોતો વાંદરો અને ન્હોતો માણુસ! ત્હેનું મ્હોડું વાંદરા જેવું કાકને લાગ્યું; ત્હેની લાંબી, વગર બાંધેલી દહાડી, ભયંકર રીતે આમ તેમ હાલતી હતી; ત્હેને શરીરે કાંઈ લૂગડું વીટાયેલું હતું. કાકે ત્હેને હેઠલ ઉતરવા હાથના ચાળાથી સૂચવ્યું; પેલો આદમી ઉપર ધ્રૂજ્યા કરતો હતો અને હાથ જોડવાનાં ફાંફાં મારતો હતો. કાકે ત્હેને ધમકી આપી પણ તે બોલ્યો નહિં, તેમ ઉતર્યો પણ નહિં.

કાકનો મિજાજ ગયો; ત્હેણે પોતાના રબારી પાસે સાંઢણીએ બાંધેલાં ધનુષ્ય અને બાણ મંગાવ્યાં અને બાણ સાંધવા માંડ્યું. પેલા માણુસે તેને સ્હમજાય એવો પણ દયામણો અવાજ કર્યો, અને હેઠલ ઉતરવા માંડયો. ઉતરતાં ઉતરતાં પેલો ગભરાયેલો માણુસ સરી ગયો, અને ભોંય પર ઢગલો થઈ પડયો. તે નિરાશા ભર્યે અવાજે કાંઇ બોલ્યો; કાકને કાને "લા" જેવું સંભળાયું.

બ્હીકથી અને નબલાઇથી તે મુડદા જેવો પડી રહ્યો. ત્હેના મ્હોડા પર ત્રાસનાં સ્પષ્ટ ચિન્હ હતાં; ત્હેના હોઠ કાંપતા હતા; ત્હેની આંખો તે દયામણી રીતે ઉઘાડ્યાં કરતો હતો. શક્તિ, શૌર્ય, અને સંસ્કારના ગર્વમાં કાક તે મનુષ્યજંતુ તરફ જોઈ રહ્યો.

"કોણ છે તું ?" સખ્તાઇથી કાકે પૂછ્યું.

"યા–લા" જવાબમાં પેલાએ જવાબ દીધો.

"લા ને બા" ડોળા કહાડી કાકે પૂછયું "બોલે છે કે નહિ ? નહિ તો હમણાં ને હમણાં વિંધી નાખીશ."



ધનુષ્ય અને બાણ મંગાવ્યાં અને બાણ સાંધવા માંડયું.

પેલા માણુસે હાથ જોડ્યા અને ઘસડાતો આવી કાકને પગે અડકવા ગયો.

"शान्तम् पापम्" કાક સ્પર્શથી દૂષિત થવાના ડરથી પાછો ખસ્યો અને બોલ્યો "ખબરદાર જો મ્હને અડક્યો તો. તું છે કોણ ?"

"મુસલમીન" પેલાએ ભોંય સાથે દહાડી ઘસતાં કહ્યું. કાક કાંઇ સ્હમજ્યો નહિં.

"કપાલ ત્હારૂં. કોઇ માણુસની ભાષા આવડે છે કે નહિ ?"

"યવન." આ વખતમાં અનાર્યો બધા આ નામથી ઓલખાતા.

"તો એમ બોલની. અહિંયા કયાંથી આવ્યો ? તું કયાં રહે છે?"

પેલાએ ખંભાત તરફ આંગળી કરી.

"આ ઝાડ પર કયાંથી આવ્યો ?"

થોડાક ગુજરાતી શબ્દો, થોડા ન સ્હમજાય એવા શબ્દો, અને હાથના ચાળાથી ત્હેણે સ્હમજાવ્યું કે ત્હેનાં ઘરબારનો નાશ કરવામાં આવ્યો છે, અને ત્હેનાં બૈરી છોકરાંને મારી નાંખવામાં આવ્યાં છે.

"કોણે ?"

"ઇસરાબક" કહી શ્રાવકો જ્યાં ચંદન કરતા હતા ત્યાં પેલાએ આંગલી કરી.

"શ્રાવકોએ ? શા સારૂ ?"

"યવન" પેલાએ ટુંકમાં જવાબ આપ્યો. કાક સ્હમજ્યો.

"ત્હારૂં નામ શું ?"

"ખતીબ."

"કતીપ" સશક્તને નિરાધારોનાં નામ બગાડવાનો જે અધિકાર હોય છે તે અધિકારનો ઉપયોગ કરતાં કાકે કહ્યું. કાક જરા વાર જોઈ રહ્યો. પોતે જે કાર્ય સાધવા માટે આવ્યો હતો ત્હેમાં આ માણસ મદદરૂપ થશે કે કેમ ત્હેનો તે વિચાર કરવા લાગ્યો.

"તેં કોઇને ફરીયાદ કરી ?"

ખતીબે ડોકું ધુણાવ્યું અને આકાશ તરફ આંગલી કરી "અલ્લાહ."

"ઉદા મંત્રી પાસે ફરીયાદ કરવી હતી ને ?" કાકે પૂછ્યું.

"ઇસરાબક."

"શું કહે છે. ભટ્ટાર્ક જયસિંહદેવ મહારાજના રાજ્યમાં મંત્રીઓ ફરિયાદ નહિં સાંભળે એવું તે હોય ?" ખતીબે ડોકું ધુણાવી દહાડી પર હાથ ફેરવ્યો.

"ચાલ મ્હારી સાથે. મંત્રીને આપણે ફરીયાદ કરીયે." ડોસાએ ડોકાવતી ના પાડી.

"હરામખોર ! ત્યારે ત્હારી જ વાત ખોટી છે. ખરી હોય તો ચાલ" કહી કાકે દાંત પીસ્યા. ખતીબે નિરાશાભરી હા કહી. "ઠીક બેસ. હું ખાઈ લઉં."

ખતીબે પેટ બતાવી પોતે પણ ભૂખ્યો છે એમ સ્હમજાવ્યું. "ઉભો રહે. મ્હારે ખાતાં વધે તે આપું" કહી કાક જમવા બેઠો અને વધેલું ખતીબને આપ્યું.

ખતીબ જ્યારે ખાઈ રહ્યો, ત્યારે કાકે પાછાં પોતાનાં વસ્ત્ર અને શસ્ત્ર સજ્યાં; અને એક ઝાડની ઘટામાં સાંઢણી બાંધી રાખવાનો હુકમ રબારીને કરી, ખતીબને સાથે લઈ તે ખંભાત તરફ ચાલ્યો.

જેમ ખંભાત પાસે આવતુ ગયું તેમ ત્હેની સમૃદ્ધિની સાક્ષી પૂરનારાં રમણીય ઉદ્યાનો અને ચૈત્યો દેખાવા લાગ્યાં. બપોરે બન્ને જણુ ખંભાતના દરવાજા પાસે આવી લાગ્યા. કાકની તીક્ષ્ણ નજર ખંભાતના કોટની શક્તિનું માપ કહાડવામાં કેટલોક વખત ગુંથાઇ. તે વિચાર છોડી કાકે ખતીબ સ્હામું જોયું, તો તે વધારે ધ્રુજતો દેખાયો.

"કેમ ?" કાકે પૂછ્યું.

શહેર બ્હાર કેટલીક ઝુંપડીયો અને એક મ્હોટું ઇંટનું મકાન બળી રહી પડેલાં હતાં; કેટલાકમાંથી અણશમેલો અગ્નિ કોઇકવાર નીકળતો હતો. આ તરફ ખતીબે આંગલી કરી અને કપાલ કૂટયું.

"આ ત્હારૂ ઘર" ખતીબે ડોકા વતી હા કરી.

"આ મ્હોટું મકાન શાનું છે ?"

ખતીબે ઈસારાથી સ્હમજાવ્યું કે તે ઇશ્વર–સ્તવન કરવાનું સ્થાન હતું.

"ઠીક ચાલ" કાકે કહ્યું.

ડરતાં ડરતાં ખતીબે કોટના દરવાજા આગલ બેઠેલા રક્ષકો તરફ આંગલી કરી.

"ડરે છે શું કામ ? હું છું ને. કોની મગદૂર છે કે ત્હારો વાળ વાંકો કરે. ચાલ." કહી કાકે પોતાની ડાંગ મજબૂત રીતે પકડી કમરબંધમાં તરવાર ઢીલી કરી, અને દરવાનો તરફ ચાલ્યો.



## પ્રકરણ ૧૪ મું.



### ખંભાતનું આતિથ્ય.



કાકનું હૃદય જરા ધબકતું હતું છતાં હિંમતથી તે દરવાજામાં પેઠો. ખતીબ ત્હેને પગલે પગલે ચાલ્યો આવતો હતો.

દરવાનોએ જેવો ખતીબને જોયો તેવા જ તેઓ બૂમ મારી ઉઠયા, અને એક જણુ એક ભાલો લઇ ત્હેના તરફ આવ્યો. કાક બે ડગલાં પાછલ આવ્યો અને પોતાનું શરીર ખતીબના રક્ષણ માટે વચ્ચે ધર્યું. ભાલો લઇ આવનારે કાકને જોયો અને ત્હેની તેજસ્વી કાંતિ અને શસ્ત્રોથી તે ડરી, જરા અચકાયો. કાક ગૌરવથી પાંચે દરવાન તરફ જોઇ રહ્યો.

"એ તો ખતીબડો" એક દરવાને આગળ આવી કહ્યું. "અહિંયાં આવ."

રહેંસાતા બકરાની માફક ખતીબ, કાકની સ્હામુ જોઇ રહ્યો.

"કેમ શું કામ છે ?" કાકે સખ્તાઇથી પુછ્યું.

"ભટ્ટજી ! તમ્હે તમારે રસ્તે જાઓ. અમ્હે તમ્હને બોલાવતા નથી." બીજા બોલનારે કહ્યું. "ખતીબડા, આમ આવ, નહિ તો મૂઓ

સ્હમજજે" આ દરવાને પહેલાના હાથમાંથી ભાલો લઇ ખતીબ તરફ લંબાવ્યો.

"ખતીબ ! તું ગભરાતો નહિ." કાકે તરત ભાલો સ્હામેથી પકડયો અને દરવાનને કહ્યું : "જરા ચેતીને વાત કરજે. અમ્હે ઉદા મ્હેતા પાસે જઇએ છીએ."

બધા દરવાનો, તેમ જ આ વાત સાંભળી ભેગા મળેલા બે ચાર લોકો, ખડખડ હસી પડયા.

"અરે વાહરે ઉદા મ્હેતા પાસે જનારનું મ્હોડું !" જેનો ભાલો કાકે ઝાલ્યો હતો તે બોલ્યો અને ભાલો ખેંચી લેવાનો ત્હેણે પ્રયત્ન કર્યો. પણ ખેંચાખેંચમાં આખો જ ભાલો કાકના હાથમાં આવ્યો. પેલો દરવાન ગુસ્સામાં અપશબ્દ બોલવા લાગ્યો. કાક તિરસ્કારભર્યું હસ્યો અને ખતીબનું બાવડું ઝાલી ત્હેને આગળ કર્યો. આ ગરબડ અને ખતીબ એ બેને જોઇ રસ્તે જતા બધા ઉભા રહેતા હતા ત્હેને કાકે મ્હોટેથી કહ્યું: "રસ્તો મૂકો."

પોતાનું ભક્ષ્ય હાથમાંથી જતું જોઇ જેમ જાનવર ખીજવાય તેમ દરવાનો ખીજવાયા. તેમ્હાંના બે ત્રણ ખતીબને પકડવા દોડયા અને એકે તો ત્હેનો હાથ પકડયો. નિરાધાર ખતીબ, મોત પાસે આવ્યું સ્હમજી, આકાશ તરફ આંખો કરી, એના પ્રભુને સંભારવા મંડી ગયો.

કાકે જોયું કે વાત મારામારી પર આવી છે. ત્હેણે પેલો ભાલો ફેંકી દઇ પોતાનો જમણો હાથ નવરો કર્યો અને પોતાની ડાંગ તે હાથમાં લીધી. અને તે સાથે ત્હેણે ખતીબને પકડી આગલ ધસડવા માંડયો.

પાસે ઉભેલો એક પ્રેક્ષક ખતીબ પર થૂંકયો; થૂંક કાકને ઉડયું. ગુસ્સામાં કાક ત્હેની તરફ ફર્યો અને ડોળા કહાડી બોલ્યો: "ચંડાલ ! બ્રાહ્મણ પર થૂંકે છે ?" થૂંકનાર ડરીને પાછળ હઠયો. પાછલથી એક જણે બૂમ મારી "મિથ્યાદૃષ્ટિ"[1]. એ બૂમ બે ચાર જણે ઉપાડી લીધી.

કાક દરવાજાની અંદરના ચોગાનમાં આવ્યો. એક ગમથી ખતીબને ત્હેણે પકડયો હતો અને બીજી તરફથી દરવાન ત્હેનો હાથ ખેંચતો હતો એટલે પીડાનો માર્યો પેલો બીચારો ચીસો પાડવા લાગ્યો. કાકે જોયું કે હવે હાથ બતાવ્યા વિના છુટકો ન્હોતો. ત્હેણે પેલા દરવાનને દૂર હઠવા કહ્યું અને પોતાની ડાંગ ઉગામી. પાછલથી કોઇએ એક ઢેફું માર્યું તે કાકને લાગ્યું. એક દરવાને પાછલથી આવી ભાલાની અણી કાકના વાંસા પર તાકી.

જેમ સિંહ વિફરે તેમ કાક વિફર્યો. ત્હેણે ગર્જના કરી; ડાંગવતી ભાલાના બે કકડા કર્યા; અને એક ઝપાટે જેણે ખતીબનો હાથ ઝાલ્યો હતો ત્હેને દૂર કર્યો.

આ બધું બન્યું તેમાં પા અડધી ઘડી પણ પૂરી ન્હોતી થઇ. એટલામાં સ્હામેના રસ્તાપરથી બે ચાર સૈનિકો આવતા જણાયા. દરવાનોને હિંમત આવવાથી તેઓ કાક પર જે હથિયાર હાથમાં આવ્યું તે લઇ ધસ્યા; ભેગા મળેલા લોકોએ ઢેફાંનો વરસાદ વરસાવવા માંડયો. પેલા સૈનિકો પણ આ તોફાન જોઇ ત્હેમાં સામેલ થવા દોડતા આવ્યા.

કાકે "જય સોમનાથ"ની ઘોષણા કરી અને પોતાની ડાંગ ફેરવવા માંડી. લાકડી–પટા તો લાટના રહેવાશીઓના બાપના ગણાતા,[2] એટલે કાક જેવા યોદ્ધાની ડાંગ માત્ર કડીયાળી લાકડી મટી સજીવ થઇ ગઇ; સુદર્શન ચક્રની ત્વરાથી તે ત્હેના માથાની આસપાસ ફરવા લાગી. તે ડાંગે એક છોડી અનેક સ્વરૂપો લીધાં; ગાંડા હાથીની સૂંઢની માફક ચારે તરફ સપાટા લગાવવા શરૂ કર્યા. કોઇની તરવાર ગઇ, કોઇના ભાલાના બે ભાગ થયા, કોઇની પાઘડી ધૂળમાં રગદોળાઇ, કોઈનાં માથાં બોખરાં થયાં. લોકો બૂમરાણ કરવા લાગ્યા. તે સાંભળી કેટલાંક વધારે માણસો દોડી આવ્યાં. ચોમેરના ઘરના ઓટલા પર લોકો જોવા મળ્યા. બધા ખતીબને ભૂલી ગયા અને કાકને જ પકડવા પ્રયત્ન કરવા લાગ્યા.

કાકે જોયું કે આ પ્રમાણે વધારે લાંબો વખત ચાલે એમ ન્હોતું. ત્હેનો જમણો હાથ જરા ઘવાયો હતો એટલે ત્હેની ડાંગ વધારે વાર કામ લાગે એમ ન્હોતી. આ કારણથી ત્હેણે વધારે સખત ફટકા લગાવવા માંડયા. યમરાજસમા આ નરની ભયંકર શક્તિથી લોકો વિખરાવા લાગ્યા.

એકદમ બે સ્વાર પાણીપંથા ઘોડા પર દરવાજામાં પેઠા. તેઓ દૂરથી, થાકીને આવેલા લાગતા હતા. ત્હેમણે આ રમખાણ જોયું. કાકને જોઇ કાંઇ વાત કરી અને બૂમ મારી "શાન્તિ, શાન્તિ."

(૧) જઇન ધર્મને નહિ માનનારને જઇનોએ આપેલું નામ. (૨) હાશય.

કાક પર હુમલો કરી રહેલા લોકોએ હેમને જોયા, અને તેઓ એકદમ અટકી પડ્યા. કેટલાકે ત્યાંથી ન્હાસવા માંડ્યું. એ બે ઘોડેસ્વારમાંથી એક જણે સત્તાદર્શક અવાજે પૂછ્યું: "નાયક! એ શું કરો છો?"

કાક, લોકોનો ગભરાટ જોઇ, વધારે જોરથી ઘા કરવા લાગ્યો; પણ બે પાંચ પળમાં લોકો ખસી ગયા. કાક થોભ્યો, અને હેણે કપાલપરથી પરસેવો લૂછવા માંડ્યો.

પેલા બે ઘોડેસ્વારમાંનો એક આગળ આવ્યો અને મીઠાશથી કહ્યું: "ભટ્ટજી! નાહક શા માટે આ લોકોને મારો છો? તમ્હે તમ્હારે રસ્તે જાઓ."

કાકે તિરસ્કાર–ભરી નજરે યોદ્ધા સ્હામુ જોયું: "હા, હા. હું તો મ્હારે રસ્તે જ જવાનો; અને જોઉં છું કે કોણ હેની આડે આવે છે?"

ઘોડેસ્વાર હસ્યો અને બીજાને ઇશારત કરી. બન્ને જણાએ હસતાં હસતાં ઘોડા મારી મૂક્યા.

આ મશ્કરીથી કાકને ગુસ્સો ચ્હડ્યો. પણ તે રોકી હેણે ચારે તરફ જોયું. હેના ફટકાના ભોગ થઇ પડેલા પાંચ છ જણ બેભાન થઈ પડ્યા હતા; દરવાનો પોતાના દરવાજા પર જઇ એક બીજાને વાગેલા સોળ જોતા હતા; થોડાક લોકો ચકલાને પેલે છેડે જઈ હવે કાક શું કરે છે તે જોવા ઉભા રહ્યા હતા; અને ગભરાયેલો ખતીબ એક ઓટલા પર ઉંધું માથુ નાખી યાવની ભાષામાં કાંઇ બબડતો હતો.

"મૂર્ખા! એ શું કરે છે? ચાલ ઉઠ" કહી કાકે ખતીબનો હાથ ઝાલ્યો અને આસપાસ જોયું. સ્હામું એક ન્હાના ઘરનું બારણું અધઉઘાડું રાખી એક સ્ત્રી ઉભી હતી હેને કાકે કહ્યું: "બ્હેન! જરા પલવાર વિસામો લેવા દેશો?" સ્ત્રી ગભરાઇ ગઇ અને બારણું દેવા ગઇ. કાકનો મિજાજ ગયો. તેણે ઝપાટાબંધ ઓટલા પર ચ્હડી બારણાંને ધક્કો મારી ઉઘાડી નાખ્યું અને ખતીબને કહ્યું: "ચાલ અંદર આવ!" ખતીબ ધ્રૂજતો ધ્રૂજતો પાછલ આવ્યો, અને કાકે નીરાંતે બારણાંને અંદરથી આગલો વાસ્યો.

"કોઇ આવો રે! આવો" કહી સ્ત્રીએ બૂમ મારી એટલે અંદરથી ત્રણ પુરુષો દોડતા આવ્યા.

"ભાઈ! આ શું કરો છો?" કાકે મીઠાશથી પુછ્યું "આ તે શહેર છે કે વેરાન? પરદેશી અતિથિનો કોઇ ભાવ જ પૂછતું નથી?"

ત્રણ નવા આવનારમાંનો એક વૃદ્ધ પુરુષ બોલ્યો: "ભાઇ, પણ પારકા ઘરમાં"—

"કાકા! આજે પંદર દિવસ થયાં પગ નથી વાળ્યો; તો એક પળવાર બેસવા નહિ દો?"

"કોણ ભૂદેવ છો?" ડોસાએ કાકની રુદ્રાક્ષની માલા અને ત્રિપુંડ્ર જોઇ પૂછ્યું.

"હા."

"એમ? પધારો. પણ આ યવન કોણ છે?"

"એક ગરીબ, બિચારો, નિરાધાર માણસ છે. તમ્હે બધાએ એનાં ઘરબાર બાળી મૂક્યાં અને હજુ સંતોષ નથી થયો? એ ઓશરીમાં પડી રહેશે. પછી કાંઇ છે?"

ડોસો સ્હમજ્યો નહિ; એટલે હેના એક સાથીએ કહ્યું: "દામુ ફુવા! એ તો કાલે જે યવનોનાં ઘર બાલી મૂક્યાં તેમ્હાંનો એ છે!"

"ત્યારે તમ્હે અહિંયાના નથી?" ઘરના અંદરના ભાગમાં દાખલ થતાં કાકે કહ્યું. "શ્રાવક છો?"

"નારે ભાઇ! હું તો ધંધુકાનો છું" દામુ ડોસાએ કહ્યું. "મ્હારા ભોગ લાગ્યા તે ગઇ કાલનો અહિયાં આવ્યો છું. બિરાજો મહારાજ! અમ્હે તો મોઢ વાણીયા છીયે. જલનું શું કરશો?" કહી ડોસાએ પાનની ઝોયણી કહાડી કાકની સ્હામું મુકી.

"મ્હને પાણી નથી જોઇતું. એક ઘડી, બે ઘડી થાક ખાઇને હું રજા લઇશ. મ્હારે હવે આ ગામમાં રહેવું નથી."

"કેમ? તમ્હે ઉદા મ્હેતાની ચાકરી નથી કરતા?"

"હું? ઉદા મ્હેતાની?" ગર્વમાં માથું ઉંચું કરીને કાકે કહ્યું: "ચાકરી કરૂં તો જયસિંહદેવ મહારાજની. ઉદા મ્હેતા તમ્હારો ગમે તેવો હોય: પણ મ્હારે મન"–કહી કાકે પેલા લોકો સ્હામું જોયું. હેણે ધાર્યું કે ખંભાતના શહેરી આગળ ઉદા મ્હેતાને ગાળો દેવી કામની નહિં.

"અરરર–બોલશો નહિ" એક જુવાનીયાએ કહ્યું. "અહિંયાં તો વા પણ વાત લઇ જાય છે."

"પણ અહિયાં વાત કરવા જેવી શું હોય? મ્હેં તો સાંભળ્યું છે કે ઉદા મ્હેતા રામરાજ્ય ચલાવે છે.

"હાસ્તો. જે શ્રાવક હોય હેને ખરૂં." ડોસાએ કડવાશથી ઉમેર્યું.

"ત્યારે બીજા લોકો મહારાજને કાને કેમ વાત નથી લાવતા?" કાકને આ લોકોની

વાતમાં કાંઈ રહસ્ય જણાયું. ત્હેણે જોયું કે આ લોકો ઉદાની રાજનીતિના વિરોધી હતા; એટલે પોતાને કાંઇ ઉપયોગ લાગે એવાં છે કે કેમ તે ત્હેણે તપાસવા માંડયું. "મુંજાલ મ્હેતાને હાથે કોઇને ન્યાય નહિ મળ્યો એમ કદી સાંભળ્યું છે ?"

"અરે મહારાજ ! નદીમાં રહી મગર જોડે વેર કરવું કેમ બને ? તમ્હે તો પરદેશી છો; ઉદા મ્હેતાને ઓલખતા નથી" ડોસાએ કહ્યું.

"પણ એવું તે એણે શું તમ્હારૂં બગાડ્યું છે ?"

"ભટ્ટજી ! એ વાત જવા દો."

"ના ના, કહો, તો ખરા. મ્હારે ને એને કાંઇ મિત્રાચારી નથી. મ્હારી હમણાં પૂજા થઇ તે જોઇ નહિ ?"

"ના. અમ્હે અમ્હારી કથા કૂટતા હતા." દામુ ડોસાએ નીસાસો નાંખ્યો. આ લોકોને વિશ્વાસ બેસાડવા કાકે, ખતીબનો તથા પોતાનો અનુભવ સવિસ્તર કહ્યો.

"અરે મહારાજ ! તમ્હારે તો મારામારી થઇ; પણ અમ્હારી તો સાત પ્હેડીનું સત્યાનાશ વળી જવા બેઠું છે." ડોસાએ આંખમાં ઝળઝળીયાં સાથે કહ્યું.

"કેમ ?"

"મ્હારા દીકરાને મુંડવા બેઠા છે તેમ" ડોસાએ ફરીથી નીસાસો નાંખી જવાબ દીધો.

"આ મ્હારા ફુવાનો ભત્રીજો છે. ત્હેના એકના એક દીકરાને કાલે સાધુ બનાવે છે."

"પણ તમ્હે શું કરવા રજા આપો છો ?"

"અમ્હારૂં નખ્ખોદ જવા બેઠું છે તેમાં." ડોસાએ આક્રન્દ કરતાં બોલવા માંડ્યું. "ભક્તાણું પેસે ને ઘર વંઠે ભાઇ ! અમ્હારાં પાહિણીવહુ રહ્યાં શ્રાવક તે એક એક—"

"દામુફુવા ! જરા રીતસર તો વાત કરો કે ભટ્ટજીને સ્હમજ પડે" પેલા જુવાનીયાએ વાત કહેવા માંડી. "દેવચંદ્રસુરી મહારાજ ધંધુકે આવ્યા હતા. ત્હેણે અમ્હારા ચાગાને જોયો ને કહેવા બેઠા કે એ છોકરો તો મ્હોટો સાધુ થવા જન્મ્યો છે."

"પછી–"

"પછી પાહિણીવહુ–છોકરાની માએ ને એના નેમા મામાએ[1] છોકરો આપી દીધો" ડોસાથી ન રહેવાયું તે વચ્ચે બોલી ઉઠ્યો. "બૈરાની અક્કલ પ્હાનીયે."

"પણ તમ્હારો ભત્રીજો શું કરતો હતો ? તે ક્યાં છે ?"

"પહેલાં તો તે લઢ્યો; પણ ઉદા મ્હેતાએ ધમસાણ ઘાલ્યું. "ધમસાણ !" "ધમસાણ !"

"ત્હેણે ચાચિગને મનાવ્યો. મ્હારો ચાંગો કાલે મુંડાવાનો" ડોસાની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં "શું મ્હારો દેવ જેવો છોકરો છે ?"

"પણ તેમ્હાં ઉદા મ્હેતાને શું ફાયદો ?" કાકે પુછ્યું.

"ભટ્ટજી એમ્હના જોષીઓ કહે છે કે એ જીવશે તો ક્યાં મ્હોટો રાજા થશે, કે ક્યાં મ્હોટો અર્હંત." જુવાનીયાએ ઉમેર્યું. "દેવચંદ્રસુરી જીદ લઇ બેઠા છે."

"કરેની અર્હંત્ એના બે દીકરા પક્યા છે ત્હેને" ડોસાએ ઉમેર્યું. "મ્હોટો પારકા છોકરાને જતિ કરવા બેઠો છે તે !"

"ફૂવા ! આકળા શું કામ પડો છો ? ભટ્ટજી ! આ દુઃખ કોને કહીયે ? બાપ હા પાડે, મા હા પાડે; હવે શું મ્હોડું લઇ ફરીયાદ કરીયે ?"

"કોઇ રીતે તમ્હારા ભત્રીજાને સ્હમજાવાય તેમ નથી ?" કાકે ઉદાની ઉસ્તાદી પર રીઝ થતાં, કહ્યું. ત્હેને આ ડોસા પર દયા આવી, અને ત્હેનું દુઃખ નિવારણ કરવાનો રસ્તો ખોળવા તે બેઠો. તે ઉપરાંત તે એ પણ વિચાર કરવા લાગ્યો કે આ વાત ત્હેના કામમાં કાંઈ ઉપયોગ આવે એવી હતી કે કેમ ?

"અરે મહારાજ ! ઉદા મ્હેતાને તમ્હે ઓલખતા નથી ? ભલા અડીયેલ ટટ્ટુને પણ સ્હમજાવી સીધા કરે એવા એ છે." જે ત્રીજો માણસ અત્યારસુધી છાનોમાનો બેસી રહ્યો હતો, અને જે ઘરનો માલીક હતો ત્હેણે કહ્યું.

"ત્યારે એને ભેદથી સીધો કરો."

"તે કેમ ?"

"તમ્હારો ચાંગો ઉપાડી જાઓ. પછી કોને સાધુ બનાવવાનો હતો ?"

ડોસાએ આતુરતાથી કાક સ્હામું જોયું. નિરાશાભર્યા આકાશમાંથી આશાનું બિન્દુ પડતું હોય તેમ ત્હેને લાગ્યું.

"હૈં !"

"પણ એ થાય કેમ ?" ભત્રીજાએ તેટલી જ આતુરતાથી પુછ્યું.

"એ છોકરો છે ક્યાં ?"

"સાલિગ વસહિકામાં[2] ભટ્ટજી !" દામુ ડોસાએ હાથ જોડ્યા. ત્હેનો અવાજ આશાવાન થયો." તમ્હે શંકર ભગવાનના

(૧) નેમીનાગ.—કુમારપાલ પ્રબંધ.

(૨) અપાસરાનું નામ.

અવતાર છો. આટલું મ્હારા ગરીબ વાણીયાનું કરી આપો. તમ્હે તો શૂરવીર છો, દાના છો. સોમનાથ ભગવાને જ તમ્હને મોકલ્યા છે."

કાક આ ખુશામતથી મૂછમાં હસ્યો. આ તોફાન કરવું તે ત્હેની યુક્તિઓને રુચશે કે કેમ ત્હેનો ત્હેણે વિચાર કર્યો. કાકે એકદમ પોતાના ઘુંટણ પર હાથ ઠોક્યો. "ઠીક!"

"શું?"

"હું તમ્હારા ચાંગાને લઇ આવીશ, પછી કાંઈ છે? પણ એ વસહિકામાં છોકરો ક્યાં છે તે કોઇને ખબર છે? રાતે હું જઇશ."

"હા. મ્હને ખબર છે" ડોસાએ કહ્યું. "સોમનાથ ભગવાન તમ્હારૂં કલ્યાણ કરે."

"પણ એને ગામમાંથી લઇ કેમ જશો? રાતે કોટ તો બંધ થશે."

"હા! એ તો મૂવા નહિ ને ભૂત થયા."

"ત્હેનો વાંધો નહિ." ઘરવાળો બોલી ઉઠયો. "મ્હારા શેઠનાં વ્હાણ છે. તમ્હે કહો તો એક મછવો તૈયાર રાખીશું. ભૂતીયા ઓવારે રાતે કોઇ નહી હોય એટલે અહિંયાથી છૂટાશે."

"હા. એ પણ ઠીક છે." કહી કાકે બધાનાં નામઠામ પૂછી લીધાં.



## પ્રકરણ ૧૫ મું.



### ખંભાતનો પતિ.



કાકને ખતીબ મળ્યો એટલે ખંભાતમાં વધારે રહેવાનું ત્હેને પ્રયોજન ન્હોતું; પણ ઉદા જેવા પ્રખ્યાત મંત્રીને થાપ આપવાનો શોખ ત્હેને ઘણો થઈ આવવાથી, અને કેટલેક અંશે આ ડોસા પર દયા આવવાથી ત્હેણે આખો દિવસ અહિંયાં વીતાવવાનું ધાર્યું. ડોસા સાથે વાતો કરી રહીને, સવ્હારની મહેનતનો થાક ઉતારવા, ત્હેણે જરા સૂવાનો વિચાર કર્યો. પણ ત્હેણે ફેંટાનું ઉશીકું બનાવ્યું, ન બનાવ્યું અને બારણાં ઠોકાયાં; અને ઘરવાળો સોમદત્ત ગભરાતો ગભરાતો આવ્યો.

"મહારાજ! તિલકચંદ્ર ભટ્ટરાજ તમ્હને મળવા આવ્યા છે."

કાક કૂદીને બેઠો થઇ ગયો "શું?"

"ઉદા મ્હેતાના ભટ્ટરાજ બ્હાર આવ્યા છે અને કહે છે કે પાટણથી ભટ્ટરાજ આવ્યા છે ત્હેને મળવું છે."

"પણ કેમ જાણ્યું કે તે હું જ."

"હા! કહે છે કે લાટના બ્રાહ્મણ છે. આપ નહિ તો બીજું કોણ?"

કાક ચમક્યો. ઉદાના ભટ્ટરાજને ક્યાંથી ખબર પડી? એક પલવાર તે વિચારમાં પડ્યો; જરા ગભરાયો; અને પછી હિંમતથી જવાબ દીધો:

"ઠીક! બોલાવ ત્યારે! નવાણું ત્યારે ભર્યા સો. ઉદા મ્હેતા નહિ તો ત્હેના ભટ્ટરાજ. પણ જરા ઉભા રહો" કહી, કાક જઇ ખતીબને ઓશરી પાસે લાકડાં ભરવાની ઓરડી હતી ત્યાં બેસાડી આવ્યો, અને પછી સ્વસ્થ થઇ બેઠો. એ લાટનો છે અને પાટણથી આવ્યો છે તે કેમ જણાઇ ગયું ત્હેનો એ વિચાર કરવા લાગ્યો.

થોડી પલમાં એક સ્વરૂપવાન, તેજસ્વી જુવાન યોદ્ધા આવ્યો, અને તેણે કાકને નમસ્કાર કર્યા.

"ભટ્ટરાજ! પ્રણામ."

"જય સોમનાથ" કહી કાકે નમસ્કાર વાળ્યો. "બિરાજો. બોલો શું કામ છે?"

"ઉદયન મંત્રી આપને મહેલે તેડે છે." તિલકચંદ્રે કહ્યું.

"ઉદયન મંત્રી! મ્હને? કાંઇ ભૂલ હશે ભૂલ."

"જરા તો કહો. ત્રિભુવનપાલના ભટ્ટરાજ અને જયસિંહદેવ મહારાજનો સંદેશો લઇ આવનાર આપ જ કે?"

"ના. હું તો ત્રિભુવનપાલનો માત્ર ભટ્ટ છું; અને મ્હારે પોતાને કામે અહિંયાં આવ્યો છું."

"એમ ત્યારે. પણ આપની ખ્યાતિ મહારાજે એટલી બધી સાંભળી છે કે આપને તેડવા મોકલ્યા છે. માટે પધારો."

"મ્હારી ખ્યાતિ!" ખોટો આશ્ચર્ય દર્શાવતાં કાકે કહ્યું. "કાંઇ પણ ભૂલ હશે."

"ભૂલ હોય નહિ કાકભટ્ટજી!" તિલકચંદ્રે જરાક હસતાં કહ્યું. કાક ફીકકો પડયો. ત્હેનું નામ પણ પ્હોંચી ગયું હતું. ત્હેણે જોયું કે હવે ગયા વિના છૂટકો ન્હોતો એટલે બાજી બદલી.

"હવે બરોબર! મ્હારૂં જ નામ કાક. વાહ! મંત્રી મહારાજે મ્હારા પર શો અનુગ્રહ કર્યો. દેવને પણ દુર્લભ એવાના

દર્શનનો મ્હને લાભ! ચાલો. હું ઘડી બે ઘડી રહીને આવું છું."

"ના રે. હમણાં જ પધારો. મહારાજ વાટ જૂવે છે."

કાકે મનમાં "મહારાજ"ને કાંઈ કાંઈ કહી નાખ્યું અને ન છૂટકે ઉઠયો. તિલકચંદ્રે પણ કાકને વ્હીલો મૂકયો જ નહિ.

"કેમ કાકા!" જતાં જતાં કાકે દામુ ડોસાને કહ્યું. "હવે તો સાંજના જતા પ્હેલાં મળીશ. જય સોમનાથ."

"જય સોમનાથ! પ્રભુ તમ્હને યશ અપાવે મહારાજ!" ડોસાએ ઝીણી આંખ કરી કહ્યું.

તિલકચંદ્ર સાથે કાક નીકળ્યો અને બ્હાર ઉભેલી પાલખી પર ચ્હડયો. કાકે જોયું કે તીલક એની ચોકી કરતો હતો, એટલે જાણે ઘણો જ અજાણ્યો હોય એમ ત્હેણે વાત કરવા માંડી. થોડીવારે એક ઘણા જ ભવ્ય પ્રાસાદ પાસે તેઓ આવી પહોંચ્યા.

"અહિંયાં ઉદયન મંત્રી રહે છે?"

"ના રે. આ તો વીતરાગ પ્રાસાદ[1] છે. મંત્રી મહારાજે હમણાં જ બંધાવ્યો છે."

"શું રોનક છે? દુનિયા બધી જોઇ, પણ તમ્હારાં ચૈત્યોને કોઇ પ્હોંચે નહિ. ધન્ય છે ઉદયન મંત્રીની ધાર્મિક બુદ્ધિને" કાકે ઉમેર્યું. તીલક જોઇ રહ્યો. ત્હેને લાગ્યું કે કાક મશ્કરી કરતો હતો.

પ્રાસાદ આગળ બન્ને પાલખીમાંથી ઊતર્યા, અને અંદર પેઠા. જે મંદિરમાં તીર્થંકરની મૂર્તિ હતી તે બારણાથી દૂર હતું, અને વચ્ચે મ્હોટું આરસપ્હાણનું ચોગાન હતું. ચારે તરફ ન્હાનાં ન્હાનાં ફૂલોનાં ઝાડના કયારા બનાવ્યા હતા; અને વચ્ચે એક ન્હાનો ગોળ, કાળા આરસના પગથીયાવાળો જલકુંડ શોભામાં અત્યંત વધારો કરતો હતો. આ બાગની રચના, અને દૂરે દેખાતા મંદિરની ભવ્યતાએ કાકને પણ આંજી નાખ્યો. ત્હેનો સ્વભાવ શોખીન ન્હોતો, અને આવા અનુભવોથી પરિચિત ન્હોતો, એટલે ત્હેને, આ સુંદર સ્થલમાં પ્રસરી રહેલા આનંદ અને સૌંદર્યના વાતાવરણથી કાંઈક મુંઝવણ થઇ.

તીલકચંદ્ર અને કાક જતા હતા એટલામાં સ્હામેથી એક માણસ આવતો દેખાયો. તે માણસમાં કાંઈ અસાધારણ ન્હોતું એટલે કાકનું ત્હેના તરફ લક્ષ્ય ગયું નહિં; પણ તીલક "ભટ્ટજી! જરા ઉભા રહો" એમ કહી એકદમ ત્હેની તરફ ગયો. તીલક એવા માનથી ત્હેની પાસે ગયો કે કાકે ધ્યાન આપ્યું.

તે માણસ સાધારણ ઉંચો અને સૂકકો હતો; ઉંચા કુલના શ્રાવકો કરતાં ત્હેનો રંગ કાળો હતો; ત્હેણે એક સાદું પીતાંબર પ્હેરી એક સાધારણ રેશમી ઉપરણું નાખ્યું હતું; માત્ર સોને મઢેલી પાવડીઓ જ ત્હેની સમૃદ્ધિનો ખ્યાલ આપતી હતી. બે હાથમાં નાળીયેર લઇ, તે નીચું જોઇ ચાલ્યો આવતો હતો.

તીલકને આવતો જોઇ ત્હેણે ઉંચું જોયું; અને ઘણા જ મીઠા હાસ્યથી ત્હેનું મ્હોઢું આકર્ષક બની રહ્યું. ત્હેનું મ્હોઢું અને માથું ન્હાનાં હતાં, અને માત્ર સીધું લાંબું નાક જ પહેલી નજરે ધ્યાન ખેંચતું. પણ કાક ત્હેની આંખો જોઇને વિચારમાં પડયો. ઘણી જ નમ્રતાથી તે ઉભો હતો, ઘણો જ સાધારણ, નિર્જીવ તે દેખાતો હતો, પણ ત્હેની આંખો–તિલકને આવતો જોઇ, ત્હેનો અર્થ પામી જવા ઉત્સુક બનેલી, ચપલતાથી ફરતી આંખો, જોઈ કાકને ત્હેના પ્રભાવનો કાંઇક ખ્યાલ આવ્યો. ત્હેણે ધીમેથી, નમ્રતાથી, જરા હસીને ડોકી હલાવતાં પૂછ્યું: "કાક ભટ્ટજી આવ્યા?"

કાક ચમકયો. એને ભાન આવ્યું: આ સામાન્ય દેખાતો, નમ્રતાની મૂર્તિ જેવો–જેને એણે કોઈ નજીવો જૈન ધાર્યો હતો તે બીજો કોઈ નહિ પણ ખંભાતની દોલતનો ધણી, અને ચાર વર્ષના મંત્રિપણામાં પાટણને પણ ગભરાવનાર, ઉદયનમંત્રી! કયાં લોકોની માન્યતા કે ઉદો બેતાલીશ વર્ષે ડહાપણનો ભંડાર છે, અને કયાં ત્રીશ-પાંત્રીશનો ગરીબડો વેપારી લાગતો ખરેખરો ઉદો. કાકે કાંઇક મુંજાલ મ્હેતાની તેજસ્વિતા, સજ્જન મંત્રીનો તાપ, દાદાકનું બુદ્ધિદર્શક રૂપ જોવાની આશા રાખી હતી; પણ આ વ્યક્તિ બધાથી ભિન્ન હતી.

ઉદયન મંત્રી કાકને જોઇ હસ્યો; ખરૂં જોતાં ત્હેનું આખું મ્હોઢું હસી ઉઠ્યું. હાસ્ય મીઠું, મોહક હતું; આંખો હસતી, પણ કાકને એક જ તેજના કિરણે માપવા મથતી હતી. મુંજાલ મ્હેતાની તરવારની ધાર જેવી નજર કાક સહી શકયો; પણ ફૂલ વર્ષાવતું આનું નયનતેજ કેમ ઝીલવું ત્હેની સમજ પડી નહિ.

"કેમ ભટ્ટજી! આવી પ્હોંચ્યા? કેમ પાટણમાં બધા ખુશીમાં તો છે ને?" ઉદાના અવાજમાં ન કળી શકાય એવી ખુશામત ભરી

[1] જૈન મંદિરનું નામ.

હતી; ત્હેનો સ્વર જ સ્હામાને રીઝાવવા પૂરતો હતો. ગભરાયેલો કાક, શું જવાબ દેવો ત્હેનો વિચાર કરતો, ઉભો.

"મહારાજ ! શી ખબર આપને જોઇએ છે?"

"બધી જ." ઉદાની આંખોનો પ્રભાવ જોઇ કાકને લાગ્યું કે ત્હેનો ન્હાનામાં ન્હાનો શબ્દ કે નકામામાં નકામા ઉચ્ચારણની કિંમત અંકાય છે, પ્રયોજન શોધાય છે, અને સાથે ત્હેની પણ કિંમત થાય છે. "અમ્હે તો પડ્યા પરદેશમાં. જે ખબર આવે તે ખરી" કહી આગલા સવાલના જવાબની વાટ જોતો તે ઉભો રહ્યો.

"સેનાપતિ ઉબક પાટણ પર ચાલ્યો આવે છે, અને શાન્તુ મ્હેતા લશ્કર લઇ ભોગપુર ગયા છે."

"હા. એ તો જૂની વાત છે. પછી તમ્હે—" હસતું મ્હોડું રાખી ઉદાએ પૂછ્યું. કાકને આ તપાસ અસહ્ય લાગી; એટલે જે બનાવટ ત્હેણે કરી હતી તે સામટી જ રજુ કરી દીધી.

"મહારાજ ! હું તો મંડલેશ્વર મહારાજનો સંદેશો લઇ કાશ્મીરાદેવી પાસે ગયો હતો. અને તરત જ હું પાછો નીકળ્યો."

"અંહ—" ઉદાએ કહ્યું. પણ કાકે ત્હેના અવાજ પરથી જોયું કે તે ત્હેનો એક શબ્દ પણ સાચો માનતો ન્હોતો "ત્યારે હવે તો તમ્હે ભૃગુકચ્છ[1] જતા હશો?"

"ના, ના. એક મ્હારો મિત્ર ત્યાંથી આવવાનો છે. ત્હેને લેવા આવ્યો છું."

"એમ કે? ત્યારે તો ઘણું સારૂં થયું કે મ્હને વેળાસર ખબર પડી. મંડલેશ્વરના મિત્ર એટલે મ્હારા પણ ભાઇ. કેમ પ્રસન્ન બ્હેન ખુશીમાં?"

"કાશ્મીરાબા ખુશીમાં છે."

"ઠીક. હું જરા પૂજા કરી આવું. ક્ષમા કરશો? તીલક! ભટ્ટજીને આપણે ઘેર લઇ જા. જો બરોબર બરદાસ્ત કરજે. ગુજરાતમાં એવા યોદ્ધાઓ થોડા જ છે." કહી ત્હેણે જરા હસી, નમસ્કાર કરી કાકને તીલકને સોંપ્યો.

કાકે જોયું કે હવે તે બરોબર સપડાયો હતો.

(૧) ભરૂચ





# પ્રકરણ ૧૬ મું.

## ઉદાને ઘેર.

તિલક જોડે કાક ત્યાંથી નીકળ્યો ત્યારે ત્હેની ખિન્નતાનો પાર રહ્યો નહિ. ઉદાને પકડવા જતાં તે જાતે પકડાયો હતો; અને હવે કેમ છૂટાશે ત્હેનો રસ્તો કાંઇ દેખાતો ન્હોતો. ત્હેણે મૂગાં મૂગાં ચાલ્યા કર્યું; અને ત્હેના મનમાં તિલકનું માથું ભાંગી નાંખવાની આતુરતા વધતી ગઈ.

"આ મ્હેતાજીનું ઘર આવ્યું" તિલકે થોડેક દૂર એક મ્હોટા ઘર તરફ આંગળી કરી કહ્યું.

"ત્યારે આ શું ?" એક પાસે ભવ્ય પણ જૂનું અને ઘણું જ મ્હોટું મકાન હતું તે જોઇ કાકે પૂછ્યું.

"એ તો સાલીગ વસહિકા."

કાક સ્હમજ્યો. જ્યાં દામુ ડોસાના ભત્રીજાને રાખવામાં આવ્યો હતો તે અપાસરો અને ધર્મશાળા જોઇને કાકનું હૃદય વધારે ખિન્ન બન્યું. શું મ્હોડે તે આવ્યો હતો ? અને હાલ તે કેવો થઈ રહ્યો ? ત્હેણે દાંત કચકચાવી ઉદા મ્હેતાને કાંઇ કાંઈ કહી નાંખ્યું.

"આ તરફ અપાસરો નહિ ?" કાકે ઉત્તરમાં પૂછ્યું.

"ના. મ્હેતાજીના ઘર તરફના ભાગમાં ધર્મશાળા છે."

તે બન્ને ઉદા મ્હેતાના ઘરમાં પેઠા. ત્હેની ખડકી ઉપર મ્હાડ હતો, અને અંદર ખુલ્લું ચોગાન હતું કે જ્હેની ત્રણ દિશાએ મકાન બાંધેલું હતું. ચોગાનમાં નજર નાખતાં કાકે ત્યાં પોતાની સાંઢણીને બાંધેલી જોઇ, અને પોતાના રબારીને થોડેક દૂર એક નોકર સાથે વાત કરતાં જોયો. કાકની આંખે અંધારાં આવ્યાં. સાંઢણી અને રબારી જરૂર ઉદાની ઉસ્તાદીથી જ અહિંયાં આવ્યાં હશે એમ ત્હેને ખાત્રી થઇ.

"રઘા !" કાકે બૂમ મારી.

"બાપુ."

"તું અહીંયાં ક્યાંથી ?"

"ભટ્ટજી !" તીલકે મીઠાશથી કહ્યું, "જ્યારે મ્હને મ્હેતાજીએ આપને તેડવા મોકલ્યો, ત્યારે બીજા માણસને આપની સાંઢણી માટે મોકલ્યો હતો. મ્હેતાજીના આતિથ્યમાં કાંઇ મણા હોતી જ નથી."

કાકે હોઠ કરડ્યા. મ્હેતાજીમાં ખરેખર કાંઈ મણા ન્હોતી. ઉદાએ ત્હેને નજરકેદ કર્યો એટલું જ નહિ, પણ ત્હેને ન્હાસી જવાનું સાધન પણ અહિંયાં જ લાવીને રાખ્યું. કાક, ઉદા મ્હેતાના આતિથ્યથી ધ્રૂજવા લાગ્યો. તીલક પણ આતિથ્યસત્કારની વિદ્યામાં નિપુણ હતો. કાકને માટે દરેક પ્રકારની સોઇ ત્હેણે કરવા માંડી; અને ઘણી જ મીઠાશથી અને માનથી કાક માટે નાના પ્રકારની સગવડો સાધવા માંડી. આવી અપરિચિત પરોણાચાકરી જોઇ કાકનો કચવાટ વધ્યો. પણ શું કરવું ? આ સોઇમાં, આ સત્કારમાં છૂપાયેલું મુત્સદ્દીપણું તે પારખી શક્યો; અને પોતે કેવો ફસાયો હતો ત્હેનો ખ્યાલ લાવી ચિન્તા કર્યા શિવાય બીજો રસ્તો જણાયો નહિ. થોડી વારે ત્હેણે થાકનું બ્હાનું કહાડી, ઉદા મ્હેતા આવે ત્યાં સુધી સૂઇ જવાની ઇચ્છા દર્શાવી. તરત તીલકે ઢોળીયો ઢળાવ્યો અને કદી નહિ દીઠેલી એવી સુકોમલ પથારીમાં ચિન્તાતુર કાક પડ્યો. આંખો મીંચી ત્હેણે ક્યાં સુધી કાંઇ રસ્તો કહાડવાનો પ્રયત્ન કર્યો.

બે ત્રણ ઘડી રહી ઉદા મ્હેતા આવ્યા. ત્હેણે આવતાં વાર કાકને મીઠાશથી વધાવી લીધો, પોતાનું ઘર બતાવ્યું, પોતાના બે ન્હાના છોકરા વાહડ અને આંમ્બડનું[1] ઓળખાણ કરાવ્યું, વિધવિધ પ્રકારની રસમય, ખૂશ કરે એવી વાતો કરી, અને બે ચાર દહાડા જરૂર ખંભાતમાં રહી પોતાનાપર અનહદ ઉપકાર કરવા આજીજી કરી. કાક આ સાકરના સમુદ્રમાં ડૂબવા લાગ્યો.

ઘડી બે ઘડીમાં આ મુત્સદ્દીની મીઠી વાતોનો મોહ કાકને ઉતરી ગયો; અને આ મુશ્કેલીભરી સ્થિતિમાંથી કેમ છૂટવું ત્હેનો તે વિચાર કરવા લાગ્યો. સાંજ પડી એટલે ત્હેના મિત્રને માટે ખબર કહાડવા બંદર પર જવાનો ઈરાદો ત્હેણે જણાવ્યો. ઉદાએ હા કહી, અને તરત તીલકને બોલાવી હુકમ કર્યો કે કાકભટ્ટજીને જ્યાં જવું હોય ત્યાં લઈ જવા.

---

૧. પાછળથી ઇતિહાસમાં મંત્રી વાગ્ભટ અને દંડનાયક આમ્રભટ તરીકે ઓળખાયા છે.

"જોજે! ત્હારે માથે દોષ નહિ આવે કે ત્હેં બરોબર ખંભાત બતાવ્યું નહિં. સ્હમજ્યો!" જતાં જતાં મ્હેતાએ તિલકને સોંપેણુ કરી. કાકે હસતે મ્હોડે પહેરેગીરની સોબત સ્વીકારી, અને કચવાતે હૈયે બ્હાર નીકળ્યો.

બ્હાર નીકળતાં કાકે સાલીગ વસહિકા જોવાની ઇચ્છા બતાવી. તીલક ઘણા આનંદથી ત્હેને ત્યાં લઇ ગયો. કાકની શક્તિઓ આ ગુંચવાડામાં વધારે સતેજ થતી ગઈ. ત્હેણે ચારે તરફ નજર રાખી બધું ધ્યાનમાં લીધું.

" આ પેલી તરફ દેવચંદ્રસૂરી મહારાજની વ્યાખ્યાનશાળા–"

" અને આ તરફ આ ઓરડીઓ શાની ?"

" આ ભાગમાં ધમ શાળા છે. ઘણું ખરૂં તો એ ખાલી રહે છે. પણ હમણાં તો દીક્ષા લેનારાંઓનાં માબાપો રહે છે."

" અંહં. આ બે ચાર દિવસમાં કાંઇ છે ને? મ્હેતાજી કહેતા હતા." કાકે વાત જાણવા પૂછ્યું.

" હા. પરમ દિવસે એક ધંધુકાના વાણીયાના છોકરાને દીક્ષા આપવાની છે. તમ્હે પણ સારે અવસરે આવ્યા છો."

"કેમ?" કાક ચેતી ગયો કે આ છોકરો તે દામુ ડોસાના ભત્રીજાનો છોકરો જ હોવો જોઈએ.

" અમ્હારા ગુરુદેવ એ છોકરાના ભવિષ્ય માટે તો કાંઈ કાંઇ કહે છે" તિલકે કહ્યું.

કાક મનમાં હરખ્યો. જો પ્રભુ કરે ને બધું પાર ઉતરે તો કાલે સવ્હારે કાક અને એ છોકરો બન્ને ખંભાત મૂકી કેટલા યે કોસ દુર જઇ પડે.

કાકે ઝપાટાબંધ મનમાં ઘાટ ઘડવા માંડ્યા. સાથે સાથે ત્હેણે તીલક જોડે તડાકા માર્યા, બંદર પર જઇ વ્હાણવટીઓને પોતાના કલ્પિત મિત્રની ખબર પૂછી, અને અડધું ખંભાત ખુંદી, સોમદત્તના ઘર પાસે તે આવ્યો.

"તીલકચંદ્રજી! જરા ઉભા રહો. મ્હારી લાકડી લઇ આવું. સવ્હારે આ સોમદત્તને ત્યાં રહી ગઇ છે."

જવાબમાં ન સ્હમજાય એવી રીતે તીલક હરખ્યો. ત્હેને રસ્તામાં મૂકી, કાક ઘરમાં ગયો.

ત્યાં દામુ ડોસા અને સોમદત્ત ત્હેનીજ વાટ જોતા બેઠા હતા; ત્હેને જોઇ તે સહેજ ઉભા થયા. કાકે નાક પર આંગળી રાખી ત્હેમને ચૂપ રહેવા સુચવ્યું અને કાનમાં કહ્યું: "ડોસા! વસહિકામાં જ્યાં ત્હારો ભત્રીજો રહે છે ત્યાં તું આજે રાત્રે જઈ શકશે?"

ડોસાએ આંખ મીંચી હા કહી.

"તું ધર્મશાળામાં છોકરાને મળવાનું બ્હાનું કહાડી રાત રહેજે. હું મધરાતે આવીશ; અને સોમદત્ત! તું ઉદા મ્હેતાની હવેલી ને ધર્મશાળામાં વચ્ચે ગલી છે ત્યાં ઊભો રહેજે."

"વારૂ."

"ને પેલા કુતીબડાને બેસાડી, હોડી ભૂતીયા ઓવારે તૈયાર રાખજે. જો ભૂલ થઇ તો માર્યા ગયા સ્હમજજે."

"મહારાજ! પ્રભુ તમ્હને દીર્ઘાયુષી કરે. એ તો કામમાં ફત્તેહ જરૂર થવાની."

"કુતીબડાને ખાવાનું આપ્યું?"

"હા. એ પાછળ કોડ આગળ ઉંઘે." સોમદત્તે કહ્યું.

કાકે પોતાની ડાંગ લીધી અને બ્હાર નીકળ્યો. તિલક ત્યાં નીરાંતે ઉભો હતો, ત્હેને સાથે લઈ તે ઉદા મ્હેતાને ત્યાં આવ્યો, નાહ્યો, રાંધ્યું અને ખાધું; તે પરવાર્યો અને ઉદા મ્હેતા આવ્યા.

"કેમ કાકભટ્ટજી! ખંભાત કેવું લાગ્યું? પાટણ કે ભૃગુકચ્છની તોલે તો નહિ; પણ ઠીક છે નહિં?" ઉદાએ હસતાં પૂછ્યું.

"અરે એમ શું બોલો છો, મહારાજ? મ્હારા ધારવા પ્રમાણે તો આની આગળ પાટણનો પણ હિસાબ નથી. શું પૈસો છે?"

"પૈસાને શું કરે? શૌર્ય વિના સમૃદ્ધિને શું રડે? અહિંયાં અમ્હારા તિલક જેવા તો કોઇક જ છે કે ઘેર ભૂંગળા યે ફૂંકાય અને બખ્તરીયાળા હાથી યે ઝુલે."

કાકની આંખમાં અદેખાઈનો પાર ન રહ્યો. આ તિલક પાસે છપ્પન કોટી ટંકા! "ભલા ભગવાન! ત્હારે ઘેર શો અન્યાય!" મનમાં કાક બબડ્યો.

"હું?" ત્હેણે મ્હોટેથી કહ્યું.

"એમાં શું? તમ્હારા જેવા યોદ્ધા અહિંયાં હોય તો પાંચ વર્ષમાં લખલૂટ ધન ભેગું કરે."

કાકના મ્હોડામાં પાણી આવ્યું. ક્યાં જયદેવ મહારાજની લુખ્ખી ચાકરી ને ક્યાં ઉદા મ્હેતા જેવી કામદુઘા ગાયની સેવા?

"અહિંયાં તો તમ્હારા જેવાની જ ખોટ છે. આ અમ્હારો દુર્ગપાલ ગુજરી ગયો છે, ત્હેની જગ્યાયે કોઇ લાયક મળતું જ નથી."

કાકનું મન પલળ્યું: આવો ધણી, આવું ધનાઢ્ય શહેર, આવી નોકરી; જીંદગી સફલ કરવાનો અવસર તો આ જ દેખાયો. બીજી પલે લાટની રાજ્ય નીતિ—વિશ્વાસુ ત્રિભુ-

વનપાલ–મુંજાલ મ્હેતા–પાટણના રાજ્યકર્તાઓમાં પોતાનું સ્થાન મેળવવાની મહત્વાકાંક્ષાઃ આ બધાં ત્હેને યાદ આવ્યાં. ક્યાં પોતે બ્રાહ્મણ; ક્યાં ઉદો, મારવાડી, શ્રાવક. તે હસ્યો અને બોલ્યો "મહારાજ! શો અનુગ્રહ? પણ મંડલેશ્વર મહારાજને ત્યાં મ્હારે કાંઇ ખોટ નથી."

"અમ્હારૂં દુર્ભાગ્ય" મીઠું હસીને ઉદાએ કહ્યું "પણ આજે નહિ તો કોઇ પણ વખતે. જરૂર પડે, તો ઉદા મ્હેતાને ત્યાં તમ્હારા શૌર્યને લાયક ચાકરી મલશે."

"મહારાજ! આ ઉપકાર ક્યારે વિસરીશ?"

"ચાલો, હવે મ્હારે પ્રભુ દેવચંદ્રસૂરીને મળવા જવું છે. હું જાઉ છું! સ્હવારે મળીશું." કાકે હાથ જોડ્યા અને મનમાં બબડ્યો. "સ્હવારે તો શું પણ ચોરાશી લાખ અવતારમાં ભેગો નહિં થતો. બાપજી!"

ઉદો ગયો; અને તિલક અને કાકે સુવાની તૈયારી કરી.



# પ્રકરણ ૧૭ મું.



## જ્હેમાં કાક ઇતીહાસક્રમ ઉંધો વાળવાની તક ગુમાવે છે.



થોડી વારે બન્ને જણા સુતા, પણ કાકને ઉંઘ આવી નહિં. એક દિવસમાં જે બનાવોની પરંપરા અનુભવી ત્હેના, અને હવે કેમ છૂટાશે ત્હેના વિચારો કરતાં ત્હેનો વખત ઝપાટાબંધ ચાલ્યો ગયો.

મધરાત પહેલાંનાં ચોઘડીયાં વાગ્યાં. કાકે જોયું તો પાસે તીલક નીરાંતે ઊંઘતો હતો. ઘરમાં બધે શાન્તિ પ્રસરી રહી હતી. બહાર સુદ બારસની ચાંદની સૃષ્ટિ પર અમૃતધારા કરી રહી હતી.

તે ઊઠયો, અને ઝપઝપ કપડાં અને શસ્ત્ર સજી લીધાં; પાઘડી છોડી કમરે બાંધી; અને હાથમાં ડાંગ લીધી. તે ચોરની ચપલતાથી એક બે ઓરડા વટાવી ઓશરીમાં આવ્યો. બે ચાર પાર્શ્વકો દૂર સુતા હતા તે ન જાગે એમ ત્હેણે બારણું ઉઘાડયું. બ્હાર ચોગાનમાં ચાંદનીનો ઉજાસ હતો, એટલે ત્હેની પેલી પાર જવું અઘરૂં લાગ્યું; વિચારમાં તે થોડી વાર ઊભો રહ્યો. મ્હાડના મ્હોટા દરવાજા આગળ પાંચ છ અનુચરો ઉંઘતા હતા; ત્હેમાંથી રખેને કોઇ જાગે તો ત્હેને જોઇ બૂમ મારી ઉઠે એવી ત્હેને બ્હીક લાગી.

તે ઝપાટાબંધ દોડી એક થાંભલા પાછળ ભરાયો. કોઇ હાલ્યું કે ચાલ્યું નાહે એટલે થોડીવારે તે ત્યાંથી નીકળી એક ઝાડ પાછળ ભરાયો. એટલામાં મ્હાડ નીચે સૂતેલા અનુચરો ઉઠ્યા અને કાકના ગભરાટનો પાર રહ્યો નહિં.

બ્હાર મશાલો બળતી હતી, ત્હેનો ઉજાસ ચોગાનમાં પડયો. કાકે ઝાડ પછાડી ઉભા રહી જોયું. ઉદા મ્હેતા દેવચંદ્રસૂરીને મળી પાછા આવ્યા હતા. જો અત્યારે તે કાકની ખબર પૂછે, કે મશાલના અજવાળામાં તે ત્હેને જોઈ જાય તો શું પરિણામ થાય તે વિચારે કાકનું હૃદય ધબકી ઉઠ્યું. હોઠ પર હોઠ દબાવી તે ઊભો રહ્યો.

ઉદા મ્હેતા આવ્યા, એક નજર ચોગાન તરફ નાખી અને પોતાની મેડીયે ચાલ્યા ગયા. મશાલવાલાએ મશાલ હોલવી નાંખી. બધું પાછું શાન્ત થઈ ગયું. કાકના જીવમાં જીવ આવ્યો.

તે બનતી ત્વરાએ વસહિકા તરફની ભીત તરફ ગયો. તે તરફ ઘરનો ભાગ ન્હોતો અને ત્યાં એક બ્હાર ગલીમાં પડતું ન્હાનું બારણું ત્હેણે સાંજે જોયું હતું. તે બારણા પાસે ગયો, અને નિરાશ થઈ ગયો. બારણે મ્હોટું, ખંભાતી તાળું મારેલું હતું.

ઉદા મ્હેતાની ચોકસાઇને તે ગાળો દેવામાં રોકાયો હતો એટલામાં ત્હેને કાને કોઇ આવનારનાં પગલાંનો અવાજ પડ્યો. તે ચમક્યો, અને એક મ્હોટા લીમડાના થડની પાછળ લપાયો.

આવનાર એક ઉંચી, કાળું લૂગડું પહેરેલી સ્ત્રી હતી; કાક ચાંદનીમાં માત્ર ત્હેનો સફેદ રંગ જ જોઇ શકયો. ત્હેના હાથમાં એક ન્હાની થાળીમાં કાંઇ ખાવાનું હતું. તે આવી, અને જરા ધાસ્તીથી આમ તેમ જોવા લાગી. કાકનો જીવ તાળવે જઇને ચોંટયો હતો. સ્થલ નિર્જન ભાસવાથી, તે સ્ત્રીએ પોતાની પાસેથી કુંચી કહાડી, તાળું ઉઘાડ્યું, અને તાળું સાથે લઈ

બ્હાર નીકળી, બ્હારની બાજુએથી બારણું વાસી દીધું.

કાકને એ સ્ત્રી પાસેથી કુંચી છીનવી લેવાનું મન થયું પણ રખેને તે ચીશ પાડી આખું ઘર જગાડે એવે ધાકે તે મૂગો જ રહ્યો. પણ જેવી પેલી સ્ત્રીનાં પગલાં સંભળાતાં બંધ રહ્યાં કે તે એક બીલાડીની ઝડપથી ઝાડ પર ચ્હડી ગયો. હેની એક મ્હોટી ડાળ ચોગાનની ભીત પરથી બ્હાર ઝુકતી હતી. એ પલમાં તે ડાળે થઇ કાક ભીતને મથાળે પ્હોંચ્યો. હેને સદ્ભાગ્યે ત્યાં ખીલા મારેલા ન્હોતા.

હેણે જોયું તો પેલી સ્ત્રી અપાસરાની ભીતમાં પણ એક ન્હાનું બારણું હતું તે ઉઘાડી અંદર જતી રહી હતી. કાકે ભીત ઉપરથી નીચે ગલીમાં ભૂસ્કો માર્યો.

જેવા હેના પગ ભોંયપર અડક્યા કે ભૂતની માફક એક માણસ સ્હામે ઉભો થયો. કાક ચમક્યો; ડાંગ ઉગામી. પણ સ્હામા આવનારે કહ્યું:

"એ તો હું."

"કોણ સોમદત્ત. ઠીક. દામુ ડોસા ?"

"અંદર છે."

"વારૂ" કહી કાકે ભીતને અઢેલીને સોમદત્તને ઉભો રાખ્યો; અને હેના ખભા પર ચ્હડી, અપાસરાની ભીત પર હાથ ટેકવી, હેણે કુદકો માર્યો, અને ભીતની ટોચે જઇને બેઠો. અત્યાર સુધી બધું નિર્વિઘ્ને પાર પડ્યું હતું.

હેણે શ્વાસ ખાધો અને અપાસરાનો આ ભાગ જ્હેમાં ધર્મશાળા હતી ત્યાં જોયું. ત્યાં પણ બધું શાંત હતું; માત્ર પેલી સ્ત્રી પાછું જોયા વિના જતી હતી. તે મનમાં ફુલાવા લાગ્યો. ઉદા મ્હેતા ગમે તેવા મુત્સદ્દી હોય છતાં હેણે હેને પણ મ્હાત કર્યા હતા. મલકાતે હૃદયે હેણે નીચે જોયું તો જે ઠેકાણે તે ઉભો હતો હેની નીચે થોડો કાદવ હોય એમ દેખાયું. ભીત પર ને ભીત પર ત્યાંથી આગળ ચાલી, એક ન્હાની ઓરડી હતી હેના છાપરા પર પ્હેલાં ઉતરી, પછી ભોંય પર ઉતરવાનો હેણે નિશ્ચય કર્યો.

કાક ધીમેથી પેલા છાપરા પર ઉતર્યો, હેના પગે ભાગ્યે જ અવાજ કર્યો હશે છતાં. અંદરથી એક સવાલ આવ્યો "કોણ એ ?" અવાજ કોઈ બાલાનો લાગ્યો. હેમાં સુમધુરતા હતી; છતાં કાક ત્રાસથી ધ્રુજતો ઉભો રહ્યો.

"એ તો હું, બેટા !" નીચેથી જ પાછો જવાબ આવ્યો. કાક સ્હમજ્યો: પ્હેલો સવાલ કોઈએ હેને ન્હોતો પૂછ્યો, પણ પેલી સ્ત્રીને પૂછ્યો હતો. કાક ધીમે ધીમે છાપરાની કોરણે આવ્યો, અને ત્યાંથી નીચે ઉતર્યો. ઉતરતાં જરા ધબાકો થયો. તે ભીતની બાજુમાં થોડી વાર લપાઈ રહ્યો; પણ કોઈએ ધબાકો સાંભળ્યો હોય એમ લાગ્યું નહિ. તે ઝપાટાબંધ જે તરફ ચાચીગ અને હેનો છોકરો ઉતર્યા હતા તે તરફ ચાલ્યો.

જતાં જતાં જે બારણામાં થઇને પેલી સ્ત્રી આવી હતી તે તરફ એણે જોયું. ત્યાં તાળું ન્હોતું, પણ માત્ર સાંકળ જ દીધેલી હતી. કાકના હરખનો પાર રહ્યો નહિ. જો પેલી સ્ત્રી પાછી જાય તે પહેલાં દામુ ડોસાને અને હેના ચાગાને તે લઇ આવે તો આ ઉઘાડું બારણું ખપ લાગે, અને ભીત કુદાવવાની મહેનત મટે. નશીબ હેને સાનુકૂલતા કરી આપતું હતું.

કાક ઝપાટાબંધ પેલી ઓરડી તરફ ગયો. દામુ ડોસા પાકા હતા. તે બારણું અધઉઘાડું રાખી અંદરથી સૂતા હતા. કાકે ત્યાં જઇ જરાક બારણાને ધક્કો માર્યો. અંદરથી ડોસાએ ખાંસી ખાધી. કાક જરા થોભ્યો. ડોસાએ ધીમેથી ઉઠી બારણું ઉઘાડ્યું. ડોસો, હેનો ભત્રીજો ચાચીગ અને ચાંગો ત્રણ આ ઓરડામાં સૂતા હતા. બીજી ઓરડીમાં છોકરાની મા સૂતી હતી.

ચાચીગ નીરાંતે ઘોરતો હતો, એટલે દામુ ડોસાએ ધીમેથી ચાગાને ઉપાડી લીધો અને બ્હાર લાવ્યો. છોકરો આઠ નવ વર્ષનો, સુકુમાર, અને સ્વરૂપવાન હતો; આ ઉમરે પણ હેના મ્હોડા પર તેજનો લખલખાટ હતો. શાન્તિથી તે ઊંઘતો હતો. ડોસાએ થોડુંક આગળ ચાલી કાકને ચાંગો આપી દીધો એટલે હાથ બદલી થવાથી છોકરો જાગી ઉઠ્યો. તે રખેને ચીશ પાડે એમ ધારી હેના મ્હોડા પર કાક હાથ મૂકવા ગયો.

પણ છોકરાએ ચીશ પાડી નહિ, તે ગભરાયો નહિ; હેનાં ઉંડાં, મ્હોટાં નયનો કાકને જોઇ રહ્યાં. ડોસો આગળ આવ્યો.

"દીકરા! ગભરાતો નહિ મા, હાં. એ તો હું જ લઇ જાઉં છું."

"ક્યાં લઈ જાઓ છો?" ત્હેણે ધીમેથી પૂછ્યું.

"ધંધુકે, દીકરા! આપણે કાલે ત્યાં, હો."

"પણ મ્હારે ત્યાં નથી જવું" છોકરાએ કહ્યું.

"કેમ! કાલે ત્હારાં માબાપ આવશે. હોં કે." ડોસાએ આશ્વાસન આપ્યું.

"મ્હારે હવે માબાપ કેવાં?"

ડોસો જોઇ રહ્યો; કાક અજાયબીમાં છોકરાને ભોંય પર પાડતો પાડતો રહી ગયો.

"કેમ?" ડોસાએ સાશ્ચર્ય પૂછ્યું.

"મ્હેં તો સંસાર છોડ્યો છે." છોકરાએ નિશ્ચલ અવાજે કહ્યું.

"કાંઇ ગાંડો થયો છે બા! હજુ અવતાર લઇ સુખ તો દીઠું નથી. ત્હને પરણાવીશ, ઘરેણાં—"

"દાદા! મ્હારે એ વાસના શી?–હું તો વીતરાગ થવાનો" અભિમાનથી બાલકે કહ્યું. આર્યજીવનની પરમ ભાવનાનું આટલા બાલકને મુખે ઉચ્ચારણ સાંભળી બન્ને જણા શરમાઇ ગયા.

ચાંગો ધગધગતો અંગારો હોય તેમ કાકે ત્હેને છોડી દીધો. આવું પૂતળું ત્હેણે આજે જ જોયું. તે આંખો ફાડી જોઇ રહ્યો. દામુ ડોસા પણ દિંગ્મૂઢ બની ગયા.

"તું ન સ્હમજે દીકરા!" ડોસાએ કહ્યું. "તું ઘેર તો ચાલ, પછી બધી વાત."

"લઇ જઇને શું કરશો?" દયામણે અવાજે ચાંગાએ કહ્યું. "ધંધુકે જઇ સાધુ થાઉં ત્હેના કરતાં ખંભાત શું ખોટું? ગુરુદેવ જેવા ત્યાં દીક્ષા દેનાર મળવાના હતા?"

કાક આ છોકરાને જોઇ રહ્યો. ત્હેની કાન્તિ, ત્હેની આંખ, ત્હેનાં વાક્યોથી કાકના હૃદયમાં પૂજ્યતાનો ભાવ થયો. ત્હેને લાગ્યું કે પોતે, ડોસો અલ્પ હતા; આ છોકરો અદ્ભૂત હતો; પોતે ત્હેને વૈરાગ્ય-જીવનમાંથી લઇ જઈ મહા પાપ કરવાની તૈયારી કરતો હતો.

"ડોસા! શું જૂવો છો?" કાકે કહ્યું. "આને લઇ જઇ શું કરશો? એ સાધુ જ થવા જનમ્યો છે."

"હાય! હાય!" દામુ ડોસાએ કહ્યું. ત્હેની આંખમાં આંસુ આવ્યાં.

"દાદા! મ્હને અહિંયાં જ રહેવા દો" છોકરાએ આજીજી કરી.

"પણ પરમ દહાડે તો ત્હને મુંડશે."

"પછી હું જગતનો ઉદ્ધાર કરીશ કેની?" નિર્દોષતાથી છોકરાએ ત્હેના મનમાં ગુરુએ ઠસાવેલો સંકલ્પ બ્હાર કહાડ્યો. બે પલ ત્રણે જણ મૂગા મૂગા ઊભા રહ્યા. છોકરાની શ્રદ્ધા દૈવી હતી. તે શ્રદ્ધાએ બન્નેને મ્હાત કર્યા.

"ડોસા! બધી મહેનત નિરર્થક છે. આને ઉપાડી જવામાં માલ નથી" કાકે કહ્યું.

"અરે ભગવાન! મ્હને પણ એમ જ લાગે છે" કપાલ કૂટી દામુએ કહ્યું "અમ્હારૂં બગડવાજ બેઠું છે."

"ત્યારે હવે હું જઇને સૂઇ જાઉ?"

કાકે ડોકું ધુણાવી હા કહી. ડોસાએ કહ્યું "દીકરા? આ ભૂદેવ છે. એને પગે તો લાગ."

છોકરો પગે લાગ્યો; કાકે કહ્યું "સોમનાથ ભગવાન ત્હારૂં સારૂં કરે." જાણ્યાં અજાણ્યાં કાકની આંખમાં પાણી આવ્યાં.

છોકરો ગયો, અને ડોસાએ પણ કાકનો અશ્રુસહિત ઉપકાર માની રજા લીધી. કાક એકલો ઊભો રહ્યો. ત્હેની બધી મહેનત નિષ્ફલ ગઈ. તે આ વખતે જાણતો ન્હોતો કે ભવિષ્યમાં કેવે પ્રસંગે આ બાલકને તે ફરી મળવાનો છે; ત્હેની નિષ્ફલતાને પરિણામે ગુજરાતના ઈતિહાસમાં શા શા ફેરફારો થવાના છે. એ જાણતો હોત તો શું કરત? તે તો માત્ર પોતાની અગવડનો જ વિચાર કરી, હોડ કરડી બારણા તરફ વળ્યો.



## પ્રકરણ ૧૮ મું.



## જ્હેમાં કાક ખાલી હાથે પાછો નથી ફરતો.



કાકના મનમાં હવે વિચાર માત્ર દરિયા વાટે ખંભાત છોડવાનો જ રહ્યો હતો. તેથી જલદીથી બારણા વાટે બ્હાર નીકળી જવા તે બારણા તરફ ચાલ્યો.

ત્હેનું મન કચવાઇ ગયું હતું; અને ત્હેને જો કેદ પકડાવાની ધાસ્તી નહિં હોત તો જરૂર પોતાનો કચવાટ શમાવા એ બે ચાર

જણને જમપૂરી પ્હોંચાડત. પણ ત્હેના હાથમાં ખતીબ હતો ત્યાં સુધી ઉદા મ્હેતાની તે બરાબર ખબર લઇ શકશે એમ ત્હેને ખાત્રી હતી.

પણ તે બારણા સુધી પ્હોંચે તે પહેલાં જે ઓરડીમાં પેલી સ્ત્રી પેઠી હતી ત્યાં તે આવ્યો. ઝપાટાબંધ જતાં પણ એક લાકડાની જાળીમાંથી આવતા સ્વરે ત્હેનું ધ્યાન ખેંચ્યું. સ્વર, જહેણે "કોણ એ ?" પૂછ્યું હતું ત્હેનો હતો; પણ ત્હેમાં સંસ્કારિતા, મૃદુતા, દુઃખમયતા, મરતાંના પ્રાણ થંભાવે એવી હતી. શબ્દો પણ તેવા જ આકર્ષક હતા; અને ત્હેનું ઉચ્ચારણ જરા પરદેશી જેવું લાગતું.

"માતા! માતા! તેં મ્હને જન્મ આપ્યો પણ તું મ્હને જાણતી નથી. હું શ્રાવકને પરણું ?" દરેક શબ્દ પર ભાર દેતાં તે બાલા બોલતી સંભળાઈ "હું–હું! કવિકુલ શિરોમણિની આત્મજા–હું એનું પાણિગ્રહણ કરું ?"

"એ કોણ છે ત્હેનું ત્હને ભાન છે ? મૂર્ખ ! ત્હેને પરણી શી પદવી પામશે ત્હેનો કાંઇ ત્હને ખ્યાલ છે ?" આ શબ્દોએ છોકરીના શબ્દોમાં ઘી હોમ્યું; ત્હેનો સ્વર કોપમાં ધ્રૂજી ઉઠ્યો; ત્હેના રણકારમાં ગર્વની ગર્જના તો પ્હેલેથી જ હતી.

"એ કોણ છે? ભલે, દુનિયાનો માલીક હોય. મ્હારે મન કોણ છે? કહું ? મ્હારા પાદ પૂજવાનો પણ તે અધિકારી નથી. મા! મા! રુદ્રદત્ત વાચસ્પતિની અર્ધાંગના થઈ છતાં ત્હારો ઉદ્ધાર થયો નહિં; કે, તું આજે શ્રાવક બની ગઇ છે, આજે શ્રાવક સાથે મ્હને પરણાવવા તૈયાર થઇ છે? અને શી પદવીની લાલચે? કવિકુલ શિરોમણિ જેવાની છોકરી–મ્હારે મન, મહારાજાધિરાજનો હિસાબ નથી; તો ત્હારા આજકાલના ધનાઢયનો શો હિસાબ ?" સ્વર ઉંચો થતો, નીચો થતો; ત્હેમાં પ્રતાપ હતો,–સંસ્કાર હતો; કાક બધું ભૂલી, મૂઢ જેવો સાંભળી રહ્યો. ત્હેણે કવિકુલ શિરોમણિ રુદ્રદત્ત વાચસ્પતિનું નામ સાંભળ્યું હતું. કર્ણદેવના વખતમાં તે કાશ્મીરથી પાટણમાં આવ્યા હતા, ત્યાં જ ઘર કરી રહ્યા હતા; અને બે એક વર્ષ પર મરણ પામ્યા હતા. ત્હેની છોકરી અહિંયાં ?

"બ્હેન ! તું તો બહુ જીદ્દી છે."

"હા ! મ્હને મ્હારા બાપનું, મ્હારા વર્ણનું, મ્હારા ધર્મનું અભિમાન છે" ગર્વથી છોકરીએ કહ્યું. કાકનું લોહી પણ આ અભિમાન જોઇ ઉછળી આવ્યું.

"જો તું ગાંડી છે. એના જેવો ધણી કયાં મળવાનો હતો ?"

"સૃષ્ટિના સર્જન કાલથી પુનિત એવું બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિ ઓનું લોહી હું કલંકિત કરૂં ? આ ભવે ને પરભવે ચાંડાલ થઈ રહું ? ત્હેના કરતાં કુંવારી મરૂં તે શું ખોટું ? સરસ્વતી રહી–ગાર્ગી રહી; તો મ્હને રહેતાં શું પાપ ?"

"તેમ નહિં રહેવાય ?"

"કેમ ? બધા ત્હારા જેવા શીરા સારૂ શ્રાવક થતા હશે ?"

"નહિ માને તો પરમ દિવસે મહારાજ દીક્ષા અપાવશે" માએ કહ્યું. કાકને કંપારી આવી.

"ત્હારી ને ત્હારા મહારાજોની શી મગદૂર છે ?"

"તું શું કરશે ?" માએ પૂછ્યું.

"ત્રિપુરારિએ દાંત આપ્યા છે. ધર્મભ્રષ્ટ થતા પહેલાં જીભ કરડતાં નહિં આવડે ?" છોકરીએ તિરસ્કારથી કહ્યું.

"મંજરી! જીવ આપવો એ કહેવું રહેલું છે, કરવું કપરૂં છે." માએ કહ્યું. "મંજરી ! શું સુમધુર નામ!" કાક બબડ્યો.[1]

"गतासुनगतासुंश्च नानुशोचान्ति पण्डिता : १" છોકરીએ તિરસ્કારથી જવાબ દીધો. કાક બાલપણમાં પંડિત મામાની પાસે નામનું જ સંસ્કૃત શિખ્યો હતો છતાં આનો અર્થ સ્હમજી શકયો "જો હજુ વિચાર કર ! મહારાજ જાતે કાલે આવશે."

"કહેજે કે તસ્દી નહિ લે."

"કેમ ?"

"નહિ તો એને જોઇ મ્હારી આંખો અપવિત્ર થશે."

"ત્હારા ગર્વનો પારજ નથી" માએ કહ્યું.

"ત્હારી અધોગતિનો યે પાર નથી રહ્યો; એટલે ત્હને એમ જ લાગે તો," દીકરીએ કહ્યું "તું હવે સાધ્વી થઇ જા કે જીનશાસનનો ઉદ્ધાર થાય" તિરસ્કારથી ત્હેણે ઉમેર્યું.

"તું આવો આડંબર કયાં સુધી રાખે છે તે હું જોઇશને. આજે ત્હને ત્રણ દહાડાનો અપવાસ ભંગાવ્યો તેથી આટલું જોર આવ્યું છે કે ?"

"ત્રણ શું–ત્રણ યુગના અપવાસ કરાવની. બ્રાહ્મણ છું; અને બ્રાહ્મણ રહેવાની."

[1] મરેલા અને જીવતાંનો શોચ પંડિત કરતા નથી.

"ઠીક છે. કાલે આવીશ."

છોકરીએ જવાબ જ નહિં આપ્યો.

"વિચાર કરી મૂકજે, કયાં તો લગ્ન કે કયાં તો દીક્ષા. બીજો છૂટકો નથી."

છોકરી માત્ર તિરસ્કારભર્યું હસી તે જ કાકને સંભળાયું, અને મા ત્યાંથી નીકળી ત્હેનાં પગલાં સંભળાયાં. તે બ્હાર આવી, બારણાની સાંકળ ઉઘાડી, ગલીમાં નીકળી અને બ્હારથી તાળું વાસ્યું.

કાકના કાનમાં છોકરીના સ્વર, ત્હેના શબ્દો, ત્હેની સંસ્કારમય ભાષા, ત્હેની ધર્મ-પરાયણતા રમી રહ્યાં. પોતે પણ બ્રાહ્મણ હતો; બ્રાહ્મણ કન્યા પર જુલમ ગુજરતો હતો. એક પલમાં આ વિચારો ઉપરાછાપરી ત્હેને આવ્યા. ડહાપણ, બ્હીક, બધાને દૂર ઠેલી તે ઓરડી તરફ વળ્યો, બારણું ઉઘાડ્યું, અને અંદર પેઠો.

ઓરડામાં એક ન્હાનો દીવો બળતો હતો. ત્હેનો ઝાંખો પ્રકાશ માત્ર એક જ ખુણે અજવાળું પાડતો હતો. ત્યાં એક મેલી, ગંદી પથારીપર સૂવાની તૈયારી કરતી એક હાથ ભોંય પર મૂકી, બીજે હાથે કેશ સમારતી પેલી છોકરી બેઠી હતી.

કાકની આંખે અંધારાં આવ્યાં; આવું સૌંદર્ય ત્હેણે કદી જોયું ન્હોતું કે કલ્પ્યું ન્હોતું. મ્હોડાની કુમાશ પરથી તે બાલાની ઉમર સત્તર અરાઢ વર્ષની લાગતી હતી. ત્હેનું શરીર ઉંચું, ભરેલું, પૂર્ણકલાએ પામવાની આગાહી આપતું હતું. ત્હેનો રંગ સ્ફટિક સરખો શ્વેત અને શુદ્ધ, લાટ કે ગૂજરાતની રમણીઓમાં કાકે કદી જોયો ન્હોતો; અને તે આ બાલાને કાશ્મીરી પિતાનો વારસો હશે એમ ત્હેને લાગ્યું. ત્હેના મ્હોડાંની અપૂર્વ રેખાઓ; ત્હેના પ્રફુલ્લ નયનની દુ:ખમય છતાં પ્રતાપી ભભક; ત્હેના હોઠ અને નાકનો ગર્વિષ્ઠ મરોડ—ત્હેના વ્યક્તિત્વને અપ્રતિમ મોહકતાએ મઢતા હતાં. ત્હેનાં અંગે અંગ ખીલેલાં હતાં, સૌંદર્યપૂર્ણ હતાં, કોઇ અદ્‌ભૂત શિલ્પીની દૈવી કલાના પરિણામ લાગતાં. વિધિએ અનૂપમ સૌંદર્યની રસમૂર્તિ પેદા કરી હોય એવી લાગતી આ બાલાને જોઈ કાક સ્તબ્ધ થઇ ગયો.

કાકને આવતો જોઈ બાલાએ ગર્વમાં માથું ઉચું કરી, કપાલે કરચલી પાડી માત્ર અભિમાનભર્યા નયનતેજથી જ સવાલ કર્યો.

"ગભરાશો નહિં." થોડી વારે આ મૂગા પ્રશ્નનો જવાબ કાકે દીધો "તમ્હને છોડવવા હું આવ્યો છું" બાલાએ જરા તિરસ્કારથી કાકને નખશીખ નીહાળ્યો અને પૂછ્યું "કોણ છો ?"

"હું જયસિંહદેવ મહારાજનો ભટ્ટ છું; ત્રિભુવનપાલ મંડલેશ્વરનો મિત્ર છું; લાટનો બ્રાહ્મણ છું. આ વખત વાત કરવાનો નથી; હમણાં કોઇ આવી પ્હોંચશે. મ્હેં તમ્હારી વાત હમણાં જ સાંભળી. તમ્હારે માથે ઝઝૂમતા દુ:ખમાંથી બચવું હોય તો ઉઠો—કાલે સવ્હારે હું તમ્હને ખંભાત બ્હાર લઈ જઈશ" કાક ઉતાવળેથી બોલ્યો.

બાલાની આંખમાંથી અભિમાન જરાક ઓછું થયું. "કયાં લઇ જશો ?" ત્હેણે ધીમેથી પૂછ્યું.

"જયાં કહેશો ત્યાં. હમણાં આ કારાગ્રહમાંથી તો છૂટો."

એક પલ ત્હેણે જોયા કર્યું. કાક પર વિશ્વાસ રાખવો કે કેમ ત્હેનો તે વિચાર કરતી હતી. તે કાંઇક નિશ્ચય પર આવી.

"તમે બ્રાહ્મણ છો ?" ત્હેણે ફરીથી પૂછ્યું.

"હા. તમ્હને અવિશ્વાસ આવે તે સ્વાભાવિક છે; પણ ગાયત્રીમાતા"—કહી કાક શપથ લેવા જતો હતો.

"ના, ના. તમ્હારૂં વચન બસ છે" કહી તે ઉભી થઇ.

ઉભા થતાં ત્હેના પગ ધ્રૂજ્યા. ત્રણ દિવસના અપવાસ પછી ત્હેનામાં ઉભા રહેવાની પણ શક્તિ હતી નહિં; પણ તે હોઠ દાબી ઉઠી અને લૂગડું બરોબર કર્યું. કાક ત્હેની ઉંચાઇ અને કાઠીની ભવ્યતા જોઈ રહ્યો.

"પણ બ્હાર કેમ નીકલીશું ?" ત્હેણે પૂછ્યું.

"હું તો ભીંત ઓલંગી આ છાપરા પરથી આવ્યો. એ જ રસ્તે પાછા જઈશું. પકડાઇએ તો માર્યા જઈએ." કહી કાકે બ્હાર નીકળી આસપાસ જોયું અને ત્યાં કોઇ દેખાયું નહિ એટલે ત્હેણે મંજરીને બ્હાર બોલાવી. તે ઓરડીની બાજુએ ગયો. આગલ આવેલા મોભને ત્હેણે કૂદીને પકડયો અને હાથવતે તણાઈ ઉપર ગયો. પછી છાપરાપર આડા સૂઇ, ત્હેણે નીચાં નમી મંજરીને હાથ આપ્યો અને ઉંચી ખેંચી લીધી.

"જરા નીચાં નમી ચાલો કે હેઠલથી કોઇ જૂવે નહિ" કાકે મંજરીના કાનમાં કહ્યું.

ઝપાટાબંધ તેઓ ભીતને મથાળે આવી પ્હોંચ્યાં.

"હવે કેમ કરીશું?" કાક બોલ્યો "તમ્હારાથી આટલો ભૂસકો નહિં મરાય?"

મંજરીએ ડોકું ધુણાવ્યું. છુટકારાની આશાથી ત્હેની આંખો પણ ચમકતી હતી.

"ઠીક" કાકે કહ્યું. "પાછળથી મ્હારે કોટે વળગી જાઓ. મંજરીએ તેમ કર્યું. છૂટા થવાની હોંસે તે પણ કહેતાંવાર તરત તે પ્રમાણે કરતી હતી. "હા એમ જ જરા હાથ



એક ધબાકો સંભળાયો.

મ્હને આપો. હવે તમ્હારા પગની આંટી ભેરવો. જરા સખત. હિંમત રાખો. સોમનાથ ભગવાનનું નામ સંભારો. જય સોમનાથ" નીચે શ્વાસે કહી કાકે મંજરી સહિત નીચે ઝંપલાવ્યું.

એ બે જણ નીચે આવ્યાં તો સહીસલામત, પણ બીજાં કોઇ બે જણની ઉપર પડયાં. મંજરીના હાથ કાકે છોડી દીધા, અને થાક અને દુઃખની મારી અશક્ત થયેલી બિચારી સુકોમલ બાલા બેભાન બની ધરણીયે ઢલી.

જે બે જણ પર તેઓ પડયા હતા તે પણ એકદમ ત્હેના તરફ આવ્યા.

કાકની ઈંદ્રિયો અને ત્હેની બુદ્ધિ અણીની વખતે ચાર ગણુ કામ કરતી. ત્હેણે બે નવા માણુસોની સ્હામુ જોયું અને સ્થિતિ સ્હમજી ગયો. એક તીલક હતો, બીજો સોમદત્ત હતો. તે સોમદત્તને ઘેર સાંજના ગયો, ત્યારે તીલક હસ્યો હતો તે હવે ત્હેને સ્હમજાયું. તીલકને કાંઇ વ્હેમ પડયો હશે, અને કાક ન્હાસવા માંગે છે, કે ચાંગાને ન્હસાડવા માંગે છે એમ કયાસ કલ્પ્યો હશે. કાકને ખાત્રી થઇ કે તે ઉઠયો ત્યારે તીલક ખોટું ખોટું જ ઉંઘતો હશે, અને ત્હેની પાછળ ભાલ કહાડતો તે અહિયાં સોમદત્તને મળ્યો હશે. તે જ પલે સ્થિતિ કેવી ગંભીર હતી ત્હેનો ત્હેને ખ્યાલ આવ્યો. એક ગમ ઉદા મ્હેતાનું ઘર, એક ગમ અપાસરાની ધર્મશાળા; જો તીલક એક બૂમ મારે તો આખું ગામ ભગું થઈ જાય અને છુટકારાને બદલે મોત મળે. લાંબો વિચાર કરવાનો વખત ન્હોતો એટલે, કાકે કર્તવ્ય જ આરંભ્યું.

ઉપરથી કોણ પડયું ત્હેનો નિર્ણય કરવા તીલક પાસે આવવા જતો હતો; કાક હરે એમ ધારી ત્હેણે હાથ લંબાવ્યા હતા–પણ એટલામાં વાઘન જેવી તરાપ મારી કાક ત્હેન પર તૂટી પડયો. અચાનક હુમલે થતાં તીલક જરા પાછો ખસ્યે–તે અપાસરાની ભીતની પા[illegible] હડયો. કાક ત્હેના પર કૂદ્યો. જો[illegible] જોતામાં ત્હેનું માથું બે હાથે પકડયું. ભી[illegible] સાથે જોરથી અફાળ્યું. રાત્રિની શાન્તિમાં એ ધબાકો સંભળાયો ન સંભળાયો; અને ત્હે[illegible] હાથમાંથી બેભાન થયેલો તીલક શબવ ભોંય પર પડયો.

"ચાલ ઉઠ સોમદત્ત! ભૂતીયા ઓવા[illegible] નહિ તો હમણા કોઇ બીજો આવશે."

"પણ દામુ કાકા—"

"અંદર. ત્હારો ચાંગે પોતે જ ના પ




કાક અને નાયક ત્રિભુવનપાલ એક બીજાને વળગી પડયા. જુઓ પૃષ્ઠ : ૬૦

છે. ત્હેને સાધુ થવું છે. બહુ સ્હમજાવ્યો. ચાલ હવે રસ્તો બતાવ."

"સોમદત્ત આગળ થયો; અને બેભાન પડેલી મંજરીને હાથમાં ઉંચકી કાકે ત્હેની પાછળ પાછળ ચાલવા માંડ્યું. "બિચારો છપ્પનકોટીનો ધણી! એ બધું વાપરશે કોણ?" કાક તિલક તરફ જોઇ મનમાં બબડ્યો.

રખે કોઇ જોઇ જાય, કોઇ પકડી પાડે તેવી બ્હીકે કાક ચારે તરફ જોઇ ચાલતો હતો. પણ પોતાની શક્તિના અભિમાનને લીધે કે પોતે જ કાકને પકડી જશ ખાઈ જવા, તિલકે તે નાકો ત્હેની કોઈને ખબર આપી ન્હોતી, એટલે કાક નિર્વિઘ્ને ભૂતીયા ઓવારે આવ્યો.



## પ્રકરણ ૧૯ મું.



### ખંભાતના અખાતમાં.



કાક ઓવારે આવ્યો ત્યારે ખતીબને ત્યાં દીઠો નહિ.

"પેલો ખતીબ ક્યાં ગયો?" ત્હેણે સખ્તાઈથી સોમદત્તને પૂછ્યું.

"તે કોણ જાણે ક્યાંનો ક્યાં ભાગી ગયો. તમ્હે એને ઘર પાછળ કોડમાં સૂવાડ્યો હતો. એ તો યવનની જાત."

કાકને ધાસ્કો પડ્યો કે ખતીબ ગયો તે પણ ઉદા મ્હેતાનો જ પ્રભાવ હોવો જોઈએ. ત્હેણે નીસાસો નાંખ્યો. આટલી આટલી મહેનત કરી છતાંયે ખતીબ હાથમાંથી છટકી ગયો; અને જે કારણસર તે ખંભાત આવ્યો હતો તે પાર પાડી શક્યો નહિં. ખંભાત પાછું જવું એ બને એવું ન્હોતું એટલે ત્હેણે ગમે તેમ મન વાળ્યું; અને પોતાના હાથમાં રહેલી રમણીનો વિચાર કરવા માંડ્યો.

સોમદત્તે હોડી તૈયાર રખાવી હતી, ત્હેમાં કાક મંજરીને લઇને બેઠો, સોમદત્તનો આભાર માન્યો, અને બે ખલાસીઓ હતા ત્હેને જલદીથી હોડી હંકારવાનો હુકમ કર્યો. ત્હેણે મંજરીનું માથું પોતાના ખોળામાં રાખ્યું, અને છેલ્લા દિવસના અનુભવોની યાદ કરવા બેઠો. તે દિવસે સૂર્યોદય પછી ત્હેણે કરેલાં પરાક્રમો જોઈ ત્હેની પોતાની છાતી બ્હૌત ઉંચી આવી; અને સ્હવાર પડશે ત્યારે ઉદા મ્હેતા કેમ કેમ કૂદશે ત્હેનો વિચાર આવતાં ત્હેના આનંદનો પાર રહ્યો નહિ.

એટલામાં અખાતના શીતળ સીકરોની શાન્તિથી ધીમે ધીમે મંજરીમાં ચેતન આવ્યું. ભાન આવતાં તે ટટ્ટાર થઈ બેઠી થઈ ગઈ, અને ચારે તરફ વિસ્મય પામી જોવા લાગી.

"આખરે તમ્હે છૂટ્યાં" કાકે કહ્યું.

"હા. હવે ક્યાં લઈ જાઓ છો?"

"હમણાં તો જેમ બને તેમ દૂર ન્હાસી જઈએ. પછી દિશાનો વિચાર કરીશું. તમ્હારાં સગાંવ્હાલાં કોઇ નથી?"

"ના. બાપ સ્વર્ગે ગયા, મા તો વેરણ થઇ. સગામાં રહ્યા મ્હારા માના બાપ. તે તો જુનાગઢમાં રહે છે."

"ત્યાં હાલ જવાય એમ નથી" કાકે કહ્યું.

"કેમ?"

"જુનાગઢના રા'ને જયસિંહદેવ મહારાજ સાથે વિગ્રહ ચાલે છે."

મંજરીએ નીસાસો મૂક્યો. "પાટણમાં કોઈ તમ્હારૂં નથી?"

બાલાએ ડોકું ધુણાવ્યું ને પૂછ્યું "ગજાનન પંડિતને ઓલખો છો?"

"હા." કાકે કહ્યું. "નામ સાંભળ્યું છે. તેમ્હનાં સ્ત્રી કાશ્મીરાબાનાં બ્હેનપણી થાય છે."

"કાશ્મીરાબા તે કોણ—પ્રસન્નકુંવરી."

"હા. તે જ. મ્હારા મંડલેશ્વરનાં પટરાણી."

"મ્હને ગજાનન પંડિત પાસે લઈ જાઓ. મ્હારા પિતા ત્હેના મિત્ર હતા."

"વારૂં પણ તમ્હે હવે સૂઈ જશો? માથા નીચે શું—મ્હારી પાઘડી આપું!" કહી કાકે પાઘડી કેડે બાંધી હતી તે ઉકેલી મંજરીને ઉશીકું કરી આપ્યું.

થોડી વારમાં મંજરી ઉંઘી ગઈ; અને કાક ત્હેને જોઈ રહ્યો. સ્થલ રમણીય હતું, પવનની લ્હેરો આવતી હતી, નીચે તરંગો નાચતાં હતાં, ઉપર વ્યોમમાં વિહરતું નક્ષત્રમંડળ આંખ મીંચામણી કરતું હતું. રસ અને ભાવથી અજ્ઞાન કાકનું હૃદય આનન્દિત બન્યું. પગ આગળ રંભાને ભૂલાવે એવી રમણી સૂતી હતી. યુદ્ધ—પ્રસંગોમાં જીવન ગાળ્યું હતું એટલે કાકથી સંસારના લ્હાવા લેવાયા ન્હોતા; ઘરડી મા શિવાય કોઈ સ્ત્રીનો પ્રસંગ પડ્યો ન્હોતો; કોઈ નવયૌવનાને નીરાંતે નિહાળી ન્હોતી. અત્યારે શાન્ત કૌમુદીના નિર્મલા, રૂપેરી, પ્રકાશમાં મંજરીને તે નીરખી રહ્યો.

કોઈ લાવણ્યમયી બાલાને નિહાળવી એ પુરુષ–જીવનનો મ્હોટામાં મ્હોટો લ્હાવો છે. કાકને અત્યારે તેમ જ લાગ્યું. ચંદ્રમાના અમીસિંચનથી રસમય બનેલું ત્હેનું મન મંજરીના અંગે અંગમાં નવસૃષ્ટિના અનૂપમ ભેદો જોઈ રહ્યું; ત્હેના શરીરની દેખાતી, અણદેખાતી છટાભરી રેખાઓમાં અણદીઠેલી કાવ્યમયતા શોધી રહ્યું. મંજરીના મુખ પર ન સ્હમજાય એવી રસિકતા હતી; ત્હેના માથાના મરોડમાં ન વર્ણવાય એવી છટા હતી; ત્હેનાં ભવાંની ભવ્ય કમાનોમાં ન સ્હેવાય એવાં કામબાણનું સંધાન હતું. આ બધાં કાકે જોયાં. અપૂર્વ અંગ-લાલિત્યના નિરીક્ષણથી હૃદયમાં પેદા થતા મર્મભેદક સંગીતના, કાને ન સંભળાય એવા તાનમાં ત્હેનું મન લીન થયું; નાગની માફક ડોલવા લાગ્યું. જે મોહિનીએ ચળાવ્યા દેવ ને દાનવ, ત્હેના આગળ બિચારા કાકનો શો હિસાબ! ચંદ્રકિરણો, તરંગોની પરંપરા, પવનની લહરીઓ તેમ્હની હોડી, બધાં નર્તન કરી રહ્યાં હતાં. છતાં કાકનું હૃદય સૂતેલી મંજરીના વાળની લટ જેમ નાચતી તેમ જ નાચતું.

થોડીવારે કાક પણ ઉંઘી ગયો. તે જાગ્યો ત્યારે સૂર્યોદય થવાની તૈયારી હતી; અને મંજરી હોડીની એક બાજુએ હાથ પાણીમાં લટકતો રાખી પ્હોંચા વતે પાણી કાપતી હતી. સૂર્યના કાવ્યમયતા વિનાના પ્રકાશમાં કાકને મંજરી રાતથી જુદી લાગી. રાતનાં સ્વપ્ન–સુંદરીનું જે અનૂપમ સૌંદર્ય લાગતું હતું તે દિવસે, વિકસતા યૌવનમાં મ્હાલતી લક્ષ્મીની અદ્‌ભૂત તેજસ્વિતા દેખાઇ. રાતે તે રસશિખરની ટોચપરથી જોતો હતો; અત્યારે પૂજ્ય ભાવના પાતાલમાંથી જોવા લાગ્યો.

તે ઊઠ્યો અને ત્હેને જોઇ મંજરી જરા હસી. ત્હેના હાસ્યમાં મીઠાશ હતી; પણ સાથે સત્તાધિકારી સામ્રાજ્ઞીનો ગર્વ પણ હતો. કાકે હોડી કીનારે રખાવી અને બન્ને જણ ઊતર્યાં.

"આપણે ક્યાં જઇએ છીયે?"

"મ્હારો વિચાર સાબરમતી વાટે કર્ણાવતી જવાનો છે. મ્હારા મહારાજ ત્યાં છે. તે વાટ જોતા હશે."

"કેટલા દિવસ લાગશે?"

"છ સાત દિવસ થશે. બધે યુદ્ધની તૈયારી ચાલે છે. અને હું જ આમ રખડ્યા કરૂં તે કેમ ચાલે."

મંજરીએ જવાબ દીધો નહિ.

"હું તમ્હને કર્ણાવતીમાં મૂકી મહારાજ પાસે જઇશ."

"પછી?"

"લડાઈ પતશે એટલે હું પાછો આવી તમ્હને પાટણ લઈ જઇશ. નહિ તો કોઈની સાથે ગજાનન પંડિતને કહાવીશ કે તમ્હને આવીને લઇ જાય. એટલામાં કીનારાથી થોડે દૂર આવેલું મહાદેવનું એક ખંડીયેર થઇ રહેલું મંદિર ત્હેને દેખાયું. ત્હેની બાજુમાં એક ગાય ચરતી હતી.

"ઉભાં રહો. હું તપાસ કરી આવું. કોઈ હોય તો કાંઇ દૂધ બુધની ગોઠવણ કરૂં."

"ચાલો હું પણ આવું" કહી ગર્વથી ડગલાં ધરતી, વનદેવી સમી મંજરી સાથે સાથે મંદિરમાં આવી. ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ રહેતો હતો, ત્હેણે એ બન્નેને માટે દૂધ અને રાંધવાની સૌઈ આપ્યા.

"હું રાંધીશ તે ત્હમને ખપશે?"

"હા. તમ્હે પણ બ્રાહ્મણ જ છો ને." જરા હસતાં કાકે કહ્યું. જવાબમાં મંજરી તિરસ્કારની નજરે જોઈ રહી. બ્રાહ્મણની જાત જાણ્યા વિના ત્હેના હાથનું ખાવા તૈયાર થવું તે ત્હેને હલકાપણાની નિશાની લાગી. "તમ્હારો વેદ કયો?"

"ઋગ્વેદ."

"શાખા?"

"શાકલ શાખા."

મંજરી જરા હસી અને ન્હાવા ગઈ. તે ન્હાઈને આવી ત્યારે કાક લાકડાં વીણી લાવ્યો હતો. ન્હાઈને મંજરી પાછી આવી ત્યારે મંદિરને ભાંગેલે ઓટલે ઉભા રહી સાગરને મળતી સાબરમતિનો પ્રવાહ જોઈ રહી. ત્હેના મ્હોડા પર ઉલ્લાસ પ્રસરી રહ્યો હતો.

"કાક ભટ્ટજી! જૂઓ." ઉત્સાહથી તે બોલી. આટલા વખતમાં ઉત્સાહ ત્હેણે અત્યારે જ બતાવ્યો હતો.

"શું સુંદર! મ્હારા પિતા અત્યારે હોય તો કેવા ગાંડા થઈ જાય?"

"કેમ?" ગાંડા થવા જેવું શું હતું ત્હેની સ્હમજ નહિં પડવાથી કાકે પૂછ્યું.

"જૂઓની. સરિતા શું વહે છે? પુરૂરવાનો ભ્રમ કેવો ખરો લાગે છે?" કહી ત્હેના સંસ્કારી, કોયલ સમા સ્વરથી તે બોલી.

" तरंगभ्रूभंगा क्षुभितविहगश्रेणिरसना,
विकर्षन्ती फेनं " ૧

કાવ્ય અને સૃષ્ટિસૌંદર્યને એકરૂપ અનુભવવાથી ઉછળેલા ઉલ્લાસવાળી હ્‌નેની ચમકતી આંખો કાક પર પડી. કાક જરા મૂઢ જેવો હ્‌નેની સ્હામુ જોઈ રહ્યો હતો. સૃષ્ટિસૌંદર્ય કે કાવ્યનો અભ્યાસ કરવાનો અવકાશ હ્‌નેના જીવનમાં ન્હોતો; નિત્ય–કર્મમાં જરૂર પડે તે ઉપરાંત સંસ્કૃત ભાષા તે નામની જ જાણતો હતો; એટલે મંજરી શું કહેવા માગતી હતી હ્‌નેનો માત્ર ખ્યાલ જ આવ્યા શિવાય બીજી કાંઇ સમજ પડી નહી.

મંજરી હ્‌નેની અજ્ઞાનતા પામી ગઈ; હ્‌નેના મ્હોંપર પથરાયલા ઉલ્લાસ પર સખ્તાઈનું વાદળ આવ્યું; હ્‌નેના હોઠ, હ્‌નેનું નાક તિરસ્કારમાં મરડાયા.

"તમ્હને સંસ્કૃત નથી આવડતું ?" ડાહ્યામે એવી ટાઢાશથી હ્‌નેણે પૂછ્યું.

કાક શરમાઈ નીચું જોઈ રહ્યો; મુંજાલ અને ઉદાની કસોટીએ પોતે ચ્હડ્યો હતો તે વીસરી ગયો; અલ્પતા અનુભવી; પોતાની મૂર્ખાઈ માટે શરમીન્દો થઈ ગયો.

"લાટમાં બ્રાહ્મણો ભણતા નથી ?"

"ભણનાર ભણે છે. હું તો યુદ્ધોમાં જ ઉછર્યો છું."

"વારૂ." જાણે પોતે ઉચ્ચ ભૂમિકાની હોય તેમ અસ્પર્શ્યતાથી જરા ટટ્ટાર થતાં મંજરીએ કહ્યું "તમ્હે નાહી આવો. હું રાંધી મૂકું."

કાકના સ્વમાનના કચરાઇને ચૂરા થઇ ગયા હતા; અને તે નદીએ ગયો ત્યારે રડવા જેવો થઇ ગયો હતો. આ બાલાએ હ્‌નેને સ્પષ્ટ રીતે દેખાડ્યું હતું કે તે ગમે તેવો શૂરવીર હોય, મુત્સદ્દી હોય તો પણ અલ્પ, અને અસંસ્કારી હતો. હ્‌નેણે આસપાસ જોયું, પણ કાદવવાળી તોફાની નદી, છૂટાંછવાયાં ઝાડ, અને ઉડતાં ધોળાં પક્ષિઓ શિવાય કાંઈ જોઈ શકયો નહિ. હ્‌નેણે નીસાસો મૂકયો. કયાં મંજરી અને કયાં તે પોતે ?

કાક અને મંજરીએ ખાધું અને મુસાફરી પાછી શરૂ કરી. મંજરી થોડું બોલતી, કાકની તરફ મહેરબાની કરતી હોય તેમ ગર્વથી અને દયાથી જોતી; અને કાક પોતે નન્દી, પાર્વતીને જે માન આપે, તેવા માનથી હ્‌નેની સ્હામું જોઈ રહેતો, અને હ્‌નેની જરાયે જરા ઈચ્છા પરિપૂર્ણ કરવામાં કૃતાર્થતા માનતો.

મંજરીનો સ્વભાવ ગર્વિષ્ઠ હતો, હ્‌નેના સંસ્કાર ઘણા શુદ્ધ અને ઉંચા હતા; પણ હ્‌નેનું હૃદય નીખાલસ હતું અને હ્‌નેનો સ્વભાવ સરલ અને આનંદી હતો. તે અનેક પ્રકારની વાતો કરતી અને સાંભળતી; અને પોતાની જડતાથી ગભરાઈ કાક વધારે બોલતો ન્હોતો તો પણ તે કરે તેટલી વાતમાં જરા અભિમાનથી, અને સ્નેહભરી કૃતજ્ઞતાથી રસ લેતી.

કાકને એટલું બસ હતું; તે સાતમા સ્વર્ગમાં રહ્યો રહ્યો વખત વીતાવતો. તે રાજખટપટ તેમ જ યુદ્ધપ્રકરણ ભુલી જવા માંડ્યો. રસ્તે શોભતાં, મુકામ કરતાં, ભરતી–ઓટથી રોકાતાં, થાકયાં હાર્યાં તેઓ નવમે દિવસે કર્ણાવતી પ્હોંચ્યાં. તે દાદાક મ્હેતાને–કર્ણાવતીમાં નીમેલા નાગર મંત્રિને મળ્યો. ખંભાત જતી વખતે તે ત્રિભુવનપાળને મળ્યો ત્યારે દાદાકને તે મળ્યો હતો એટલે હ્‌નેણે હ્‌નેનો સતકાર કર્યો. કાકે નળ તરફ મંડલેશ્વર ગયા હતા ત્યાં જવાની ઈચ્છા દર્શાવી એટલે કાક પાછો આવે ત્યાં સુધી મંજરીને પોતાને ત્યાં જ રાખવાનો દાદાકે આગ્રહ કર્યો. કાકે તે કબૂલ કર્યો. કાક પાચાલેશ્વર તરફ જવા નીકળ્યો ત્યારે મંજરીને મળ્યો. પોતાના જ મનોરાજ્યમાં હંમેશાં રમી રહેતી હોવાથી મંજરીને સંસારનાં સુખ–દુ:ખ કે વિયોગ–સંયોગની બહુ અસર થતી ન્હોતી. હ્‌નેણે સ્વાસ્થ્ય સાચવી, શાન્તિથી કાકને આશિષ આપી. કાક વિદાય થયો ત્યારે હ્‌નેનું હૃદય અનિવાસ્ય ભાવોથી ભરેલું હતું.

પાંચાલ તરફ ત્રિભુવનપાલ કેમ ગયા છે હ્‌નેની દાદાકને ખબર હતી, એટલે હ્‌નેણે કાકની સાથે પચાસ સવાર આપ્યા. તો બધાને લઇ કાક દડમજલ પાંચાલેશ્વર તરફ ચાલ્યો.

---

૧ કાલિદાસના વિક્રમોર્વશીયમાં પુરૂરવા નદીને ન્હાસી જતી ઉર્વશી સાથે સરખાવે છે "તરંગરૂપી ભવા ચહડાવી, ખળભળી ઉડેલાં પક્ષિઓની મેખલાવાળી ફીણ (રૂપી ઉતાવળમાં ખસી ગયેલું લુગડું ) ખેંચતી."



# પ્રકરણ ૨૦ મું.

## નવઘણ રા'ની પૂઠે.

કાક હેના અનુચરો સાથે કર્ણાવતીથી નીકળ્યો એટલે પોતે ગુમાવેલા વખતને માટે પસ્તાવો કરવા બેઠો. મંજરીની સાથે કરેલી મુસાફરીમાં હેના હૃદયે અવર્ણનીય આહ્‌લાદો ચાખ્યા હતા; છતાં ઉદાને મ્હાત ન કરી શકયો, ખતીબને હાથથી ખોયો, અને જયદેવને શું મોઢું બતાવશે એવા એવા અનેક વિચારોથી હેનું મન ચણચણવા માંડયું. આ ચણચણાટ હેણે પોતાના ઘોડાપર કહાડ્યો; અને ત્રિભુવનપાલનું લશ્કર કઇ તરફ છે તેની તપાસ કરતો કરતો તે ઝપાટાબંધ આગળ વધ્યો.

રસ્તે હેણે અનેક ઉડતી ગપો સાંભળી. કોઈએ કહ્યું ત્રિભુવનપાળ જુનાગઢ તરફ ગયા; કોઇએ કહ્યું નવઘણ મરાયો; કોઈએ કહ્યું ત્રિભુવનપાળની હાર થઈ. કાકને આ વાત ગલત લાગી કેમકે મહા વદ બારસને દિવસે નવઘણ એના સામન્તોને પાંચાલેશ્વરમાં મળવાનો હતો; અને તે પહેલાં કાંઈ યુદ્ધ થાય એવી વકી લાગતી ન્હોતી.

જેમ જેમ તે નળની પાસે આવતો ગયો તેમ તેમ ઉજડ ગામડાં, લશ્કરના પડાવની જગ્યા વગેરે આગળ વધતા સૈન્યની નિશાનીઓ દેખાઈ. એ સૈન્ય કોનું, ગુજરાતનું કે.સોરઠનું તે પ્રશ્નનું નિરાકરણ શોધતો તે આગળ ચાલ્યો. રસ્તો નિર્જન હતો; આસપાસનો પ્રદેશ ઉજડ હતો. થોડો વખત કાંઇ ખબર નહિ મળવાથી કાકને ચિન્તા થવા લાગી.

મહાવદ નૌમે સવ્હારે એક કૂવા આગળ થોડો વખત પહેલાં જ વીશ પચ્ચીશ સ્વારો ઉતાવળમાં વિસામો ખાઇ ચાલ્યા ગયા હોય તેમ કાકને દેખાયું; અને તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ સ્વારો પાંચાલેશ્વરની દિશાએથી આવી જસદણ તરફ જતા હતા. કાક વિચારવા બેઠો, આટલા થોડા સ્વારો ત્રિભુવનપાળના નહિ હોય; નવઘણ રા' સોરઠ તરફ પાછો જાય તે બને નહિ; ત્યારે આ કોના માણસ ?

કાકે તપાસ કરવા વીસ માણસોને હેમની પાછળ મોકલ્યાં; અને એ કોણ છે તે નક્કી કરી જવાબ લાવવાનો હુકમ કર્યો. તે સ્વારો ગયા એટલે કાકે ધીમે ધીમે મુસાફરી શરૂ કરી કે જેથી ખબર લઇ પાછા આવનારા હેને મળી શકે.

સાંજ પડી પણ હેમાંનું કોઈ જણાયું નહિ, એટલે કાકને વધારે ચિન્તા થવા લાગી. આખા દિવસમાં કાંઈ સમાચાર મળ્યા ન્હોતા. વખત છે ને ત્રિભુવનપાળ હાર્યા તો નહિ હોય? આ શંકાનુ સમાધાન કરવા સ્હેલામાં સ્હેલો રસ્તો પાંચાલેશ્વર તરફ જવાનો હતો, કારણ કે એક મ્હોટું સૈન્ય તે તરફ ગયું હતું એ તો રસ્તાની સ્થિતિ પરથી સ્પષ્ટ લાગતું હતું. કાકને લાગ્યું કે તે ગુજરાતનું જ હોવું જોઇએ. સાંજ પડી કે હેણે મશાલો ચેતાવવાનો હુકમ કર્યો, અને દોડતે ઘોડે આગળ ધસવા માંડ્યું. એના ત્રીશ અનુચરો બાહોશ અને ચુનંદા હતા; તે પણ હિંમતથી નાયકની જોડે થયા.

એકદમ ઘોડાના પગલાંના પડઘા થયા. થોડાક માણસો ઘણી જ ઝડપથી પાંચાલેશ્વરથી આવતા સંભળાતા હતા. તે પચાશ સોએક લાગ્યા. હેમની ઝડપ અસ્વાભાવિક અધૈર્ય દેખાડતી હતી. કાકે એકદમ મશાલો હોલવવાનો હુકમ કર્યો, અને આવતા માણસોને ઘેરી લેવા પોતાના માણસોના બે વિભાગ કર્યા. કાકને એટલું તો સ્પષ્ટ જ લાગ્યું કે બારસ પહેલા કાંઇ યુદ્ધ થયું હોવું જ જોઇએ. પરિણામ શું થયું હશે ?

અંધારી રાત સમસમાટ કરી રહી હતી. આ તરફ કાકના માણસો આતુરતાથી વાટ જોતા હતા; સ્હામી બાજુએ નવા આવનારાઓ ધસતા આવતા હતા. એકદમ અંધકારમાં એક ઘોડેસ્વારનો ઓળો એક તરફ ટેકરો હતો તે ઉપર દેખાયો. તે ત્યાં થોભ્યો. બે પલમાં ચાર, દશ, પચ્ચીશ ઘોડેસ્વાર દેખાયા. તેઓ કાંઇ મસલત કરતા જણાયા. તે બધા કાકના માણસો તરફ ધસી આવ્યા.

"જય સોમનાથ" ની ઘોષણા કરી કાકે ઘોડાને એડ મારી; ત્રીશ માણસો નાગી તરવાર સાથે સ્હામું આવતા માણસો પર તૂટી પડયાં. સ્હામું આવનારના નાયકે તરવારના એક સચોટ ઘાથી એક સૈનિકને ઠાર કર્યો: અને

"જય સોમનાથ"ની બૂમ મારી. કાક ચમક્યો; ત્હેનું હૈયું કૂદી ઉઠ્યું; પ્રચંડ ગર્જના કરી તે ગાજી ઉઠ્યો. "જયસિંહદેવ મહારાજનો જય" "ત્રિભુવનપાલ મહારાજનો જય!" સ્હામી ટુકડીએ પણ એ જ ઘોષણાનો પ્રતિશબ્દ કર્યો–દરેકના હથિયાર, દરેકના ઘોડા જ્યાં હતા ત્યાંના ત્યાં પાષાણવત્ નિશ્ચલ થઇ રહ્યા. ચકમકો ઘસાઇ. મશાલો સળગી. કાક અને સ્હામેનો નાયક ઘોડા પરથી કૂદ્યા–એક બીજાને વળગી પડ્યા. "કોણ મહારાજ!" "કોણ કાક!" એ નાયક ત્રિભુવનપાલ મંડલેશ્વર હતો.

આ વીર જયદેવનો ભત્રીજો. તે સમયના વીર શિરોમણિ દેવપ્રસાદનો પુત્ર, મુંજાલ મ્હેતાનો ભાણેજ, રાજ્યમાતા મીનલદેવીની ભત્રીજી કાશ્મીરાદેવીનો પતિ, અને હાલ લાટનો દંડનાયક "પાટણની પ્રભુતા"ના વાંચનારને અજાણ્યો નહિ હોય. તે સમયના ગુજરાતમાં તે સંબંધે અને શૌર્યે અપ્રતિમ મનાતો, નીતિ અને ટેકમાં રામચંદ્રજીની ઉપમા પામતો, વીરતામાં અને દુશ્મનનું દલન કરવામાં ત્હેના પરદાદા ભીમદેવ સોલંકીનું સ્મરણ કરાવતો. તે પાટણની પ્રજાની આંખની કીકી હતો. આ નરપુંગવ શરીરે ઉંચો, જરા શામળો હતો. ત્હેની પ્રચંડ ભુજા અને વિશાળ છાતી ત્હેની અદ્‌ભૂત શક્તિની સાક્ષી પૂરતાં; ત્હેનું સ્વરૂપવાન મ્હોડું, મ્હોટી ભલી આંખો, જરા જરામાં ફૂલી ઉઠતું, તેખી સ્વભાવ સૂચવતું નાક, ત્હેના ઉમદા, સીધા, ટેકીલા સ્વભાવનો ખ્યાલ દેતા. અત્યારે મશાલોના ઉજાસમાં પાઘડી વિના વેરાયલા વાળની ભવ્યતામાં ત્હેનું મ્હોડું, શ્વાસથી ફાટેલું નાક અને ચમકતી આંખો દુર્જય પ્રતાપ પાડી રહ્યાં.

"આપ ક્યાંથી, અત્યારે?" કાકે પૂછ્યું.

"હું? તું ખંભાતથી આવે છે તે ત્હને ખબર નહિ હોય. હું કર્ણાવતીથી નીકળ્યો ત્યારે મ્હને ખબર પડી કે નવઘણ રા' વદ ચોથ પાંચેમનો પાંચાલમાં આવી પ્હોંચ્યો છે. તે ખબર પડતાં જ હું પાંચાલ પર પડ્યો."

"પછી?" આતુરતાથી કાકે પૂછ્યું.

"પરમ દિવસે મ્હેં પાંચાલ લીધું ને રા'નું લશ્કર પકડાયું. પણ નવઘણને આગલે દિવસે ખાત્રી થઈ કે પાંચાલ પડવાનું, એટલે થોડા સ્વાર લઇ તે નાઠો. મ્હને એ ખબર પડી કે મ્હેં પૂઠ લીધી."

"તે પકડાયો નથી?"

"નારે. તમ્હારી મશાલો જોઈ મ્હને લાગ્યું કે રા' પકડાયો."

"ત્યારે મહારાજ! તે દૂર નથી."

"કેમ?"

"આજે સવ્હારે જસદણને રસ્તે પાંત્રીશ સ્વારો ગયા છે એમ મ્હને લાગ્યું. મ્હેં ત્હેમની પૂઠે માણસો મોકલ્યાં છે; પણ હજુ ખબર આવી નથી."

"જરૂર નવઘણ રા' જ હશે. હરકત નહિ. તે અડધો દહાડો આગળ છે એટલું જ કેની? ત્હારા ઘોડા કેવા છે?" ત્રિભુવને પૂછ્યું.

"જેવા જોઇએ તેવા."

"ઠીક ત્યારે વખત ખોવામાં માલ નથી. એક સારો ઘોડો મ્હને આપ. મ્હારો તો મરણતોલ થઇ ગયો છે." કહી મંડલેશ્વરે ઘોડો બદલ્યો.

"મહારાજ! ત્યારે જયસિંહદેવ મહારાજ આવી નહિ પ્હોંચ્યા હોય?" બન્ને ઘોડાઓ આગળ ચાલ્યા, અને બીજા માણસો જરા પાછળ રહ્યા કે કાકે પૂછ્યું.

"ક્યાંથી આવે? ને આવી વખતે વાટ જોઇ બેસી પણ રહેવાય?"

"ત્યારે પાંચાલમાં હમણાં કોણ છે?"

"મ્હારો સેનાપતિ."

કાકે જરા ખેદથી ડોકું ધુણાવ્યું.

"કેમ?" ત્રિભુવને પૂછ્યું. "મ્હેં પાંચાલ લીધું ત્હેની અદેખાઇ કરે છે?"

"મહારાજ! તમ્હારી હોડજોડ કોઈથી થઈ છે કે મ્હારાથી થશે? પણ જયદેવ મહારાજ મ્હારા પર ગુસ્સે થવાના."

"શા સારૂ?"

"એક તો પાંચાલ લેવાનો લ્હાવો ગયો તેથી; અને—"

"અને–"

"અને જે કામે હું ખંભાત ગયો હતો તે ન થયું ત્હેમાં."

"ખંભાતમાં કાંઈ નહિ કરી શક્યો?" મંડલેશ્વરે પૂછ્યું.

"કર્યું તો ઘણુંયે. ડોશીયે દળ્યું તો આખી રાત–પણ માત્ર ભરાયું એક કોડીયું જ."

"કોડીયું તો આવ્યું ને. કોડીયું કેવું એક છે?" જરાક હસતાં મંડલેશ્વરે પૂછ્યું. અંધારૂ હતું ત્હેમાં, નહિ તો કાકના મ્હોડાપર આવેલી શરમ જોઇ મંડલેશ્વર વધારે હસત.

"વાત જ કરવા જેવી નથી. આપ કવિકુલ શિરોમણિ રૂદ્રદત્તને ઓલખતા હતા?"

"હા. શા સારૂ નહિ ? એ તો ગજાનન પંડિતનો મિત્ર."

"તે જ. ત્હેની છોકરીને સાધ્વી બનાવતા હતા."

"વારૂ! ત્હેને ઉપાડી લાવ્યો."

"શાબાશ. બરોબર વાત તો કર."

ઘોડાની ઝડપમાં જેમ વાત થાય તેમ કાકે ત્રિભુવનને પોતાનાં ખંભાતના પરાક્રમનું પુરાણ કહ્યું અને પોતાને કાંઇ થાય તો મંજરીની સંભાળ લેવાની સોંપણ કરી. ત્રિભુવને જરાક મજાક કરી તેમ કરવા કબૂલ કર્યું; અને ઉદા મ્હેતાને કેમ સીધો કરવો ત્હેની યોજનાઓ ઘડતા બન્ને જણ ચાલ્યા.

સવ્હારને પ્હોર ત્હેમને કાંઇ પત્તો મળ્યો; રસ્તે બે એક મરેલા ઘોડાઓએ દિશા સુઝાડી. ઘડી બે ઘડીમાં તેઓ એક તળાવને આરે આવી પ્હોંચ્યા. ત્યાં ઝપાઝપીના સ્પષ્ટ ચિન્હ હતાં; અને તે ઉપરથી તેઓએ એમ અનુમાન બાંધ્યું કે કાકના માણસોને નવઘણના રસાલાનો અહિંયા ભેટો થયો હશે. ત્રણ મુડદાં ઝપાઝપી હાથોહાથ પર આવી હશે ત્હેની સાક્ષી પૂરતાં હતાં. ત્રણ ચાર પ્હોર પ્હેલાં ત્યાં મારામારી થઇ હશે એવી તેઓએ કલ્પના કરી.

ઘોડાઓનાં પગલાં જોતાં, આગળ જનારને પકડવા બનતી ઉતાવળ કરતા તેઓ આગળ ધપ્યા. ચાર ઘડી આમ ગઈ અને બે રસ્તા આવ્યા. એક ભોમીયાએ જસદણનો રસ્તો બતાવ્યો. તે રસ્તે ઘણા ઘોડેસ્વાર ગયા હતા એટલે તે તરફ ત્રિભુવન વળ્યો. થોડે જઇ કાકે ત્હેને રોક્યો, અને બીજો રસ્તો સરધારનો હતો તે તરફ ફર્યો.

"મહારાજ, આ તરફ જવું નિષ્ફળ છે."

"કેમ?"

"નવઘણ સરધારને રસ્તે ગયો છે."

"કેમ ?"

"આમ જુઓની. આ બે રસ્તાનો લાભ લઈ. બચવાને ખાતર રા' એ સરધારનો રસ્તો લીધો લાગે છે. એનાં માણસોનાં પગલાં જસદણ તરફ જાય છે, અને ત્રણ ચાર ઘોડાઓ જ માત્ર સરધારને રસ્તે જતા દેખાય છે. આપણાં માણસોએ ભૂલ કરી."

"હા. એમ લાગે છે ખરું."

"ત્યારે આપ રજા આપો તો હું પાંચ માણસ લઈ સરધારને રસ્તે જાઉં."

"નહિ. કાક! હું ને તું બન્ને જઇએ." મહત્વાકાંક્ષી મંડલેશ્વરે કહ્યું "ને જસદણ તરફ ગયા હશે તો આપણાં માણસો બધાને પકડવા બસ છે. પણ આમ એકલો હોય તો ત્હેને એકલે હાથે મ્હાત કરવાની વાત જૂદી જ."

"જેવી મહારાજની આજ્ઞા."

ત્રિભુવનપાલે પોતાનાં માણસોને જસદણ તરફ મોકલ્યાં; અને કાક અને પાંચ ચુનન્દા સ્વારો પોતાની સાથે લીધા.

બે ત્રણ ઘડીની સખત દોડ પછી તેઓ એક ઉંચાણ પર આવ્યા. ટેકરીની ટોંચ પર પ્હોંચતાં મંડલેશ્વરે બૂમ મારીઃ

"પેલો રા' જાય!"



# પ્રકરણ ૨૧ મું.



## રા' સપડાયો.



ત્રિભુવનપાલનું ધ્યાન બરોબર પ્હોંચ્યું હતું. આગળ દોડી જતા ચાર ઘોડેસ્વારમાંનો એક જૂનાગઢનો નવઘણ રા' પોતે હતો.

રા'ને આ વખત તે પાટણ લેશે જ એમ ખાત્રી થઈ હતી. ત્હેના જાણવા પ્રમાણે શાન્તુ મ્હેતા ભોગપુર હતા; ત્રિભુવનપાલ લાટમાં હતા; પરશુરામ સોરઠનો સેનાપતિ દ્વારકા તરફ હતો; મુંજાલ જાત્રાએ ગયો હતો. દેશળદેવે મદદનું વચન આપ્યું હતું. મહા વદ બારસે પાંચાલેશ્વરમાં સામન્તો ભેગા કરી ગુજરાત પર તૂટી પડવાનું જ માત્ર બાકી હતું. પાટણ લેવા અધીરો બનેલો રા' દશ દિવસ વ્હેલો પાંચાલ આવ્યો.

પણ સોલંકીની કુલદેવી જાગતી જ્યોત બેઠી હતી; ત્હેણે બે પુરુષને દિવ્ય ચક્ષુ આપ્યાં. એક મુંજાલ; અને બીજો કાક. મુંજાલ એકદમ પાટણ આવ્યો, ત્હેણે પરશુરામને રા'ની પાછળ મોકલ્યો, દેશળને ભોગપુર મોકલ્યો; કાકે કૃષ્ણદેવનો સંદેશો જાણી લીધો, દેશળને ઉંધી ખબર આપી, અને ત્રિભુવનપાલને વખતસર પાંચાલ મોકલ્યા. પરિણામે પાંચાલ પડ્યું; અને જૂનાગઢની રાહ ઝાલતા રા'ને જીવ લઈ ન્હાસવું પડ્યું.

પેલા ચાર સ્વારોને જોઇ કાક અને ત્રિભુવનપાલ પોતાના સ્વાર સહિત, પલ પણ શ્વાસ ખાધા વિના પાછળ પડ્યા. તે ટેકરીની

નીચે ઉતર્યો એટલે આગળ દોડી જતા સ્વારો દેખાતા બંધ થયા. પણ હેમના ઘોડાના પગલાંના પડઘા સંભળાયા કરતા હતા. ત્રિભુવને અધીરાઈમાં ઘોડાપર બનતો જુલમ કર્યો; અને આટલી ઝડપ ન બની શકવાથી એક સ્વારનો ઘોડો ઠોકર ખાઈ ભોંયપર પડયો.

દરેક પલની કિંમત યુગ જેટલી હતી. ત્રિભુવને કે કાકે પડતા સ્વાર સ્હામું જોયું નહિં; માત્ર ઘોડાને વધારે જોરથી એડ લગાવી. ચારે પગે ઉછળતા અશ્વો શરની શક્તિથી આગળ વધવા લાગ્યા. ઘડી બે ઘડી ગઇ, અને રસ્તે એક મરણતોલ ઘોડી અને બેભાન પડેલો સ્વાર મળ્યાં. નવઘણ રા'નો એક સાથી પડ્યો હતો.

"કાક! ત્હારો ઘોડો કેમ છે?"

"કાંઇ વાંધો નથી. પણ આપણા સ્વારો આવી રહેવા લાગ્યા છે."

"હરકત નહિં. આગળ વધો."

બધા પ્રાણ હેમના કાન અને એડીમાં આવી અટકયા હતા. આગળ જતા ઘોડાના પડઘા પાસે આવતા સંભળાતા હતા; અને તે ઘોડાના અવાજ સાંભળી આગળ જનારાઓ વધારે ઝડપ કરતા હતા. શીકારી અને શીકાર બન્ને આગળ ધપતા હતા; એક મારવાની હોંસે, બીજો મરવાની બ્હીકે.

ત્રિભુવનનો બીજો એક સ્વાર પડ્યો. આગળ જતા ત્રણ સ્વારો હતા; આ લોકો પાંચ રહ્યા. ઘોડાઓમાં પણ હેમના સ્વારોની હિંમત અને શક્તિ આવ્યાં હતાં; તે જાનવર ન્હોતા પણ જીવતી ગોફણોની માફક આગળ વધતા તેઓએ જંગલ વટાવ્યું.

સ્હામું ખુલ્લાં મેદાનમાં ત્રણે સ્વાર ન્હાસતા હેમણે જોયા. ત્રિભુવન અને કાકના ઘોડાઓ લોહી તરસ્યા થઈ હેમની પાછળ પડ્યા.

"મહારાજ! આજ્ઞા હોય તો બાણ વાપરૂં. હવે પ્હોંચશે."

"ના. ના. રખે નવઘણ પડે. શત્રુને મારવો શા કામનો, પકડવો જોઇએ." ટેકીલો રજપુતરાજ બોલ્યો.

ત્રિભુવન અને કાક બે જ માત્ર આગળ વધ્યા; હેમના અનુચરોના ઘોડાઓ જરા પાછળ રહી ગયા હતા. નવઘણના સ્વારો ને આ બે વચ્ચે અંતર ઓછો ને ઓછો થવા માંડ્યો. એકદમ આગળ દોડતા સ્વારોએ કાંઈ નિશ્ચય કર્યો હોય એમ જણાયું. બે જણ ધીમા પડ્યા; એક આગલ નાઠો.

"મહારાજ!" કાકે કહ્યું "આ બે આપણને રોકવા આવે છે. પેલો રા' ન્હાઠો."

"હરકત નહિ."

"જો જો પેલો શર સાંધે છે" કાકે કહ્યું.

પેલા સ્વારો માત્ર પચ્ચીસ કદમ દૂર રહ્યા. જોતજોતામાં એક બાણ આવ્યું, અને ત્રિભુવનપાલના ખભામાં વાગી દૂર પડ્યું. મંડલેશ્વરે સિંહગર્જના કરી, અને તરવાર કહાડી પેલા બે પર ધસ્યો. કાક બીજી વખત સલાહ પૂછવા રહે એમ ન્હોતું. તેણે ચાપ ચ્હડાવ્યું, અને ત્રિભુવનપાલને તીરથી ઘાયલ કરનારના ઘોડાને ભોંયપર પાડયો. હેણે પડતાં પડતાં, નિરાશાની ઝનુનથી છૂટી તરવાર કાકપર ફેંકી. કાક નીચો વળ્યો. અને તરવાર માથાપરથી ચાલી ગઇ. બીજી પલે ત્રિભુવનના ભાલાથી વિંધાયેલો બીજો સ્વાર ભોંય પર પડ્યો.

આટલું કાર્ય સાધતાંવાર જ બે ઘેરાયલા વાઘ વિફરીને પાંજરાં બ્હાર કૂદે તેમ કાક અને ત્રિભુવનના ઘોડા કૂદ્યા. સાંજ પડવાને હવે થોડી વાર જ રહી હતી. રા'ના ઘોડા અને હેમના ઘોડા વચ્ચે અંતર વધ્યો હતો; અને તે અંતર કાપવા ઉત્સુક બનેલા બે વીરોએ બનતી ઉતાવળ કરી. માત્ર હવે ઘોડાના પગ પર જ રા'નું નશીબ આવીને અટકયું હતું.

એકદમ કાકે અને ત્રિભુવને સ્હામે એક ન્હાનો વ્હેળો જોયો; અને હર્ષનો પોકાર કર્યો. રા' હવે પકડાવાનો એમ હેમને ખાત્રી થઈ. પણ તે સોરઠી યોધ્ધાને અને હેની ઘુઘરીયાળી ઘોડીને તેઓ ઓળખતા ન્હોતા. એક પલ પાણીની પાસે ઘોડી ઠમકી; અને બીજી પલે, રા'ની એડને પ્રતાપે તે પંખાળી બની–હવામાં ઉડી–વ્હેળાને પેલે તીર જઈ પડી. ત્રિભુવન અને કાક બન્ને સ્તબ્ધ થઇ ગયા.

પણ એમાંનું કોઇ પાછી પૂઠ કરે એમ ન્હોતું. હેમણે પણ એડ મારી; બન્ને હવામાં ઉડ્યા; પેલે પાર પડ્યા. કાકે પાછલ જોયું: અને હેનો જીવ ઉડી ગયો. ત્રિભુવનનો ઘોડો આ પાર આવ્યો હતો ખરો, પણ કૂદતાં વામ બે વામ પાછો પડ્યો; ઘોડાના પાછલા પગ કાદવમાં ભરાઇ ગયા; મંડલેશ્વર અડધા ઘોડાની નીચે પડ્યા.

"કાક" હેણે બૂમ મારી "મ્હારી ફીકર કરતો નહિં. રા'ને છટકવા નહિં દેતો."

કાક ચેતી ગયો કે ત્રિભુવનપાળને કાંઈ ઘણી ઇજા થઈ ન્હોતી, એટલે ત્હેને કાદવમાં પડતા મૂકી પોતાના ઘોડાને ચારે પગે ત્હેણે જવા દીધો. નવઘણે પણ પૂઠ ફેરવી, જોયું નહિં. પાછળ એક માણસ છે કે પાંચ દસ તે જોયા વિના ત્હેણે ઘોડી આગળ ને આગળ દોડાવ્યાં જ કરી. ઘડી ગઈ; બે ઘડી ગઈ; બન્ને ઘોડા શ્વાસે ભરાવા લાગ્યા. વચ્ચે અંતર માત્ર પચ્ચીશ હાથનો હતો; પણ જ્યાં સુધી રા'ની ઘોડીનું પાણી ઓછું નહિં થાય ત્યાં સુધી હઝાર જોજનનો હતો.

થોડી વારે એક ઉંચી ટેકરી સ્હામું આવી. તે ઉપરથી લઈ જતાં ઘોડી વધારે થાકે એમ ધારી રા'એ ટેકરીની બાજુ પરથી ત્હેને લીધી. આગળ રા' અને પાછળ કાક એમ બન્ને જણે ટેકરીની પ્રદક્ષિણા શરૂ કરી. ટેકરીની પાછલ તે ગયા, નહિ ગયા—ત્યાં શું છે તે દેખાય, ન દેખાય તે પહેલાં બસેં માણસો બૂમ પાડતા, બેઠા હતા ત્યાંથી ઉભા થઈ જઈ, આ બંનેની ચારે બાજુએ વિંટલાઈ વળ્યા.

ટેકરીને ઓથે કોઈ સૈન્યનો પડાવ હતો. બાજુમાં આશરે પાંચસે સાતસે સાંઢણીયો બાંધેલી હતી; અને બે હજાર સૈનિકો રાંધવાની સોઈ કરી રહ્યા હતા. રા' અને કાક બંનેનો શ્વાસ થંભી ગયો; બંનેએ આ વિરુદ્ધ પક્ષનું સૈન્ય છે એમ જાણ્યું. પણ જરા સ્વસ્થતા આવતાં કાકને નીરાંત વળી. આ પડાવની વચ્ચોવચ એક ઉંચા ઝુંડા પર પતાકા ફરફરતી હતી; અને સાંજ પડવા આવી હતી છતાં ત્હેના પર પાટણની સત્તાની સંજ્ઞા કાકને સ્પષ્ટ દેખાઈ. એક જરીયે ભરેલો કૂકડો—જેના પરથી જયસિંહદેવ ભવિષ્યના ઇતિહાસમાં તામ્રચૂડ—ધ્વજને નામે અમર થવાના હતા, તે સાંજની લ્હેરોમાં ઊડતો હતો.

કાકની પરીક્ષા ખરી હતી. આ સૈન્યનો નાયક સજ્જનમંત્રીનો મ્હોટો પુત્ર, અને સોરઠનો સૂબો ભટ્ટરાજ પરશુરામ હતો. પરશુરામ આ સૈન્ય લઈ અહિંયા પડ્યો હતો. એ પ્રતાપ મુંજાલ મ્હેતાનો હતો. કાકે રા'નો ગુજરાત પર ધસવાના ઈરાદો કળ્યો તે પહેલાં મુત્સદ્દી મહાઅમાત્ય જાત્રામાં ફરતાં ફરતાં રા'ની ઉપર ચોકી કર્યા કરતા હતા; અને નવઘણની હિલચાલની ખબર પડતાં પરશુરામને ત્હેનો પીછો ઝાલવાનો હુકમ મોકલ્યો હતો. અને તે હુકમને તાબે થઈ ભટ્ટરાજ દડમજલ પાંચાલ તરફ જતો હતો, અને રસ્તામાં જરા વિસામો ખાવા અત્યારે અહિંયા મુકામ કર્યો હતો.

કાક અને નવઘણ બન્નેને સૈનિકોએ પકડ્યા અને ભટ્ટરાજ પાસે લઈ ગયા. ત્યાં જતાં વાર જ દામોચારણ જહેને મુંજાલે ફરમાન લઈ મોકલ્યો હતો તે રા'ને ઓળખી ગયો.

"અરે રંગ છે રે મ્હારા જૂનાગઢના ધણી, રંગ છે." તે ભયંકર કટાક્ષમયતાથી મ્હોટે અવાજે બોલી ઉઠ્યો "ક્યાં ગયા તમ્હારા હણહણતા ઘોડા, અને ક્યાં ગયા કરકટીયા અસવાર મ્હારા રાજવી ?" પરશુરામની આસપાસ બેઠેલા માણસો ખડખડ હસી પડ્યા, અને ઊભા થઈ આગળ આવ્યા.

નવઘણે ચારણના શબ્દો સાંભળી હોઠ કરડ્યા; ત્હેની આંખમાંથી અગ્નિ નીકળ્યો. ત્હેની ધોળી દહાડીથી ત્હેનું ગુસ્સાભર્યું મ્હોડું અનૂપમ ગૌરવથી ઝળકી રહ્યું. તે એક અક્ષર બોલ્યો નહિ.

કાક બોલી ઉઠ્યો "મહારાજ! મ્હને શું કામ કેદ કર્યો છે? હું મંડલેશ્વર મહારાજનો સુભટ છું."

"મંડલેશ્વર ?" પરશુરામે સખ્તાઇથી પૂછ્યું.

"મંડલેશ્વર ત્રિભુવનપાલ મહારાજ. આપને ખબર નહિ હોય કે મંડલેશ્વર મહારાજે પાંચાલ તો લીધું; અને આ રા'ની પૂઠે પડ્યા હતા. અને હું પણ ત્હેમની સાથે જ હતો." સખ્તાઇની નિશ્ચલતાથી પરશુરામે ત્હેની સ્હામું જોયા કર્યું.

"હું કેમ જાણું ?"

"પાંચાલ આપ જશો ત્યારે ખબર પડશે."

"પાંચાલમાં કોણ છે ?"

"મહારાજ જયદેવસિંહ."

આ વાત ન માનતો હોય તેમ ભટ્ટરાજનો હોઠ જરા મરડાયો.

"બન્નેને સાંઢણી પર બાંધી લો. હવે કૂચ કરીયે" કહી તે ફર્યો અને પોતાના હાથ નીચેના ભટ્ટોને હુકમ આપ્યો.

"મ્હને કેદ કરો છો ? જો જો પસ્તાશો" કાકે દાંત કચકચાવી કહ્યું.

એક અક્ષર બોલ્યા વિના પરશુરામ ચાલ્યો ગયો, અને મૂછ કરડતો કાક, રા'ની સાંઢણીયે બંધાયો.

# પ્રકરણ ૨૨ મું.

## મંડલેશ્વરની શોધમાં.

પરશુરામના સૈન્યે પાંચાલનો માર્ગ લીધો ત્યારે કાકે ભટ્ટરાજનું ધ્યાન ખેંચ્યું કે ત્રિભુવનપાલ થોડા કોસપર પડેલા હતા. પરશુરામે કાકને રા'નો અનુચર ધાર્યો હતો એટલે વાત કલ્પિત ધારી બીજોજ રસ્તો લીધો; અને મંડલેશ્વર મહારાજ વગર મદદે રહ્યા. જેમ સૈન્ય આગળ ચાલ્યું તેમ નવા-જૂની મળતી ગઇ, અને આખરે પાંચાલ પડ્યાની ખાત્રી થવાથી પરશુરામે પોતાના લશ્કરની ટુકડીયો કરી અને ન્હાસતા દુશ્મનો પકડવા ચારે દિશામાં મોકલી.

કાક મનમાં વિચાર કરવા લાગ્યો કે તે આમ બંધાઈ પાંચાલ જશે તો બીચારા પરશુરામના શા હાલ થશે. ત્રીજે દિવસે પાંચાલથી નીકળેલી ટુકડી આવી મળી; અને જયસિંહદેવ મહારાજ ત્યાં આવી ગયા છે એમ બાતમી મળી. એ ટુકડીમાં પોતાનું કોઇ ઓલખીતું છે કે કેમ તે જોવા કાકે ફાંફાં માર્યાં પણ ત્હેની સાંઢણી પાછળ હોવાથી તે કોઈને જોઈ શક્યો નહિં. થોડી પલ વીતી અને એક સુભટ ત્હેને ભટ્ટરાજ પાસે લઈ જવા આવ્યો.

કાક પરશુરામ પાસે ગયો ત્યારે ત્હેની પાસે એક વૃદ્ધ યોધ્ધો બેઠો હતો અને થોડાક માણુસો જરા દૂર ઉભા હતા. પરશુરામે ત્હેને સખ્તાઇથી નીહાળ્યો.

"તું કહે છે કે તું મંડલેશ્વર મહારાજની સાથે હતો ?"

કાકને આ સખ્તાઇથી ગુસ્સો આવ્યો: તે તબીએત વાળી બે પલ સુધી ભટ્ટરાજ તરફ તિરસ્કારથી જોઈ રહ્યો.

"મ્હેં કહ્યું ત્યારે તમ્હને સાંભળવાની પરવા ન્હોતી; હવે મ્હને કહેવાની પરવા નથી." કાકે કહ્યું.

પરશુરામની આંખો ગુસ્સામાં ભભુકી ઉઠી; ત્હેના સખ્તાઇથી દબાયેલા હોઠ જરા ધ્રુજ્યા; ત્હેનો હાથ તરવાર તરફ ગયો. પેલા બુઢ્ઢા સુભટ પાછળ એક બે જણ બેઠા હતા ત્હેમાંના કોઈએ ત્હેને કાંઇ કહ્યું એટલે તે વચ્ચે પડી બોલ્યો:

"તમ્હે કોણ કાકભટ્ટ ?"

ગૌરવથી કાકે ડોકું હલાવી હા કહી.

"ત્રિભુવનપાલ મહારાજ ક્યાં છે ?"

કાક બોલ્યો નહિ.

"અમ્હે ત્હેને ખોળવા નીકળ્યા છીયે. તે ક્યાં છે ?"

"મ્હને છૂટો કરો. હું ખોળી કહાડીશ. ત્હેના મિત્ર અને સુભટ તરીકે તે અધિકાર મ્હારો છે."

"તે નહિ બને" સત્તાપૂર્વક અવાજે પરશુરામે કહ્યું. "આ કોણ છે તે હું જાણતો નથી; માત્ર રા'ની જોડે તે સોરઠ તરફ ન્હાસી જતો હતો એટલું જાણું છું-મહારાજાના હુકમ શીવાય ત્હેને હું નહિં છોડું."

"પણ મહારાજ-" પેલો વૃદ્ધ યોદ્ધો બોલવા ગયો.

"પણ ને બણ. મ્હારૂં શાસન તમ્હે સાંભળ્યું, વીરા ! કેદીને પાછો લઈ જા." કહી ભટ્ટરાજે કાકને પાછો લઈ જવા હુકમ કર્યો.

કાકને પાછો લઇ જવામાં આવ્યો ત્યારે તે મૂછમાં હસતો હતો. ત્હેને ચિન્તા માત્ર એટલી જ હતી કે ત્રિભુવનપાલ ક્યાં પડ્યા હશે.

રાત પડી. સાંઢણીયે બાંધેલો કાક અડધો જાગતો પડ્યો હતો. એકાએક સાંઢણીની પાસે પડેલા સૈનિકો બેઠા થઇ કોઇની જોડે ધીમેથી વાત કરતા સાંભળ્યા. કાન ફફડાવી કાક જાગ્રત થઈ ગયો.

"મહારાજનો સખત હુકમ છે." એક સૈનિક બોલ્યો.

"ગાંડા ! " એક અવાજ આવ્યો. તે અવાજ પેલા વૃદ્ધ યોદ્ધાનો લાગ્યો. "તું મને ઓલખતો નથી ? મ્હને જયસિંહદેવ મહારાજે મોકલ્યો છે. આ કાક ભટ્ટને સાથે નહિં લઇ જાઉં તો મંડલેશ્વર મહારાજ જડે કેમ ?"

"પણ બાપુ ! મ્હારાથી આમ કેમ એને છોડાય ! ભટ્ટરાજ અમ્હારૂં માથું ઉરાડી મૂકે."

"નહિ છોડે તો કાલે સ્હવારે જયસિંહદેવ મહારાજ તમ્હારૂં માથું ઉરાડશે."

"બાપુ ! એ અમ્હે નહિં જાણીયે. અમ્હે તો અમ્હારા નાયકને ઓળખીયે. એને જવા દઇ અમ્હે ક્યાં જઇયે?"

"અમ્હારી સાથે. મંડલેશ્વર મહારાજને ખોળવા" તે વૃદ્ધની સાથે ઉભેલા એક યોદ્ધાનો અવાજ આવ્યો. કાક ચમક્યો. તે અવાજ પરિચીત સ્ત્રીનો હતો.

"તમ્હે ગભરાવો છો શું કામ? હું છું ને. મ્હને ઓલખતા નથી?" કહી હેણે માથાનો ફેંટો કહાડી નાંખ્યો. "હું મીનળબાની ભત્રીજી, મુંજાલ મ્હેતાની ભાણેજ વહુ. મ્હારી સાથે ચાલો. કોની મગદૂર છે કે તમ્હારો વાળ વાંકો કરી શકે? બોલો કોનો હુકમ માનશો, કાશ્મીરાદેવીનો કે પરશુરામનો?" ધીમે સાદે પણ પ્રતાપી ઉચ્ચારણથી પુરુષવેશમાં સજ્જ થયેલી કાશ્મીરાદેવીએ પૂછ્યું. ચિત્રવત્ ઉભેલા સૈનિકો કાંઇ બોલી ન શકયા. હેણે સાંઢણી પાસે જઈ કાકને બાંધેલાં બંધનો પોતાની તરવારથી કાપી નાંખ્યાં. કાક ઊભો થયો, અને કાશ્મીરાદેવીને પગે પડયો "બા તમ્હે?"

"હારા મંડલેશ્વર કયાં છે?"

"રા'ની પાછળ દોડતાં સરધારને રસ્તે કાદવમાં પડ્યા હતા. શરીરે સુખી છે. હું સાથે રહેત, પણ મ્હને રા'ની પાછળ જવા ફરમાવ્યું."

"ઠીક, ચાલ! મ્હારી સાંઢણીઓ ખોટી થાય છે" કહી કાશ્મીરાદેવીએ માથે ફેંટો વીટાળતાં આગળ ચાલવા માંડ્યું, અને પેલા ત્રણ સૈનિકો અને વૃદ્ધ યોદ્ધા સહિત કાક હેની પાછળ ચાલવા લાગ્યો.

થોડીવારે તેઓ છાવણીની બ્હાર આવ્યાં અને થોડે દૂર બાંધેલી સાંઢણીયો પલાણી બનતી ઉતાવળે સરધારને રસ્તે ચાલ્યા. કાશ્મીરાદેવી, કાક અને પેલા વૃદ્ધ યોદ્ધા સાથે એ સાંઢણી પર બેઠી હતી. હેણે કાકને પ્હેલેથી છેલ્લે સુધી ઇતિહાસ કહેવા કહ્યું. કાકે તે પ્રમાણે કર્યું અને પૂછયું "પણ બા! તમ્હે કેમ આવે વેશે?"

"હેં જયદેવ મહારાજને બાતમી આપી હતી તે પ્રમાણે પાટણથી છાનામાના થોડાંક માણસો લઈ નીકળ્યા. મોઢેરાથી પણ થોડાં માણસો લીધાં પણ અહિંયા આવતાં તો મહારાજના ગુસ્સાનો પાર રહ્યો નહિં."

"કેમ?"

"કેમ શું-હેને પાંચાલ લેવાનો યશ નહિ મળ્યો તેમ. હારા પર તો ઘણા જ ગુસ્સે છે. હને ખબર છે?"

"શું?"

"અત્યારે પરશુરામ હને પાંચાલ લઈ ગયો હોત તો તું હાથીને પગે થાત. મહારાજ કહે છે કે તું મંડલેશ્વરને યશ અપાવવા હેમને વ્હેલો લઈ આવ્યો."

"એ પણ ખરૂં."

"હા. અને હારા મંડલેશ્વરે પાંચાલ લીધું તેથી મ્હારી સાથે પણ ગુસ્સે ભરાયા. અને હેમને શોધવા પણ કોઈને નહિ મોકલવા એવો હુકમ કર્યો. જયદેવને પણ હવે રાજસત્તાનો નીશો ચ્હડયો લાગે છે."

"તેથી હમે આવે વેશે મંડલેશ્વર મહારાજની ખોળ કરવા નીકળ્યાં?" કાશ્મીરાદેવીની હિમત, અને બુદ્ધિ પર આફરીન થયેલા કાકે પુછ્યું.

"ત્યારે બીજું શું?" કાશ્મીરાદેવીએ કહ્યું.

રાત દિવસ દડમંજલ મુસાફરી કરતાં તેઓ સરધારને રસ્તે જ્યાં ત્રિભુવનપાલને કાદવમાં પડતાં કાકે જોયા હતા ત્યાં પહોંચ્યાં. મહામુશ્કેલીએ પગલાં પારખતાં, પૂછપરછ કરતાં, અથડાતાં કૂટાતાં, આખરે પતો મેળવી તેઓ મંડલેશ્વરને એક ગામડામાં એક બ્રાહ્મણને ત્યાં મળ્યા.

કાકે પહેલી વખત મંડલેશ્વરને અને કાશ્મીરાદેવીને સાથે જોયાં; અને બેમાં કોણ અનુપમ તેનો નિશ્ચય કરવા તે અશક્ત બની રહ્યો. કાકને તેઓ સગાં ભાંડું જેવા ગણતાં હતાં, એટલે ગાઢ સ્નેહના ઉલ્લાસનો અનુભવ કરતાં તેઓએ થોડો વખત થાક ખાધો: અને પછી પાંચાલ તરફ ચાલ્યાં.



## પ્રકરણ ૨૩ મું.



### બે યોદ્ધાઓ.



નિર્વિઘ્ને તેઓ પાંચાલ પ્હોંચ્યાં. પ્હોંચતાં પહેલાં હેમને ખબર પડી ગઇ હતી કે પાંચાલમાં રા' આવી પ્હોંચ્યો તે પહેલાં પાટણથી મુંજાલ અને ખંભાતથી ઉદો ત્યાં આવી પ્હોંચ્યા હતા; અને રા'ને હેના હથિયાર ઉતારી મ્હોંમાં તરણું લઇ જયદેવ મહારાજની ક્ષમા યાચવાની શિક્ષા ફરમાવવામાં આવી હતી; નિરાધાર રા'એ તે પ્રમાણે કર્યાથી ખંડણી લઇ હેને છૂટો કરવામાં આવ્યો અને સોરઠપર સત્તા પાછી બેસાડી મુંજાલ અને ઉદા સાથે જયદેવે પાટણ તરફ પ્રયાણ આરંભ્યું હતું. આ બધી ઉડતી વાતોમાં ખરૂં શું હેનો તેઓ નિશ્ચય કરી શકયા નહિં.

પાંચાલના દરવાજામાં પેસતાં ત્રિભુવનપાલે પોતાની ઓળખ આપી, અને એક દરવાનને લઈ પરશુરામને મુકામે જવાની ઈચ્છા દર્શાવી. બે દરવાન રસ્તો બતાવવા આગળ ચાલ્યા.

પરશુરામની હવેલીયે પ્હોંચતા પહેલાં, બજારમાંથી જતાં કોઈ એક જણે કાકને ઓળખ્યો અને કહ્યું: "આ પેલો રા'નો સાથી. રાતના ભાગી ગયો હતો તે" આ શબ્દે કેટલાકનું ધ્યાન ખેંચ્યું; અને થોડાં ઘણાં માણસો પાછળ લાગ્યાં. કાક આ ખળભળાટનું કારણ ચેતી ગયો; પણ પડખે મંડલેશ્વર હોવાથી તે નિશ્ચિંત હતો.

હવેલી આગળ તેઓ સાંઢણીયેથી ઉતર્યા. અને દરવાનો ભટ્ટરાજને ખબર કરવા દોડ્યા, બારણામાં જેવા ત્રિભુવનપાલ પેસવા ગયા કે એક સૈનિકે આડો ભાલો ધર્યો. મંડલેશ્વરનો ઉગ્ર સ્વભાવ ભભુકી ઊઠ્યો; ત્હેની આંખોમાં વિજળી ચમકી. ત્હેણે તરત તરવાર કહાડી ભાલાના બે કકડા કર્યા.

"દેવપ્રસાદ સોલંકીના પુત્રને જતો અટકાવવાની હિંમત કરે છે?" ત્હેણે ગર્જના કરી. સૈનિક ગભરાયો; આવે વેશે, આટલાં જ માણસ સહિત લાટનો દંડનાયક અહિયાં આવે તે ત્હેના માન્યામાં નહિ આવ્યું. છતાં તે નિઃશબ્દ થયો—માત્ર ત્હેણે રોકાણ કેમ કર્યું ત્હેનું કારણ બતાવવા કાક તરફ આંગળી કરી.

"એ મ્હારો મિત્ર છે. કોની મગદૂર છે કે એને અડકી શકે?" ડોળા કહાડી મંડલેશ્વરે પૂછ્યું.

"મહારાજ ક્ષમા કરો. એ મગદૂર મ્હારી છે" એમ શાન્તિથી કહેતો પરશુરામ ત્રિભુવનપાલને આદર આપવા નીકળ્યો. એક પલવાર બે ધારીલી તરવાર અથડાય તેમ ત્રિભુવનપાળની જ્વલંત આંખોનું પ્રતાપી તેજ અને પરશુરામનાં સ્થિર નયનોનું શાન્ત, નિશ્ચલ, સત્તાદર્શક તેજ અથડાયું. બન્ને પ્રચંડ હતા. બન્ને બખ્તરથી, શસ્ત્રથી સજજ હતા, બન્નેની મુખમુદ્રા પ્રતાપી હતી.

"પરશુરામ! તમ્હે મ્હને શું સ્હમજો છો?" સિંહનાદ કરી ક્રોધમાં લાળચોળ થયેલા ત્રિભુવનપાળે પૂછ્યું. ત્હેના હાથમાં રહેલી નાગી તરવાર ધ્રુજી ઉઠી. ત્હેના અનુચરોએ તરવાર પર હાથ મૂક્યો.

સ્હામું પરશુરામ શાન્તિથી અદબ વાળી બીડરપણે ઉભો. "અન્નદાતા! હું જાણું છું કે આપ દશદિશના દુશ્મનોનો દર્પ હરનાર ગુંજરાતના વીર શિરોમણિ છો."

આ શબ્દોથી ત્રિભુવનપાલનો ક્રોધ જરા શમ્યો.

"તેથી આવો આદર આપો છો? અહિંયા પાટણની સત્તાનો હિસાબ લાગતો નથી."

"હિસાબ છે તેથી જ આવો આદર કરૂં છું."

"કેમ?"

"ભટ્ટાર્ક જયદેવ મહારાજનો હુકમ છે" પરશુરામ શાન્તિથી બોલ્યો.

"શું?"

"આપની સાથે આ માણસ છે"—

"કાક ભટ્ટ" ત્રિભુવનપાલે કહ્યું.

"જી હા—તે રા' નો મળતીયો છે; અને મ્હારી પાસેથી ન્હાસી છૂટયો છે."

"ત્યારે એ ત્હારો ભ્રમ છે. મ્હેં અને એણે રા' ની પૂઠ લીધી હતી. રા' ને પકડતાં તમ્હે એને પકડ્યો અને હું કયાં પડ્યો હતો તે જાણવા આ મ્હારી—કાશ્મીરાદેવી—એને તમ્હારી પાસેથી છોડાવી લઈ ગઈ" કહી મંડલેશ્વરે કાશ્મીરાદેવી તરફ નજર કરી. પરશુરામે પુરુષવેશમાં ઊભેલી કાશ્મીરાદેવીને જોઈ, ઓળખી, અને જરા અસ્વસ્થ થયો, શરમની રતાશથી છવાયેલું મોહક મુખ ત્હેણે જોયું, અને પોતે કરેલો અવિનય યાદ લાવી હાથ જોડ્યા.

"મહારાજ! બા! ક્ષમા કરો. પણ આ ભટ્ટને પકડવો પડશે."

"હવે શું છે?" કાશ્મીરાદેવીએ પૂછ્યું.

"મહારાજનો હુકમ સખત છે. એણે જઈ ખંભાતમાં મ્હોટું કાવત્રું કર્યું હતું."

"કોણે કહ્યું?" ત્રિભુવનપાલે પૂછ્યું.

"ઉદા મ્હેતા ફરીયાદ લાવ્યા હતા. તે કહેતા હતા કે એણે આગેવાની કરી યવનોના ઘરબાર બાળી મૂકાવ્યાં છે. એ માટે મહારાજ એને દેહાંતશિક્ષા કરવાના છે." ત્રિભુવન, કાશ્મીરા, અને કાક ત્રણેએ એક એકની સ્હામું જોયું; આ વાતનું મૂળ શું તે ત્રણે જાણતાં હતાં. આ વાતનું આવું વ્તેસર ઉદાએ જ કર્યું હશે એમ ત્હેમને ખાત્રી થઈ. આખરે ત્રિભુવનપાલ જરા હસ્યા.

"પરશુરામ! તમ્હે મ્હને કદી અસત્ય બોલતાં જોયો છે?"

"ના, મહારાજ!"

"ત્યારે મ્હારૂં માનો. એ વાતમાં ઘણો ગૂઢ અર્થ છે. અને હું પાટણ જઈ જયદેવ

મહારાજને મળીશ એટલે બધું બરોબર થઈ જશે. અમ્હને અહિંયા શું થયું તે કહો અને પછી પાટણ તરફ જવા દો."

"સુખેથી—પણ કાકભટ્ટને સાચવવા પચ્ચીશ સ્વારો મોકલવા પડશે."

"હજુ વિશ્વાસ નથી?"

"મહારાજ! આજ્ઞા તે આજ્ઞા. આપનું વચન છે, એટલે એને બાંધવાની જરૂર નથી. હવે આપ અંદર આવશો. બાને પણ વિસામાની જરૂર હશે."

"ત્હમારા આદર પરથી કાંઇ વિસામો લેવા દો એવું લાગ્યું નહિં" કાશ્મીરાદેવીએ હસતાં હસતાં કહ્યું.

"હવે જુઓ. કાકભટ્ટ તમ્હે પણ રાજસેવક છો. આજ્ઞા પાલન કરતાં અવિનય થયો તે ક્ષમા કરશો" કહી તે ત્રણે જણને અંદર લઇ ગયો. કાકના મનમાં ફાળ પડી. ત્હેના હાથમાંથી ખતીબ છટક્યો ત્હેનો લાભ લઇ, ઉદાએ આવી ત્હેનો ઘાટ ઘડ્યો હતો.

જરા નિવૃત્ત થયા પછી મંડલેશ્વરે પરશુરામને પાંચાલમાં શું બન્યું ત્હેની હકીકત પૂછી.

"મહારાજ! હું શા'ને લઈ પાંચાલ આવ્યો તે પહેલાં પાટણથી મુંજાલ ફૂઆ આવી પ્હોંચ્યા."

"હું?"

"ત્હેમને બધી ખબર હતી. હું બધી બાતમી આપતો હતો." મંડલેશ્વરે કાકની સ્હામું જોયું; કાકે પણ નિસાસો મૂકયો. ત્હેણે ગમે તેટલી હોશીયારી બતાવી, પણ જ્યાં ને ત્યાં પહેલા મુંજાલ મ્હેતા.

"અને ખંભાતથી ઉદા મ્હેતા આવ્યા."

"પછી?"

"શા' પાસે દાંતે તરણું લેવડાવી માફી મંગાવી; અને ખંડણી લઇ છૂટો મૂકયો. હવે તે જુનાગઢ જઇ જયદેવ મહારાજના સામન્ત તરીકે રહેશે."

"પછી અમ્હારા દેશળદેવનું કાંઇ જણાયું?"

"ના. તે તો શાન્તુ મ્હેતાની સાથે છે"

"એમ. ત્યારે માલવાના સેનાપતિનું શું?"

"તે તો સમાધાન થઇ ગયું. શાન્તુ મ્હેતા ઉબકને લઈ પાટણમાં હોળી સુધીમાં આવી લાગશે."

"એ તો નકામું સમાધાન કર્યું" કાશ્મીરાદેવીયે કહ્યું "નહિ તો એને લોહીની ધારે બરોબર હોળી રમાડત."

"પણ ઉદા મ્હેતા કેમ પાટણ ગયા?" મંડલેશ્વરે પૂછ્યું. "એ જરા કચવાયા છે ને?"

"કચવાયલા તો ઘણા લાગતા હતા; પણ શું કરે? મુંજાલ ફુઆને જાણો છો ને? ઉદા મ્હેતાને ખબર ન્હોતી કે તે આવવાના છે એટલે અહિયાં આવ્યા; નહિં તો આવત જ નહિં. આવ્યા એટલે ફસાયા; અને મને કમને ઉબકની પરોણા ચાકરી કરવા પાટણ જવું પડ્યું."

"કાક! ત્હારે સમાલવાનું છે" ત્રિભુવનપાળે કહ્યું. "ત્હારો દીલોજાન મિત્ર આગળ ગયો છે."

"હરકત નહિ." કાકે છાસીયું કર્યું. પણ ત્હેના મનમાં ધ્રાસકો પડ્યો. ત્હેનું હવે શું થશે?

એક રાતનો વિસામો ખાઇ, તે બધાં પરશુરામની રજા લઈ પાટણ તરફ નીકળ્યાં. ભદ્રરાજે સાથે પચ્ચીસ સાંઢણીઓ આપી અને ત્હેના નાયકને ખાનગી હુકમ આપ્યો કે કાક ન્હાસવાનો પેંત્રો કરે તો ત્હેને ઠાર કરવો.



# વિભાગ બીજો.

## પ્રકરણ ૧ લું.

## ઉબ્બક સેનાપતિ.

ફાગણ સુદ તેરસની સ્હવારે પાટણનો રંગ કાંઈ ન્યારો જ હતો.

દરેક રાજ્યમાર્ગો નગરજનો અને રાજપુરુષોથી,-દરેક ગોખ અને અટારી હસતી, નયનબાણ વર્ષાવતી, સુંદરીઓથી,-દરેક ઓટલાઓ નવી પીચકારીઓ સરખાવતા બાલકોથી ઉભરાઈ રહ્યા હતા. માન મુકી, ગજેંદ્રો ઝપાટાથી જતા હતા; શોખીન સૈનિકો સખ્તાઈ છોડી ગળામાં ફૂલમાલ ઘાલી, મૂછ પર તાલ દેતા હતા; મંત્રીવીરોની મુખમુદ્રા ત્રાસદાયક ગાંભીર્ય છોડી હાસ્યવિનોદમાં અસ્વસ્થ થઇ રહી હતી.

પાટણે મહોત્સવ આરંભ્યો હતો. માલવાનો સેનાપતિ ઉબ્બક શાન્તુ મ્હેતા સાથે સમાધાન કરી, પાટણની પરોણાચાકરીનો સ્વાદ ચાખવા આજે અહિંયાં આવતો હતો; અને પાટણના બાલા રાજાએ, ત્હેના પૂર્વજોને દુલભ એવો સોરઠના રા' પર વિજય અતુલ પરાક્રમ દાખવી મેળવ્યો હતો. પટ્ટણીઓનો ભય નાશ પામ્યો હતો; વિજયથી ત્હેમના ગર્વનો પાર રહ્યો ન્હોતો. અને ત્હેમાં આ અવસર અનૂપમ હતો. હોળીને માત્ર બે દિવસની વાર હતી. મદનરાજની પૂજા કરવા ઉત્સુક બનેલા રસિકો અને રસીલીઓ વસન્તોત્સવ આરંભવા એકે પગે થઇ રહ્યાં હતાં, અને પોતાના મનોને અનેક પ્રકારે ઉત્તેજી રહ્યાં હતાં.

મહીના પહેલાં પાટણ ભયંકર, શસ્ત્રસજ્જિત હતું. અત્યારે પ્રફુલ્લ હૃદયનું, મોજીલું બન્યું હતું. યુદ્ધની સખ્તાઇ વીસરી આલ્હાદનો સ્વચ્છંદ પટ્ટણીઓ અનુભવતા હતા.

ભીમનાથને ઓવારે રાજપુરુષોની મેદની મળી હતી. ભીમનાથ મહાદેવના મંદિરની અંદર ઉબ્બકને આદર આપવા એક બેઠક કરવામાં આવી હતી; અને તે પ્રસંગને યોગ્ય ભપકાદાર, અવનવા વસ્ત્ર પરિધાન પ્હેરી સામન્તો, મંત્રીઓ, શાહુકારો આવતા હતા. થોડે દૂર ઉબ્બક તથા મંત્રીઓને પાછા લઈ જવા આણી રાખેલા હાથીયો અધીરાઇમાં ડોલી રહ્યા હતા.

પાટણના લોકોનો ગર્વ આવે પ્રસંગે માતો ન્હોતો. પોતાના મહાપુરુષો જોઈ રાચવું, ત્હેમનું ગૌરવ જોઇને જ ગૌરવ ધરવું એ મહાપ્રજા થવાનો મંત્ર પટ્ટણીયો સારીપેઠે જાણતા હતા, અને આ કારણથી જેમ જેમ રાજ્યકર્તાઓ આવવા લાગ્યા તેમ તેમ લોકોનો હર્ષ વધતો ગયો.

સજ્જનમંત્રી ભટ્ટરાજ મોરારપાલને લઈ પેલે તીરે ઉબ્બક તથા શાન્તુ મ્હેતાને તેડવા ગયા; અને ઉદો, લૂણો, દેશળદેવ વગેરે આ કીનારે રહ્યા. લોકો ઉંચી ડોકી કરી જોઇ રહ્યા હતા. પણ હજુ મુંજાલ મ્હેતા આવ્યા ન્હોતા. જયસિંહદેવ મહારાજ આવવાના જ ન્હોતા એમ લોકવાયકા ચાલતી હતી.

ઉદા મ્હેતાએ પાટણની મદદે લશ્કર નહિ મોકલ્યું તેથી મહારાજ ત્હેના પર ગુસ્સે છે એમ પણ ગપો ચાલતી હતી તેથી તે મંત્રીનું હસતું, ચારે તરફ નમસ્કાર ઉચ્ચારતું, સ્વસ્થ મુખ જોઇ લોકો અજાયબ થયા. પણ તે મુત્સદ્દી અહિંયા કેમ આવ્યા તે આપણે જોઇ ગયા. તે કાકની પૂઠે પડ્યા; જયદેવ એકલા પાંચાલમાં છે એમ ધારી ત્હેને હાથ પર લેવા ત્રણસે સ્વાર સાથે તે ત્યાં આવી પ્હોંચ્યા; ત્હેમને દુર્ભાગ્યે, કોઇને આગળથી ખબર પડે તે પ્હેલાં મુંજાલ મ્હેતા પણ ત્યાં આવી લાગ્યા; અને મુંજાલની ઇચ્છાનો અનાદર કરી ખંભાત પાછા જવાની હિંમત નહિં ચાલવાથી હસતે મ્હોડે તે આ મહોત્સવમાં ભાગ લેવા પાટણ આવ્યા. સ્હામું થતાં ત્હેને આવડતું હતું; પણ સ્હામનો કરવામાં હાનિ પ્હોંચે તો, નમી જઇ, ધાર્યું કામ કહાડી લેવાની યુક્તિ પણ ત્હેને આવડતી હતી. તે આ બીજી જાતના પાસા નાંખતા હતા.

લોકોમાં એક વાતે જરા ચિન્તા પ્રસરી રહી હતીઃ તે ચિન્તાનું કારણ ત્રિભુવનપાલ હતા. આ રાજ્યમંડલમાં લાટના દંડનાયક પાંચાલ સુધી આવ્યા છતાં ન આવે એ ઘણાને વિચિત્ર લાગ્યું હતું. આ વાતનો વિચાર કરવાને મુંજાલ ચૂક્યો ન્હોતો. ત્હેણે ત્રિભુવનપાલને ખોળી કહાડવા માણસો મોકલ્યાં હતાં; અને ત્હેને બનતી ત્વરાથી અહિંયા લાઈ

આવવા ત્હેમને ફરમાવ્યું હતું. આ વાત કોઇ જાણતું ન્હોતું, એટલે અનેક વાતો એ સંબંધી ઉડી રહી હતી.

પેલે તીરેથી એક હોડી છૂટી અને લોકોનું લક્ષ્ય તે તરફ ગયું. ત્હેમાં આઠેક માણસો હતાં. અને જેમ જેમ હોડી આ પાર આવતી ગઇ તેમ તેમ લોકોમાં તેમ રાજ્યપુરુષોમાં શાંતિ પ્રસરતી ગઇ. તે હોડીમાં પાટણનો નવો અતિથિ આવતો હતો. સૈકા થયાં સતત વેર અવન્તી અને પાટણ વચ્ચે ચાલતું હોવાથી આ પ્રસંગે બધા પટ્ટણીયોનો આનંદ અદૃષ્ટ થયો. આ મેદનીમાં ઘણા એવા હતા કે જ્હેણે માલવા સાથે લડતાં બાપ, ભાઈ, દીકરો ગુમાવ્યા હતા; ઘણા એવા હતા કે માલવાની સાથે સંધિ કરવી ત્હેના કરતાં પ્રાણ આપવો વધારે પસંદ કરતા; થોડા એવા પણ હતા કે માત્ર થોડા દિવસ પર જ માલવીઓ સાથે બાથ ભીડી આવ્યા હતા. આ બધા લોકોને શાન્તુ મ્હેતાએ કરેલી સંધિ ગમી ન્હોતી; ત્હેમના મનમાં આજનો પ્રસંગ સાલતો હતો. મનમાં ચાલી રહેલા ચણચણાટ બ્હાર પડ્યા હોય એમ અત્યારે લાગતું હતું.



માલવાનો સેનાપતિ ઉબક.

હોડીમાં આગલથી ઉંચો ફેંટો બાંધી, એક પ્રચંડ, સીધા સોટા જેવો, એક આંખ પર મ્હોટો ઘાનો રૂઝાયેલો લીટો દેખાતો હોવાથી વિક્રાળ મુખાકૃતિનો; પુરુષ ઊભો હતો. તે ઉબક હતો. પટ્ટણીઓને મન તે માલવાની સત્તાની મૂર્તિ હતો; તે સત્તા એ ત્હેમના દ્વેષનું, વેરનું કેન્દ્રસ્થાન હતું. ઉબકનું આવાગમન તે પાટણનો પરાજ્ય–જીત. આ લાગણીએ આખી મેદનીમાં કમકમાટ પ્રસાર્યો. બધા શરમિન્દા થઇ રહ્યા. વૃદ્ધ યોદ્ધાઓની આંખમાં પાણી આવ્યાં. ઉબકની પડખે વૃદ્ધ શાન્તુ મ્હેતા ન્હીચે મ્હોડે ઉભા હતા. જેવી પટ્ટણીયોની લાગણી, તેવી જ ત્હેમની હતી; પણ ડહાપણ આગળ ત્હેણે ગર્વ દૂર કર્યો હતો. આ સમાધાન કરતાં ત્હેનું હૈયું ચીરાઇ ગયું હતું; પણ આ સમાધાનને લીધે જ આજે પાટણ ઊભું હતું.

એ બે જણની પાછળ સર્જ્જન મ્હેતા, ભટ્ટરાજ મોરારપાલ અને એક જુવાન માલવી યોદ્ધો ઉભા હતા. હોડી આ તીરે આવી. મુંજાલ મ્હેતા હજુ આવ્યા ન્હોતા એટલે લુલો અને ઉદો આવકાર દેવા આગળ વધ્યા. ત્હેમને પણ ન્હાનમ લાગતી હતી; છતાં છાસીયું કરી ઉબકને આદર્યો. લુલો મનમાં બબડ્યો "મુંજાલને આજે શું થયું છે કે આવ્યો નથી?"

ઉબકે રુત્તા અને તિરસ્કારભરી નજર લોકો પર નાંખી; અને વૃદ્ધાવસ્થાની શરૂઆત થઇ ચૂકી હતી છતાં તે જુવાનની માફક કૂદી હોડીમાંથી ઉતર્યો. તે સખ્તાઇનો અવતાર હતો. ત્હેના હોઠ ગર્વમાં અને નિશ્ચલતામાં દબાઇ રહ્યા હતા; ત્હેની એક આખી અને ઘાથી અડધી દબાયેલી આંખ પણ તીર સચોટતાથી દૃષ્ટિપાત કરતી હતી. ત્હેનું ડગલું સીધું અને અડગ હતું; ત્હેના માથાનો મરોડ ગર્વિષ્ટ અને સ્વાશ્રયી હતો. ત્હેના મ્હોડા પર ચાર પાંચ ઘાનાં ચિન્હો ત્હેની બહાદૂરીની સાક્ષી પૂરી, ત્હેના મુખને અદ્ભૂત ભવ્યતા અર્પતાં હતા.

ત્હેની પાછળ શાન્તુ મ્હેતા અને પછી પેલો યુવાન યોધ્ધો ઊતર્યા. તે યુવક ન્હોતો; પણ મુખની કુમાશ પરથી બાલક–પુરુષવેશમાં બાલા–હોય એવો લાગતો; તે જમીન પર ઉતર્યો, પણ ભાગ્યે જ ભોંય પર પાદસ્પર્શ કરી ઉભો હોય એવો લાગતો; ત્હેના શરીર પર શસ્ત્રોનો બોજો હતો, છતાં શરીરની છટામાં કે ચાપલ્યમાં નવોઢાને પણ શરમાવે એવો હતો. ત્હેનું મુખ ખરેખરૂં મુખારવિન્દ જ કહી શકાય. ત્હેની મ્હોટી આંખોમાં અપાર્થિવ તેજ હતું; તે તેજ બધા લોકસમૂહ

પર પડતું;-પણ દેવોની કે દિવાનાની આંખ જુવે એમ સમૂહ પર ફર્યા વિના તે કોઇ અદ્દષ્ટ કે કલ્પના પ્રદેશની અનિર્વાચ્ય ભવ્યતા જોઈ રહેતું હોય એમ દૂર અને દૂર જવા મથતું.

કેટલીક વ્યક્તિઓ પાર્થિવ તત્વ વિનાની હોય છે; આકાશમાંથી તે અલ્પસમય માટે જ ઉતરી આવી હોય, અને હમણાં પાછી જતી રહેશે એમ લાગે છે. આવી વ્યક્તિ સંસારમાં નજરે પ્હડે છે, પણ તે ત્હેમાં ભળતી નથી; જનસમાજ જોડે સમાગમમાં આવે છે, સંબંધ બાંધતી નથી; હરે છે ફરે છે, જીવન વિતાવે છે-પણ અસ્પર્શ્યતાથી. આપણે ત્હેને પૂજીયે છીયે, પણ આપણી બનાવી શકતા નથી; ત્હેને માટે પ્રાણસમર્પણ કરીયે છીયે પણ ત્હેના સ્નેહની આશા રાખી શકતા નથી. આવી કોઇક વ્યક્તિ આ હશે એમ આ યુવકને જોનારના મનપર છાપ પડે એવું એનું રૂપ હતું.



ઉદા મહેતા.

લુલા અને ઉદાએ ઉબકને નમસ્કાર કર્યા.

"પધારો સુભટ શિરોમણિ!" લુલાએ કહ્યું "આપનાં દર્શન કરી અમ્હે કૃતાર્થ થયા."

પોતાની ઉંચાઇને લીધે કૈલાસસમ લાગતા સેનાપતિએ નમસ્કાર કર્યો.

"મ્હારાં પણ ધનભાગ્ય!" ત્હેણે પોતાના કઠોર અવાજે કહ્યું "કે મ્હેં પણ આ ઉમરે પાટણ જોયું."

જે જે પટ્ટણીએ આ વાક્ય સાંભળ્યું ત્હેનું મ્હોં શરમથી લાલચોળ થઇ રહ્યું. ઉબકના આ વાક્યે ત્હેમનાં ગૌરવને કારી ઘા લગાવ્યો. ઉદા મ્હેતાનું સ્વાસ્થ્ય તેવું ને તેવું જ રહ્યું "સેનાપતિરાજ! આમ અવન્તી ક્યારે બતાવશો?" ભીમનાથ મંદિર તરફ ફરતાં ત્હેણે પૂછ્યું.

ઉબક આ પ્રશ્નનો અર્થ સ્હમજ્યો; ત્હેની આખી આંખ ચમકી ઉઠી. પણ તે માત્ર શૂરવીર ન્હોતો, શાણો પણ હતો.

"ચાલો કાલે સ્હવારે. કેમ જયસિંહદેવ મહારાજ કેમ છે!" કહી જાણે ત્હેને અહિંયા મળવાની આશા રાખી હોય તેમ ઉબકે ચારે તરફ જોયું.

"મહારાજાધિરાજ સંધ્યાવિધિમાં રોકાયા હશે" લુલાએ જવાબ દીધો. એટલામાં તેઓ મંદિર આગળ આવ્યા. સજ્જન મ્હેતા એટલું તો સ્હમજ્યા કે આ પ્રસંગ એવો વિચિત્ર આવ્યો હતો કે શું કહેવું તે કોઇને સૂઝતું ન્હોતું. ત્હેણે ઉદાના કાનમાં પૂછ્યું:

"મુંજાલ મ્હેતા ક્યાં?"

"કોણ જાણે" ઉદાએ ધીમેથી જવાબ દીધો.

ઉબક સ્હમજ્યો કે આ બધા ન્હાનમે લાજી મરતા હતા એટલે તે જરા મનમાં મલકાયો. વગર લક્ષ્યે તે ફત્તેહની મોજ ચાખતો હતો. ઉદાએ રંગ રાખવા મહેનત કરવા માંડી.

"જી! આ કોટ આપે જોયો? તમ્હારી અવન્તીનો આવો જ છે કે વધારે સારો. હું હજુ અવન્તી આવ્યો નથી."

ઉબકે કોટ તરફ નજર કરી "કીર્તિદેવ!" પેલા યુવક તરફ ફરી ત્હેણે પૂછ્યું "આપણો કોટ આથી જરા ઉંચો, નહિ?"

કીર્તિદેવે કોટ સ્હામું નજર કરી અને કહ્યું "ના. આ ઉંચો."

એટલામાં શાન્ત થઈ ઉભા રહેલા લોકોમાં કકલાણ થઇ રહ્યું. ઉબક અને ત્હેની આજુબાજુ ઉભેલા રાજપુરુષો અજાયબીમાં પાછા ફર્યા. ઓવારાના દરવાજામાંથી મુંજાલ મ્હેતાનો હાથી ગૌરવથી ડગલાં ભરતો આવતો હતો.

સત્તાની અપૂર્વ ભવ્યતા મુંજાલની મુખમુદ્રા પર હતી; અને રાજ્યસત્તાની મૂર્તિ સરખો તે બધા લોકો તરફ જોતો હતો. એ આવે ત્યાંસુધી બધા મંદિરના પગથીયાં આગળ ઉભા રહ્યા. પણ હોદ્દા પર તે એકલો ન્હોતો. હાથી બેઠો, અને લોકોએ સાથે બેસનારને ઓળખ્યો.

લોકોના હર્ષનો પાર રહ્યો નહિં; ત્હેમણે એક ગગનભેદી ગર્જના કરી "મંડલેશ્વર મહારાજની જય."

ત્રિભુવનપાલ ઘડી પ્હેલાં થાકયો હાર્યો પાટણમાં આવ્યો હતો. આવતાં વાર મુંજાલને ખબર પડી; અને ત્હેણે એકદમ ત્હેને સાથે લીધો. મંડલેશ્વરે મુસાફરીથી બગડેલાં કપડાંજ પ્હેર્યાં હતાં. ભેગા મળેલા લોકો પલવાર પર પોતે ખિન્ન થયા હતા તે વાત જ વીસરી ગયા; ઉબકનું આગમન ભૂલી ત્રિભુવનપાલને આદર દેવા ખુશાલીના અનેક પોકારો શરૂ કર્યા. આખું વાતાવરણ ફેરવાઈ ગયું.

ઉબકે હોઠ કરડી જોયા કર્યું. મુંજાલ આવી રીતે આવ્યો તે ત્હેને અપમાનકારક લાગ્યું. પણ શું કરે?

"આ કોણ?" ત્હેણે ત્રિભુવન તરફ જોઇ પૂછ્યું.

"મહારાજાધિરાજના ભત્રિજા અને લાટના દંડનાયક ત્રિભુવનપાલ મંડલેશ્વર" ઉદાએ કહ્યું.

"કોણ? મંડલેશ્વર દેવપ્રસાદજીના પુત્ર?"

"હા જી—"

ઉદાની જીભ બંધ થઇ ગઇ. મુંજાલના હાથી પરથી ત્રણ જણ ઉતર્યા. ત્રીજા માણસને ઉદાએ જોયો; અને મંત્રી ચમકયો. ઉદાને ત્હેણે જોયો; અને તે જરા હસ્યો. બન્નેએ ભયંકર દૃષ્ટિપાતનો વિનિમય કર્યો. એ ત્રીજો માણસ કાક હતો.

♠

## પ્રકરણ ૨ જું.

♠

### કીર્તિદેવ.

♠

મુંજાલ મ્હેતા આવ્યા ત્હેની ગરબડનો લાભ લઈ ઉદા મ્હેતાએ એક ભટ્ટને નિશાની કરી પાસે બોલાવ્યો, અને ત્હેના કાનમાં કાંઇ કહ્યું. તે ભટ્ટ ત્યાંથી નીકળ્યો અને લોકોની ઠઠમાં અદૃષ્ટ થઇ ગયો.

મુંજાલનું વ્યક્તિત્વ આવે પ્રસંગે ઓપી નીકળતું. તે આવ્યો અને પ્રસંગ બદલાઇ ગયો; વાતાવરણમાં ભિન્નતા આવી. શરમાઇ રહેલા પટ્ટણીઓ શરમનું કારણ વીસરી ત્હેને જોઇ રહ્યા. વનરાજના ગૌરવથી તે ડગલાં ભરતો, પોતાનું ગર્વદર્શી શીશ ગગને પ્હોંચતું હોય તેમ, તે આવ્યો; મહેરબાનીની નજરે બધા સ્હામું જોઈ, જરા હસી બધાને અલ્પતાનો અનુભવ કરાવ્યો; નજરથી, વાતથી, હાસ્યથી, સત્તાના દુર્જય ગૌરવથી બધા પર, પ્રસંગ પર, વાતાવરણ પર, પોતાના વ્યક્તિત્વનો દોર બેસાડ્યો. ઉબક વિજેતા મટી માત્ર સામાન્ય યોધ્ધો હોય તેમ લાગ્યું; મહારથીઓ, મંત્રીઓ ત્હેના દરબારી હોય એવો ભાસ થયો.

આ અદ્‌ભુત વ્યક્તિત્વ કવચિત્ કવચિત્ નરસિંહોમાં નજરે ચ્હડે છે. કારણ જડતું નથી પણ બધા માર્ગ આપે છે; સ્હમજ પડતી નથી છતાં બધા શાસન માને છે. ઇતિહાસની રંગભૂમી પર આવી વ્યક્તિઓ જ્યારે આવે છે ત્યારે બીજાં તત્વો પુરુષાર્થવિહીન થઇ જાય છે; ઇતિહાસક્રમ થંભે છે; સમયશક્તિઓનું ભાન ભૂલી પ્રેક્ષકોનું મન ત્હેની આસપાસ વીંટાય છે; નાયકના મોહમાં નાટકનો અર્થ વીસરે છે. ભૂતકાળની રંગભૂમી પર હતા એવા પરશુરામ, મધુસૂદન ભગવાન શ્રી કૃષ્ણ, સમસ્ત જગતના મુત્સદ્દીઓના શિરોમણિ–ભગવાન ચાણાકય; મધ્યકાલીન ગુજરાતની ન્હાની રંગભૂમી પર એવો આ મુંજાલ હતો.

મુંજાલે ઉબકને આદર આપ્યો, ત્રિભુવનની ઓળખ કરાવી, અને ત્હેના શૌર્યના વખાણ કરી ઉબકને પણ અદેખો બનાવ્યો. બે વર્ષે ત્રિભુવન પાછો પાટણ ફર્યો હતો એટલે લોકોમાં ત્હેને જોવાની પણ લાલસા ઘણી હતી. આ લાલસાને લીધે જ્યારે હાથી પર બધા મંત્રીઓ ઉબકને લઇ પાછા ફર્યા ત્યારે મંડલેશ્વર એ સ્વારીનો નાયક થઇ રહ્યો: ત્હેને જોઈ લોકો હર્ષના પોકાર કરી રહ્યા, ત્હેના હાથીની સૂંઢ પર હઝારો ફૂલોના હાર નગરજનોએ નાંખ્યા, અને કેળવાયલા હાથીએ સૂંઢ ઉંચી કરી મંડલેશ્વરની અંબાડીમાં નાંખ્યા. આગળ જતાં હાથી પર બેઠેલા મુંજાલ અને ઉબક સ્હામું કોઈ જોતું ન્હોતું; પણ બધા ત્હેમના યુવાન મંડલેશ્વરને, જે મહારથીએ પાટણનો ડંકો લાટમાં વગડાવ્યો હતો ત્હેને જોઈ, લળી લળી, નમવા લાગ્યા. ઉબકને આદર આપવા ગયેલું સરઘસ ત્રિભુવનની વિજયસેના બની પાછું આવ્યું. લોકોના સબહુમાન નમસ્કાર, અટારીયે ચ્હડેલી યુવતીઓનાં નયનકિરણો, બાલકોની પીચકારીના કેસરીયાં ઝીલતો ત્રિભુવનપાલ પોતાને પડેલી પીડા અને જયદેવની ઈર્ષ્યા, વીસરી ગયો.

પાછલ બેઠેલો કાક ત્રિભુવનની સાથે બેઠેલા ઉબકના ભટ્ટરાજ કીર્તિદેવને જોઇ

રહ્યો. તે દેવાંગના સમા શરીરતેજે દીપતો હતો; અને ત્હેની બેદરકારીભરી બેસવાની રીતમાં ગૌરવ તેમ જ છટા રહ્યાં હતાં. પણ આ શરીર, આ છટા, તેજોમય, અસ્પર્શ્યતાભરી આંખો, લલનાઓને લલચાવે એવા અર્ધ બીડેલા હોઠ–આ બધા તરફ કાક ન્હોતો જોતો; પણ એની મુખરેખામાં પરિચિતતા કેમ લાગતી હતી ત્હેનો તે નિર્ણય કરતો હતો. ત્હેણે ત્રિભુવનપાલ તરફ જોયું–શું એ બેનાં મ્હોડાંમાં કાંઇ સામાન્ય લક્ષણો હતાં? કાક વિસ્મય થયો. ક્યાં દેવપ્રસાદનો પુત્ર અને ક્યાં ઉજ્જયણીનો ભટ્ટરાજ!

"આ લોકોનો પ્રેમ તમ્હારા પર અથાગ લાગે છે?" કીર્તિદેવે એકદમ પૂછ્યું.

ત્રિભુવન જરા હસ્યો "હા. હું એમ્હનો માનીતો છું. પહેલાં મ્હારા પિતા હતા, અને મામા છે."

"મામા?" સાશ્ચર્ય સુંદર નયનો ઉંચા કરી કીર્તિદેવે પૂછ્યું.

"મહાઅમાત્ય."

કીર્તિદેવના હોઠ બીડાઈ ગયા. કાકે તે જોયું અને વિચારમાં પડ્યો.

"તમ્હે શ્રાવક છો?"

"ના" ખુલે દીલે હસી ત્રિભુવને કહ્યું. "મ્હારાં માતુશ્રી હતાં. સોલંકીઓ સોમનાથ ભગવાન વિના બીજા ઈષ્ટ દેવ માનતા નથી. કેમ એ પૂછવાનું કાંઈ કારણ?"

"કારણ કાંઇ નહિ. તમ્હે અવન્તી, ક્યારે આવશો?"

"તે કેમ કહેવાય?"

"હવે તો પાટણ ને અવન્તી વચ્ચે સંધિ થઇ છે. ત્હમે આ સંધિના વિરોધી છો? મ્હેં સાંભળ્યું છે કે અહિંયા ઘણા એવા વિરોધીઓ છે." કીર્તિદેવે પૂછ્યું.

"તમ્હે શું ધારો છો?"

"હું? આ સંધિ મ્હારે જ લીધે થઇ છે. મહાંકાલેશ્વરને મ્હારી તો અહોનિશ પ્રાર્થના છે કે આ સંધિ સતત રહે. પાટણ ને અવન્તી આર્યાવર્તની આંખો છે. એ બેનો વિરોધ ત્હમને સાલતો નથી?"

"ના. એ વિરોધ અહિંયા ઘણાને તો ઉલટો રુચિકર છે." ત્રિભુવનપાલે કહ્યું. "સાચું પૂછાવો તો મ્હને નથી લાગતું કે આ સંધિ બહુ વાર ટકે."

"શા માટે નહિ ટકે? મંડલેશ્વર મહારાજ! બાહુમાં બળ હોય તો બતાવવાનાં સ્થાનો ઘણાં છે. ત્રણસેં વર્ષો તો લડ્યા; હવે કેટલું લડવું છે? તમ્હે બળીયા છો. આવી ન્હાની લડાઈઓ છોડી મહાવિગ્રહો કેમ આરંભતા નથી?" કીર્તિદેવના શબ્દોમાં કાંઇ અકલ્પ્ય હૃદયભેદી પ્રતાપ હતો. ત્રિભુવનને તે ન સ્હમજાયો; કાક તે જોઇ ફરીથી વિસ્મય પામ્યો. આ માણસની વાતમાં કાંઇ ગુહ્યાર્થ લાગ્યો.

"એ મ્હારૂં કામ નથી. રાજ્યનીતિની વાતો મામા જાણે."

કીર્તિદેવની આંખો તિરસ્કારપૂર્વક હસી. કાક તે હાસ્ય સ્હમજ્યો. એટલામાં રાજગઢ આવ્યો અને સ્વારી ઊતરી.

કાક પાટણ આવી પોતાના પર ઝઝુમતો ભય જરા વીસરી ગયો હતો; અને મુંજાલ અને ત્રિભુવનની ઓથે ત્હેને કાંઈ પણ થવાનું નથી એમ ત્હેને લાગતું હતું. ત્રિભુવનપાલ ત્હેને રજા આપે કે તરત કાશ્મીરાદેવી પાસે જઇ મંજરીને મળે; એટલો જ વિચાર ત્હેનું અધીરૂં હૃદય કરી રહ્યું હતું.

તે હાથીપરથી ઊતર્યો એટલે ડુંગર નાયક ત્હેની પાસે આવ્યો.

"ભટ્ટજી! આપને બોલાવે છે."

"કોણ?" પાછા ફરી કાકે પૂછ્યું.

"કાશ્મીરાબા."

કાકનું હૃદય ધબકી ઉઠ્યું. ત્રિભુવનપાલ, ઉબકને જયદેવ મહારાજ પાસે લઇ જવામાં ગૂંથાયા હતા એટલે ત્હેને રજા લેવાનો લાગ સારો લાગ્યો: "બા રાજગઢમાં છે?"

"હા. મીનળબાની પાસે છે."

કાકને ત્રિભુવનની રજા લેવાનું મન થયું, પણ ત્હેની આજુબાજુ એટલાં માણસો હતાં કે ત્હેને મળવું અશક્ય હતું. કાક છાનોમાનો ડુંગરની પાછળ ચાલ્યો.

લોકોની ઠઠ વટાવી, બાજુ પર થઇ વિશાળ રાજગઢના ઓતાડા ઓરડામાંથી કાકને ડુંગર લઇ ગયો. કાક રાજગઢથી હજુ પરિચિત ન્હોતો એટલે ક્યાંથી જાય છે તે જાણતો ન્હોતો. તે નિશ્ચિંતપણે એક ઓરડામાં જવા લાગ્યો, અને ડુંગરે ત્હેના ખભા પર હાથ મૂક્યો. તે તરત ફર્યો. પાછળથી કોઇએ એકદમ ત્હેને બાથ ભીડાવી. કાક બૂમ મારે તે પ્હેલાં ત્હેને મ્હોડે એક પીછોડી બંધાઇ ગઇ. થોડી પલમાં એક ભાંયરા આગળ તે ઘસડાયો. તે અંદર ધકેલાયો—પડ્યો. ભાંયરામાંનાં જીવજન્તુઓ ત્હેના પાતથી ખળભળી ઉઠ્યાં. ઉપરથી ડુંગરે ભાંયરાનું ઢાંકણું દઇ દીધું.

એકદમ કાકને સ્હમજ પડી. જયદેવ મહારાજ અને ઉદા મ્હેતા વેર વાળતા હતા.

## પ્રકરણ ત્રીજું.

### મુંજાલ મ્હેતાનું હૃદય.

જયદેવ મહારાજ શોકગ્રસ્ત હતા. ઉબક આવ્યો એટલે પાટણ પડ્યું એમ એને લાગતું હતું. ત્હેનો અભિમાની સ્વભાવ અલ્પતાની પરિસીમાએ પ્હોંચ્યો હતો. ત્હેણે નવઘણને જીત્યો, પણ ઉબકે ત્હેને જીત્યો હતો; ત્હેની કીર્તિને કલંક લાગ્યું હતું. ત્હેના હૃદયમાં ક્રોધ હતો, ઝનૂન હતી. સાથે ક્ષુદ્ર દૌર્બલ્યની નિરાશા પણ હતી.

મ્હોડાપર તમાચો મારી ત્હેણે હિંમત રાખી અને જે ખંડમાં આ વાર્તાની શરૂઆતમાં પાટણના રાજ્યકર્તાઓ મળ્યા હતા ત્યાં જઈ તે બેઠો. મહામહેનતે ત્હેણે મ્હોડાપરથી ક્રોધનાં અને નિરાશાનાં ચિન્હો દૂર કર્યાં.

મુંજાલ ઉબકને લઇ આવ્યો. સાથે મંડલેશ્વરો, મંત્રીઓ, પણ હતા. જયદેવે ઉબકને આવકાર દીધો; તે યોદ્ધાએ બે ચાર મીઠાં વચનો કહી મહારાજાની કૃપા યાચી. વિનયવિધિ પૂરી થતાં ઉબકે કહ્યું:

"કૃપાનાથ! મ્હારા મહારાજે સંદેશા કહાવ્યા છે."

"શા?"

"મ્હને સરસ્વતીમાનો પ્રસાદ નથી; એટલે થોડું કહું તો ઘણું માની લેજો."

"અરે એ શું બોલો છો? કહો અવન્તીનાથ શું કહાવે છે."

"મ્હારા મહારાજાધિરાજ આપના સંબંધી થવા ઇચ્છે છે?"

"કેવી રીતે?"

"આપને પોતાની પુત્રી વરાવી."

જયદેવના મ્હોડા પર સંતોષ પ્રસરી રહ્યો. વિજેતા હોય ત્હેને કન્યા આપી હારેલો રાજા રીઝવે; આ તો વિજયી રાજા હારેલાને કન્યા આપે! જયદેવનું મ્હોડું મલકાયું.

"બીજું આપને અવન્તી આવવાનું નિમંત્રણ મોકલાવ્યું છે."

"બીજું કાંઇ?"

"બીજું શું? આપની કૃપા અને પાટણની મૈત્રી."

હંમેશની ટેવથી રાજાએ મુંજાલ અને બીજા મંત્રીઓ સ્હામું જોયું. દરેકના મુખ પર સખ્તાઈ હતી. જે વાત જયદેવને રુચી હતી તે બધા વગર બોલ્યે નાપસંદ કરતા હતા.

"સેનાપતિરાજ!" મુંજાલે ઉમેર્યું "આપ બે ત્રણ દિવસ તો રોકાવાના છો ને? મહારાજા વિચાર કરી જવાબ દેશે. આવી બાબતોમાં કાંઇ ઉતાવળે આંબા પાકે છે? પૂર્ણિમાને દિવસે રાજ્યસભા છે તે વખતે મહારાજ ઉત્તર દેશે. મહારાજ! હવે સેનાપતિરાજને રજા આપો. મધ્યાન્હને થોડી જ વાર રહી છે."

"હા. સાંજ સુધી તો પાટણમાં છોને?"

"હા જી. જે સુભટો હું સાથે લાવ્યો છું તે સરસ્વતીને પેલે તીર પડાવ નાંખી પડ્યા છે. રાત્રે હું ત્યાં જઇશ." ગર્વથી ઉબકે કહ્યું.

પરરાજમાં જતા સ્વતંત્ર રાજાઓ ગામ બહાર પોતાનો પડાવ નાંખી જ રહેતા; આ રીતિનું, એક સેનાપતિ, અનુકરણ કરે તે જયદેવને રુચ્યું નહિં. છતાં અત્યારે ઉબકને તે શું કહી શકે? "જેવી મરજી" કહી તે ઉઠ્યો અને ત્હેની સાથે બધા ઉઠ્યા. જયદેવ હોઠ કરડતો, અવન્તીનાથના જમાઇ થવાની આશાએ ખુશી થવું કે નહિં તે ગુંચવાડામાં ચાલ્યો ગયો.

બધા આવેલા નગરજનો વિખરાઇ ગયા. કેટલાક ઉબકની આગતાસ્વાગતામાં રોકાયા, કેટલાક પોતાને ઘેર હોળી ખેલવા ગયા. ત્રિભુવનપાલ પોતાને મહેલે ગયા; પણ કાકને કોઇએ સંભાર્યો નહિં, અને ત્હેની ગેરહાજરીનો કોઇએ હિસાબ ગણ્યો નહિં. જમતી વખતે ત્રિભુવને ત્હેને સંભાર્યો, પણ તે કોઇ મિત્રને ત્યાં ગયો હશે એમ ધારી ત્હેણે વધારે વિચાર કર્યો નહિ.

મુંજાલ મ્હેતા રાજગઢમાં વિચાર કરતા બેઠા. ઉબકે જે બે સંદેશા કહ્યા હતા તેથી તે અજાયબ થયા. અવન્તીનાથનો ત્હેમાં શું મુદ્દો હતો તે જાણવાની ત્હેમણે મહેનત કરવા માંડી. ત્હેને મન ઉબક માત્ર યોદ્ધો લાગ્યો–ત્હેનો કાંઇ હિસાબ ન્હોતો. પેલો સ્વરૂપવાન યુવક કોણ હતો? મુંજાલની આંખ આગળ કીર્તિદેવનું મ્હોડું ખડું થયું–ત્હેને પણ કાકની માફક તે પરિચિત લાગ્યું. કોના જેવું એ છોકરાનું મ્હોડું છે? મુંજાલને તે સ્હમજાયું નહિ. પણ એ છોકરાની આકર્ષક મુદ્રામાં કાંઇ સમાયેલું છે એમ એને લાગ્યું. "એના પર ધ્યાન રાખવું જોઇએ" તે બબડ્યો. "કોણ

એના પર નજર રાખશે? આવા રૂપાળાં મ્હોડાં ત્રણ ભુવનનું સત્યાનાશ વાળે. હુંસાર્ધમાં શું મણા હતી? ત્હેણે શું ધમસાણ ઓછું ઘાલ્યું? શેઠાણી પણ કયાં રૂપમાં ઓછી હતી?" મુંજાલના મુખ પર ગ્લાનિ પ્રસરી રહી. ત્હેની પત્ની જે સજ્જનની બ્હેન હતી ત્હેના તરફ મુંજાલે એટલી બેદરકારી અને ક્રૂરતા બતાવી હતી કે ત્હેણે રીબાઈ રીબાઇ પ્રાણ ત્યાગ્યો હતો. આ પાપનો પશ્ચાત્તાપ અમાત્ય સદાયે કરતો. અત્યારે ત્હેનું મન તે દિશામાં વળ્યું. ત્હેણે નિસાસો મૂકયો અને ફરીથી બબડયો: "અત્યારે કુલકુંવર કયાંથી યાદ આવી? તે તો ગઇ પણ બીચારો છોકરો એ મરી ગયો. એ આજે હોત તોય વીશ વર્ષનો હોત. મ્હારૂ ઘડપણ તો પાલત. હવે મુંજાલ મ્હેતાનું નસંતાન જવાનું" મુંજાલ કઠોર રીતે હસ્યો, અને કપાળ પર હાથ ફેરવ્યો.

"ગયું તે તો ગયું." કહી તે ટટ્ટાર થયો અને કાબુમાંથી છટકી જતી મનોવૃત્તિને ઠેકાણે આણી. "મુંજાલને સંતાન કેવું? મ્હારૂં સંતાન પાટણ. પણ આ કીર્તિદેવ પાછળ કોને મૂકું? અરે હા. પેલો ત્રિભુવનનો દોસ્ત કયાં ગયો? સવ્હારે દીઠો હતો. અત્રે બહાર કોઇ છે કે?" મુંજાલે ઉંડો નિશ્વાસ મૂકી પૂછ્યું.

એક પાર્શ્વક આવ્યો "જા! ત્રિભુવનપાલને ત્યાં જઇ કાકભટ્ટને જલદીથી બોલાવી લાવ" અડધી ઘડીમાં નોકર જવાબ લઇ આવ્યો કે કાક ભટ્ટ ત્યાં નથી અને સવ્હાર પછી કયાં ગયા છે ત્હેની કોઇને ખબર નથી.

મુંજાલ ઉઠ્યો અને પાછળ જયાં મીનળદેવી બેઠાં હતાં ત્યાં ગયો. જયદેવ અને મુંજાલ નવઘણ રા'ને મ્હાત કરવા ગયા હતા તેટલામાં રાજ્યમાતા જાત્રાથી પાટણ પાછાં આવ્યાં હતાં.

મુંજાલ જેવો રાણીના ઓરડામાં ગયો કે ત્યાં બેઠેલી યુવતીઓની નાસભાગથી ઝાંઝરો ઝણકી ઊઠ્યાં. ત્હેમના ગભરાટને જરા હસીને ત્હેણે નીહાળ્યો, અને પલવાર ઠમકી ત્હેમને ન્હાસી જવાની તક આપી. પણ મહાઅમાત્યની તીક્ષ્ણ દૃષ્ટિએ એક નવું મુખ જોયું. તે મુખનું અલૌકિક સૌંદર્ય ત્હેને અપરિચીત લાગ્યું. "માત્રા!" ત્હેણે કહ્યું.

એક યુવતી ફરી વાચસ્પતિ ગજાનન પંડિતની સ્ત્રી અને સ્વર્ગસ્થ વૈદ લીલાની પુત્રી પાટણની પ્રભુતામાં વાંચકને મળી હતી. "જી" ત્હેણે જવાબ દીધો.

"આ ત્હારી સાથે કોણ છે?" પેલી લજવાતી બાલા તરફ હાથ કરી મુંજાલે પૂછ્યું.

"મુંજાલ!" ખૂણામાં બાજઠ પર બેસી જપ કરતાં મીનળદેવી બોલી ઉઠ્યાં: "એ તો આપણા કવિકુલશિરોમણિ રુદ્રદત્તની છોકરી." સવ્હારે કાશ્મીરાદેવી અને મંજરી આવ્યાં તેવાં રાજ્યમાતાને મળી સઘળી વાત કહી ગયાં હતાં.

"એ તો એના દાદાને ત્યાં જુનાગઢ હતી." મુંજાલે સંભારીને કહ્યું.

"ના" માનળદેવીએ કહ્યું. "એની માતા શ્રાવક છે. તે એને કોઇ શ્રાવક શેઠીયા જોડે પરણાવતી હતી. એની વાત ઘણી સરસ છે."

"શું?"

"ત્રિભુવનનો કોઇ ભટ્ટ છે. તે એને ન્હસાડી લાવ્યો" મીનળદેવીએ હસતાં હસતાં કહ્યું. "આજે સ્હવારે પ્રસન્ને[૨] એ વાત કરી હસાવી હસાવી થકવી નાંખ્યાં."

"કોણ કાકભટ્ટ?" મુંજાલે મંજરી સ્હામુ જોઇ પૂછ્યું. મંજરી લજવાતી હતી; પણ ત્હેનાં પ્રફુલ્લ નયનો મહાઅમાત્યને નીડરપણે નીરખી રહ્યાં હતાં. તે ધીમેથી માનભેર બોલી. "હા."

"એ કોણ છે?" મીનળદેવીએ પૂછ્યું. "મ્હારે એને જોવા છે."

"મ્હારે પણ એનું કામ છે. પણ કોણ જાણે સ્હવારનો કયાં ગયો છે. છોકરીઓ, જાવ હવે" કહી મુંજાલે માત્રા અને મંજરીને રજા આપી, અને રાણી તરફ ગયો.

ચાર વર્ષમાં મીનળદેવીમાં ઘણો ફેરફાર પડયો હતો. ત્હેનું શરીર પહેલાં કરતાં જરા જાડું થયું હતું. જુવાનીમાં પણ ત્હેના મુખ પર ગૌરવ તો હતું જ; હવે તે પાકટ થયું હતું. અને સત્તા અને અડગતાની રેખાઓએ કુમાશ ને સાદાઈ તે ઉપરથી કહાડી નાંખ્યાં હતાં. ત્હેની આંખોમાં તેજ પહેલાંના જેવું હતું. માત્ર તે સ્થિર થયું હતું. ત્હેમાંથી પ્રતાપ સતત વ્હેતો—પહેલાંની માફક વધતો ઓછો, કે ભયંકર ભાગ્યેજ થતો.

ગુજરાતના રાજ્યની તે અધિષ્ઠાતા દેવી હતી. ત્હેણે બહારથી રાજ્યખટપટમાં ભાગ લેવો બંધ કર્યો હતો; પણ ત્હેની નજર બધે હતી, ત્હેની બુદ્ધિ સઘળું સ્હમજતી. તે મુંજાલને ઓળખી ગઇ હતી; ત્હેના આશયો સ્હમજી હતી; ત્હેના મુત્સદ્દીપણામાં ત્હેને વિશ્વાસ હતો. અને તેથી તે કશામાં વચ્ચે

૧ મુંજાલની બ્હેન અને ત્રિભુવનની મા-પાટણની પ્રભુતા.

(૨) કાશ્મીરાદેવી.

પડતી દેખાતી ન્હોતી. પણ જે રાજગઢના ભોમીયા હતા તે જાણતા હતા કે જેવો મુંજાલનો પ્રભાવ ભયંકર હતો તેવો જ રાણીનો હતો; અને બન્ને અંતરમાં એક હતાં તેથી જ એ પ્રભાવોનો વિરોધ ન્હોતો થતો.

રાણીએ મંજરી પાસે ત્રિભુવનના અને કાકનાં પરાક્રમો સાંભળ્યાં હતાં તે મુંજાલને કહ્યાં: અને મુંજાલે સવ્હારે બનેલી બીના કહી સંભળાવી.

"મ્હને લાગે છે કે આ ઉબક માત્ર શોભા લેવા નથી આવ્યો. ત્હેનો હેતુ કાંઇ જૂદો જ છે. હું થોડા વખતમાં ખોળી કહાડીશ. પણ જયદેવે કાંઇ ઉતાવળ કરવી નહિ જોઈએ" મુંજાલે આખરે કહ્યું.

"એ શું કરવાનો હતો ?"

"ઘણું. એ અધીરા બન્યા છે. લક્ષ્મવર્માની કન્યાનું માગું સાંભળી એના તો મ્હોમાં પાણી આવ્યું. એનું ચાલે તો ઉબક જોડે અવન્તી જાય."

"એ બહુ ઉતાવળીયો છે. પણ માલવાની કન્યા આવે તો ખોટું નહિ."

"ઘણું ખોટું." મુંજાલે ડોકું ધુણાવી કહ્યું.

"કેમ ?"

"પહેલાં તો લક્ષ્મવર્માને છોકરાં જ નથી. એ તો એના ભાઇ યશોવર્માની છોકરી હશે."

"એમ ?" ચમકીને રાણીયે કહ્યું.

"હા. અને માલવાની છોકરી આવે કે અહિયાં નહિ દુશ્મનનો દુશ્મન ઉભો થાય."

"એ ખરૂં."

"ત્યારે આપણે તો અહિયાં એક જ તંત્ર હાલ જોઇએ. હજુ લાટ ને સોરઠનાં ઠેકાણાં નથી તો વળી માલવાનું તોફાન કયાં ન્હોતરીયે. નશીબમાં હશે તો માલવાની કન્યા નહિ મળે ?"

"હા. હા. હાલ પૂરૂં ગુજરાત તો તાબે કરીયે. પછી સહુ થઇ રહેશે. આ નવઘણ પત્યો એ તો ઠીક થયું."

"હા. સાથે ઉદાને પણ સીધો કરવો પડશે. આ તમ્હે કાકની વાત પણ ઠીક કહી. ઉદાને અને જયદેવને હાલ ઠીક ચાલે છે. એમ્હાં કાંઇ ઉદાની ઉસ્તાદી છે."

"અરે એનો શો હિસાબ છે ?" રાણીએ કહ્યું.

"જો જો ભુલતાં ના. એ છે મીઠાબોલો, પણ જેટલો બ્હાર છે તેટલો ભાંયમાં છે. વારૂ. ત્યારે હું જયદેવને મળું છું. નહી માને તો પછી તમ્હે બે શબ્દ કહેજો."

"જરૂર" કહી મીનળદેવી જરા હસી; જવાબમાં મુંજાલની આંખ જરા હસી. આટલો જ વહેવાર ત્હેમનો ભસ્મ થયેલો પ્રેમ રાખી રહ્યો હતો.

મુંજાલ જવા માટે ફર્યો.

"રે મુંજાલ !"

"કેમ ?"

"આજે કાશ્મીરાએ એક વાત કહી. એણે એક વ્રત લીધું છે."

"શું ?" મુંજાલે પૂછયું.

"ત્હને ફરી પરણાવવાનું" રાણીએ જરા છાસીયું કરી કહ્યું.

"મ્હને ?" એકદમ ચમકી મહાઅમાત્યે ખેદયુકત અવાજે પૂછયું.

"હા." મીનળદેવીએ પણ કોમળ, ભાવભર્યા અવાજે જવાબ દીધો "મ્હને પણ લાગે છે કે તું આમ કયાં સુધી રહેશે ?" રાણીના અવાજમાં પૂર્વાશ્રમના કાંઇક પડઘા હતા.

"મ્હને શું ખોટ છે ?"

"છુપાવે છે શું કામ ? ત્હારા હૃદયમાં નિર્જનતા નથી પ્રસરવા માંડી ? સાચું કહેજે."

"દેવી ! આવી વાતો શા કામની ? મ્હારે હૈયું જ નથી. કોઇક વખત" મુંજાલે દયામણાપણાથી કહ્યું "હૈયું સજીવન થાય છે; દહે છે. ઘડપણ આવે તેમ નિર્બલતા વધે."

"તેથી જ કાશ્મીરાની સલાહ વિચારવા જેવી છે."

"મ્હારે એ વિચાર નથી કરવો."

"પણ મ્હારે ત્હને દુ:ખી થતો પણ નથી જોવો. હું ગઇ, પછી ત્હારૂં કોણ ?"

હૃદયમાં ઉભરાઇ આવતી એકલતાના દુસહ્ય ભારથી મુંજાલે આંખો મીચી, અને જવાબ નહિ આપ્યો. થોડી વારે ત્હેણે કહ્યું: "નોધારાનો આધાર" અને ઉંચું જોયું; અને પીઠ ફેરવી ત્યાંથી ચાલતો થયો.

ઉમર સાથે હૃદયની આ વ્યથા પણ અમાત્યને વધતી જતી હતી. ત્હેને લાગતું હતું કે ત્હેનો બુદ્ધિપ્રભાવ ફાલતો હતો; પણ હૃદયનો પ્રભાવ કરમાતો હતો. ત્હેમાં સ્નેહ સિંચવા કોઇ અન્તરનું ત્હેને સંબંધી ન્હોતું. સામાન્યજનોથી અટુલા બનેલા મહાપુરુષો એકસ્તંભા મહેલના રહેવાશી બની જાય છે. બધાથી ઉંચા ખરા; પણ એ ઉંચાઇ એ જ એમ્હનું કારાગ્રહ.



# પ્રકરણ ૪ થું.

## વિધિ અને તેનાં સાધનો.

**ગામની** સ્ત્રીઓમાં વાચસ્પતિ ગજાનન પંડિત **પાટણનું** નાક ગણાતા. એમ કહે-વાતું કે ત્હેના ધાકથી વેદપારાંગતો કાશી-પુરીમાં રહ્યા રહ્યા પૂરેપૂરો વેદોચ્ચાર પણ કરી શકતા નથી; ઈન્દ્રનું ઇન્દ્રાસન ઘણી વખત ડાકમડોળ થાય છે; દાનવો નર્કમાં પડ્યા પડ્યા સડવાનું ભૂલી જઇ કાંપે છે; નક્ષત્ર, તારા, ધૂમકેતુઓ સુદ્ધાં એ કહે તે જ ઘરમાં, એ ફરમાવે તેવી જ દ્રષ્ટિ ફેંકી જોયા કરે છે. ત્હેની પાસે ભણવા દેશે દેશના શિષ્યો આવતા; ત્હેની પાસે પરાજય પામવા દશ દિશના પંડિતો આવતા; ત્હેની પાસે શાસ્ત્રવચન સાંભળવા નગરજનો ઉલટતા; ત્હેની પાસે મુહૂર્ત માગવા મહાજનો ત્હેનાં બારણાં તોડી પાડતા; ત્હેની પાસે વેવાણોનો સંબંધ બાંધવા તલસતી સ્ત્રીઓ, વ્યતિપાત વૈધરત, અને ખડા ખાટ્ટાની અટપટી મુશ્કેલીઓ અચૂક ન્યાય કરાવવા લાવતી.

તે કુર્ણદેવના માનીતા **વૈદ લી**લાની છોકરી **મા**ત્રાને પરણ્યા હતા; **મી**નળબાના માનીતા પંડિત અને જોષી હતા; **પાટણ**ની પાઠશાળાના મહામહોપાધ્યાય હતા. તે હતા જુવાન પણ ગણાતા વૃદ્ધોમાં પણ વૃદ્ધ.

**વિઘ્નેશ શં**કરપુત્રનું મંગલદાયક નામ તે ધારતા હતા; પણ ગણપતિમાં જે ગુણો વિશ્વવિખ્યાત છે તે એમનામાં ગેરહાજર હતા. ગજાનન તો ફુંડાલા, અને આ ગજાનન માત્ર હાડ અને ચામ હતા. દેવ સુખ અને ચેનની મૂર્તિ; અને આ સતત અભ્યાસથી શુષ્ક અને ચિન્તાતુર. એકનું માથા કરતાં શરીર મ્હોટું; બીજાનાં શરીર કરતાં માથું ઘણું જ ભારે. એક ગજાનન બબ્બે સ્ત્રીઓની સેવા સ્વીકારતા; બીજા ગજાનન લોકોની કુંડલીઓ જોવામાં એક સ્ત્રીને પણ ઘણી વખત ભૂલી જતા.

રાજ્ય અને સંસારની ખટપટોનું વાદળ ચારે તરફ મુશળધાર પાડતું; છતાં વિદ્યાદેવીના છત્ર નીચે ગજાનન પંડિત સ્વસ્થ, અસ્પર્શ્ય બની પોતાનું કામ કરતા. આજે **પાટણ**માં વસન્તોત્સવ શરૂ થયો હતો, પરદેશી સેના-પતિનાં પગલાં આવ્યાં હતાં, ઘરમાં મરી ગયેલા મિત્રની પુત્રી આવી હતી—છતાં પંડિત ટીપણું લઇ પાટલા પર નિશ્ચલ મને બિરાજ્યા હતા. જમણે કાને ત્હેણે કલમ ખોશી હતી; અને અંગુઠાથી આંગલીની રેખાઓ પર ગણત્ર કરતા હતા. ત્હેની સ્હામું એક મ્હોટી જન્મોત્રીનું ટીપણું પડ્યું હતું. એક ખૂણામાં ત્રણ શિષ્યો પાસે પાસે ભરાઇ, હાથમાં સમ ખાવા પોથી રાખી, ધીમે ધીમે કાનમાં વાતો કરતા અને ધાકથી અવારનવાર પોથી વાંચવાનો ડોળ કરતા બેઠા હતા. એક શિષ્યે ગુરુ તરફ આંખની અણીથી જ માત્ર નજર કરી, અને બીજાઓના શરીરમાં આંગળી ઘોચી ત્હેમનું ધ્યાન ગુરુ તરફ ખેંચ્યું. કયો ગ્રહ કયા સ્થાનથી ઉપડી કયે સ્થાને પ્હોંચી જવાનો હતો ત્હેનો એકાગ્રતાથી વિચાર કરતા પંડિતરાજનો અંગુઠો નહિં સીધો, નહિં વાંકો, પણ સ્તબ્ધ બની ઉભો રહ્યો—એક પલ એમ રહ્યો; બે પલ ગઇ પણ ડગ્યો નહિં. આવા અકસ્માતથી શિષ્યો ગભરાયા. ત્હેમણે ગુરુદેવના મ્હોડા પર દૃષ્ટિ કરી. ત્હેમની શાન્ત, ઝીણી આંખો આંગલીની રેખા પર ઠરી ગઇ હતી—સાથે ફાટી પણ રહી હતી. શિષ્યોનો શ્વાસ રૂંધાયો; ગુરુદેવ શું સમાધિસ્થ થવાની તૈયારીમાં હતા? એક પલની દશ થઇ—પણ નહિં હાલ્યો અંગુઠો, કે નહિં હાલી પાંપણ. શિષ્યોએ એક બીજાની તરફ જોયું. હવે શું કરવું?

એકદમ, નિર્મલ આકાશમાં જાણે વીજળીના કડાકા થઇ આવ્યા હોય તેમ તે વેદોચ્ચારે પુનિત કરેલા શાન્ત, નિઃશબ્દ ખંડમાં ખડ-ખડાટ હસવાનો ધ્વનિ ગાજી રહ્યો. શિષ્યો ગભરાઇ ઉભા થઇ ગયા; ગુરુનું હસવું માતું ન્હોતું. કોઇ દહાડો તેઓએ ગુરુને મંદહાસ્યથી ઉંચી પંક્તિનું, આવું ગૌરવહીણું કર્તવ્ય કરતા જોયા ન્હોતા; અને તેથી તે ભાનમાં હશે કે કેમ ત્હેની શંકા થઇ.

ગુરુદેવે થોડી વારે હસવું ખાળ્યું; આંખમાં આવેલાં આંસુ લૂછ્યાં; પાછી આંગળી પર ત્રણ વખત ગણ્યું—એક, બે, ત્રણ, ચાર, ને પાંચ; અને મલકાવા લાગ્યા; આખરે બોલ્યા: "આહાહા શું વૈચિત્ર્ય!" શિષ્યો પણ કેવી વિચિત્રતાએ ગુરુને આટલા અસ્વભાવિક બનાવી મૂકયા ત્હેનો નિર્ણય કરવા પાસે આવ્યા. પંડિતે ઉંચું જોયું, ગુસ્સાભર્યા મુખે આમ તેમ જોયું, અને શિષ્યોને

ત્યાંથી ચાલી જવા સૂચવ્યું. હાસ્યનો ભેદ પામવાને નિરાશ થયેલા શિષ્યો ત્યાંથી ચાલ્યા ગયા.
ગજાનન પંડિત ફરી થોડું હસ્યા. ટીપણું લીધું: જોયું અને પાછું હસ્યા. ટીપણામાં કાંઇ અજબ હાસ્યજનક વસ્તુ હતી. પણ વધારે વખત તે વસ્તુનો તે વિચાર કરી શક્યા નહિ. એક શિષ્ય દોડતો આવ્યો "ગુરુદેવ! કાશ્મીરા બા અહિંયા આવે છે."

પંડિત ગરવાઇ ગયા. "બા ભૂલ"–
"એ વાત જવા દો. હું ઉતાવળમાં છું. હું લગ્નની વાત કરવા આવી છું."
કાશ્મીરાએ જરા આંખો નચાવી "ચાર ચાર વર્ષના વ્હાણાં વાયાં પણ તમ્હારી જીભે પ્રસન્ન કાશ્મીરા નહિં થઇ. કોણ જાણે કોણે પંડિત બનાવ્યા."



ગજાનન પંડિત.

"હું!" આવું ઓચીન્તું આવાગમન જોઇ ચમકી ઉઠી ત્હેણે કહ્યું.
"હા. પંડિતજી." કાશ્મીરાદેવીનો મીઠો, મશ્કરીભર્યો અવાજ આવ્યો. "એક વાત કરવા, મ્હારે ઘેર જતી જતી આવી છું. બેસી રહો બેસી રહો. શું કરવા ઉઠો છો?" માન આપવા ઉઠવાની તૈયારી કરતા પંડિતને ત્હેણે કહ્યું.
"ઓહો પ્રસન્નબબા—અરે–અરે–કા"–

પંડિતની ગંભીર મુખમુદ્રા વિચારમાં પડી–ત્હેની નજર સ્હામું પડેલા ટીપણાપર પડી–અને તે એકદમ હસી પડયા. કાશ્મીરા પ્હેલાં કાંઇ ન સ્હમજી. પછી પંડિતને આવી વિચિત્ર રીતે હસતા દેખી પોતે પણ હસવા લાગી. "કેમ હસો છો?"
બો-બોમાંથી પંડિતના અર્ધા શબ્દો નીકળ્યા "હું પણ લગ્નની જ વાત કરવા માંગું છું."

કાશ્મીરાદેવી આ શુષ્ક, વેદાભ્યાસથી જડ બનેલા પંડિતની આવી વાતથી તે સાનમાં છે કે નહિં ત્હેનો વિચાર કરવા લાગી.

"કોનું લગ્ન ?"

"મુંજાલ મ્હેતાનું" કહી પાછા ખડખડ હસતાં પંડિતે ટીપણા તરફ આંગલી કરી.

"આ ટીપણું મામાજીનું છે."

"હા. આ વર્ષે ત્હેમને સ્ત્રીયોગ છે."

"શું સાચી વાત ?" કાશ્મીરાએ પૂછ્યું.

"બા ! મ્હેં અનેક વાર ગણ્યું. જો આ વર્ષે મુંજાલ મ્હેતો ન પરણે તો હું પાણી મુકું–ફરી કોઇ ટીપણાને હાથ નહિ અડકાડું. યોગ એવો છે કે એ ભલેને ના કહે. મ્હને તે જ ક્યારનું હસવું આવે છે. મુંજાલ મ્હેતા પરણે હા–હા–હા" કહી પંડિત ફરી હસવા લાગ્યા. કાશ્મીરા હવે આ હસવાનું કારણ સ્હમજી. પંડિતને મન મુંજાલ પરણે એ ઘણી વિચિત્ર વાત હતી.

"ત્યારે તમ્હારા મ્હોંમાં ગોળ."

"કેમ કાંઇ વાત થાય છે?" પંડિતે પૂછ્યું.

"ના. પણ મ્હેં નિશ્ચય કર્યો છે એટલે થવાનું જ" કાશ્મીરાએ કહ્યું. "એમ્હના યોગને લીધેજ મ્હને પ્રેરણા થઇ હશે. પણ મુશ્કેલીની વાત એક છે."

"શું ?"

"મામાજીને લાયક કન્યા કયાંથી લાવવી?"

પંડિતે એકદમ ભવાં ચ્હડાવ્યાં, માથું ખોતર્યું, અને એક આંખ મીચી જવાબ દીધો: "હું બતાવું. ઇશ્વરે કન્યા સરજી નહિ હોય તો ગ્રહયોગ આવે કેમ ?"

"કોઇ નજરમાં ઉતરે એવી છે?" કાશ્મીરાએ પૂછ્યું.

"હા."

"કોણ ?"

પંડિતજી નીચા નમ્યા અને ધીમેથી કન્યાનું ઓલખાણ આપ્યું; કાશ્મીરા ચમકીને આઘી ખશી ગઇ.

"મામાજી એને કેમ પરણે ?"

"ગ્રહયોગ. ત્હેની કુંડલી મ્હેં જોઇ છે. આવું જુગતે જોડું બ્રહ્માંડમાં મળે એમ નથી."

કાશ્મીરાએ ડોકું ધુણાવ્યું "ઉંહું કાલાન્તરે એને પરણે નહિ. પણ એ છે કેવી ? મ્હેં જોઇ નથી. હું જોઇશ હવે."

"જોઇને શું કામ છે. બન્નેના ગ્રહ શું પડ્યા છે ? આ–હા–હા"–કહી પંડિતે મુંજાલ મ્હેતાનું ટીપણું હાથમાં લીધું.

"વારૂ. પણ હવે મ્હારે જવું છે. એક વાત તમ્હને કહેવી છે."

"સુખેથી કહોની."

"મંડલેશ્વર મહારાજનો એક કાકભટ્ટ કરીને મિત્ર છે."

"હા. જે મંજરીને લઇ આવ્યો તે."

"તે બીચારાને માથે કોઇ છે નહિ. તેથી માગું કરવા આવી છું."

"કોનું માગું ?"

"મંજરીનું. જુઓ મંજરીનો કન્યાકાલ વીતી ગયો છે; અને બાપ છે નહિ; મા શ્રાવક છે; દાદા અપંગ છે અને જુનાગઢમાં પડ્યા છે. મંડલેશ્વર મહારાજનો એમ વિચાર છે કે એ બે પરણે તો બન્ને સુખી થાય."

"બા ! કાકની કુંડલી છે ?"

"કુંડલી ગઇ"–કાશ્મીરા બોલી ઉઠી.

"હા, હા, હા." પંડિત બોલ્યા "એ કેવો બ્રાહ્મણ છે ?"

"લાટનો યોધ્ધો છે; બહુ ટેકીલો, શૂરવીર ને કુલવાન છે. મ્હારા પર ભરોસો નથી."

"બા ! મ્હારા મિત્રના કુલને લાંછન નહિ લાગવું જોઇએ."

"પંડિતજી ! પાંચ વર્ષમાં એ પાટણનો સેનાપતિ થશે."

"ત્હેને શું કરે ? બ્રાહ્મણ થઇ વેદોચ્ચાર પૂરો આવડતો ન હોય તો !"

"પંડિતજી ! ત્હમે એને જોજો, પછી વિચાર કરજો. એનાથી વધારે સારો પતિ મંજરીને ત્રણ ભુવનમાં નથી મળવાનો."

"વારૂ. હું કાલે મળીશ. આશીર્વાદ બા ! કુમાર કેમ છે ? ને મહારાજ ? હું મહારાજને મળવા આવીશ તો એ તો ગરીબ બ્રાહ્મણને ઓલખતાએ નહિં હશે."

"ત્હમને ભૂલીને માણસ જાય ક્યાં ?" કહી નીચા વળી, પ્રણામ કરી, કાશ્મીરા ત્યાંથી નીકળી. પંડિતે પાછું ટીપણું હાથમાં લીધું.

થોડી વારમાં ઘરના આગલા ભાગમાં બારણાંની અફલાઅફલી થઇ અને માત્રા અને મંજરી હાંફલાં ફાફલાં આવ્યાં. પાછલ વિસ્મય પામેલી કાશ્મીરાદેવી આ ગભરાટનું કારણ જાણવા પાછી આવી.

"દેવી ! શું છે ?" પંડિતજીએ માત્રાને પૂછ્યું.

"ઉભા રહો કહું છું" કહીને ત્હેણે મંજરીને બેસાડી. મંજરીના હોંસકોસ ઉડી ગયા હતા; ત્હેની કમલપત્રશી આંખો ફાટી ગઇ હતી; રમણીય અપૂર્વતાએ પ્રોંચેલી ત્હેની

છાતી જોસથી ઉંચી નીચી થઇ રહી હતી. આ ગભરાટમાં ત્હેનું સૌંદર્ય, ત્હેનું લાલિત્ય ભયંકર મોહકતા ધારી રહ્યું હતું. શુકદેવજીએ રંભા પાછી કહાડી, પણ આને જોઇ શું વિચાર કરત એ પ્રશ્ન પંડિતરાજના શુષ્ક હૃદયમાં પણ ઉભો થયો. તે ઉભા થઇ પાસે આવ્યા.

"બા! પંડિતજી!" માત્રાએ કહ્યું. "અમ્હે રાજગઢથી પાછા આવતા હતા ત્યાં એકદમ મંજરી ચીશ પાડી ઉઠી અને મ્હારો હાથ ઝાલી અહિયા સુધી દોડાવી લાવી."

"કેમ?"

મંજરીએ હોઠ દબાવી જરા સ્વસ્થતા આણી "મ્હેં જતો જોયો."

"કોને?" કાશ્મીરાદેવીએ પૂછ્યું.

મંજરીએ પોતાનું માથું હાથથી ઢાંકી દીધું અને ધ્રુસ્કાં ખાવા તે મંડી.

"જે ત્હને ખંભાતમાં પરણવાનો હતો તે!" કાશ્મીરાએ પૂછ્યું.

ઉંધે માથે ડોકું હલાવી મંજરીએ હા કહી.

"શું કોઇ શેઠ ઉદામ્હેતાની જોડે ખંભાતથી આવ્યો છે?"

ફરીથી મંજરીએ હા કહી.

"હા હા" કાશ્મીરાએ કહ્યું "ત્હેને રસ્તેથી જતો જોયો હશે. ત્હેમાં એ ગભરાઇ" કહી ત્હેણે પંડિતની સ્હામું જોયું; પંડિત તે નજરનો અર્થ સ્હમજ્યા.

મંજરીને પરણાવવી જોઇએ ત્હેનું એક બીજું સબળ કારણ મળ્યું.

"બા! બા!" મંજરીએ કાશ્મીરાદેવીને દયામણે અવાજે કહ્યું. "એણે મ્હને પણ જોઇ. હવે હું ક્યાં જાઉં? મ્હને જરૂર લઇ જશે?"

"ગભરાય છે શું? ગાંડી? આ ખંભાત નથી. પાટણ છે."

"બા! તમ્હે એને ઓલખતાં નથી."

"ગભરાઓ નહિ પંડિતજી! મંજરીને મ્હારે ઘેર લઇ જવા દો. એ અહિયાં ગભરાશે?"

"હા હા." માત્રાએ કહ્યું. ગજાનન પંડિત કાંઇ નિશ્ચય ઉપર આવી શકયા નહિં.

"ચાલ મ્હારી સાથે મંજરી! કોની મગદૂર છે કે મંડલેશ્વરને ત્યાં ત્હારો વાળ વાંકો કરે" કહી કાશ્મીરાદેવી મંજરીને પોતાની સાથે લઇ ગઇ. ત્હેના ગયા પછી પંડિતજી બોલ્યાઃ "શું વિધિનું વૈચિત્ર્ય."

"કેમ?" ત્હેની અર્ધાંગનાએ પૂછ્યું.

"કુંડલી જોવા વગર કહું છું કે મંજરીનો લગ્નયોગ આવી લાગ્યો."

"કેમ ત્હમે પણ લગ્નયોગો જોતાં ગાંડા થઇ ગયા છો કે શું?"

"દેવિ! તું પ્રસન્નબાને ઓલખે છેને?"

"ન્હાંનાં ન્હાંનાં અમ્હે કુંકા રમતાં ત્યારથી. પણ ત્હેમાં મંજરીના લગ્નની વાત કયાંથી આવી?"

"પ્રસન્નબાએ નક્કી કર્યું છે કે મંજરીને પરણાવવી."

"કોની સાથે?"

"એક કાકભટ્ટ છે ત્હેની સાથે."

"હે?" ત્હેની કીર્તિ તો બધા ઘણા ગાય છે. તો ત્હેમાં શું ખોટું? આપણે તે મંજરીને કયાં સુધી રાખીશું? એનાથી રૂડું શું?" પંડિત નક્ષત્રોપર સત્તા ચલાવતા; પણ ત્હેના પર માત્રા સત્તા ચલાવતી. તે પણ એ જ મતના થયા "એનાથી રૂડું શું?"

♣

## પ્રકરણ ૫ મું.

♣

### કોણ માલીક?

♣

જયદેવ મહારાજની માનસિક સ્થિતિ વિચિત્ર થઇ રહી હતી. સોરઠના નાથને હરાવ્યો તેથી ત્હેનું મન પ્રફુલ્લ હતું; ત્રિભુવને પ્હેલ કરી તેથી અદેખું બન્યું હતું; ઉબક આવ્યો તેથી ખિન્ન થયું હતું; અને માલવેશની કન્યાનું માગું આવ્યાથી પરિતૃપ્ત થયું હતું. તે કાક પર ચ્હીડાયો હતો; તે ત્રિભુવન પર ગુસ્સે થયો હતો; તે મુંજાલ સાથે કચવાયો હતો; ત્હેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો હતો. ત્હેને સ્પષ્ટ લાગતું હતું કે પાટણના ચક્રની તે માત્ર નામની જ ધરી હતો. ખરી ધરી બીજા હતા. ત્હેને એમ પણ ભાન થતું ગયું હતું કે તે કાચો હતો, ત્હેનામાં મુત્સદ્દીપણું થોડું જ હતું, ત્હેની પાસે સત્તા મેળવવાનો મંત્ર હતો જ નહિં. ત્હેના રાજ્યની વધતી ખટપટોના મોજાં પર રહી ત્હેને તરી પાર ઉતરવું હતું; પણ ત્હેના હાથમાં જોર નથી એમ ત્હેને લાગ્યા કરતું હતું. આ નિર્બલતાના ભાનથી પેદા થયેલો કચવાટ કોના પર કહાડવો ત્હેનો તે વિચાર કરતો.

ત્હેની વિચારમાલા તૂટી. એક ભારે પગનો અવાજ આવ્યો. મ્હોંડાપરથી ચિન્તા અને નિરાશાના ચિન્હ બને તેમ દૂર કરવા ત્હેણે પ્રયત્ન કર્યો.

"મહારાજ છો કે?"

"કોણ ? ત્રિભુવન ! આવની. ઘણે વખતે મળ્યા. તું તો મ્હોટો મહારથી થયો છે એટલે મોંઘો થાય ત્હેમાં નવાઇ શું ?" કચવાટથી જયદેવે પૂછ્યું.

"હું મહારથી થયો તો મહારાજને માટે જ."

"કે પછી હું રાજા છું તે તમ્હારે લીધે" જરા તિરસ્કારથી જયદેવે કહ્યું.

ત્રિભુવનનો તેજી સ્વભાવ જરા ઘવાયો; ત્હેણે હોઠ કરડી, આંખો પ્હોળી કરી જયદેવ સ્હામું થોડી વાર જોયા કર્યું.

ત્રિભુવનનું કદાવર શરીર, ત્હેના હાથીની સુંઢ જેવા મહા બાહુઓ, ત્હેની મ્હોટી નિખાલસ હૃદયનો અકલંકિત ભાવ દર્શાવતી તેજસ્વી આંખો, તે શૌર્યની પ્રતિમા હોય એવો ભાસ આપતાં જોઇ જયદેવ વધારે ચ્હીડાયો. ત્હેને લાગ્યું કે આ સિંહોના ટોળામાં માત્ર પોતે જ નિર્માલ્ય બકરા જેવો છે. ત્હેણે હોઠ બીડી મંડલેશ્વર સ્હામું જોયા કર્યું.

"કાકા" રખાય તેટલી શાન્તિ રાખી ત્રિભુવને કહ્યું. "તમ્હે ગુસ્સે થયા હોય તો ક્ષમા કરજો. એ વાત જવા દો. હું એક કામે આવ્યો છું."

"શું ?"

"મ્હારો સુભટ જડતો નથી. છેલ્લો તે રાજગઢમાં ડુંગર સાથે હતો, અને ડુંગર કહે છે કે હું કાંઇ જાણતો નથી. મ્હને એમાં કાંઇ ભેદ લાગે છે."

જયદેવના બળતા મગજમાં ઘી હોમાયું. ત્હેણે દાંત પીસી પુછ્યું. "કોણ કાક ?"

"હા, એ જ. જ્હેને મ્હેં લાટથી મોકલાવ્યો હતો તે."

"તે કેદમાં છે."

"કેદમાં ?" રાતા પીળા થઇ જતાં મંડલેશ્વરે પૂછ્યું. "કોના હુકમથી ?"

"મ્હારા." સત્તાથી જયદેવે જવાબ દીધો.

"મ્હને કેમ નહિ પૂછ્યું ? શા માટે કેદ કર્યો ?"

"મ્હારી મરજી."

"મામાને અને મ્હોટાં બાને ખબર છે ?"

"કોઇને પૂછવાની મ્હને શી જરૂર ?"

"શી જરૂર? શી જરૂર ? અમ્હે તમ્હારે માટે જીવ આપી મરીયે ને અમ્હને પૂછવાની શી જરૂર ?" ત્રિભુવને સ્વસ્થતા ખોવા માંડી; ત્હેનું અંગ ક્રોધથી કાંપવા માંડ્યું.

"ત્રિભુવન ! તું મ્હને બાલક સ્હમજે છે. કેમ ? હું આવું નથી સાંખવાનો."

"સાંખવું પડશે, મહારાજ ! મ્હારા સુભટને છોડી દો. પેલા ઉદાની સલાહે કાકને કેદમાં પૂરતાં વિચાર નહિ આવ્યો ? પ્હેલાં હું કે પ્હેલાં ઉદો."

"પ્હેલો મ્હારો હુકમ. કાલે સ્હવારે ત્હારો કાક હાથીને પગે થશે. સ્હમજ્યો ? એક નોકરડા પાછળ આટલી પંચાત ?" તિરસ્કારથી રાજાએ કહ્યું.

"હું તમ્હારી માફક મ્હારા સેવકોને પગની રજ નથી માનતો."

"ના. ના. તું મ્હને પગની રજ માને છે. નહિં ?"

"જા, નથી છોડવાનો એને. ત્હારાથી થાય તે કરી લે" કહી જયદેવ બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો અને અંદરના ઓરડા તરફ જવા માંડ્યું. ત્રિભુવન એક છલંગ મારી પાસે આવ્યો અને પોતાનો પંઝો ભયંકર જોરથી જયદેવના ખભા પર મૂક્યો. જયદેવે બૂમ મારી "ડુંગર ! ડુંગર !"

"તમ્હારે જોવું છે કે મ્હારાથી શું થાય છે ?"

જયદેવ ત્રાસદાયક બની રહેલી ત્રિભુવનની મુખમુદ્રા તરફ જોઇ ગભરાતો ઉભો. "તમ્હને ખબર નથી કે હું કોણ છું?"

"મ્હને ખબર છે કે જેવા ત્હારા બાપ તોફાની હતા તેવો તું થવા લાગ્યો છે" હિંમત રાખી રાજાએ કહ્યું.

એટલામાં ડુંગર આવ્યો અને આ બન્નેનું તાંડવનૃત્ય જોઇ આઘો ઉભો રહયો.

"મ્હારા બાપુ જેવો થઇશ" અભિમાનથી માથું પાછું નાખી ત્હેણે કહ્યું. "ત્યારે તો મ્હારૂં જીવન ખરેખરૂં કૃતાર્થ થશે. મ્હેં ને મ્હારા પૂર્વજોએ શું કર્યું છે ત્હેનું કાંઇ ત્હમને ભાન છે ? સિંહાસને ચ્હડયા છો તો ખરા પણ એ સિંહાસન કોને લીધે છે ત્હેનું કાંઇ ભાન છે? પોતે સિંહાસને ચ્હડી શકત–છતાં મ્હારા દાદાએ[1] તે તમ્હારા બાપને આપ્યું; પોતે એ સિંહાસન નિર્માલ્ય કરી શકત–છતાં મ્હારા બાપે હઝારો સમરાંગણો ખેલી ત્હેનો પ્રતાપ વધાર્યો; હું પોતે એ સિંહાસને ચ્હડી શકત–[2] છતાં તમ્હારે માટે સાચવી રાખ્યું–આજે લાટ અને સોરઠ પર ત્હેની સત્તા બેસાડી. હજુ ત્હમે ઓળખતા નથી હું કોણ છું"?

જયદેવ કાંઇ બોલી શકયો નહિ. ત્હેની નજર આગળ ત્રિભુવન વધારે ઉંચો, વધારે પ્રચંડ થતો લાગ્યો. જયદેવને પોતાના દાદા ભીમદેવ

---

૧ ક્ષેમરાજ: કર્ણદેવનો મ્હોટો ભાઈ જ્હેણે વાનપ્રસ્થ લઈ ગાદી ન્હાના ભાઈને સોંપી.

૨ જયદેવ સ્હામું પટણીયોએ બળવો કર્યો હતો. જુઓ પાટણની પ્રભુતા.

બાણાવલીના પરાક્રમોની વાત યાદ આવી. પણ જેમ ત્રિભુવન વધારે પ્રતાપી લાગ્યો, તેમ હેના સ્વમાનને વધારે સખત ઘા પડ્યો, અને પોતાની નિર્બલતાનો હેણે વધારે અનુભવ કર્યો. હેનો બાલક સ્વભાવ ડહાપણ ભૂલી, ત્રિભુવનને છુંદી નાંખવા તત્પર થયો.

"અને તું જાણે છે હું કોણ છું?" હેણે કહ્યું. "ડુંગર, તું ત્રિભુવનને જ પકડ. પકડ હું કહું છું."

ત્રિભુવન ગુસ્સામાં પણ ખડખડ હસી પડયો; ડુંગર આ તકરારથી ત્રાસી દૂરનો દૂર ઉભો રહયો.

"મ્હને પકડવો છે?" અભિમાનભર્યાં ઉચ્ચારણોથી ત્રિભુવન બોલ્યો. "હજુ બાલક છો તે ખબર નથી કે ત્રિભુવનપાલ મંડલેશ્વરને પકડવો કેટલા શેરનો છે. ડુંગર! તું જાણે છે કે કાક કયાં છે? ચાલ, મ્હને રસ્તો બતાવ."

ડુંગરે અનેક તોફાનના સપાટા ખમ્યા હતા, પણ આ સપાટો કાંઇ જુદો જ લાગ્યો. તે હિંમતવાન હતો, તે મલ્લોના માથાં રોજ ભાંગતો, પણ અંત્યારે ગભરાયેલી ગાયની માફક એકથી બીજા તરફ જોઇ રહયો.

"ડુંગર! તું નથી માનતો? તું ત્હારા મહારાજાનું કહ્યું નથી માનતો? ઠીક ઉભો રહે" જયદેવે કહ્યું અને ત્રિભુવનને જતો અટકાવવા હેનો હાથ પકડ્યો. ન્હાના બાલકનો હાથ છોડવી નાંખે તેમ ત્રિભુવને હેનો હાથ છોડવ્યો, અને ગૌરવથી ડુંગરને આગળ થવા નિશાની કરી.

"બાપુ! આપ અન્નદાતા છો–પણ મંડલેશ્વર મહારાજ તો મ્હારા માલિક છે" કહી ડુંગર આગળ ચાલ્યો. જયદેવ તરફ એક તિરસ્કારભરી દૃષ્ટિ નાંખી ત્રિભુવન હેની પાછળ ગયો.

જયદેવે બેભાન થઇ જોયા કર્યું. પોતાની નિરાધારતાનું ભાન થવાથી હેનો જીવ રહેંસાઇ ગયો. હેનું હૃદય કહેતું હતું કે જે ડુંગરે કહ્યું ને કર્યું તે આખું પાટણ–આખું ગુજરાત–કહેશે અને કરશે; પોતે રાજા ન્હોતો પણ નામનું ઠીકું હતો. હેની આંખમાંથી, સ્વમાન ભેદાયું તેથી, આંસુ ડબડબ ખર્યાં.

તે આંસુની સાથે હેનો ગુસ્સો પણ સરી ગયો. તે મહત્વાકાંક્ષી હતો, વિચારશીલ હતો, કાર્યસાધકતા હેનામાં ખીલતી હતી; તે હતો બાલક પણ પુખ્ત વિચારો, અને મુત્સદ્દીપણાનાં બીજ હેના સ્વભાવમાં કયારનાં ફૂટવા માંડયાં હતાં. એક વિપલ હેણે અનેક વિચારો કર્યા, અનેક ઘાટો રચ્યા, ત્રિભુવનની પાછલ દોડયો અને ઉઘાડા બારણામાંથી બૂમ મારીઃ

"ત્રિભુવન! ત્રિભુવન."

ભલા ભલાને અલ્પતાનો અનુભવ કરાવે એવા ગૌરવથી ત્રિભુવન પાછો ફર્યો અને જયદેવની સ્હામું જોઇ રહયો. હેણે જયદેવની આંખમાં આંસુ જોયાં, પોતે હેના અભિમાનને કરેલા આઘાતનો ખ્યાલ આવ્યો, અને પોતાના બાલરાજા તરફ રાજભક્તિના અંકુરો હેને સ્ફૂર્યા.

"કેમ?" હેણે સખત અવાજે પૂછ્યું.

"હું કાકને છૂટો કરૂં છું. તું આમ આવ. ડુંગર! જા, જઇને કાકભટ્ટને અહિંયાં લઇ આવ."

ત્રિભુવનની વિસ્મયતાનો પાર રહ્યો નહિ. જયદેવ આમ છેક નમતું આપશે એવો હેને ખ્યાલ સરખો પણ આવ્યો ન્હોતો.

"મ્હને બધા વગર ચાલશે. ત્હારા વગર કેમ ચાલશે?" જયદેવે હાથ લંબાવી કહ્યું.

સ્નેહાલ, ભોળો મંડલેશ્વર આ સ્નેહભર્યાં વાક્યો સાંભળી હસ્યો; અને પાસે આવી જયદેવના બે હાથ ઝાલ્યા.

"મહારાજ! હું બોલ્યો તે ક્ષમા કરજો. પણ તમ્હે ઘણી વખત મ્હારો હિસાબ પણ ગણતા નથી. પછી કરવું શું?"

"કરવું? મ્હારા પર ઉપકાર કરી મ્હને શરમીન્દો કરવો. હું ત્હારો ઉપકાર કેમ ભૂલું? તું તો મ્હારો જમણો હાથ–મ્હારા સામન્તોનો શિરોમણિ છે"

"ત્યારે શા માટે મ્હને તમ્હારો ગણી મ્હારાં પરાક્રમોથી રાચતા નથી? એમ કરશો તો રાજા કેમ થશો?"

"રાજા–રાજા! ત્રિભુવન! હું રાજા કયારે થઇશ? હું અદેખાઇ કરતો લાગું છું; હું ચ્હીડાતો લાગું છું. એ બધાનું કારણ મ્હારી મહત્વાકાંક્ષા. અત્યારે હું કેવો અધમ છું. મુંજાલ છે–તું છે–શાન્તુ છે–તો મ્હારૂં રાજ ચાલે છે. હેમાં હું તો માત્ર એક શોભા છું."

"એવું શું બોલો છો?"

"એવું? ત્રિભુવન, એ હું કોને કહું? રાત અને દિવસ મ્હને સ્વપ્નાં આવે છે. કોને સંભળાવું? મ્હારે ખરા રાજા થવું છે–ખરી સત્તા ચલાવવી છે. મ્હારે આપણા પૂર્વજોની કીર્તિ ઝાંખી પાડવી છે. મ્હારે ભરતખંડની ભૂમિ ધ્રૂજાવવી છે, મ્હારી કરવી છે. આ અભિલાષાનો અગ્નિ મ્હારૂં અંગે અંગ બાળે છે. એ અગ્નિ કયારે શમશે? એ શમતો નથી હેમાં જ હું કચવાયા કરૂં છું, અદેખાઇએ બળું છું, ત્હારા જેવા ભાંડુને દુશ્મન ગણું છું. ભાઇ!"

કહી જયદેવે બે લમણા પર બે હાથ મૂકયા."

"મ્હને રસ્તો જડતો નથી."

" મહારાજ! " જરા સ્તબ્ધ થઇ રહેલા મંડલેશ્વરે ધીરેથી જવાબ આપ્યો. " એ અગ્નિ શમાવવાના રસ્તા લો."

"રસ્તો જડતો નથી."

"મ્હેં રસ્તો દેખાડનાર આપને મોકલ્યો હતો."

" કોણ કાક ? " ચમકીને જયદેવે કહ્યું.

" હા."

" તું શું એને એવો કાબેલ ધારે છે ? "

" હા કાકા ! આપણામાં બુદ્ધિ ન હોય ત્યારે બુદ્ધિશાલીને આપણી સોડમાં રાખવા. મ્હારામાં લાંબી પ્હોંચ નથી; પણ કાકની પ્હોંચથી મ્હેં જેટલો વિજય મેળવ્યો છે તેટલો મ્હારા બાહુ બળથી મેળવ્યો નથી. રા'ને કોણે હરાવ્યો ? "

" ત્હેં."

"ભૂલ છે. કાકે. વિચાર કરી જુઓ. ઉદા મ્હેતો કોઇથી થાપ ખાતો ન્હોતો. ત્હેને કોણે થાપ ખવડાવી ? કાકે."

" શું કહે છે ? ખંભાતમાં તો એણે જુલમ ગુજાર્યો; અને તેથી મ્હેં એને કેદમાં નાંખ્યો." જયદેવે કહ્યું.

" બધી વાત ખોટી."

" કેમ ? મ્હને ઉદાએ કહ્યું."

"ત્હેમાં જ ખોટી. ઉદો ઉસ્તાદ છે. એણે જાણ્યું કે કાક મ્હારી ફરીયાદ કરશે. તેથી એણે પ્હેલાં આવી કાકને પકડાવ્યો" કહી ત્રિભુવને કાકને ખંભાતમાં જે વીત્યું હતું તે બધું કહી સંભળાવ્યું. એટલામાં ડુંગર કાકને લઇ આવ્યો.

## પ્રકરણ ૬ ઠું.



## કાકનો ભાવ કેમ વધ્યો.



ભોંયરાંની ભીની ધૂળથી ખરડાયેલો કાક હોઠ પીસી, તબીયેત વાળી, બેદરકારીથી ઉભો. ત્હેણે નમન કરવાની પણ તસ્દી લીધી નહિ. ત્રિભુવને ડુંગરને હાથથી બ્હાર જવા સૂચવ્યું એટલે તે ગયો.

"કાક!" ત્રિભુવને કહ્યું "જયદેવ મહારાજ ત્હારી સલાહ માગે છે."

"એમ્હને મ્હારી સલાહની જરૂર નથી" જીદથી કાકે કહ્યું.

"ના, ના. મ્હને જરૂર છે." જયદેવે કહ્યું. કાકે જવાબ નહિ આપ્યો.

"ત્રિભુવન! મહારાજ ત્હને માફી આપે છે."

"મ્હેં ગુન્હો કર્યો નથી કે માફીની પરવા હોય."

"કાક" રાજાએ કહ્યું "જેમ ગણ તેમ. મ્હેં ભૂલ કરી. હવે કદી નહિ થાય. થયું!"

"કાક! હવે ઘણું થયું. મહારાજ કહે છે; પછી આડો થાય છે?" ત્રિભુવને કહ્યું.

"જે સ્વામીને મ્હારી કદર નહિ, તો મ્હને ત્હેની શા માટે હોય ? "

"ચાલ બહુ થયું." જયદેવે કહ્યું. "ગુસ્સો કરી કરીને ત્હારા રાજા સાથે? કાક! હવે વધારે માન શા માટે કરાવે છે? ત્હેં ગઇ વખતે સલાહ આપી તે બધી ખરી નીકળી. મ્હને ત્રિભુવને ખંભાતની પણ વાત કરી છે. ત્હારી સાથે હું સારી રીતે વર્ત્યો નથી; પણ હવે જોજે. ત્હને વિચાર નથી આવતો? ત્હારો મહારાજા અત્યારે એકલો છે, મદદગારની શોધમાં છે. ત્હેને મદદ કરી, સત્તાને શિખરે ત્હેને લઇ જવો એ કામ હું ત્હને સોંપવા માંગું છું. એથી વધારે મ્હોટું કામ ત્હારા જોવાને શોભે? ત્હારે શું કાંઇ જોઇએ છે? એમ હોય તો માગ. જે માગશે તે આપીશ."

"મ્હારે આપની અને મ્હારા મંડલેશ્વરની સેવા શિવાય કાંઇ જોઇતું નથી." કાક રાજાના શબ્દોથી પલળ્યો.

"ત્યારે હવે ગઇ ગુજરી જવા દે. ગઇ વખતે આપણે ત્રણ મુશ્કેલીની વાત કરી. સોરઠનો રા', ઉદો, અને ઉબક."

"જી!"

"ત્હારે પ્રતાપે એ તો દૂર થઇ."

"પ્રતાપ મ્હારા મહારાજનો ને આપનો."

જયદેવે "મ્હારા મહારાજ" ને આપેલું અગ્રસ્થાન કેમે કરી ગળે ઉતાર્યું.

"હવે ઉબકની પીડા રહી."

"એણે શું કર્યું? એની સાથે તો સંધિ થઇ."

જયદેવે તે બધું કહી સંભળાવ્યું. "મ્હને જરા વધારે ખબર કહાડવા દો. પછી વાત."

"કાક! હવે ટુંકી વાત કર" ત્રિભુવને કહ્યું. "આજથી ત્હારે જયદેવ મહારાજ કહે તે પ્રમાણે પાર ઉતારવાનું છે."

"મહારાજને રૂચતું હોય તો સેવક તૈયાર છે. ગઇ વખતે પણ મ્હેં એમ જ કહ્યું હતું."

"ગઇ વખતની વાત ગઇ." જયદેવે અધીરાઇથી કહ્યું.

"જેવી બાપુની મરજી. પણ ગમે તે વખતે આપની પાસે આવવાની રજા મળવી જોઇએ."

"ઠીક. હું ડુંગરને કહી દઇશ."

"મહારાજ ! રજા હોય તો હું સ્નાન સંધ્યા કરવા જાઉં. મધ્યાન્હ તો ક્યારનો થઇ ગયો."

"હા. સવ્હારનું ત્હેં ખાધું પણ નહિં હોય ?" ત્રિભુવને કહ્યું. "ચાલ ચાલ" કહી ત્હેણે રજા લીધી.

"કેમ કાકને તારે ત્યાં લઇ જાય છે ?"

"મહારાજ !" કાકે નીચા નમી કહ્યું "રજા હોય તો હું ત્યાંજ રહીશ. લોકો જાણે કે મ્હને આપ અંતરનો ગણો છો તો મ્હારી બધી યુક્તિ નિષ્ફલ થાય. મહેરબાની કરી હું છૂટયો છું તે કોઇને કહેશો નહિં. નહિંતો ઉદા મ્હેતાને ખાવાનું નહિં ભાવશે." કહી તે અને ત્રિભુવનપાલ નીકળ્યા.

તે ગયા અને જયદેવ મહારાજ બોલ્યા: "આ ભુદેવ છે તો પ્હોંચેલો. જે થાય તે ખરૂં. જોઉં તો ખરો કે એની મદદથી કેટલું થાય છે ? ગાજરની પીપી વગડશે ત્યાં સુધી ઠીક છે. પછી કરડી ખાતાં કેટલી વાર ?"

જયદેવના સ્વભાવમાં અનેક ખૂણા હતા; જે ખૂણેથી ત્હેને અનુભવ મળતો તેવું તેજ તે પ્રકાશતો. અત્યારે ખૂણો પક્કાઇનો હતો અને તેથી તે ઉંડા, અગાધ અસ્પષ્ટ તેજે ચમકતો હતો.

ત્રિભુવન ને કાક પાછા ફર્યા ને સ્હામું મુંજાલ મ્હેતા આવતા મળ્યા.

"ક્યાં, જયદેવ મહારાજની પાસેથી આવ્યા ?"

"હા" ત્રિભુવને કહ્યું.

"ત્હારો કાક ક્યાં ભરાઇ ગયો હતો ? હું ક્યારનો ખોળ્યા કરૂં છું."

"મહારાજ ! હું હાજર છું." કાક ફૂલાયો. હવે ત્હેનો ભાવ વધ્યો.

"ત્રિભુવન ! તું મીનળબાને મળ્યો ? જરા મળી આવ એટલે હું કાક જોડે વાત કરી લઉં."

"હા" કહી ત્રિભુવન ગયો અને મૂગે મ્હોડે મુંજાલે પાછા જવા માંડયું, અને કાક ત્હેની પાછળ ચાલવા લાગ્યો.

તે એક પાસેના ઓરડામાં પેઠા અને મુંજાલે સાંકળ વાસી. "તું ક્યાં ધૂળમાં આળોટી આવ્યો ?" એકદમ આ સવાલ આવવાથી કાક ગુંચવાઇ ગયો "ના, મહારાજ."

"ત્યારે ?" પૂછી મંત્રીએ ત્હેના પગ, ઘુંટણ અને હાથે લાગેલી ધૂળ તરફ નજર કરી. "ચાલો ! જયદેવ મહારાજ અને ત્હારે હવે તો પાછી સલાહ થઇને ?" શું ઝપટથી, શું સ્પષ્ટતાથી મુંજાલ મ્હેતાનું મગજ કડીઓ સાંધી, અજાણી વાત જાણી લેતું હતું તે જોઇ કાક દિંગ થઇ ગયો.

"જી હા ! મ્હારા પર મહારાજના ચાર હાથ છે."

"હોવા જ જોઇએ. સોરઠના રા'ને ભીડાવ્યો તે ત્હારી જ સલાહથી."

"મહારાજ ! ત્રિભુવનપાલ નહિં જઇ પ્હોંચ્યા હોત તો આપે મોકલેલા પરશુરામ ભટ્ટરાજ જરૂર ભીડાવત"–મુંજાલ હસ્યો.

"બીજા કોઇ કરતાં રાજાએ ત્હને સલાહકાર તરીકે લીધો છે એ મ્હને ઘણું ગમે છે." કહી મંત્રી જરા થોભ્યા.

કાક કાંઇ બોલ્યો નહિં. "કારણ થોડા વખતમાં પણ ત્હારામાં મ્હને શ્રદ્ધા આવી છે."

ભાવ આટલો કેમ વધ્યો ત્હેની કાકને કાંઇ સ્હમજ પડી નહિં એટલે ત્હેણે જવાબ દીધો "ઘણો અનુગ્રહ થયો, મહારાજ !"

"તેથી ત્હને એક કામ સોંપવું છે."

"શું ?"

"આજે આપણે ત્યાં બે શૂરવીરો અતિથિ તરીકે આવ્યા છે."

"એક ઉબક સેનાપતિ અને બીજો કીર્તિદેવ."

"તે જ. એ કેમ આવ્યા છે તે ખબર છે ?"

"પાટણનું આતિથ્ય સ્વીકારવા."

"મ્હેં જાણ્યું કે ત્હારામાં બુદ્ધિ લાંબી હશે. મુત્સદ્દીઓ નિરર્થક આતિથ્ય પણ કદી સ્વીકારે છે ?"

"ક્ષમા કરો, મહારાજ ! મ્હેં જાણ્યું કે આપ જ મ્હને કહેવાના હશો કે તે કેમ આવ્યા છે તેથી હું બોલ્યો નહિં."

મુંજાલ જરા હસ્યો. "હવે ખરૂં બોલ, તું શું ધારે છે ?"

"મ્હારૂં ધારવું છે કે એ પાટણમાં માલવાનો પક્ષ સબળ કરવા આવ્યા છે."

"એનો કાંઇ હેતુ ખબર છે ?"

"હેતુ એટલો જ કે અવન્તી અને પાટણ વચ્ચે સલાની સંધિ રહે."

"કાક !" મુંજાલે ખુલ્લા દીલથી કહ્યું "તું ભલા ભલા મંત્રીઓને પણ કાન પકડાવે એમ છે."

"કેમ ?"

"જે વાતની કોઇને ખબર નથી, માત્ર મ્હને પણ વ્હેમ છે, ત્હેની ત્હને ખાત્રી છે."

કાક જરા હસ્યો.

"તેટલા જ માટે ત્હને બોલાવ્યો છે. ઉબક માત્ર યોધ્ધો છે—ત્હેનો હિસાબ નથી; પેલો સાથે ગોરો ગભરૂ જેવો આવ્યો છે તે ભયંકર છે."

"જી. એણે ત્રિભુવનપાલ મહારાજ જોડે વાત કરી તેપરથી મ્હને પણ એમ જ લાગ્યું." કાકે કહ્યું.

"ત્યારે હવે જોવાનું માત્ર એટલું જ છે કે કીર્તિદેવ ધાર્યું કરે છે કે તું ત્હેને કરવા નથી દેતો."

"જેવી આજ્ઞા."

"હું મહારાજને કહીને ત્હને રજા અપાવીશ. વખત છે ને મ્હને કહેવા આવવાની ફૂરસદ નહિ મળે તો હરકત નહિ. પણ છેલ્લી વારે હિસાબ આપજે."

"જી."

"ત્યારે હું નિશ્ચિંત રહું."

"હાજી. હા." પોતાનામાં મુંજાલે શ્રદ્ધા બતાવી તેથી હરખાતાં કાકે કહ્યું.

"ઠીક. જા."

કાક ગયો. ત્હેને લાગ્યું કે મુંજાલે ત્હેના પર વિશ્વાસ મૂકી ઘણી ખાનગી વાત કહી હતી. પણ મુંજાલ મ્હેતાની ચાણક્યનીતિનો તે માહિતગાર ન્હોતો.

તે ગયો અને તરત જ એક ગુમાસ્તા જેવા લાગતા માણસને મુંજાલે બોલાવ્યો.

"વિહારી! પેલો ગયો તે ભટ્ટ જોયો. એ ત્રિભુવનપાલનો સુભટ છે."

"જી જી."

"એનું નામ કાકભટ્ટ. એ ક્યાં જાય છે અને શું કરે છે ત્હેની તપાસ રાખવાની છે."

"જેવી અન્નદાતાની આજ્ઞા."

"જોજે ઘણો જબરો છે. મ્હને દહાડામાં બે ત્રણ વખત ખબર કરજે."

"જી" કહી વિહારી ગયો.



## પ્રકરણ ૭ મું.



## મંજરીના સ્વામીઓ.



**ત્રિભુવન** અને કાક પાછા ત્રિભુવનને મહેલે આવ્યા. કાક પોતાની રસોઇની સામગ્રી તૈયાર કરવામાં ગુંથાયો, અને મંડલેશ્વર આરામ લેવા ગયા. કાકે પણ નિત્યકર્મ કરી, જમી, મુસાફરી અને ભાંયરાની લીધેલી મુલાકાતનો થાક ઉતારવા જરા વાર સૂવાનો વિચાર કર્યો. અંદરના ભાગમાં ખાસ ઘરના માણસો રહેતાં હતાં ત્યાં એક ખાલી ખૂણો ખોળી કહાડી તે નિદ્રાધીન થયો.

પણ નિદ્રાદેવીની આરાધના નીરાંતે કરવાનું ત્હેના નશીબમાં ન્હોતું. એકદમ તે ચમકીને જાગ્યો—કારણકે ત્હેના કાન પર એક પરિચિત, સંસ્કારપૂર્ણ, સ્વર કાને પડયો; ત્હેનું હૈયું ઉછળી આવ્યું; ત્હેણે કાન દઇ સાંભળવા માંડયું; સાંભળતા ત્હેણે એકચિત્તે, સ્તબ્ધ બની સાંભળ્યા કર્યું. તે બધું ભૂલી ગયો—રાજ્યખટપટો, યુદ્ધપ્રસંગો, મહત્વાકાંક્ષા; માત્ર બે સ્ત્રીઓના સ્વરની રમઝટમાં લીન બની, ત્હેમની વાંતો હૃદયમાં ઉતારતો, તે રસતરંગે હીંચી રહયો.

તે સૂતો હતો ત્હેની પાછળના ઓરડામાં કાશ્મીરા અને મંજરી હિંચકો ખાતાં હતાં. હિંચકો જોરથી ઝૂલતો હતો; અને બન્ને ઘડીમાં ધીમેથી ઘડીમાં મ્હોટેથી વાત કરતાં હતાં.

બન્ને લલિતાઓ ભરજોબનમાં મ્હાલતી હતી; બન્નેના રૂપ, ઠસ્સો, છટા અનેરાં, ભિન્ન લક્ષણવાલાં, છતાં મોહક હતાં. કાશ્મીરા આછે ઘાટે ઘડેલી,-શક્તિની, પ્રતિમા હતી; મંજરી ખીલતાં અંગે ભરેલી લક્ષ્મીપદ પ્હોંચવાની તૈયારી કરતી હતી. કાશ્મીરા ચપલ, ઉત્સાહપ્રેરક, સત્તાધારી લાગતી; મંજરી અપૂર્વ, ઉન્માદક, કલ્પનાશક્તિને કેદી બનાવે તેવી હતી. એમ લાગતું કે એકને જોઇ, પુરુષો ત્હેનું શાસન સ્વીકારવા દોડે; બીજીને જોઇ, બધા શાસનો તોડી, ત્હેને પૂજવા લાગે. જ્યારે કાકનું ધ્યાન ગયું ત્યારે મંજરી બોલતી હતી. ત્હેના કંઠમાં ગર્વ અને તિરસ્કાર સાથે નિરાશાના પણ ઝણકારો સંભળાતા હતા.

"બા! મ્હને કોની જોડે સંબંધ હોય? મ્હારા પિતા ગયા પછી સંસારમાં કોઇ મ્હને સ્હમજે, મ્હને રૂચે એવું દેખાતું નથી. ક્યાં મ્હારા મનોરાજ્યમાં મોંઘાં માનેલા વીરો અને ક્યાં આ બધા નિર્માલ્ય નિરાધાર વ્હેંતીયાઓ? કોઇમાં નથી બુદ્ધિ, નથી બળ, નથી આદર્શ; બધાનું લક્ષણ જોઇએ તો અલ્પતા." જવાબમાં કાશ્મીરાદેવી હસી.

"મૂર્ખી! ત્હને કાંઇ ભાન છે? પાટણમાં જેવા વીરો છે તેવા બીજે ક્યાંઇ પણ છે?"

"હ" તિરસ્કારથી મંજરી બોલી. "તમ્હારા પાટણના વીરો અને પંડિતો બધા—"

"ત્હેનો ત્હને હિસાબ નથી?"

"બા ! મ્હારી સાથે વાત કરતાં માથું પાકશે. જવા દો. હું તમ્હારા કાલની નથી–ત્રિભુવન ગજાવનારા મહાકવિઓના કાલની છું; હું પાટણની બ્રાહ્મણી નથી–પણ બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્રને ખોળામાં છુપાવવાની હોંસ ધારતી બીજી અનસૂયા છું."

"તે તો કોણ જાણે, પણ તું ગાંડી તો છે."

"મ્હારૂં ગાંડપણ મ્હારે મન ડહાપણ છે."

"પણ તું આમ ને આમ ક્યાં સુધી રહેશે? નથી બાપ, નથી ભાઇ; ત્હારી ઉમરે તે આમ એકલવાયા ક્યાં સુધી ચાલશે ? અનસૂયા થશે, તો કોઇ અત્રિ હશે ત્યારે ને ?" કાશ્મીરાએ હસતાં હસતાં ઉમેર્યું.

"બા, તે હું જાણું છું. પેલો કાક નહિ હોત તો મ્હારે મરવું પડત. મોહિનીએ જેમ દેવદાનવો ડુલાવ્યા તેમ મ્હારા રૂપમાં પણ ભયંકર શક્તિ છે; એટલે લાલસાના સેવકો દુઃખ દેવા આવશે. દુઃખ દેશે–રીબાવશે. પણ હું કોને પરણું ? કોની જોડે સંબંધ બાંધું ? બા ! મ્હેં તમ્હને શું કહ્યું ? જ્યાં જોઉં છું ત્યાં વ્હેંતીયાઓ નજરે ચ્હડે છે. એમ્હાંથી કોની દાસી થાઉં ?" ભયંકર કટાક્ષમયતાથી મંજરીએ પૂછ્યું. ત્હેના શબ્દો કરતાં ત્હેની બોલવાની રીત ગર્વભરી, હૃદયભેદક હતી. કાકનું હૈયું રડી ઉઠ્યું. મંજરીનાં વચનો ખરાં હતાં; છતાં તે ત્હેની આશાઓની કતલ કરતાં હતાં.

"કોઇનો છૂટકો થયો છે કે ત્હારો થશે ? તું મ્હોટી પંડિત છે ને આમ ધર્મને કેમ કોરે મૂકે છે ? તું હમણાં તો ગભરાતી હતી કે રખેને ખંભાતનો શેઠીયો ત્હને લઇ જાય, તો ત્હારો ધર્મ કેમ રહેશે ? કોઇની જોડે પરણી કેમ જતી નથી ? પછી કોની મગદૂર છે કે ત્હારો વાળ વાંકો કરી શકે ?" કાશ્મીરાએ મંજરીના ખભા પર હાથ મૂકી કહ્યું.

"શ્રાવક થવું કે કોઇ ક્ષુદ્ર પ્રાણીને પરણવું–મ્હારે મન બન્ને અધમતાની અવધ છે."

"ખબરદાર ! મ્હારૂં પીયેર શ્રાવક છે–ને મ્હારાં સાસુ શ્રાવક હતાં; અને ત્હારે મન બધા જ ક્ષુદ્ર એટલે મ્હારા મંડલેશ્વર પણ તેમ જ !" કહી કાશ્મીરા પાછી હસવા લાગી. તે મંજરીને ધીમે ધીમે લગ્નની વાત પર લાવતી હતી. બ્હાર પડેલો કાક તે સ્હમજ્યો અને અંતરથી ત્હેણે આભાર માન્યો.

"ત્યારે બોલાવો છો શું કામ ?" જાણે પોતે મહારાણી હોય અને મંડલેશ્વરની પટરાણી કોઇ દાસી હોય તેવા ગૌરવથી મંજરીએ પૂછ્યું. "મ્હારાથી કેમ પરણાય ?"

"એ તો એની મેળે સ્હમજાશે. ઘણીયો આંધળાં પાંગલા ધણી સેવે છે ત્હેનું શું ?"

"હું પણ સેવું છું જે મ્હારે હૃદયે ઉતર્યા છે તે. બીજાને મન તે ઘણાયે નકામા છે."

કાશ્મીરા ચમકી "હેં ?"

"હા."

"એ શું ?"

"વાત ખરી. બા ! મ્હેં તમ્હને એક વખત કહ્યું કે મ્હારો સ્વભાવ વિચિત્ર છે."

"પણ ત્હારે હૃદયે કોણ ઉતર્યા છે તે તો કહે. વાત શું ઉડાવે છે ?"

"હું ક્યાં વાત ઉડાવું છું ? તમ્હે કહો છો કે હું એકલી છું–ખરૂં જોતાં તો મ્હારો સંસાર ભરચક છે. તમ્હે કહો છો કે મ્હારે પરણવું જોઇએ–ખરૂં કહું તો હું પરણેલી છું."

"શું બકે છે ?"

"ખરી વાત. તમ્હને પરણે જે સુખ મળે છે તેથી વધારે મ્હારા નાથો મ્હને આપે છે."

"નાથો ! તું ભાનમાં છે કે નહિ ?" કહી એકદમ હિંચકો રાખી, મંજરીને ગાંડી ધારી કાશ્મીરા હેઠળ ઉતરી, ડોળા ફાડી ત્હેની સ્હામું જોઇ રહી.

"ભાનમાં છું, ગભરાશો નહિં. મ્હારે નાથ ઘણા છે. પાંચાળી કરતાંયે વધારે.

કાશ્મીરાને હસવું કે ગુસ્સે થવું ત્હેની સ્હમજ પડી નહિ. ત્હેને લાગ્યું કે મંજરી મશ્કરી કરતી હતી, પણ તે ગંભીર અને શાન્ત હતી; ત્હેનાં પ્રફુલ્લ નયનો નાથની વાત કરતાં નવોઢાંનાં ચમકે તેમ ચમકતાં હતાં; ત્હેના મ્હોડા પર કોડીલી, લજ્જતી નવવધૂને મ્હોડે પડતા શેરડાઓ દેખાતા હતા. અત્યાર સુધી જે ગર્વના સ્વાસ્થ્યથી તે વાત કરતી હતી તે જતું રહ્યું; ત્હેણે ઉમળકા સાથે, હેતભર્યાં વચનો બોલવા માંડ્યા.

"એકનું નામ તો દે. ત્હારૂં તો કાંઇ સ્હમજાતું જ નથી."

કાકે નામ સાંભળવા એકચિત્તે કાન દીધા; અને તે બધાનો સંહાર કરવા મનમાં સંકલ્પ કર્યો.

"પ્હેલો મારો નાથ–મ્હારા પિતાએ સોંપેલો પ્હેલો મુગટમણિ કોણ છે તે જાણો છો ? કાલીદાસ."

"કાલીદાસ કોણ ?"

"કાલીદાસ–મ્હારા હૈયાનો હાર. અહોનીશ તે મ્હારી સાથે સંચરે છે" કોડથી **મંજરીએ** કહ્યું. "ખાતાં, ઉઠતાં, બેસતાં અમ્હારાં હૃદયો એક જ તાન મારે છે: અમ્હે સાથે સાથે ગગને વિહરતા મેઘો જોઇએ છે–પાસે છતાં, આઘાં બની મેઘદૂતોથી સંદેશા કહાવીયે છીયે; હૃદયનાં રસ રેડી એક બીજાને શોધીયે છીયે; જીવનના લ્હાવા લઇ અમ્હારાં છોકરાં ઉછેરીયે છીયે."

**કાકને** સ્હમજાયું કે **મંજરી** કોને વિષે વાત કરતી હતી; **કાશ્મીરા** પણ આભી બની જોઇ રહી.

"છોકરાં !"

"હા. અમ્હને છોકરાં છે–**શ**કુન્તલા, **પુ**રૂરવા, **મા**લવિકા–બધાં ઘણાં; તે મ્હારાં છે–કારણકે મ્હારા નાથનાં છે."

"એ કોણ છે પણ ?"

"ઓલખતાં નથી? સમસ્ત કવિમંડલોના તિલકરૂપ મ્હારા કાલીદાસને–**વિ**ક્રમાદિત્યના પ્રિય વયસ્યને?" **કાશ્મીરા** તરફ તિરસ્કારભર્યાં નયને જોતાં ત્હેણે પૂછ્યું.

"પેલો **વિ**ક્રમ રાજાની સભાનો કવિ **કાલી**દાસ ?" આખરે સ્હમજ પડતાં **કાશ્મીરાએ** પૂછ્યું.

"તે જ" જાણે વિજય મેળવ્યો હોય તેમ હસીને **મંજરીએ** કહ્યું.

**કાશ્મીરા** સ્હમજી અને આ વિચિત્ર બાલાનું મનોરાજ્ય જોઇ ખડખડાટ હસી.

"હાય હાય, નકામી મ્હને ગભરાવી મારી." **કાશ્મીરાએ** કહ્યું. તે ઘણીજ પાકી હતી અને **મંજરીનો** સ્વભાવ અને ત્હેની ઉર્મીઓ પામી ગઇ હતી; અને ત્હેની **મી**નળ કાકીની કલાથી તે **મંજરીને** પોતાની ઇચ્છા પ્રમાણે દોરવા મથી. "બીજા કોણ કોણ છે? બધા આવા આવા જ છે કે કોઇ શૂરવીર યોધ્ધો પણ છે ?"

"તમ્હે નહિં જાણુતા કે તમ્હેજ માત્ર યોદ્ધાઓ પૂજો છો. મ્હેં પણ ઘણા યોદ્ધાઓને વરમાલ આરોપી છે."

"કોને કોને તે તો કહે."

"કોને? મ્હારા વીરો તમ્હારા વીરો જેવા નિર્માલ્ય નથી. મ્હારો મહાપ્રતાપી સ્વામી, વીરોમાં પણ વીર એવો સકલ શસ્ત્રવિદ્યાનો પિતા **પ**રશુરામ છે."

"કોણ **સ**ર્જનનો છોકરો !"

"શું બોલો છો?" **મંજરીની** આંખોમાંથી ગર્વ અને ઉત્સાહના તનખા નીકળતા હતા; ત્હેનું તેજસ્વી મુખ અનિર્વાર્ય ભાવોથી ઝળહળી રહ્યું હતું.

"મ્હારા **પ**રશુરામ ! **પ**રશુરામ તો **ત્રિ**પુરારિનો અવતાર–અનેક **ભી**ષ્મ અને કર્ણોને શસ્ત્ર વિદ્યા શીખવનાર મહાગુરુ–એક વીશ વાર નક્ષત્રી કરી આખી અવનીને કંપાવનાર સમર્થ મહારથી–સર્વશાસ્ત્ર વિશારદ મહર્ષિ–પલકમાં આખીધરા દાનમાં દેનાર–**જમ**દગ્નિનો પુત્ર બા! તમ્હે મશ્કરી કરો છો? ભલે કરો. તમ્હારે મન આ પોથીમાંના વેગણ છે–મ્હારે મન તે પ્રાણનો આધાર છે. તમ્હે **મં**ડલેશ્વરના પટરાણી બની મગરૂરીમાં મ્હાલો છો; હું **બ્રા**હ્મણ **શ્રેષ્ઠ ભ**ગવાનની અર્ધાંગના છું ત્હેમાં રાચું છું. બા! એને શબ્દે શાસ્ત્રો રચાતાં, એની હાકે શેષનાગ ડોલતો, એની પરશુની ચમકે મહારાજ્યો પાયમાલ થતાં, એને તપે દેવદેવેંદ્રો ત્રાસી મરતા. પ્રાણ અર્પવો તો એવાને."

"પણ એવી વાતો તે કામની શું ? ત્હેને તે કાંઇ સદેહે પરણાયું ?"

"કેમ નહિં ? તમ્હે **મં**ડલેશ્વરને જુઓ છો તેથી વધારે સ્પષ્ટતાથી હું ત્હેને નીરખું છું–ત્હેના શબ્દો સાંભળું છું–ત્હેના જીવનના આદેશો સ્હમજું છું. તમ્હને તે નહિ દેખાતા હોય પણ હું ત્હેને જોઉં છું.–જેવા ત્હેને મહારાજ દશરથે જોયા એવા" કહી ભાવ અને ઉર્મિઓથી ઉછળતા, ધ્રૂજતા અવાજે તે બોલી:

> **दद‍र्श भीमसकाशं जयमण्डलधारेणम् ।**
> **भार्गवं जामदग्नेयं राजा राजवीमर्दनम् ॥**
> **कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम् ।**
> **ज्वलन्तमिव तेजोभिर्दुर्निरीक्ष्यं पृथग्जनैः ॥**
> **स्कन्धे चासज्जपरशुं धनुर्विद्युद्गणोपमम् ।**
> **प्रगृह्य शरमुग्रं च त्रिपुरघ्नं यथा शीवम् ॥ १**

છેલ્લા શબ્દો જાણે સુમધુર સંગીતમાં નાચતા ઝરણાંએ નીચે પડતાં ઉચ્ચાર્યાં હોય એમ કાકને લાગ્યું. **કાશ્મીરા** ક્યાં સુધી ઉત્સાહની ઉર્મિઓના તેજથી દીપતી **મંજરીને** જોઇ રહી અને પછી કહ્યું:

---

૧. રામાયણ બાલકાંડ સર્ગ ૭૪.

**રાજાએ ( દશરથે ) ભયંકર, જટામંડળ ધારણ કરેલા રાજાઓના વિનાશક, કઇલાસ સમ જીતાય નહિં એવા કાલાગ્નિ સમ સહન ન થાય એવા, તેજોથી ઝળહળીત, સામાન્ય નરોને ન દેખાય એવા, ખાંધે ફરસી મુકીને, વિજળી સમ ધનુંષ અને ઉગ્ર શર લઈ ત્રિપુરનો નાશ કરનારા શંકર જેવા લાગતા જમદગ્નિના પુત્ર ભરગુ પુત્રને જોયા.**

"બળી ત્હારી કથા, છોડની. સ્હમજાય એવું તો કાંઇ બોલ. આ તો તું બોલે ને તું સ્હમજે!" કાશ્મીરા, જે મંજરીનો અર્થ ત્હેના શબ્દો કરતાં ચ્હેરા અને અવાજના ભાવથી વધારે સ્હમજતી હતી, ત્હેણે કહ્યું. મંજરીની કલ્પનાશક્તિનું ધસતું પૂર અટક્યું. ત્હેણે કાશ્મીરાને શ્લોકોનો અર્થ સ્હમજાવ્યો.

"બા! વીર વીર કરો છો તો આનું નામ વીર! માનશો? હું તો એની સાથે રહું છું; એને ડગલે ડગલું ધરૂં છું; એને વિજયે વિજય પામું છું; એનું ત્ર્યંબક લઇ જનકને દરબારે જાઉં છું;–એની પરશુ લઇ મ્હારે હાથે ક્ષત્રીઓનાં શીશ ઉડાવું છું." ત્હેણે પોતાની ન્હાનકડી મુઠી વાળી આગળ ચલાવ્યું. "અમ્હે બે નક્ષત્રીઓ કરીએ છીએ, ત્રિભુવન કંપાવીએ છીયે, ઈંદ્રાસનો ડોલાવીયે છીયે. બા! બા! તમ્હને હું ગાંડી લાગતી હોઇશ; પણ મ્હારે મન તમ્હારો સંસાર માયાજાલ છે–મ્હારો આ સંસાર સત્ય છે, પ્રત્યક્ષ છે. હવે તમ્હારા આજકાલના વ્હેંતીયા વીરોનો મ્હારે મન શો હીસાબ હોય? શી બ્હાદુરી પર મ્હારા જમદગ્નિની વરમાલ બીજાને આરોપું?" ત્હેણે નાક મરડી, જરા વધારે સ્વસ્થ થઇ પૂછ્યું. "ત્હારે જમદગ્નિ જોઇતો હોય તો આપણો કાકભટ્ટ છે" કાશ્મીરાએ જાણે અમથી મશ્કરી જ કરતી હોય તેમ પૂછ્યું. "એનું ગોત્ર પણ કાંઇ એવું જ છે. તે દિવસે તું ડાચાકૂટ કરતી હતી ને?"

બ્હાર કાકનો જીવ તાળવે ચોંટયો.

"કોણ કાક!" મંજરી પાછી હતી તેવી ગર્વિષ્ઠ, સ્વસ્થ થઇ ગઇ.

"બા! એવું નહિ બોલશો. એ તે મ્હોટો યોધ્ધો ને એ મ્હોટો બ્રાહ્મણ! નથી આવડતું સંસ્કૃત–નથી પૂરા સંસ્કાર–નથી મ્હોટો યોધ્ધો. તમ્હે તો એની પાછળ ગાંડાં થઇ ગયાં છો."

કાકનું હૃદય ધબકતું અટકી પડ્યું હોય એમ ત્હેને લાગ્યું. મંજરીના તિરસ્કારભર્યા વચનો ત્હેને અલ્પતાના વિષના ઘુટડા પાતાં હતાં. ત્હેના હૃદયમાં ઉભી થયેલી વ્યથાથી ત્હેની આંખમાં પાણી આવ્યાં; મંજરીના ભયંકર શબ્દના પડઘા ત્હેના કાનમાં પડવા લાગ્યા; પોતે હતો એક અધમ સેવક–નહિં બ્રાહ્મણ, નહિં યોધ્ધો.

"શું ખોટો છે? ભલા ભૂપતિને ભૂ પાય એવો છે. તું કયાં નથી જાણતી? એને લીધે તું બચી ને જીવતી આવી; એને લીધે શા' હારી ગયો, પકડાયો; એને મ્હારા મંડલેશ્વર જમણો હાથ માને છે; કાલે ઉઠીને ભટ્ટરાજ થશે; જમીન મળશે, મીલકત પામશે, વખત છે ને સેનાપતિ પણ થાય!"

"બા! હું–હું–કાકને પરણું? કયાં હું–અને કયાં લાટનો ભટકતો ભટ્ટ."

"તે એમ નહિં કહે કે કયાં હું મંડલેશ્વરનો માનીતો સુભટ અને કયાં તું ઘરવિનાની, એક રખડતી છોકરી?" કાશ્મીરાએ એક પછી બીજી યુક્તિઓ અજમાવવા માંડી.

"ભલેને કહે? ન જોયાં રવિકિરણો, ન જાણ્યો ત્હેનો પ્રતાપ–તેથી શું ઘુવડ દૂરદર્શી થયો?"

કાશ્મીરા આ અભિમાન પલવાર સુધી જોઇ રહી. ત્હેને મંજરી તરફ ખેંચાણ થતું હતું. ત્હેનું સૌંદર્ય, સરલતા અને ગર્વ સુદ્ધાં કાશ્મીરાને અલૌકીક અને પ્રિય થઇ પડયાં હતાં. ત્હેને હેતનો ઉમલકો આવ્યો અને તે મંજરીને વળગી પડી.

"મંજરી! તું તો અદ્ભૂત છે."

જાણે એમાં કાંઇ નવું નહિ કહ્યું હોય તેમ મંજરી સ્વાસ્થ્યથી આલિંગનથી છુટી પડી. "બા! દુનિયામાં પદવી, પૈસો, કે બ્હાદુરીથી શ્રેષ્ઠતા નથી મળતી."

"ત્યારે?"

"પહેલાં સંસ્કાર અને શુદ્ધતા જોઇએ. જો ભૂદેવો જ સંસ્કાર કે શુદ્ધતાથી ભ્રષ્ટ થાય તો પૃથ્વી રસાતાલ જાય" ગર્વથી મંજરીએ કહ્યું.

"એટલે ત્હારે મન કાક સંસ્કારીએ નથી ને શુધ્ધે નથી. નહિં! ઠીક છે. કહેવા દે ત્હેને."

"ભલે કહેજો."

કાક હૈયાસૂનો બની ઘડીભર પડી રહ્યો. જે થોડું સંસ્કૃત આવડતું હતું ત્હેની મદદ લઇ મંજરીએ બોલેલા શ્લોક તે યાદ કરતો હતો. "कैलास मिव दुर्धर्षं." ત્હેણે કપાલ કૂટ્યું. "કયાં હું જામદગ્ની ગોત્રજ ને કયાં ભગવાન જામદગ્નિ પરશુરામ! મંજરી સાચું બોલી. હું નિર્માલ્ય–નિરાધાર છું. ક્યાં મ્હારા વીર પૂર્વજ અને કયાં હું વ્હેંતીયો વીર? कालाग्नि मिव दुःसहम्. મંજરીને લાયક હું પતિ છું? નથી. નથી?" પા ઘડી તે મૂગો મૂગો પડી રહ્યો. "હું બુદ્ધિશાળી છું–બ્હાદુર છું–મંડ-

લેશ્વરનો માનીતો છું. મંજરીને લાયક કેમ નથી? હા. અલ્પ છું–વિશાળતા નથી. ત્રિપુરઘ્નં યથા શિવમ્ મંજરી ત્હારી વાત ખરી છે... મંજરી! ઠીક છે. તું પણ જોજે" કહી તે બેઠો થઇ ગયો. "કળીયુગ આવ્યો છે; પણ મ્હારી રગમાં શુદ્ધ, સનાતન, લોહી ફરે છે. તું પણ જોજે કે કાક નિર્માલ્ય છે કે રાજવી મર્દન છે" કહી કાક ઉભો થઇ ગયો.



# પ્રકરણ ૮ મું.



## બે જુના મિત્રો.



ઉબક સેનાપતિ મહારાજા પાસેથી ઉઠી, સર્જન સાથે રાજગઢના બીજા ભાગમાં ગયો. ઉબકનું આતિથ્ય સર્જનને સોંપવામાં આવ્યું હતું.

તે બન્ને નીરાંતે બેઠા, અને વિનયશીલ અનુચરો પાણી અને પાન મૂકી વદાય થયા. કીર્તિદેવ હજુ બ્હારના ખંડમાં કેટલાક યોદ્ધાઓ જોડે વાત કરતો ઉભો હતો. આ બે વૃદ્ધ યોદ્ધાઓએ એકલાં પડતાં પ્હેલી વાર એક બીજા સ્હામું સ્મિતભરી, સ્નેહભીની નજરે જોયું.

"કેટલે વર્ષે મળ્યા?" ઉબકે કહ્યું, "પણ તું તો તેવો ને તેવો જ છે."

"હા! પણ ત્હમે જરા ઝરડાયા છો. થોડા ઘા પણ વધારે પડયા છે. નહિ?" તકીયા પર નીરાંતે અઢેલી સર્જન મ્હેતાએ કહ્યું.

"વયસ્ય! મ્હારી ઉમર ઘાએ ગણાય છે; વર્ષે નહિં" મૂછ પર તાલ દેતાં ઉબક બોલ્યો. "યાદ છે, આપણો પ્હેલો ઘા?"

"કેમ નહિં? ભીમદેવ મહારાજે તમ્હારા ભોજરાજાને પૂરા કર્યા ત્યારે, મ્હેં કરેલો ને. તે કેમ ભૂલું?" કહી સજ્જન ખડખડાટ હસ્યો.

"આહા! શું તે અવસર!" ઉબકની અડધી આંખ બાલપણનો આનંદ સંભારી હસી ઉઠી.

"તે અવસર ગયા."

"અરે હારે" સજ્જને જોરથી કહ્યું "કયાં આપણાં કેસરીયાં અને કયાં આ આજકાલનાં છોકરાંઓની રમત. પણ પરમાર!" આસપાસ સાવચેતીથી જોઇ તે બોલ્યો. "પેલાનું શું?"

"કોણ?—"

"હા. તે જ."

"મંત્રીવર્ય! તમ્હે મ્હારા પર ઘણો જ અનુગ્રહ કર્યો. શું છોકરો?"

"કુલ લજાવે એવો તો નથી ને?"

"બન્ને કુલ તારે એવો છે. ત્હેં ઓલખ્યો નહિં? મ્હારી સાથે—"

"પેલો છોકરો છે તે?" સજ્જને પૂછ્યું.

"હા."

"નામ આપ્યું છે?"

"કીર્તિદેવ."

"શું રૂપાળો છે? શું વધી ગયો છે?" સાશ્ચર્ય બોલતાં સજ્જન ટટ્ટાર થઇ ગયો.

"ગાંડા! સોળ વર્ષનાં વ્હાણાં વાયાં."

"હું?"

"હાસ્તો. હું દેવપટ્ટનની જાત્રાએ આવ્યો ત્યારે."

"શું વખત જાય છે? પણ યુધ્ધમાં કેવો એક છે?"

"મંત્રીજી! યુદ્ધમાં આપણને શરમાવે. ચાતુર્યમાં કવિવરો માન મૂકે." ટૂંકામાં સેનાપતિએ કહ્યું.

"અમ્હે એને ખોયો. નહિ તો એના બાપને ને અમ્હને બન્નેને શોભા દેત."

"એનો બાપ કોણ? તે તો તમ્હે કહ્યું જ નહિં."

સર્જનને કપાળે કરચળી પડી; ત્હેની આંખમાં ગ્લાનિનો ભાવ આવ્યો.

"સેનાપતિરાજ! એ કરમની કથા જવા દો. પણ છોકરાએ કુલની તપાસ નથી કરી?"

"કરી હતી. એ જાણવા તો તે ઘણો ઉત્સુક છે. પણ મ્હેં કહ્યું કે મ્હને ખબર નથી એટલે બીચારો વધારે પૂછતો નથી. પણ એના હૃદયમાં એ અભિલાષા ઘણી છે. કહી દોની."

"હમણાં નહિં."

"કુલ કલંકિત તો નથી?"

"એવું કુલ આખી પૃથ્વી પર મળવું ભારે છે!" ખેદયુક્ત ગર્વથી સર્જને કહ્યું "ઉબકજી, પણ એની વધારે વાત કરવામાં માલ નથી."

"એ બીચારો તો એટલું જાણે છે કે એ ગુજરાતનો છે. એથી તો એ પાટણ આવવા તલસતો હતો."

"ત્યારે થોડા દહાડા અહિંયાં રહેવા દો."

"પૂર્ણિમા સુધી તો છે. પછી વિચાર કરીશું."

"રહેવા દો. આજે કેટલા દિવસથી એને મળવાનું મન હતું" સજ્જને કહ્યું "એને મ્હારે ઘેર મોકલો."

"હા. કીર્તિ !" ઉબકે બૂમ મારી.

"જી" કહી કીર્તિદેવ માનભેર આવીને હાથ જોડી ઉભો.

"એમને ઓળખે છે ?" સજ્જન તરફ આંગળી કરી સેનાપતિએ પૂછ્યું.

"ચાંપાનેર ગઢના દુર્જય પતિને કોણ નહિ ઓળખે." પોતાનાં સુંદર નયનો સવિનય ઉંચાં કરી કીર્તિદેવ બોલ્યો.

સજ્જન અવર્ણનીય સ્નેહથી ત્હેની સ્હામું જોઇ રહ્યો.

"પણ મ્હારા મિત્ર તરીકે ક્યાં ઓળખે છે ?" ઉબકે કહ્યું.

"પરમાર ને હું તો બાલપણના મિત્રો છીયે. જે યુદ્ધમાં પ્હેલો એ ઉતર્યો ત્હેમાં જ મ્હેં મંગલાચરણ કર્યું."

"જી."

"અને ત્યારથી એક બીજાના ઘા સ્હેતા, સંધિ થયે ભેગા મળતાં આખી જીંદગી વીતાવી છે" સજ્જને કહ્યું "સેનાપતિ, આપણી દોસ્તીને કેટલાં વર્ષ થયાં હશે ?"

"ત્હારો છોકરો હતો ને ? ત્હેનાંથી બે વર્ષ વધારે."

"હા. પરશુરામને ચાલીશેક થયાં."

"બસ ત્યારે કીર્તિ ! ઉબકે કહ્યું. "અવની પર સજ્જન મ્હેતાનો સમોવડીયો નથી."

"સમોવડીયો નથી; પણ એક યોધ્ધો ચ્હડીયાતો છે—અને તે આપણા સેનાપતિરાજ."

"ઠીક ત્યારે. તું એમ્હને ત્યાં અત્યારે જા."

"જી." કીર્તિદેવે કહ્યું.

"તું પણ વણિક છે એટલે વાંધો નહિં પડે."

"જેવી આજ્ઞા."

"ચાલો ત્યારે" કહી સજ્જન મ્હેતાએ રજા લીધી.

સજ્જન મ્હેતા કીર્તિદેવને લઇ હાથી પર ચ્હડયા અને પોતાના ઘર તરફ ચાલ્યા. રસ્તે વૃદ્ધ યોદ્ધાના મ્હોં પર અનેક ભાવો દેખાતા હતા. જાણે ઘણે દિવસે ખોવાયલું રત્ન સાંપડ્યું હોય તેમ તે કીર્તિદેવ સ્હામે જોયા કરતા, ઘડીમાં નીસાસો મૂકતા, ઘડીમાં મુછમાં હસતાં.

કીર્તિદેવની અસ્પર્શ્યતા અડગ રહી. આ બધા ભાવો ત્હેણે જોયા નહિં; તે માત્ર પાટણના લોકો તરફ જોઇ, ઉંડો વિચાર કરી રહ્યો હતો.

# પ્રકરણ ૯ મું.

♠

## કીર્તિદેવ કેમ આવ્યો.

♠

મંજરીનાં વાક્યોનું રટણ કરતો કાક ઉઠીને ઘરની બ્હાર નીકળ્યો. ત્હેની મહત્ત્વાકાંક્ષા ચેતી ઉઠી હતી; ત્હેની ઇચ્છાશક્તિ નિશ્ચલ બની હતી.'મંજરીને પરણવું" એ બે શબ્દો ત્હેના મગજમાં અંગારરૂપે ધગધગી રહ્યા હતા.

જે સ્ત્રીને પોતે દેવી સમાન પૂજતો હોય ત્હેની પાસે સ્વામિત્વ સ્વીકારાવવું એ પુરુષના હૃદયની મ્હોટામાં મ્હોટી અભિલાષા છે. તે કાયરનો નર બનાવે છે—નરને દેવ કે પિશાચ બનાવે છે; સામાન્ય અવસરોને ઐતિહાસિક ગૌરવે અનેરા બનાવે છે, મનુષ્ય જીવનને સફલ કરે છે. તે અભિલાષા અત્યારે કાકને રોમે રોમ વ્યાપી રહી, અને ત્હેની કલ્પનાશક્તિ ઉદ્દીપન કરી ત્હેમાં જમદગ્નિસુત પરશુરામનું સ્વરૂપ લીધું. કાક રસ્તે બબડતો ચાલ્યો "कैलासमिव दुर्धषमू कालाग्निमिव दुःसहमू ।"

તે ઝપાટાબંધ પગ ઉપાડી સજ્જન મ્હેતાના ઘર તરફ ચાલ્યો. જ્યારથી ત્હેણે પાટણમાં પગ મૂકયો હતો ત્યારથી ત્હેના જૂના મિત્ર કૃષ્ણદેવને મળવાનું ત્હેને ઘણું મન થયું હતું. કૃષ્ણદેવ વિષે ત્હેણે અનેક સંકલ્પ વિકલ્પ કર્યા હતા, અને તે ખરેખરો કોણ છે તે ચોક્કસ જાણવું એને જરૂરનું લાગતું હતું.

ત્હેણે સજ્જન મ્હેતાને ત્યાં જઇ કૃષ્ણદેવની તપાસ કરી, અને તે હજુ ત્યાં જ છે જાણી ત્હેને ઘણો હરખ થયો. તે પૂછતો પૂછતો અંદર ગયો, અને ત્યાં છોબંધ ચોકની ઠંડકમાં કીર્તિદેવ, કૃષ્ણદેવ, સજ્જનનો ન્હાનો છોકરો લક્ષ્મણ અને બીજા એક બે યુવાન યોદ્ધાઓ બેઠેલા જોયા.

કીર્તિદેવ ઉંધે પગે બેઠો હતો; ત્હેનું આખું શરીર જાણે છલંગ મારતા પહેલાં કેસરીનું હોય તેમ ચપલ, સંકુચિત, જુસ્સાના પૂરમાં ધ્રૂજતું દેખાતું હતું. સ્વભાવજન્ય બેદરકારીથી તકીયા પર પડી, પગ લંબાવી કૃષ્ણદેવ સ્વસ્થપણે સાંભળતો હતો. પૂજ્યબુદ્ધિ દર્શાવતું મ્હોંડું કીર્તિદેવ તરફ ફેરવી, લક્ષ્મણ ત્હેને એકી ટશે નીરખી રહ્યો હતો.

મંજરીના ચાબખાથી કાકનું સ્વમાન ચમચમતું હતું; પોતાની અભિલાષા પરિતૃપ્ત કરવાનો દિવસ દૂર હોવાથી તે અલ્પતા અનુભ-

વતો હતો. અને ત્હેમાં કીર્તિકેય સમા લાગતા કીર્તિદેવની ભવ્યતા અને તેજોમયતા, સૃષ્ટિને શાસન કરવા ઉતરેલા રાજરાજેન્દ્ર જેવી એદરકારી અને ગૌરવભરી કૃષ્ણદેવની મોહકતા જોઇ કાક મનમાં ઘણો જ મુંઝાયો; પોતાની અને આ બેની વચ્ચે અંતર ભાળી મનમાં બળવા લાગ્યો. બીજી જ પલે હૃદયદૌર્બલ્યનો ત્યાગ કરી પરંતપની માફક ત્હેણે ગર્વથી વિચાર કર્યો. આ બન્ને સ્વરૂપવાન હોય, આ બન્ને ગૌદેવશીલ લાગતા હોય તો પણ તે પોતે મંજરીએ કહ્યું તેમ શુદ્ધતા અને સંસ્કારમાં શ્રેષ્ઠ હતો. ત્હેની રગમાં અનંત કાલથી વિશુદ્ધિ પામેલો ભૂદેવોનું લોહી ફરતું હતું–આખી ધરણી ત્હેના પૂર્વજોના પ્રતાપથી ટકી રહી હતી. આ વિચાર આવતાં ત્હેના શરીરમાં વિદ્યુત્ પ્રગટી; ત્હેના મુખ પર ગૌરવ આવ્યું.

"નમસ્કાર કીર્તિદેવ! નમસ્કાર કૃષ્ણદેવ! કેમ છો?"

કીર્તિદેવે એકદમ ઉંચું જોયું. કૃષ્ણે ધીમેથી તિરસ્કારભરી નજર નાખી.

"તમ્હે જ કાકભટ્ટ!" કીર્તિદેવે ઘણા જ મીઠાં, મોહક હાસ્યથી કહ્યું. કાકનું હૃદય એકદમ આ અદ્દભૂત વ્યક્તિ તરફ ખેંચાયું "મ્હને સ્હવારે શું ખબર કે તમ્હે કાકભટ્ટ. મ્હેં તમ્હારી કીર્તિ ઘણી સાંભળી. લોકો વાતો કરે છે કે ખરેખર રા'ને તમ્હે જ હરાવ્યો." કાક આ અચાનક મળેલી પ્રશંસા સાંભળી દિંગ થઇ ગયો. કૃષ્ણદેવનું મ્હોઢું તિરસ્કારમાં મરડાયું.

કીર્તિદેવના અવાજમાં, બોલવાની છટામાં ઉચ્ચ કુલતિલકોને છાજે એવી સંસ્કારિતા હતી; તે ઉપરાંત ત્હેમાં દેવવાણીનો રણકાર હોય તેમ ન કળાય એવી તટસ્થતાની સાથે ઉત્સાહ પણ હતો. ત્હેના પ્રભાવભર્યાં નયનોએ સ્નેહ અને મૈત્રિ આકર્ષે એવાં કિરણો ફેંક્યાં. તે સૂર્યકિરણ સમા કિરણોએ કાકના હૃદયને ખીલવ્યું અને આકર્ષ્યું.

"હા કાક" જરા મશ્કરીમાં કૃષ્ણે કહ્યું. "ત્હેં પણ મ્હોટો મોર માર્યો છે. નહિ?"

કૃષ્ણદેવ તેવો ને તેવો જ શાન્ત, સ્વસ્થ, તિરસ્કારભર્યો હતો. કાકની ધારણા પ્રમાણે તો તે અત્યારે શોકગ્રસ્ત હોવો જોઇએ, પણ તે ધારણા ખોટી ઠરી. કાકને લાગ્યું કે હજુ કૃષ્ણદેવ કોણ છે તે ઉખાણું ત્હેણે બરાબર છોડ્યું નથી.

પણ કીર્તિદેવની વાતે ત્હેને વધારે વાર વિચાર કરવાનો વખત આપ્યો નહિ. "કાક ભટ્ટજી! તમ્હે આવ્યા તે ઘણું સારૂં થયું. તમ્હારી ખ્યાતિ સાંભળી મ્હને તમ્હને મળવાનું મન થયું હતું. મ્હારે પાટણના બધા વીરો સાથે મૈત્રી કરવી છે. પાટણ તો સ્થૂલ છે; ત્હેનો આત્મા તો તમ્હે બધા છો." કોઇ બીજો આવા શબ્દો કહે તો કાકને ખોટી પ્રશંસા જેવું લાગત; પણ કીર્તિદેવ આ શબ્દો બોલતો તે જાણે અક્ષરે અક્ષર સાર્થક હોય તેમ અને ઉચ્ચારતો જાણે તે સાધારણ વાત હોય તેમ. આથી સાંભળનારને ખુશામત લાગતી નહિં, છતાં શબ્દોનો જાદુ રગે રગમાં પ્રસરતો.

"મ્હારાં પણ સદ્દભાગ્ય કે હું અહિંયા આવ્યો. કેમ પાટણ કેવું ગમે છે?" કહી કાક સ્હામું બેઠો.

"તમ્હે આવ્યા ત્યારે હું તે જ વાત કરતો હતો" કીર્તિદેવે કહ્યું. "પાટણ અને અવન્તી મ્હને તો આર્યાવર્તની આંખો લાગે છે."

"માત્ર વાંધો એટલો જ છે કે એ આંખો સીધું જોઇ શકતી જ નથી." કૃષ્ણદેવે ઉમેર્યું.

"કેમ નહિં?" કીર્તિદેવે કહ્યું. "હવે તો સંધિ થઇ છે: અને મહાકાલેશ્વર પ્રભુ કરશે તો તે સદાયે રહેશે. તમ્હે શું ધારો છો કાકભટ્ટ!"

"મ્હને નથી લાગતું. પાટણને યુધ્ધથી વિરામવું ગમતું નથી."

"હું કયાં કહું છું? હું કહું છું કે યુધ્ધ કરો–પણ અવન્તીની સ્હામું નહિં, ત્હેને પડખે રહીને."

"આ યુગમાં તો નથી થવાનું." તિરસ્કારમાં કૃષ્ણે કહ્યું.

"શા માટે નહિ કૃષ્ણદેવજી! સમય સ્હામું થવાનો નથી, પણ સંધિ રાખવાનો છે."

"રખાય તો સારૂં; પણ લાંબો વખત રખાય તેમ લાગતું નથી."

"કારણ કે આપણે માથે શું ઝઝુમે છે ત્હેનું ત્હમને ભાન નથી." કીર્તિદેવના અવાજમાં પહેલી વખત સત્તાનો પડઘો પડયો. કાક થોડીવાર ત્હેની તેજસ્વી કાન્તિ સ્હામું જોઇ રહ્યો. "હું એકલી અવન્તીમાં રહ્યો નથી, આખા આર્યાવર્તમાં ફર્યો છું. અનેક દેશોમાં પર્યટણ કરતાં મ્હને સ્પષ્ટ ભાસ થયો છે કે જો આપણે બધાં એક એકમાં જ લડયા કરશું તો આપણાં રાજ્યો જશે–આપણો ધર્મ જશે–આપણે લૂટાઇશું–આપણે અવનીપરથી ઉખડી જઇશું."

કાકને લાગ્યું કે કીર્તિદેવને સનેપાત થયો કે શું; પણ ત્હેની ગંભીર મુખમુદ્રા, ત્હેની તેજસ્વી આંખો, ત્હેના અવાજમાં સત્યતા અને લાગણીનો ધ્વનિ સ્પષ્ટ દેખાડતાં હતાં કે તે ખરી શુદ્ધિમાં, અને ખરાં અંતઃકરણથી આ શબ્દો ઉચ્ચારતો હતો.

"પણ આટલું બધું કેમ કરતાં થઇ જવાનું ?" કાણીઓ પર જરા ટટ્ટાર થઇ કૃષ્ણદેવે પુછ્યું.

"કેમ કરતાં ? માથે ઘનગર્જના થાય છે પણ તમ્હને સંભળાતી નથી. જયદેવ મહારાજ અવન્તીનાથ સાથે લડે છે. જુનાગઢનો રા' પાટણ સાથે લડે છે; સપાદલક્ષ (૧) નો રાજા, ચીતોડના રાવલ સાથે લડે છે; કોઇ સ્હમજતા નથી. કાશ્મીરાધિપ એકલો સ્હમજે છે. તમ્હારા ભીમદેવ મહારાજ હતા ત્યારે જે યવનોએ પાટણ તોડી, પરમધામ દેવપટ્ટણનો વિનાશ કર્યો હતો તે વાત યાદ છે ? દાનવ સમા વિકરાળ, નિર્દય યવનોની મહાસેનાઓ ખાળતાં કાશ્મીરરાજની હિંમત પણ હારી ગઇ છે."

"શું કહો છો ?" લક્ષ્મણે પુછ્યું.

"હા તમ્હે બધા બેઠા છો—આત્મબળના ગર્વમાં સંતોષ માનીને. પણ દર વર્ષે તે મહાવિનાશક યવન-સાગર આગળનો આગળ વધે છે; કનોજ અને સપાદલક્ષે ત્હેની ઉર્મિઓનો સ્પર્શ કર્યો છે; અમ્હારા અવન્તીમાં ત્હેની ભયંકર ગર્જનાના પડઘા સંભળાયા છે. વેળાસર ચેતશો, નહિં તો —કાશ્મીર પડશે; સપાદલક્ષ પણ ખુવાર થશે મહાકાલેશ્વરની ધ્વજા ધૂળમાં રોળાશે—અને પાટ-ણનું નામ અને નીશાન પણ હાથ લાગવાનું નથી" ભાર મૂકવા હાથને છટાથી હલાવી કીર્તિદેવે ભવિષ્યવાણી પૂરી કરી. ત્હેના શબ્દોમાં જુસ્સો હતો; ત્હેનો સ્વર શોકગ્રસ્ત હતો: ત્હેની અસ્પષ્ટતા જરા જરા અદ્દિક થતી લાગતી હતી.

કાકના મગજ પર કાંઇ નવું અજવાળું પડ્યું. ત્હેણે આતુરતાથી પૂછ્યું:

"તેથી તમ્હે સંધિ કરવા માગો છો ?"

"હા. અવન્તી અને પાટણ, કનોજ, ચિતોડ અને સપાદલક્ષ એ બધા ભેગા થઇ મદ્રદેશની[૨] મદદે ધાય તો જ આર્યાવર્ત સહીસલામત રહેશે."

"શું યવનસૈન્ય એટલું પ્રબલ છે?" કૃષ્ણે પુછ્યું.

"પ્રબલ! પ્રલય સમયના ઝંઝાવાતોનો ત્હેના આગળ હિસાબ નથી. કાકભટ્ટ! શું વિચાર કરો છો?"

"કીર્તિદેવ! તમ્હે કહો છો તે બધું સત્ય હોય તો કાંઇ કરવું જોઇએ."

"હા. એક પલ યુગ સમી જાય છે. તેથી જ જયદેવ મહારાજ પાસે સંધિ યાચવા અમ્હારા સેનાપતિ આવ્યા છે. અને તમ્હને બધાને પણ મ્હારી અભ્યર્થના એ જ છે: માંહ્યો માંહ્ય કાપાકાપી કરવા કરતાં વીરતા વાપરો, અસુરો ઉપર." એટલામાં સજ્જન-મંત્રી આવ્યા એટલે બધા યુવાનો ઉભા થયા; અને કીર્તિદેવે કહ્યું "અને આવા મહારથીઓને પણ મ્હારી એજ વિનંતી છે કે પાટણને અને અવન્તીને એક થવા દો. તો જ આમ્હાનું કાંઇ થશે" ખેદથી માથું ધૂણાવતાં કીર્તિદેવે કહ્યું.

"થશે! થશે!" સજ્જન મ્હેતાએ જરા હેતથી હસતાં કહ્યું "હું મુંજાલ મ્હેતાને વાત કરીશ." "મ્હને મુંજાલ મ્હેતા સાથે મેળવો" સજ્જનના મુખ પર જરા ખેદ પ્રસર્યો.

"હું પૂછી જોઇશ. કાંઇ કહેવાય નહિં. ભાઇ! ઉતાવળે આંબા પાકે નહિં."

"મંત્રીવર્ય! તો આંબા વખત છે ને જડમૂળથી ઉખડી જશે"

"કીર્તિદેવ! આર્યાવર્તના યોદ્ધાઓ હજી નિર્માલ્ય થયા નથી. ચાલો હવે પરમાર વાટ જોતા હશે" કહી સજ્જન કીર્તિદેવને લઇ રાજગઢ તરફ જવા નીકળ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### મધ્યરાત્રિની મૈત્રી.

કાક કૃષ્ણ જોડે થોડો વખત વાત કરી સજ્જન મ્હેતાને ઘેરથી નીકળ્યો. ત્હેણે અનેક કાર્યો માથે ઉપાડ્યાં હતાં: જયદેવ મહારાજને સત્તા જોઇતી હતી, મુંજાલ મ્હેતાને કીર્તિ-દેવ પારખવો હતો, ત્હેને પોતાને કૃષ્ણદેવને પારખવો હતો, અને મંજરીને મેળવવી હતી. આ કાર્યો સાધવાની યુક્તિઓ ઘડતો તે ઠેકાણે ઠેકાણે જવા લાગ્યો.

(૧) અજમેરની આસપાસનો પ્રદેશ.

તે પ્હેલાં મહારાજાના મિત્ર શોભને મળ્યો; ત્હેની સાથે કેટલીક વાત કરી, અને ત્હેને સાથે લઇ કેટલાક બ્રાહ્મણ યુવાનોને મળ્યો.

ત્યારપછી તે રાજગઢ ગયો. ત્યાં એણે સાંભળ્યું કે ઉબક પરમાર પેલે તીર પોતાની છાવણીમાં ગયા અને માત્ર કીર્તિદેવ જ સજ્જન મ્હેતાને ત્યાં રહેવાનો હતો. તે જયદેવ મહારાજને મળવા ગયો પણ તે મીનળદેવી પાસે હતા એટલે મળી શકાયું નહિ. તે ત્યાંથી પૂછતો પૂછતો રાજગઢના એક એક ખૂણામાં એક વૃદ્ધ અને પ્રતિષ્ઠિત બારોટ રહેતા હતા ત્હેની પાસે ગયો.

"બારોટજી જય જય !"

"કોણ ભાઇ ?" વીરા બારોટે પૂછ્યું.

"હું મંડલેશ્વર મહારાજનો ભટ્ટ છું."

"કેમ આવ્યો છે ભાઇ ?"

"પરમ દિવસે રાજ્યસભા છે."

"હા. મ્હને ખબર પડી છે" બારોટે જરા રોફમાં કહ્યું.

"જયદેવ મહારાજ રા'ને ભોડાવી આવ્યા ત્હેની કાંઇ હકીકત જાણવી હોય તો તે હું કહેવા આવ્યો છું" તે પોતાની જાતને બધી હકીકતથી માહિતગાર ગણતા હતા એટલે આ ધૃષ્ટતા જોઇ બારોટ હસ્યો.

"કોઇએ મોકલ્યો કે તું ત્હારી મેળે જ આવ્યો ?"

"મ્હારી મેળે જ. જયદેવ મહારાજે આ યુદ્ધમાં એટલું શૌર્ય બતાવ્યું છે કે ત્હેનાં યશોગાન બરોબર કરવાં જોઇએ."

"છોકરા ! સાઠ વર્ષે હવે મ્હારે તે શીખવાનું રહ્યું."

"ઠીક ત્યારે ! પણ જયદેવ મહારાજ નારાજ થાય તો મ્હને દોષ નહિ દેશો."

"કેમ ?" જરાક ગભરાઇ વીરા બારોટ નરમ થયા.

"કારણ કે આ લડાઇ વિષે એટલી ગપો ચાલે છે કે ખરૂં શું છે તે તો થોડા જ જાણે છે."

"ત્હેં કયાંથી જાણ્યું ?"

"કારણ પ્હેલેથી મહારાજની પડખે હું હતો: અને છેલ્લે સુધી લડાઇમાં ભાગ લીધો છે."

"ત્હારૂં નામ શું ?"

"કાક ભટ્ટ."

વીરા બારોટે એકદમ આંખો ફાડી જોયું. એણે કાકભટ્ટની થોડી ઘણી ખ્યાતિ સાંભળી હતી.

"ઓહો ભટ્ટજી ! બેસો તો ખરા" ડોસાએ કહ્યું "ત્યારે યુધ્ધની વાત તો કરો."

"ના તમ્હને ખબર છે ત્યારે શું કામ ? હું હવે જાઉં."

"ના બેસો બેસો. તમ્હારા જેવા શૂરવીરનો મેળાપ કયાં ?" કાક બેઠો અને યુધ્ધની વાત કરવા લાગ્યો: અને ખરા ખોટાનો ખ્યાલ જરા આઘો રાખી જયદેવ મહારાજનો મહિમા વધાર્યો. બારોટે આખરે કાકનો ઉપકાર માન્યો, કારણ કે મહારાજે આવી યુદ્ધ કુશળતા વાપરી તે વિષે જો કાક કહેવા નહિં આવ્યો હોત તો ત્હેને ખબર પડત નહિ, અને પરિણામે જયદેવ મહારાજ બારોટ પર ઘણા જ ખફા થઇ જાત.

કાક ત્યાંથી નીકળી ત્રિભુવનપાલના ઘર તરફ ચાલ્યો. આ બધી ખટપટોમાંથી છૂટતાં ત્હેને કીર્તિદેવ યાદ આવ્યો. ત્હેના વ્યક્તિત્વનો પ્રભાવ કાકને અદ્દભૂત લાગ્યો; ત્હેનું જ્ઞાન અને અનુભવ વિશાળ દેખાયાં; અને ત્હેના વિચારો નવા, ગૂઢાર્થી, અને વિશ્વવ્યાપી હોય એમ ભાસ્યું. મંજરીએ પેદા કરેલી ભાવનાના ઉત્સાહમાં, કાકની નજરે, તે વિચારોને લીધે કોના જેવા હિંમતવાન અને બુદ્ધિમાન વીર માટે અનેક અણજાણ પડેલા મહાક્ષેત્રો દેખાયાં; અને પાટણમાં જ પડી રહી પ્રતાપ મેળવવાની મહત્ત્વાકાંક્ષાનો હિસાબ માત્ર પણ રહ્યો નહિં. કાશ્મીર, સપાદલક્ષ એ કાકને મન માત્ર વાતો હતી; ત્યાંની રાજ્યનીતિ કીર્તિદેવને તો જીભે હતી. યવનોનો ત્રાસ ત્હેને મન વર્ષો પ્હેલા આવેલાં સ્વપ્ન જેવો હતો–કીર્તિદેવને મન તે તાજો, સચેતન, ભયંકર ત્રાસ હતો; ત્હેણે–વખત છે ને યવનોને જોયા પણ હોય, પોતાની અસિધારા અસુરોના લોહીએ પાવન પણ કરી હોય. તેરસની મધ્ય રાત્રિની ચાંદનીમાં, એકાન્તમાં, પાટણની સૂની પડેલી શેરીઓમાં કાક આવા આવા અનેક વિચાર કરતો ચાલ્યો.

મધ્ય રાત્રિ વીતવા આવી હતી. નિઃશબ્દતાનો ભંગ માત્ર બૂમ મારતા ચોકીદાર દાંડીયા શીવાય કોઇ કરતું ન્હોતું. ખેમા (ક્ષેમરાજ)[1] બાપાના વાડામાં જ્યાં ત્રિભુવનપાલની હવેલી હતી તે વગામાં, શાન્તિ વિશેષ હતી; અને દશ ડગલાં દૂર મંજરી હશે એ વિચારે

---

[1] ત્રિભુવનપાળના દાદા.

કાકનું ચપલ મગજ વધારે તીવ્ર થઇ રહ્યું હતું. જેવો તે હવેલીના પાછલા બારણા તરફ ગયો એટલે ધીમેથી બોલતા માણસોનો અવાજ આવ્યો; અને ખરૂં સંભળાયું કે ખોટું ત્હેનો નિર્ણય પણ ન થાય તેવી એક ચીસ–જાણે માત્ર નિશ્વાસ જ હોય તેવી–ત્હેને કાને પડી. બીજા કોઇ માણસનું ધ્યાન પણ નહિ ખેંચાત; પણ કાકની કર્ણેંદ્રિય વિચક્ષણ હતી–અને આ ચીસનો સ્વર ત્હેના મગજમાં રમતો હતો. શું મંજરીનો અવાજ? શું ખરી વાત કે ભ્રમણા?

મૃગરાજની ચપલતાથી ત્હેણે છલંગ મારી; અને જ્યાંથી અવાજ આવ્યો હતો ત્યાં તે કૂદ્યો. હવેલીના ઓથાથી બનેલા અંધારામાં બે ત્રણ માણસના ઓળા ત્હેણે દીઠા "કોણ છે?" ત્હેણે બૂમ મારી. પેલા ઓળા દોડવા લાગ્યા. કાકને ફાલ પડી. જરૂર આ કોઇ મંજરીને લઇ જવા આવ્યા હશે. મનમાં એમ પણ થયું કે બૂમ મારી મંડલેશ્વરના ચોકીદારોને જગાડવા. પણ તેથી વાર લાગે એમ હતું. એટલી વારમાં આ ચોરો કોઇ અંધારી ગલીમાં અલોપ થઇ જાય એમ હતું. ત્હેણે વધારે વિચાર કર્યો નહિ પણ પેલા ઓળાઓ પછાડી પડ્યો.

તે ઓળાઓ હવેલીનો ઓથો છોડી, ચાંદનીની સરિતા પાર કરી, પેલી તરફ બીજા ઓથામાં દોડી ગયા. કાકે જોયું કે બે માણસ પ્હેલાં દોડી ગયાં. ત્હેમાંથી એકના હાથમાં કાંઇ લાંબુ, માણસ જેવું હતું; પાછળથી એક બીજો માણસ દોડ્યો. કાકને ખાત્રી થઇ કે આ લોકો જે ખંભાતી શેઠથી મંજરી ત્રાસતી હતી ત્હેના માણસો છે; અને તે શેઠના હુકમથી મંજરીને ઉપાડી લઇ જાય છે. દાંત પર દાંત પીસી કાક ત્હેમની પૂઠે ધાયો. ત્હેને સદ્‌ભાગ્યે ચાંદની હતી એટલે તે મંજરીને લઇ જનારની પાછળ સ્હેલાઇથી પડી શક્યો.

આગળા દિવસોની મુસાફરી, અને આજના આખા દિવસના થાકથી કાકનું વજ્ર સરખું શરીર પણ જોઇએ તેવું કામ કરી શક્યું નહિ, અને ધીમે ધીમે આગળ દોડનાર પુરુષો અને ત્હેની વચ્ચે અંતર પડવા લાગ્યો. શેરીઓ પર શેરીઓ તેઓએ વટાવી. ધીમે ધીમે તેઓ શેહેરના બીજા જ ભાગ તરફ જવા લાગ્યા. કાકે દાંત કરડી વધારે દોડવા પ્રયત્ન કર્યો. ત્હેનો શ્વાસ ભરાઇ ગયો હતો. દરેક પલે, મંજરીને લઇ જનારાઓ ત્હેના હાથમાંથી સટકી જશે કે શું તે બ્હીકે ત્હેનું હૃદય કાંપી રહ્યું હતું. એક મહા પ્રયત્ન કરી ત્હેણે આગળ ધસવા પ્રયત્ન કર્યો.

તેઓ શહેરના કયા ભાગમાં આવ્યા ત્હેનું કાકને ભાન ન્હોતું; પણ તેઓ એક મ્હોટી હવેલીની પાછલી બાજુએ આવી પ્હોંચ્યા. મંજરીને ઉંચકીને દોડનારા તે હવેલીની ભીંતથી પચાશ કદમ દૂર હતા; અને એક ભીંતના ઓથામાંથી એક પુરુષ નીકળ્યો.

"આ ચોરોને પકડો" કાકે હાંફતાં હાંફતાં બૂમ મારી.

ભીંતના ઓથામાંથી નીકળેલા પુરુષે મંજરીને લઇ જનારાઓને. રોકવાને બદલે ત્હેમને હવેલી પાસેની ગલી તરફ રસ્તો બતાવ્યો.

કાક ગુંચવાયો; મિત્રને બદલે આ કોઇ શત્રુ હતો. કાક ત્હેની તરફ ધસ્યો પણ એકદમ મંજરીને ઉપાડી લઇ જનારાઓએ બૂમ મારી: "મહારાજ." પેલો નવો પુરુષ તે તરફ ફરે તે પહેલાં આગલ દોડતા પુરુષોને કોઇ માણસે અટકાવ્યા. આ ઓચીંતા આવી પ્હોંચેલા પુરુષના હાથમાં તરવાર ચમકી રહી: બીજી પલે ત્હેની તરવાર મંજરીને ઉંચકનાર પર પડી. ગભરાયેલા બદમાશો મંજરીને ભોંય પર ફેંકી દઇ જીવ લઇ નાઠા; અને જે નવો શાગીર્દ ત્હેમને મળ્યો હતો તે પણ, કાક નવા આવનારને જોવા રહ્યો એટલે, જીવ લઇ ન્હાઠો અને પાસેની ગલીમાં ભરાઇ ગયો.

નવો આવનાર મંજરી પડી હતી તે તરફ ગયો; અને કાક પણ ત્યાં ગયો. બન્નેએ એક એકની સ્હામું જોયું અને બોલી ઉઠ્યા: "કોણ કીર્તિદેવ મહારાજ!" "કોણ કાકભટ્ટ!"

"કીર્તિદેવજી! ઘણું સારૂં થયું કે તમ્હે અહિંયા મળ્યા. નહિ તો આ હરામખોર મંજરીને લઇ જાત."

ઘણી સ્વસ્થ રીતે કીર્તિદેવે, મંજરી કોણ છે તે જાણવાની ઉત્કંઠા પણ દેખાડ્યા વગર પૂછ્યું "આને શું કરશો?"

"મહારાજ! એ ત્રિભુવનપાલ મંડલેશ્વરને ત્યાં રહે છે; અને કવિ રૂદ્રદત્તની છોકરી છે. હું એને હવે મંડલેશ્વર મહારાજને ત્યાં લઇ જઇશ"કહી કાકે મંજરીને ઉંચકીને ખભા પર નાંખી. મંજરી બેભાન થઇ ગઇ હતી. મંજરી ભયમાંથી બચી એટલે કાક સ્વસ્થ થઇ ગયો અને કીર્તિદેવ કેમ આવી ચહડ્યો તે જાણવાની તરકીબ કરવા લાગ્યો: "તમ્હે આવ્યા અને મ્હારી આબરૂ રહી." કાકે વાત

કરવા પાછો મમરો મૂકયો: "અત્યારે કયાં જાઓ છો ?"

"કાકભટ્ટજી ! તમ્હે બ્રાહ્મણ છો. નહિ ?"

"હા !"

"અત્યારે જો મ્હારા પર ખરેખરો અનુગ્રહ કરવો હોય તો એક વચન આપો. વચન તોડશો તો બ્રહ્મહત્યાનું પાપ."

કાકને શું કરવું તે સૂજયું નહિ; પણ કીર્તિદેવે કરેલો ઉપકાર ધ્યાનમાં લઇ વચન આપ્યું "ત્યારે મ્હને અત્યારે મળ્યા તે કોઇને કહેશો નહિં" સત્તાથી કીર્તિદેવે કહ્યું.

"જેવી આજ્ઞા. આપ સીધાવો."

"ના. તમ્હે કહેતા હો તો હું તમ્હને મંડલેશ્વરને મ્હેલે મૂકી જાઉં. વખત છે ને પેલા બદમાશો પાછા આવે."

"હા. આવો તો વધારે સારૂં" કહી કાકે મંજરી સ્હામું જોયું. તે બેભાન અવસ્થામાં હતી. કાકે ત્હેને આમ બીજી વખત ઉંચકી હતી અને ત્હેનું હૈયું પોતાના હૈયાં પાસે ધબકતું સાંભળી કાકની રગે રગ ઉલ્લાસથી ગાંડી થઇ ગઇ હતી.

પણ આ ઉલ્લાસ કાક બ્હાર દર્શાવી શકયો નહિં. જાણે પ્રસંગ છેક જ સામાન્ય હોય તેમ કીર્તિદેવ ગંભીર મુખ રાખી, અમાનુષી અસ્પર્શ્યતાથી સાથે ચાલતો હતો.

"કાકભટ્ટ ! બપોરે મ્હેં વાત કહી તે તમ્હને રૂચી કે નહિં ?"

"મહારાજ ! મ્હારી તો સાચું પુછો તો આંખો જ ઉઘડી ગઇ."

"જો મ્હારૂં કહ્યું વાસ્તવિક હોય તો મ્હને મદદ કરોની ? મ્હેં આજે તમ્હારે વિષે ઘણું સાંભળ્યું–સજ્જન મ્હેતા પાસે અને ત્રિભુવનપાલ મંડલેશ્વર પાસે" કીર્તિદેવે કહ્યું.

"હું શું મદદ કરૂં. તમ્હારે મદદ જોઇએ મ્હોટાઓની."

"ના. મ્હારે મદદ જોઇએ છે એવાની કે જ્હેની બુદ્ધિ અને બલપર આર્યાવર્ત્તનો પાયો રચાયો છે. તમ્હે ત્હેમાંનાં એક છો."

"મહારાજ ! હું રાજસેવક છું; હું મ્હારો પોતાનો માલિક નથી. તમ્હારી દીર્ઘ દૃષ્ટિએ મ્હને ઢિંગ બનાવ્યો છે: તમ્હે મ્હને મહાપ્રતાપી લાગો છો. પણ જ્યાંસુધી મુંજાલ મ્હેતા તમ્હે કહો છો તે રાજયનીતિ ન સ્વીકારે ત્યાં સુધી મ્હારાથી કેમ કાંઇ થાય?"

એકદમ કીર્તિદેવ કાક તરફ ફર્યો અને સ્નેહથી ત્હેને ખભે હાથ મૂકયો. કાકના શરીરમાં જરા કંપારી થઇ. કીર્તિદેવે ગિરિધારીની મોરલી જેવા મીઠા સૂરે કહ્યું: "તમ્હે ભૂદેવ છો; ભરતખંડની ભૂમિના અધિષ્ઠાતા છો. તમ્હે તમ્હારી ભૂમિને બચાવશો નહિં તો કોણ બચાવશે ?"

સવાલમાં મૃદુતા, મોહકતા, દુર્જય હતી. કાકના કાનમાં, રગોમાં ત્હેનો નાદ ગાજી રહ્યો. બેભાન મંજરીના શ્વાસોશ્વાસ જાણે ત્હેના બપોરના શબ્દો ઉચ્ચારતા હોય તેમ કાકના કાનમાં "कैलासमिव दुर्धर्षम् कालाग्निमिव दुःसहम् *" ગુંજી રહ્યું.

"કીર્તિદેવજી ! ક્ષમા કરો. મ્હને વધારે વિચાર કરવા દો. મ્હારો પ્રાણ અર્પે કાર્ય સધાતું હશે તો હાજર છું."

કેટલીક વાર સુધી બન્ને મૂગા મૂગા ચાલ્યા. કાકનું હૃદય કીર્તિદેવ તરફ આકર્ષાયું; ત્હેને પોતે આદરેલી રાજસેવા સાલી.

"આ પેલું મંડલેશ્વર મહારાજનું ઘર આવ્યું." કાકે કહ્યું. "તમ્હને રસ્તો જડશે ?"

"હા. હું એક વખત રસ્તે જાઉં કે પછી ભૂલતોજ નથી. પણ તમ્હે આ છોકરીને મૂકી પાછા આવશો ?"

"કેમ ? કાંઇ કામ છે ?"

"હા. મ્હારે તમ્હારા સાથની જરૂર છે."

"ત્યારે અહિંયાં જ ઉભા રહો. મહેલમાં દીવાઓ દેખાય છે એટલે લોકો જાગ્યા હશે. તમ્હે આવશો તો કોઇ ઓલખી જશે."

"ઠીક. હું અહિંયાં જ ઉભો છું."

કાક મંજરીને લઇ આગળ ચાલ્યો; અને એક ખભું થાકી ગયું હોવાથી જરા વાર ઉભો રહી ખભું બદલવા લાગ્યો. મંજરીએ નિઃશ્વાસ મૂકયો. કાકનું હૃદય ચંદ્રની અપૂર્વતા શરમાવે એવું સુમધુર મુખ આટલું પાસે જોઇ પ્રેમ અર્ચનાથી ત્હેને વધાવી લેવા તલસી રહ્યું. પણ ત્હેણે પ્રયત્ન કરી મન માર્યું. કાક જોતો હતો એટલામાં મંજરી અડધી ભાનમાં આવી, અને બ્હેબાકળી બની જોવા લાગી. કાકે ધીમેથી કહ્યું. "મંજરી ! ગભરાતી નહિં."

"કોણ કાક ! મ્હને પેલો પકડી જાય છે" કહી તે ધાકની મારી કાકને વળગી પડી. અજાણતાં, કાકે ત્હેને છાતી સરસી દબાવી.

---

* કૈલાસ જેવા ન પ્હોંચાય એવા અને કાલાગ્નિ જેવા ન સહન થાય એવા.

"શું કામ ગભરાય છે? મ્હેં બદમાશોને મારી હાંકયા. હવે નિશ્ચિંત થા."

મંજરીને આ શબ્દો સાંભળી જરા હિંમત આવી, અને પોતે બચી ગઇ ત્હેની ખાત્રી થતાં તે તરત કાકના હાથમાંથી કૂદી પડી. ભાન આવતાં ત્હેનું અભિમાન ફરી પ્રગટયું. ત્હેણે પોતાની ગર્વિષ્ઠ આંખે કાકને તિરસ્કારપુર્વક નીહાળ્યો.

"મ્હને કયાં લઈ જતા હતા?"

"હું!" કાકે જરા અપમાન પામેલે હૃદયે કહ્યું. "એમ પુછો કે હું કયાંથી લઇ આવ્યો. તમ્હને હરામખોરો ઉપાડી જતા હતા હું અડધો કોશ દોડી, ત્હમને પાછો લઇ આવ્યો. ત્હેમાં કાંઇ ગુનોહ કર્યો હોય તો ક્ષમા કરજો."

મંજરી નરમ પડી. ત્હેણે કાકનો હાથ ઝાલ્યો. "કાક! માફ કરો. તમ્હે મ્હને બીજી વખત બચાવી. ચાલો કયાં જઇશું."

"આ રહ્યું મંડલેશ્વર મહારાજનું ઘર." કહી બન્ને ત્યાં ગયાં મંડલેશ્વર અને કાશ્મીરાબા પણ ઉઠયાં હતાં અને આખા ઘરમાં શોધાશોધી થઇ રહી હતી. કાશ્મીરાદેવીને જોતાં મંજરી દોડીને ત્હેની સોડમાં ભરાઇ. કાકે બનેલો બધો બનાવ કહ્યો.

"મંજરી! કાકને હવે શીરપાવ આપ્યા વિના છૂટકો નથી."

"શો શીરપાવ?" અત્યાર સુધી મંજરીની કંપારી મટી ન્હોતી. ત્હેને સ્હમજ ન પડતાં ત્હેણે પુછ્યું.

"આસ્તો" કહી કાશ્મીરાએ મંજરીના જમણા હાથ તરફ હાથ કર્યો. મંજરી કાશ્મીરાને બ્હીકથી વલગી પડી.

મંડલેશ્વરની રજા લઇ કાક પાછો બહાર નીકળ્યો.

♠

## પ્રકરણ ૧૧ મું.

♠

### હિંગળાજ ચાચરનો ઓવારો.

♠

કાક ઝપાટાબંધ જ્યાં કીર્તિદેવ ઉભો હતો તે તરફ ગયો. મંજરીનો સ્પર્શ, અને ત્હેને બચાવી ત્હેની કરેલી સેવા, એ બેથી કાકનું મન પ્રફૂલ્લ થયું હતું; અને કીર્તિદેવના નિષ્કપટી, આદર્શમય જીવને, ત્હેના નિખાલસ, શુદ્ધ, નિઃસ્વાર્થી વિચારોએ કાકના પાકા હૃદયમાં પણ માનની અને સ્નેહની લાગણીઓ પેદા કરી હતી. કીર્તિદેવનું દિવ્ય સ્વરૂપ અને વ્યક્તિત્વ સાત્વિક, સ્નેહમય વાતાવરણ પ્રસારતું હતું. તે જેટલો બીજાથી નીરાલો લાગતો હતો, તેટલી જ ત્હેની ભાવનામાં અસાધારણતા હતી. યુવાવસ્થા ભોગવતા ભીષ્મ પિતામહ તે હોય એવું કાકને લાગ્યું. તે હોંસભેર, જાણે કીર્તિદેવ ત્હેનો પરમમિત્ર હોય તેમ, ત્હેની તરફ દોડયો. તે પલવાર પોતાની સ્વાભાવિક ઉસ્તાદી, પોતાના અશ્રદ્ધાવાન હૃદયના વ્હેમો, અને પોતાને સોંપાયલું મહા વિકટ કામ વિસરી કીર્તિદેવની મૈત્રી મેળવવા ઉત્સુક બની રહ્યો.

કીર્તિદેવ સ્વસ્થ રીતે, તબીયેત વાળી ઉભો હતો; ત્હેનું સ્વરૂપવાન મુખ ઉંડા વિચારમાં ગ્રસ્ત થઇ ગયું હતું; ત્હેની આંખો ચંદ્રકિરણોમાં છૂપાયેલાં રહસ્યો શોધતી હોય તેમ સ્થિર થઇ ગઇ હતી.

"કીર્તિદેવજી! બોલો શું કામ છે?"

"હું અત્યારે કેમ નીકળ્યો છું તેની મ્હારે વાત કરવી છે."

કાકને મુંજાલ મ્હેતાનું ફરમાન યાદ આવ્યું; અને આવા માણસ સાથે દગલબાજી રમવા ત્હેના હૃદયે ના પાડી. તે ક્ષોભભર્યા અવાજે બોલ્યો:

"મહારાજ! મ્હને શું કામ કહો છો? હું રાજસેવક છું. અને ત્હમે આજ સુધી અમ્હારા કટ્ટા વેરી હતા; અત્યારે તમ્હે પરગામમાં—દુશ્મનના ગામમાં—એકલા ગમે તે કાર્ય કરતા હશો; મ્હને તે કામ જણાવવાની શી જરૂર? તમ્હારે વધારે સાવધ રહેવું જોઇએ."

બેદરકારીથી કીર્તિદેવ હસ્યો. "ભટ્ટજી! તમ્હને ખબર છે કે હું નબાપો, નિરાધાર, બાલક હતો? અને આજે ઉબક પરમાર જેવા મ્હારે પિતા છે? જો વિભુને મારવો હોત તો આટલે સુધી શા માટે ઉગારત?" આ વાકયોમાં મગરૂરી ન્હોતી પણ ભકિતભાવની કુમાશ હતી.

"પણ કીર્તિદેવજી! તમ્હે હજુ મુંજાલ મ્હેતાના સપાટામાં પહેલા જ આવો છો?"

"શું મુંજાલ મ્હેતા છેક એવા અંધ છે?"

"તે કોણ જાણે? પણ અવન્તીની સાથે વધારે વખત તે સંધિ ટકવા દેનાર નથી; એટલે, તમ્હારે તો નકામા."

"કાકભટ્ટ! બધા જ આમ કહે છે. શું મુંજાલ મ્હેતા બ્રહ્મરાક્ષસ છે?"

"ના. પણ મુત્સદ્દીના શિરોમણિ છે". કાકે કહ્યું.



"તમે કહેતા હો તો હું તમ્હને મંડલેશ્વરને મ્હેલે મુકી જાઉં." જુઓ પૃષ્ઠ: ૯૫.



યોગિનીએ વીજળીની ત્વરાથી પોતાનો દંડ ફેરવ્યો. જુઓ પૃષ્ઠ : ૯૯

"ત્યારે વાંધો નહિં. હું એને સ્હમજાવી શકીશ. મ્હને એટલી શ્રદ્ધા છે, પણ હું તમ્હને બીજી જ વાત કહેતો હતો. પાટણમાં રહેવામાં મ્હારો એક સ્વાર્થ સમાયો છે."

કાકે કાંઇ જવાબ નહિં આપ્યો.

"મ્હારા પિતા મ્હારે ખોળી કહાડવા છે."

"તમ્હારા પિતા!"

"હા. હું બાલક હતો ત્યારથી ઉબકરાજે મ્હને પાળી પોષી મ્હોટો કર્યો છેઃ પણ મ્હારૂં કુલ ગુજરાતનું-ઘણુંખરૂં પાટણનું છે."

"શું કહો છો?"

"હા" ખેદયુક્ત અવાજે કીર્તિદેવે કહ્યું. "ત્રણ ચાર વર્ષનો હતો ત્યારે કોઇ કારભારને આધીન થઇ મ્હારાં માવિત્રે મ્હને દેશનિકાલ દીધો. સેનાપતિરાજ મ્હારા કુલને ઓલખતા નથી."

"ત્યારે કોણ ઓલખે છે?"

"પ્રભુ અને બીજું કોઇ જાણતું હોય તો સજ્જનમંત્રી" કીર્તિદેવના અવાજમાં પહેલી વખત મનુષ્ય સ્વભાવની નિર્બલતાનો પ્રતિધ્વનિ થયો.

"ત્યારે ત્હેને પૂછોની."

"તે કોઇ કહેતા નથી. તેથી તો હું અત્યારે નીકળ્યો છું."

"કોને પૂછવા? કયાં જવા?"

"કોને? કાલભૈરવને."

કાકને ધ્રુજારી આવી "હેં!"

"હા. તે શિવાય બીજો રસ્તો નથી."

"તે કયાં મળશે?"

"અહિંયા હિંગળાજ ચાચરનો ઓવારો છે ત્યાંની યોગિનીઓને પૂછતાં માલમ પડશે."

કાકનું હૃદય ગભરાઇ ઉઠ્યું. હિંગળાજ ચાચરના ઓવારા આગળ પાટણનું શ્મશાન હતું; ત્હેને પેલે આરે દશ કોશ સુધી એક મ્હોટું જંગલ આવી રહ્યું હતું. આ જંગલમાં હિંગળાજ ચાચર દેવીની આરાધના કરનારાં યોગિનીઓ, પિશાચો અને પિશાચિણીઓ રહેતાં હતાં એ વાત સુપ્રસિદ્ધ હતી. માત્ર નદી કીનારે આવેલા હિંગળાજ માતાના મંદિરમાં ક્વચિતજ લોકો જતા; પણ જંગલમાં જવાની, તાંત્રિક વિદ્યાની સાધના કરનારા શિવાય, કોઇની હિમત ચાલતી નહિં. તે જંગલમાં કાલભૈરવ પણ રહેતો હતો એવી માન્યતા હતી.

"શું અત્યારે તમ્હે એકલા જતા હતા?"

"બીજું કોણ આવે? કહેવાય પણ કોને? આ તો આવો પ્રસંગ આવ્યો ત્યારે તમ્હને પૂછું છું. તમ્હે આવશો?"

કાક અનિશ્ચિત ઉભો. ત્હેને કમકમા આવ્યાં.

"પણ તમ્હે કાલભૈરવ સાધશો કેમ?"

"અવન્તીની પાસે યોગિનીઓનો આવાસ છે. હું ત્યાંથી થોડીક તાંત્રિક વિદ્યા શીખ્યો છું."

"કીર્તિદેવજી! તમ્હે એ વિદ્યા શું કામ શીખ્યા?"

"શું કામ? ભટ્ટજી! મ્હારા મનની વ્યથા તમ્હે જાણતા નથી. જ્યાં સુધી મ્હારાં માતા-પિતા ન જડે ત્યાં સુધી હું અપૂર્ણ છું; અનાથ છું; સૃષ્ટિમાં મ્હારૂં સ્થાન જ નથી." કીર્તિદેવના અવાજમાં ખેદની ધ્રુજારી હતી; ત્હેની આંખમાં નિરાધારતા સ્પષ્ટ દેખાતી હતી. કાકને દયા આવી. કેવો પ્રતાપી પુરુષ અને શી નિર્બલતા?

"શા માટે આવાં મૃગજલ પાછલ ભમો છો? કીર્તિદેવજી! મ્હારૂં માનો તો ભૈરવ આરાધવાનું છોડી દો."

"ભટ્ટજી! તમ્હને ડર લાગતો હોય તો હું આગ્રહ નથી કરતો; પણ મ્હારો તો નિશ્ચય છે અને હું જવાનો."

કાક થોડી વાર જોઇ રહ્યો. ડહાપણને દૂર કરી તે બોલ્યો "કીર્તિદેવજી! ત્યારે ચાલો. હું પણ આવું. જીવ્યા કરતાં જોયું ભલું."

કાકને કોઇ કોઇ વખત આવી રીતે ઝંપલાવાનો પ્રસંગ આવતો; અને ત્યારે ઝંપલાવા તે ચૂકતો નહિં. અત્યારે કીર્તિદેવના વ્યક્તિત્વે, ત્હેના પ્રભાવશાળી સ્વભાવમાં નજરે પડેલી નિરાધારતાએ કાકને જીતી લીધો. તે બન્ને વધારે બોલ્યા વિના ઝપાટાબંધ હિંગળાજ ચાચરના ઓવારા તરફ ચાલ્યા.

તે સમયમાં જેવા આર્યધર્મના શુદ્ધ વિભાગોમાં પૌરાણિક અને જૈન મત હતા, તેવો અશુદ્ધ મત તાંત્રિકોનો પણ હતો. તાંત્રિકો મર્યાદા ત્યાગી માંસ ખાતા, મદિરા પીતા, મેલી વિદ્યાનો અભ્યાસ કરતા, અજ્ઞાન અને શ્રદ્ધાળુ જનોને ગભરાવી સમાજ અને રાજ્યનીતિ પર દોર બેસાડતા. ત્હેમની વિદ્યાને લીધે સ્વાર્થી અને દ્વેષી લોકો ત્હેમની આરાધના કરતાં; ભયને લીધે મ્હોટા મ્હોટા પુરૂષો પણ ત્હેમનાથી સમાલીને ચાલતા. માત્ર જેમ જેમ બ્રાહ્મણો અને જૈન સાધુઓનો પ્રતાપ વધતો તેમ તેમ તાંત્રિકો જંગલોમાં અને માતાઓના મંદિરોમાં જ ભરાઇ રહેવા લાગ્યા. અને જેમ જેમ તેઓ અદીઠ થતા ગયા તેમ તેમ ત્હેમના પ્રભાવની ખ્યાતિ વધતી ગઇ; લોકો વધારે ડરતા ગયા;

અસાધ્ય વસ્તુને સાધ્ય કરનારા **તાંત્રિકો** જ છે એમ સામાન્ય લોકોમાં મનાવા લાગ્યું. **તાંત્રિકોના** દેવતાઓ બીજા પંથોએ માનેલા દેવ અને દેવીઓની માફક અદષ્ટ ન્હોતા. શ્મશાનોમાં, વેરાન જંગલોમાં અધરાત મધરાતે, **બહુચરામાતા** કે **કાલિકામાતાના** મંદિરોમાં ક્વચિત ક્વચિત ભયંકર, બીભત્સ સ્વરૂપો દેખાતા; અને **પાટણ** કે **અવન્તી** શહેરની પાસે કોઇ પ્રકારની અદ્‌ભૂત શક્તિઓ ધારતી યોગિનીઓ વસે છે એમ બધાની જાણમાં હતું. શુદ્ધ અને સાત્વિક પુરુષો ત્હેમને શોધવાનો પ્રયત્ન કરતા ન્હોતા; પણ જેઓ સિદ્ધ ગણાતા તેઓ યોગિનીઓને વશ કરી, ત્હેમની મદદથી સામાન્ય લોકોને આંજી નાંખી, પોતાની સત્તા વ્હેમી અને અજ્ઞાન સ્ત્રી પુરુષો પર બેસાડતા.

**લાટમાં તાંત્રિકોનું** જોર ઓછું હોવાથી **કાક** આ પંથથી માહિતગાર ન્હોતો; પણ બ્રાહ્મણકુલમાં અવતરી, વિશુદ્ધ સંસ્કારો પામેલો હોવાથી આ ભૂતપ્રેતની ભયાનક સૃષ્ટિની શોધ કરવા જતાં ત્હેનું હૈયું ડગવા લાગ્યું. તે વારંવાર **કીર્તિદેવના** મુખ સ્હામું જોતો. તે **માલવી** યોદ્ધાનું બાલિકા સરખું મ્હોં હતું તેવું જ નિર્દોષ, તેજસ્વી અને બુદ્ધિદર્શક લાગ્યું. **કાકને** લાગ્યું કે આ પુરુષ જ્યાં જાય ત્યાં પવિત્રતાનું ઉંચું અસ્પર્શ્ય વાતાવરણ સાથે જ લઇ જતો હતો; અને ત્હેની સાથે રહી **કાલભૈરવને** તો શું, પણ **કાલિકામાતાને** પણ તે મળી શકે એવી ત્હેને હિંમત આવી.

થોડી વારે તેઓ **હિંગળાજ ચાચરના** ઓવારા સુધી આવ્યા; પણ કોટના દરવાજા બંધ હતા.

"**કાકભટ્ટજી**! તમ્હને સાથે લાવવાનું હવે કારણ સ્હમજ્યા? અત્યારે આ કોટની બ્હાર કેમ કરી નીકળાય? હું જાઉં તો ઓળખાઇ જાઉં.".

"હું જાઉં. કોઇ ઓળખીતો હશે તો બારી ઉઘડાવીશું."

**કાક** એમ કહી દરવાન પાસે ગયો. થોડી વાર દરવાને ઉઠતાં વાર લગાડી, પણ **ત્રિભુવનપાલના** નામથી તે ઉઠ્યો; સવ્હારે **મંડલેશ્વરના** હાથી પર બીરાજી આખા નગરમાં ફરવાને ભાગ્યશાળી થયેલા **લાટના** યોદ્ધાને ત્હેણે ઓલખ્યો; અને મૂછમાં બબડતાં બબડતાં ત્હેણે બારી ઉઘાડી. **કીર્તિદેવે** પોતાનું મ્હોડું છુપાવ્યું હતું એટલે દરવાન ત્હેને ઓલખી શક્યો નહિં.

કોટની બ્હાર નીકળી **કીર્તિદેવે** ધીમેથી પૂ[illegible]
"**કાક** ભટ્ટ! સાથે આવશો કે આ મંદિ[illegible] બેસશો?"

"હવે આરમ્ભ્યું છે તે કાર્ય પૂરૂં જ કરી[illegible]

"ચાલો ત્યારે."

ઝપાટાબંધ તેઓ ઓવારાની નીચે ઉ[illegible] અને જમણી તરફ વળ્યા. **કાકને** ફરીથી કમ[illegible] આવ્યાં. **પાટણના** શ્મશાનમાં તેઓ જતા હ[illegible]

ચાંદનીનાં ઝલઝલામાં શ્મશાનભૂમિ [illegible] દેખાતી ન્હોતી. માત્ર થોડી થોડી વારે રૂ[illegible] પટ પર લાલ, પીળા, વિચિત્રરંગી ભડકા [illegible] ડથી બળેલી ચિતાનાં સ્થાન સૂચવતા હ[illegible] અને ત્હેના પર પડેલા ચેતતાં, હોળવાયેલાં [illegible] પર નજર દોરવતા હતા. ધૂમાડો ઠેકાણે ઠેકાં[illegible] નીકળતો હતો; પવન આવતાં, ગુંગળાવે એવ[illegible] ગંધ આવતી હતી; ચિતા પર પડેલાં શબોન[illegible] થોડીવારે ફટાકા થતા હતા અને ગાત્રો શરી[illegible] છૂટાં પડી દૂર જઇ પડતાં હતાં. થોડાંક કૂતરાં[illegible] બેસી, આવાં ગાત્રો ભેગાં કરી આનંદથી જ[illegible] કરી રહ્યાં હતાં.

શ્મશાનમાં નિર્જનતા દેખાતી; પણ [illegible] અનેક વર્ષો થયાં ત્યાં બળેલાં સ્ત્રીપુરુષો [illegible] લોકથી પાછાં ફર્યાં હોય તેમ ત્યાં અક[illegible] ગભરાવે એવો–ઘણીજ વસ્તીમાં પેદા [illegible] એવો ગુંગળાટ **કાકને** થયો. અનેક સૈ[illegible] માન્યતાથી, કારમા અનુભવથી શ્મશાન ભ[illegible] સ્થાન ગણાય છે; **હિંગળાજ** દેવીના ત્રાસ[illegible] પ્રભાવથી **પાટણનું** શ્મશાન ઘણું જ ભ[illegible] મનાતું હતું. સંધ્યાકાલ થતાં ત્યાં આવવાની કે[illegible] મગદૂર ન્હોતી. ત્યાં અચાનક આવતાં, અ[illegible] ત્યાંથી કોઇ સંબંધીને બાળીને જતાં સૂ[illegible] થઇ જતો તો નગરજનો ડાકેણ કે યો[illegible] વળગી પડવાના ભયથી, મુઠી વાળી ન્હાસી [illegible] અને ઘેર જઇ અનેક જપ કરી શુદ્ધ [illegible] નિર્ભય થતા. તેવે સ્થાને, તે શ્મશાનની અ[illegible] ભયાનકતાના મૂલરૂપ મનાતા **કાલભૈ**[illegible] દર્શન કરવા મધ્યરાત્રે આવ્યાથી બહાદુર **કા**[illegible] પણ હાંજા ગગડી ગયા. ત્હેના પગ ધ્રુ[illegible] હતા. ત્હેને શરીરે શીત આવતાં હતાં. થર[illegible] હોઠને તે મહામહેનતે બીડેલા રાખતો [illegible] માત્ર ત્હેના સાથીનું અડગ આચરણ અને [illegible] રૂપાળું, ભય વગરનું મુખ **કાકને** શર[illegible] ન્હાસી જતા અટકાવતાં હતાં.

જેવા તેઓ ચિતાઓ પાસે આવવા [illegible] એટલે **કીર્તિદેવનું** મુખ પણ સખ્તાઇમાં [illegible]

ગયું. અને હેની આંખોનું તેજ દઢ છતાં, ગભરાટ સૂચવવા લાગ્યું.

એકદમ કાક ગભરાઇ ઉઠયો. એક તીણા અવાજની ભયંકર ચીચીયારી થઈ. તે કયાંથી આવી તે સ્હમજાયું નહિં; હેનો પડઘો ચારે તરફ, આકાશમાં, સરસ્વતીનાં નીરમાં થયો. કૂતરાઓએ ઘુરઘુરાટ કરવા માંડયો. કાકે આંખ બંધ કરી, પૂઠ ફેરવી, મૂઠીઓ વાળી અને પલાયન થવાનો ઇરાદો કર્યો.

"કાકભટ્ટજી! હિંમત રાખજો." કીર્તિદેવે કહ્યું. હેના પણ અવાજમાં ભયની થોડીક ધ્રૂજારી હતી. હેણે કાકનો હાથ પકડયો. બન્નેના હાથ પરસેવે ભીના હતા; બન્નેનાં આંગળાં થરથર કાંપતાં હતાં. કીર્તિદેવ ફર્યો અને મ્હોટે અવાજે હેણે એક મંત્ર ભણ્યો.

કાક ન છૂટકે ફર્યો. ચિતાઓની આસપાસ, માથે ધગધગતા અંગારા મૂકયા હોય એવા ઉજાસ સાથે કેટલાક આકારો દેખાયા. કાક વધારે જોઇ ન શકયો. હેણે આંખો મીચી ગાયત્રી ભણવા માંડી. તરત હેમના પર હાડકાંની, અને કોલસાની વૃષ્ટિ થઇ. "કીર્તિદેવ"– કાકે કહ્યું અને પોતાનો હાથ છોડવવા પ્રયત્ન કર્યો. પણ કીર્તિદેવે હેનો હાથ સખત રીતે પકડયો હતો.

હેણે આંખો ઉઘાડી. પેલા આકારો પાસે આવતા–ધસતા લાગ્યા. કાકને લાગ્યું કે હેના હાથમાં જે કીર્તિદેવનો હાથ હતો હેના તંતુઓ જોસથી ખેંચાયા. કીર્તિદેવ સ્વાસ્થ્ય સાચવવા પ્રયત્ન કરતો હતો. હેણે મ્હોટે અવાજે બીજો મંત્ર ભણ્યો. ગભરાયેલો કાક માત્ર એટલું જ સ્હમજ્યો કે હેમાં કાલભૈરવનું આવાહન હતું.

તરત આગળ ધસી આવતા આકારો અટકી પડ્યા–બધાએ એક સામટી ચીચીયારી કરી. દશ દિશા ધ્રુજતી જણાઇ. કાનના પડદા ફાટી ગયેલા લાગ્યા. કીર્તિદેવે મંત્ર ભણ્યાં જ કર્યો.

કીર્તિદેવ બે ડગલાં આગળ વધ્યો, અને પાછળ કાક ઘસડાયો. હેમના પગ નીચે હાડકાં અને માંસ લાગતાં હતાં.

પેલા આકારો બધા આઘા જઇ ઉભા; માત્ર એક કાળો આકાર પાસે ઉભો રહ્યો. કાકે ધ્યાનપૂર્વક જોયું. તે સ્ત્રી જેવો લાગતો: હેનો મ્હોટો ચોટલો હેના નવસ્ત્રા શરીરની આસપાસ વિંટલાઇ પગ સુધી પ્હોંચતો હતો. હેને મ્હોડે લાલ–લોહીના હોય એવા ડાઘ હતા. હેના હાથમાં પગના હાડકાંનો દંડ હતો. તે યોગિની માત્ર "હ્રીં"નું ઉચ્ચારણ કરી રહી હતી.

કાકે મનમાં ને મનમાં ગાયત્રી બોલ્યાં જ કરી.

કીર્તિદેવે મંત્ર બદલ્યો. તે મંત્ર સાંભળતાં પેલી યોગિની મૂગી થઇ ગઇ. કીર્તિદેવે ફરીથી મંત્ર ભણ્યો.

"શું, શું, શું?" યોગિની અપભ્રંશ સંસ્કૃતમાં બોલી.

"મ્હારે જાણવું છે" કીર્તિદેવે સંસ્કૃતમાં કહ્યું.

"શું?"

"મ્હારા પિતા–મ્હારૂં કુલ" કહી કીર્તિદેવે પાછો મંત્ર ભણ્યો.

"કૃષ્ણપક્ષ અને ચૌદશની મધ્યરાત્રે."

"એથી પ્હેલાં નહિં?"

"काल भैरवाय नमः" કીર્તિદેવ જવાબમાં માત્ર મંત્ર જ બોલ્યો.

"કોણ છે? લોહી લાવ" યોગિનીએ કહ્યું.

હોઠ પર હોઠ પીશી કીર્તિદેવે ડાબો હાથ લંબાવ્યો. યોગિનીએ વીજળીની ત્વરાથી પોતાનો દંડ ફેરવ્યો. અને કીર્તિદેવે એક સીત્કાર કર્યો. કાકે જોયું તો દંડના ઝપાટાથી યોગિનીએ કીર્તિદેવના ડાબા હાથ પર ઘા પાડયો હતો.

તરત પેલી યોગિની અંતર્ધ્યાન થઇ. એકદમ ખડખડાટ હસવાનો અવાજ ચારે તરફ ગાજી રહ્યો; અને ચારે ગમથી હાડકાં અને માંસનો વરસાદ વરસવા લાગ્યો.

કીર્તિદેવે એકદમ પૂઠ ફેરવી, અને સાથે કાકને ખેંચી હેણે ન્હાસવા માંડયું. કાકને એટલું જ જોઇતું હતું. તેઓ જીવ લઇ નાઠા, અને થોડી વાર કોટના દરવાજા બ્હાર ઓવારા પર શ્વાસ લેવા ઉભા.

"કાક! તમ્હે જરા ઉભા રહો તો મ્હારા હાથને પાટો બાંધી દઉં." કીર્તિદેવે કહ્યું.

કાકે જોયું તો કીર્તિદેવના ડાબા હાથમાંથી લોહી ટપકતું હતું. કાકે આંખો વતી જ પૂછ્યું કે એ ઘાનો અર્થ શો.

"હું કોણ છું તે પારખવા મ્હારૂં લોહી લીધું."

"તમ્હે નદી પર હાથ ધોવા જાઓ છો?"

"હા."

"ઉભા રહો. મ્હારે પણ ન્હાવું છે. કીર્તિદેવજી! તમ્હારી હિંમત પણ ભારે છે."

"આ શ્મશાન ભયંકર છે; પણ માબાપ ન જાણવાં એ તેથી પણ ભયંકર છે."

"સોમનાથ ભગવાન કરે અને મને અહિંયા ફરી નહિ આણે" કાક કમકમાં ખાઈ બોલ્યો.

"હજુ એક વખત આવવું પડશે."

"શું કામ?"

"મ્હારી સાથે. આવતી અંધારી ચૌદશે."

"ના. ક્ષમા કરો. હવે મ્હારી હિંમત નથી." કહી પવિત્રતા પ્રાપ્ત કરવાના અનેક મંત્રો ભણતાં કાકે નદીમાં ડબકું માર્યું.

કીર્તિદેવે પણ ઘા ધોયો, પાટો બાંધ્યો, અને ન્હાવા માંડ્યું.

"કાકભટ્ટજી! આરમ્ભ કરી, અન્ત પામવો એ ડહાપણનું બીજું લક્ષણ. હું પાટણમાં પંદર દિવસ રહેવા ધારૂં છું. રહ્યો તો તો ઠીક. પણ જો ન કરે મહાંકાલેશ્વર અને મને જવાનું થાય તો તમ્હે આવી જવાબ નહિં લઇ જાઓ?"

કાક મૂગે મ્હોડે જોઇ રહ્યો. કીર્તિદેવ અત્યંત દુખી થયો; ત્હેનું મુખ ખિન્ન થઇ ગયું; ત્હેની આંખો અવર્ણનીય વાક્ચાતુર્યથી કાકને સ્હમજાવી રહી હતી. કાક વધારે વાર ના નહિ કહી શક્યો.

"પણ મ્હને તાંત્રિક વિદ્યા નથી આવડતી."

"હું હમણા શીખવું. પાણી લો! વચન આપો. આટલું કરો. એ ઉપકાર હું કદી નહિં વીસરૂં."

કાક મ્હાત થયો; ત્હેણે મૂગે મ્હોડે પાણી મૂક્યું. કીર્તિદેવ વિજયી થયો. નછૂટકે ધ્રુજતાં ધ્રુજતાં, કાક મેલી વિદ્યાના મંત્ર શીખ્યો.

નાહી, ધોઇ, પરવારી બન્ને જણા શહેરમાં ગયા, અને કીર્તિદેવથી છૂટો પડી કાક મંડલેશ્વરને ઘેર જઇ સૂતો.

♠

## પ્રકરણ ૧૨ મું.

♠

### મંજરીએ લગ્ન કેમ કબુલ કર્યું.

♠

કાક ઘણો જ થાકી ગયો હતો, એટલે ત્હેને તરત ઉંઘ આવી. ઉંઘમાં ત્હેને અનેક સ્વપ્નાં આવ્યાં. મંજરીનું હરણ, અને યોગિનીનું દર્શન એ બે વાત ફરી ફરી આવ્યા કરી. આખરે સ્હવાર પડી ત્યાર પછી પણ થોડી વારે તે જાગ્યો. ત્હેનાં શરીરમાં થાક વેઠવાની અદ્દભૂત શક્તિ હતી; તેથી તે આટલી થોડી ઉંઘ પછી પણ હતો તેવો થઇ રહ્યો.

તે મોડો ઉઠયો હતો એટલે ઘરમાં બધાં પોત પોતાને કામે લાગી ગયાં હતાં. ત્હેણે મંડલેશ્વર માટે તપાસ કરી; પણ તે કાકને ઉંઘતો મૂકી નદીયે ન્હાવા ગયા હતા.

જેવો તે કાશ્મીરાદેવીને મળવા જવા ગયો કે એક નવી મૂર્તિ પાટલા પર બેઠેલી ત્હેણે જોઇ. ત્હેણે નમસ્કાર કર્યા. આ નવી મૂર્તિને પગે પાવડી, ખાંધે શાળ, કપાલે ત્રિપુંડ, હાથમાં જામ અને આચમની, અને કોટે રૂદ્રાક્ષની માલા હતી.

કાકે પૂછ્યું: "કાશ્મીરા બા ક્યાં છે?"

આ નવી મૂર્તિ આંગળીના વેઢા પર કાંઇ ગણતી હતી; ત્હેણે ઉંચું જોયા વિના કહ્યું:

"અંદર ગયાં છે. હમણાં આવશે."

"મહારાજ ક્ષમા કરજો. મ્હારે આપનું એક કામ છે" કહિ કાક ત્હેની પાસે ગયો.

ગજાનન પંડિત તે જ આ નવી મૂર્તિ હતા. તે વિસ્મય થયા. ત્હેણે કાકની સ્હામું જોયું, ધીમે ધીમે આખાં શરીર પર નજર નાંખી અને મૂગે મ્હોડે જોઇ રહ્યા. એક ન જણાય એવો તિરસ્કારનો નિઃશ્વાસ પંડિતે મૂક્યો.

"હું રાજજોષી છું."

"મહારાજ! મ્હારે પ્રાયશ્ચિત્ત કરવું છે."

"શાનું?"

"તાંત્રિક વિદ્યા શિખવાનું, અને કાલભૈરવ આરાધવાનું."

પંડિતે ગભરાટમાં, તિરસ્કારમાં, ક્રોધમાં કાક સ્હામું જોયું.

"જાતે કોણ છે?"

"બ્રાહ્મણ–"

"કેવો?"

"લાટનો."

"લાટનો"–કહી ગજાનન પંડિતે વધારે ધ્યાનથી જોયું અને જરા મૂછમાં હસતાં જોવા માંડ્યું. "શું ધંધો કરે છે?"

"ભટ્ટ છું."

"હં–વેદ કયો?"

"મહારાજ! આટલી બધી તપાસનું કાંઇ કામ?" કાકે જરા કચવાઇ પૂછ્યું.

પંડિતે તે પ્રશ્ન તરફ ધ્યાન જ નહિં આપ્યું. "વેદ કયો?" પૂછી પંડિત ફરીથી જરા મૂછમાં હસવા લાગ્યા.

"ઋગ્વેદ."

"રાશી નામ કયું?"

"તમ્હારે શી પંચાત?" ગુસ્સામાં કાકે પૂછ્યું.

"મ્હારે નહિ પંચાત તો બીજા કોને?"

એક પલવાર કાક ગુસ્સામાં જોઇ રહ્યો. એકદમ ત્હેને કાંઇ યાદ આવ્યું. ત્હેનો ગુસ્સો જતો રહ્યો. અને મ્હોં મલકાવી ત્હેણે નમ્રતાથી કહ્યું: "મ્હારૂં નામ કાક."

"હં. ઉભો રહે. **મિથુન**, કર્ક, **સિંહ**." કાકનું મ્હોડું હસું હસું થઇ રહ્યું.

"આપ ગજાનન પંડિતજી?"

પંડિતે માત્ર ડોકા વડે હા કહી. "**સિંહ**, કન્યા, તુલા–"

"શું ગણો છો?" પંડિતે એક આંખ મીંચી, કાંઇ ઝપાટાબંધ ગણ્યું; અને તે વિચિત્ર રીતે હસ્યા.

"ત્હારૂં નામ કાક–ત્હારી રાશી **મિથુન**–શું ગણું છું? કહું? વિધાતાના લેખ. ત્હારો સ્ત્રીયોગ સંપૂર્ણ છે."

કાકના મ્હોડામાં પાણી આવ્યું.

"ક્યારે છે?"

"હું કહું ત્યારે" પાછળથી મશ્કરી કરતો કાશ્મીરાદેવીનો અવાજ આવ્યો.

"ત્હમે શું કહેતાં હતાં?" ગજાનન પંડિત તીણે સ્વરે બોલી ઉઠ્યા. "ગ્રહ કહે છે, રાશી કહે છે, નક્ષત્ર કહે છે. તમ્હારે લગ્ન જોઇએ છે?"

"હા. જેમ બને તેમ ઉતાવળે."

એક આંખ મીંચી, ઉઘાડી આંખે કાશ્મીરા–દેવીથી કાક તરફ જોતાં, જાણે ઘણી મ્હોટી મશ્કરી કરી નાંખી હોય તેમ પંડિતે કહ્યું: "ધૂળપડવો આપું?"

કાકને લાગ્યું કે સૃષ્ટિમાં સારામાં સારા અને હસમુખામાં હસમુખા માણસ તો ગજાનન પંડિત જ હતા.

"કેમ જોષીરાજ! બુદ્ધિ ગઇ છે કે?"

"હા, બા. બીજ સારી છે; પાંચેમ પણ સારી છે. તેરસ––"

"એ તો બહુ આઘાં કહેવાય."

કાક શરમનો માર્યો કાંઇ કહી નહિં શક્યો. ત્હેના મગજમાં આનંદના નગારાં વાગતાં હતાં.

"ત્યારે પાંચેમ."

"ઠીક. મ્હારે તો ઉતાવળ કરવી છે. બીજની પણ તૈયારી રાખજો."

"જેવી બાની મરજી." કહી પંડિતરાજ ઉઠ્યા, અને રજા લીધી.

"કાક! હવે તું પણ તૈયાર થજે" કાકે મનમાં વિચાર કર્યો કે તે તે જ પલે મંજરીનું પાણિગ્રહણ કરવા તૈયાર હતો.

"બા! ક્યાં બ્હાર છો?" અંદરથી મંજરીનો સ્વર આવ્યો. કાશ્મીરાએ કાક સ્હામી જરા આંખો નચાવી.

"હા'બ્હેન! જરા આમ આવ તો."

"આ આવી."

જાણે પોતે બાર વરસનો કોડીલો વરરાજા હોય તેમ કાક શરમાઇ, લાલ મ્હોડે, નીચું જોતો ઉભો રહ્યો. મંજરી આવી અને કાકને જોયો. ત્હેનું મ્હોડું પણ લાલ થયું–ગર્વમાં કે ક્ષોભમાં તે સ્હમજાયું નહિં.

"મંજરી!" કાશ્મીરાએ મંજરીને અંદર ખેંચતાં મશ્કરીમાં કહ્યું "આ કાક ભટ્ટજી! લાટના દંડનાયક. મહારાજના પરમમિત્ર."

આ મશ્કરી તરફ ધ્યાન નહિં આપતાં મંજરીએ પૂછ્યું:

"કોણ પંડિતજી હતા?"

"હા. ત્હારાં લગ્ન લેવાયાં?" મંજરી જરા ધુંચવાઇ. "આ બીજે."

"પણ––"

"જો પાછી ડાહી થઇ કે. પેલો ખંભાતીયો ભૂલી ગઇ. ચાલ ડાહી થઇ જા" કહી મંજરીને એક તમાચો મારી કાશ્મીરા બીજા ઓરડામાં ચાલી ગઇ અને જતાં જતાં બારણાં બંધ કર્યાં. જે બારણા પાસે કાક ઉભો હતો તે શિવાય જવાનો બીજો માર્ગ ન્હોતો. મંજરીનું મ્હોડું ફીક્કું હતું; પણ ત્હેના હોઠ ગર્વમાં બીડેલા હતા; ત્હેની આંખો અભિમાનથી ભરપૂર હતી. તે કાકની સ્હામું તિરસ્કારથી જોઇ રહી.

"શા માટે મ્હને દગ્ધો છો?"

કાકને શો જવાબ દેવો તે સૂઝયું નહિં. તે હર્ષના શિખરેથી ગબડી પડ્યો.

"હું દગ્યું છું?"

"હા" અને મંજરીના અભિમાનભર્યા અવાજમાં પણ દયામણાપણું આવ્યું. "તમ્હે દગ્ધો છો, બા દગ્ધે છે, પંડિતજી દગ્ધે છે. હું નિરાધાર છું–નબાપી છું–મ્હારા દાદા દૂર દેશ પડ્યા છે–મ્હારી પાછળ હઝાર હાથનો રાવણ પડ્યો છે. તેથી તમ્હે મ્હને ગભરાવો છો; તેથી મ્હને કાંઇ સૂઝતું નથી; તેથી મ્હને તમ્હારી સ્ત્રી બનાવવા માંગો છો; તમ્હે બધાં આ કેર વર્તાવતાં શરમાતાં નથી?"

"કેર વર્તાવીએ છીયે? તમ્હને એમ લાગે છે?–તો મ્હારે નથી પરણવું."

"ના. તમ્હે શા માટે ના પાડો?" તિરસ્કારથી, કટાક્ષમયતાથી મંજરીએ પૂછ્યું. "તમ્હે બબ્બે વખત મ્હને મરતી બચાવી;–કાશ્મીરાબા કહે છે કે ત્હમે મ્હારા હાથના અધિકારી થયા છો."

"પણ હું ક્યાં કહું છું?"

"તમ્હે ભલે મ્હોડે નહિં કહેતા હો–મનમાં કહેતા હશો."

"શા માટે જુઠું કહું? હું જાણું છું કે મ્હારા પતિ થવાની મ્હારામાં યોગ્યતા નથી. તમ્હે વિદ્વાન છો, હું વગર ભણેલો છું; તમ્હે સંસ્કારી છો, હું ગામડીયો છું. હું અધિકારી નથી. માત્ર દાસ છું."

"જ્યારે એમ છે, ત્યારે શા માટે મ્હને પરણવા તૈયાર થયા છો?" મંજરીએ ત્હેનાં વિશાળ નયનો કાક પર ઠેરવી પૂછ્યું.

"તમ્હારે માટે."

મંજરીએ કાંઇ જવાબ આપ્યો નહિં. કાકે ઉમેર્યું.

"તમ્હારે માથે ચક્ર ભમે છે તે ખબર નથી?"

"મ્હેં કાલે રાતે જ ત્હેનો અનુભવ કર્યો" જરા કપાળ પર કરચળી પાડી મંજરીએ કહ્યું.

"ત્યારે હવે વધારે શું કહું? મંડલેશ્વરના મહેલમાંથી તમ્હને ઉપાડી લઇ જવાં એ કાંઇ સ્હેલ વાત સ્હમજો છો? જે માણસે એ કર્યું; એ બીજું શું ન કરી શકે? તે બળવાન હોવો જોઇએ, ત્હેનો બાહુ તમ્હે જો જુનાગઢ તમ્હારા દાદા પાસે જશો તોપણ પકડી પાડશે. એ કોણ છે તે તમે જાણતાં હશો."

"હા. બા પણ તમ્હે કહો છો તેમજ કહે છે."

"શું?"

"કે એ પુરૂષ રાવણસમો સમર્થ છે. પણ તમ્હને પરણી કેમ બચી શકીશ?" મંજરી પોતાની લગ્નની વાત તદ્દન બેદરકારીથી કરતી હતી.

કાકે થોડી વાર વિચાર કર્યો. "બા શું કહે છે?"

"બા કહે છે કે જો હું કોઇ બીજાને પરણું તો તે તરત મ્હારો કેડો છોડશે."

"કારણ?"

"મ્હારા કરતાં ત્હેને આબરૂ વ્હાલી છે." તિરસ્કારથી મંજરીએ કહ્યું. અને પછી નિરાશાથી હાથ હાથમાં આમળી નાંખી ત્હેણે અડધા ગુસ્સામાં, અડધા કચવાટમાં, અડધી કટાક્ષમયતામાં કહ્યું: "એટલે તમ્હને પરણ્યા વિના મ્હને બીજો આરો જ લાગતો નથી."

કાક વિચારમાં પડ્યો. "મંજરી! મ્હને પરણતાં આટલું દુઃખ થાય છે?"

"મ્હને બચાવી છે, માટે જન્મભર તમ્હારા પર હેત રાખીશ." કહી મંજરી ટટ્ટાર થઇ અને ગૌરવથી કાક તરફ જોઇ બોલી: "પણ મ્હને મ્હારી મરજી વિરૂદ્ધ પરણશો તો—"

"તો—"

"આખો જન્મારો ધિક્કારીશ."

કાકના હૃદયને ફટકો પડ્યો. તે મૂગો થઇ ગયો. ત્હેની આશાનો સૂર્ય અસ્ત થવા લાગ્યો. તે થોડી વારે બોલ્યો: "મંજરી! હું આટલો અકારો હોઇશ તે ન્હોતું જાણ્યું" કાકે નીસાસો મૂકયો.

મંજરીએ જવાબ નહિ આપ્યો. તે મગરૂરીથી માત્ર જોઇ જ રહી. કાકે થોડી વારે પાછું કહ્યું: "તમ્હને નિર્ભય કરવાનો એક બીજો રસ્તો છે."

"શો?" મંજરીના સખ્ત બની રહેલાં સુંદર મુખ પર કુમાશ આવી.

"એ પાપાચારી કોણ છે તે કહો. કાલે સવ્હાર પ્હેલાં એને સ્વધામ પ્હોંચાડીશ" હોઠ પીશી કાકે કહ્યું અને કચવાટથી ઉમેર્યું: "એટલે તમ્હને નિરાંત થશે; અને પરણવાની પીડા પડશે નહિ" કાકનું સ્વમાન પણ ઘવાયું હતું. મંજરીએ ખિન્નતાથી ડોકું હલાવ્યું.

"કેમ?" કાકે પૂછ્યું.

"કારણ કે એ પાપાચારીનું નામ જાણતા નથી તેમ."

"શું એવો દુર્જેય છે?"

"દુર્જેય નથી; પણ એવો અસ્પશ્ય છે."

"કોણ"—કહી કાક જરા પાસે આવ્યો. મંજરીએ ધીમેથી એક શબ્દ કહ્યો; જાણે સાપ ડંખ્યો હોય તેમ કાક કુદ્યો "કોણ ઉદા મ્હેતા?"

મંજરીએ નાક પર આંગળી મૂકી, છાના રહેવા સૂચવ્યું. કાકે નિરાશામાં ડોકું હલાવ્યું.

"મંજરી! તમ્હારી વાત સાચી છે. એ માણસ મરાય એમ નથી."

"અને બીજી વાત. તે પણ સાચી છે?"

"હા. એ ડરે છે માત્ર બેઆબરૂથી. તમ્હે બીજાને પરણો તો એ પછી તમ્હારો સ્વપ્ને પણ વિચાર નહિં કરે."

"ત્યારે પરણ્યા વિના મ્હારો છૂટકો જ નથી." તિરસ્કારથી મંજરીએ કહ્યું.

કાક મંજરીને પરણવા માંગતો હતો, ત્હેના પગલાં પૂજતો હતો. છતાં આવાં વચનોથી ત્હેને ગુસ્સો લાગવા માંડ્યો હતો; જે તિરસ્કારથી મંજરી ત્હેની સાથે વર્તતી હતી તે ત્હેને સાલતો હતો. જેમ મંજરી વધારે તિરસ્કાર કરતી તેમ કાક ત્હેને પોતાની પત્ની બનાવવા વધારે ઇચ્છતો હતો, અને ત્હેની પાસે સ્વામિત્વ કબૂલાવવા તલસતો હતો. પોતાનું ગૌરવ સાચવવા ત્હેણે પણ શાન્તિથી જવાબ

આપ્યો: "હા. ક્યાં તો મ્હારી સાથે કે જૈન મંત્રી સાથે."

મંજરીએ હોઠ કરડ્યા. "આ વાત મ્હેં ગઇ કાલે પચાશ વાર સાંભળી."

"સાચી વાત એકાવનમી વાર સાંભળવી પડે તોપણ સારી."

મંજરી કાક સ્હામું અવર્ણનીય ગૌરવ અને તિરસ્કારથી જોઇ રહી. "મ્હને પરણીને શું કરશો?" મંજરીની ન્હાની રસાળ હડપચી જીદમાં દઢ બની: ત્હેની આંખમાંથી સ્થિર પ્રભાવશાળી તેજ નીકળતું હતું. કાકે જોયું કે મંજરી અને ત્હેની વચ્ચે વિગ્રહ શરૂ થઇ ગયો હતો. અને ત્હેમાંથી વિન્ધ્યી નીવડવાનો ત્હેણે નિશ્ચય કર્યો હતો; ત્હેના કાનમાં મંજરીના શબ્દો અથડાતા હતા "कैलासमिव दुर्धर्षं कालाग्निमिव दुःसहम्। કાકની ગરૂડશી ઉંડી, તીક્ષ્ણ આંખ જરા મ્હોટી અને સ્થિર થઇ; ત્હેમાંથી નિશ્ચલ અસિધારા સમાન ચમકતું તેજ નીકળ્યું. બે તેજનાં ખડગો એકમેકથી અથડાયાં. ત્હેમાંથી અણદીઠા તણખા ઉડ્યા.

"તે પરણ્યા પછી કહીશ."

"તમ્હે જાણો છો? હું ગર્વિષ્ટ છું; મ્હારા આચાર વિચાર વિચિત્ર છે. તમ્હને તે કેમ રૂચશે?"

"તે મ્હારે જોવાનું છે" કહી કાક જરા હસ્યો. મંજરીની તિરસ્કારભરી દૃષ્ટિ કાકને અલ્પતા અનુભવવા મથી રહી. એક સામ્રાજ્ઞીની શોભાથી, ગૌરવથી તે બ્હાર જવાને ટટ્ટાર થઈ. બારણા આગળ સ્વસ્થ, પ્રતાપની મૂર્તિ જેવો કાક અદબ વાળી ઉભો હતો. મંજરીને લાગ્યું કે ત્હેના સ્વાતંત્ર્યનો, સંસ્કારનો, ત્હેની શુદ્ધતાનો ભવિષ્યનો વિનાશક—યમરાજ ત્યાં ઉભો હતો. એ વિચાર આવતાં ત્હેની હિંમત, ગૌરવ, દઢતા જતાં રહ્યાં. ત્હેણે આંખપર હાથ મૂકી રડી દીધું.

કાક પલળી ગયો; તે મંજરીને રડતી જોઇ શક્યો નહિં. "મંજરી! શું કામ રડે છે?"

"અનાથને નસીબે આંસું. બીજું શું?"

"મ્હારે નાથ થવું છે, ને એ આંસું સૂકવવાં છે."

મંજરીએ આંસુભરી આંખે કાક સ્હામું જોયું; ત્હેના હોઠ જરા ધ્રુજ્યા અને તે એકદમ બોલી: "કાક! તમ્હે મ્હારા પર અનહદ ઉપકાર કર્યો છે." થોડી વાર તે જોઇ રહી; અને આંસુસરમાં તરતાં એ અપૂર્વ કમલો કાક નીરખી રહ્યો.

"એક ઉપકાર વધારે કરશો?" મંજરીના મ્હોડા પર, આંખમાં, અવાજમાં દયામણાપણું વ્યાપી રહ્યું હતું. ત્હેના હોઠ કાંપતા હતા, ત્હેની છાતી વિચાર, અને ઉર્મિના વમળોથી ઉછળી રહી હતી. મંજરીનું ભવ્ય, મોહિની સ્વરૂપ, અંગેઅંગનું લાલિત્ય વાકચાતુર્યથી યાચના કરી રહ્યું હતું; તે ચાતુર્યની સ્હામું કાક નિર્બલ બન્યો.

"હા, જે કહેશો તે" કાકે કહ્યું.

"મ્હને પરણ્યા પછી મ્હારા દાદાને ઘેર મૂકી આવજો."

મંજરી આ વાક્ય બોલી અને ચાલી ગઇ. ત્હેના અદૃષ્ટ થતા શરીર સ્હામું કાક બેભાન બની જોઈ રહ્યો. પૃથ્વી રસાતાલ ગઇ હોત તો તે આવો ગભરાત નહિં; ત્હેને આવાં ચક્કર આવત નહિં. ત્હેણે પાછલે હાથે ભીંત પર ટેકો શોધ્યો.

ક્યાં સુધી નીચે મ્હોડે, વિચાર વગર, માત્ર નિરાશાનો જ અનુભવ કરતો તે ઉભો રહ્યો. ભારે હૈયે, ત્હેણે આખરે નીસાસો મૂકયો, અને તે બ્હાર નીકળ્યો. ત્હેના હૃદયમાં સુખનો સૂર્ય અસ્ત થઇ ગયો. ત્હેને લાગ્યું કે જીવનની વાડી સૂકાઇ ગઇ; હવે માત્ર અરણ્ય જ રહ્યું.

તે બ્હાર નીકળ્યો ત્યારે જયદેવ મહારાજનો એક સેવક હુકમ લઇ આવ્યો હતો; મહારાજે કાકને બપોર પછી બોલાવ્યો હતો.



# પ્રકરણ ૧૩ મું.



## કાકને પોતાના વાકચાતુર્ય પરથી શ્રદ્ધા ઉઠી જાય છે.



કાકને સ્વાસ્થ્ય મેળવતાં થોડી વાર લાગી. ત્હેના સ્વભાવમાં ઉછળતી ઉર્મિઓ તેમ જ શાન્ત દૂરદર્શિ બુદ્ધિનું અજાયબ મિશ્રણ થયું હતું. કોમલ બાલકની મૂર્ખાઇથી ત્હેણે મંજરીને વચન આપ્યું; પણ પાષાણ હૃદયી મુત્સદ્દીની બુદ્ધિથી ત્હેમાંથી રસ્તો કહાડવા તે પ્રયત્ન કરવા બેઠો.

પ્હેલો વિચાર મંજરીને પરણી, પછી ત્હેને આપેલાં વચનનો ભંગ કરવાનો આવ્યો. પણ તે વિચાર તરત દૂર કર્યો. જો તે તેમ કરે તો મંજરીએ ત્હેની અસંસ્કારિતા પર કરેલા આક્ષેપો ખરા ઠરે; મંજરીના મનમાં તે અબ્રાહ્મણ

ઠરી જાય અને હમેશને માટે પોતાની પત્નીની નજરે અધમતા પામે.

બીજો શો રસ્તો? ત્હેણે ઘણો જ વિચાર કર્યો; પણ રસ્તો એક ન દેખાયો. જો ઉદા મ્હેતાનો ધાક ન હોય તો મંજરી ત્હેને પરણે નહિં; જો પરણે તો પોતાને વચન પાલવું પડે. બન્ને રસ્તા નિરાશાજનક હતા; બન્ને રસ્તાથી ત્હેનું શ્રેય થતું ન્હોતું. શું કરવું? કાકને એકાએક વિચાર આવ્યો. શા માટે ઉદા મ્હેતા મંજરીની પૂઠ ન છોડે? જો તે પૂઠ છોડે, તો ભલે મંજરી પરણે નહિં, પણ સુખી તો થાય. કાકની કલ્પનામાં મંજરીનું સુમધુર મુખ, નિરાશા અને દુઃખથી કરમાયેલું ત્હેણે જોયું. શું પોતાના સ્વાર્થ ખાતર તે મુખને સદાને માટે કરમાવા દેવું? ના ના. કદી નહિં–કાકે નિશ્ચય કર્યો. પણ બીજી મુશ્કેલી ભારે હતી. ઉદા મ્હેતા જીદ કેમ છોડે, કોના કહ્યાથી છોડે? કાકનું હૃદય કહેતું કે ઉદા મ્હેતાની દૃઢતા જેવી તેવી ન્હોતી. તો પછી કોની મદદ લેવી? ત્હેણે અનેક માણસોનો વિચાર કર્યો. પણ કોઇ ખપ લાગે એવો માણસ જડ્યો નહિં. કાકે આખરે પોતાની હિંમતથી ઉદા મ્હેતાની જીદ છોડવવાનો નિશ્ચય કર્યો.

તે અત્યારે નવરો હતો; એટલે તરત જ ઉદાને મળવાનો ત્હેણે વિચાર કર્યો.

હથિયાર સજી તે બ્હાર નીકળ્યો. ઉદા મ્હેતા પોતાના સસરા શાન્તુ મ્હેતાને ત્યાં ઉતર્યા હતા એટલે ત્હેનું ઘર પૂછતો પૂછતો, રાત્રે જે જગ્યાએ કીર્તિદેવે પેલા બદમાશોને અટકાવ્યા હતા ત્યાં તે જઇ પ્હોંચ્યો: ત્હેની બાજુમાં શાન્તુમ્હેતાનો વાડો હતો. કાકને હવે ખાત્રી થઇ કે રાત્રે જે અજાણ્યો માણસ ભીંતના ઓથામાંથી નીકળી, આખરે સટકી ગયો હતો તે ઉદામ્હેતા જ હોવા જોઇએ.

ત્હેણે શાન્તુમ્હેતાને ત્યાં તપાસ કરી તો માલમ પડ્યું કે ઉદામ્હેતા પૂજામાં હતા. કાક કચવાતો કચવાતો વાટ જોવા બેઠો, અને બે ત્રણ ઘડી પછી એક નોકર ત્હેને ઉદામ્હેતા પાસે તેડી લઇ ગયો.

જેવો તે દાખલ થયો કે ઉદામ્હેતા મીઠામાં મીઠું હાસ્ય ધારી, હેતના ઉમળકાભેર કાકને આવકાર દેવા આવ્યા.

"આવો! આવો! કાકભટ્ટજી! ત્હમે ક્યાંથી?–તમ્હે અમ્હારૂં ખંભાત છોડી ગયા તે ખબર પણ નહિં કરી? વાહ!" આવો આવકાર કાકે કદી ધાર્યો ન્હોતો. ઉદામ્હેતા હસતાં હસતાં પાસે એક માણસ બેઠો હતો ત્હેને કહેવા લાગ્યા: "ધર્મપાલ! આ કાકભટ્ટજી આપણે ત્યાં પરોણા હતા, તે પૂરૂં આતિથ્ય સ્વીકાર્યા વિના ચાલ્યા જ ગયા. હાસ્તો. આપણો બિચારો તિલક મરી ગયો તે જ રાતે તમ્હે ગયા નહિ?" તિલકનો ઘાતક તે જ હતો એમ ઉદામ્હેતા જાણતા હતા એવું સ્પષ્ટ દેખાયું; પણ આ પ્રશ્નના જવાબમાં સપડાઇ જવું ત્હેને ઠીક લાગ્યું નહિ.

"અરર! તિલકચંદ્ર મરી ગયા!" કાકે શોક દર્શાવવા ગંભીર મ્હોઢું કરી કહ્યું. શી કાચી વયમાં સોમનાથ ભગવાને લઇ લીધા?"

"લલાટના લેખ. ભટ્ટજી! આવો બેસો તો ખરા! આજે હું ખરેખર કૃતાર્થ થયો કે તમ્હે મ્હને ખોળતા આવ્યા."

આ સાકરના સમુદ્રમાંથી તરી પાર ઉતરવું એ કાકને મુશ્કેલ લાગ્યું.

"મ્હારે જરા આપનું કામ છે."

"અરર! શું મ્હારૂં દુર્ભાગ્ય કે મ્હારે અત્યારે રાજગઢ જવું છે."

"અત્યારે?"

"હાસ્તો! તમ્હને ખબર નહિં હોય. એમ તે હોય? અત્યારે બધા મંત્રીઓને મહારાજાએ બોલાવ્યા છે. બીજી કોઇ વખતે તસ્દી લો તો?"

"કાલના દરબાર વિષે વિચાર કરવા?" કાકે પૂછ્યું.

"તે તો મહારાજ જાણે. હું તો બહુ ખટપટમાં પડતો જ નથી."

"બે પાંચ પલ મ્હારી વાત નહિ સાંભળો?"

"બે પાંચ પલ! જરૂર. ધર્મપાલ! જરા શાન્તુમ્હેતાને કહોની કે પાલખી તૈયાર થાય કે મ્હને બોલાવે."

"જી" કહી ધર્મપાલ ગયો.

"બોલો–મ્હારા સરખું જે કાંઇ કામકાજ હોય તે નિરાંતે" કહી ઉદામ્હેતા હસીને તકીયે બેઠા. માત્ર ત્હેની આંખો જ કાકના મ્હોડાના ભાવપર અચૂક ચોકી પ્હેરો કરી રહી હતી. કાક ઘુટણીયે પડી સ્હામું બેઠો. તે પણ કેમ વાત કરવી ત્હેનો વિચાર આટલો વખત કરી રહ્યો હતો.

"મંત્રીરાજ! એક વખત તમ્હે મ્હને તમ્હારા મિત્ર થવાનું કહ્યું હતું."

"જરૂર! હું તમ્હને મ્હારા પરમ મિત્રોની જ પંક્તિમાં લેખું છું."

"તમ્હને ખબર છે કે મ્હારા જેવા નીમૈત્રીનો ખપ તમ્હને અત્યારે છે તેટલો કોઇ વખત ન્હોતો?"

"સાચો મિત્ર સદાયે કામનો" કહી ઉદા મ્હેતાએ માત્ર મ્હોડાના ભાવથી જ ઉતાવળ દર્શાવી.

"જુઓ, વખત થોડો છે એટલે વિનય ન સચવાય તો ક્ષમા કરશો. હું તમ્હારા જેવો ડાહ્યો કે મુત્સદ્દી નથી. તમ્હે મ્હારી શક્તિ અને પ્રભાવ જાણ્યાં છે."

ઉદો જવાબમાં મીઠું હસ્યો.

"આજે તમ્હે સત્તા અને પ્રતાપ ભોગવો છો. આ પલે–કાલે વખત છે ને તે ચાલ્યાં જશે."

"સુખ ચંચલ છેઃ દેહ ક્ષણભંગુર છે." ઉદાએ ગાંભીર્યથી આ સૂત્રો ઉચ્ચાર્યાં.

"અને રાજાઓની મહેરબાની તેથી પણ વધારે ચંચલ છે."

"આ વિષય ઘણો જ્ઞાનથી ભરેલો છે. આપણે એ વિષે નિરાંતે વાત કરીયે તો નહિં ચાલે?"

કાકે હોઠ કરડ્યા. ઉદો ત્હેની મશ્કરી કરતો હતો.

"ના. આ પલે જ એ વાત કરવાની છે. હું એક વચન માંગવા આવ્યો છું. એ વચન આપશો તો હું સદાનો તમ્હારો સેવક થઇ રહીશ; નહિ આપશો તો હું કટ્ટો દુશ્મન થઇશ."

"શું વચન છે, તે કહોની." ઘણી જ મીઠાશથી ઉદાએ કહ્યું અને પછી જરાક તોછડાઇભર્યા સ્વરથી ઉમેર્યું: "જોકે રાગ અને દ્વેષ તો બન્ને તજવાં જોઇએ. એ વસ્તુ પર વધારે ભાર દેવાની જરૂર નથી."

"કવિકુલશિરોમણિ રૂદ્રદત્તની છોકરીનો કેડો છોડી દો." કાકે ઉદા પર આંખો ઠેરવી કહ્યું. ઉદાના મ્હોડા પર જરા ફેર પડ્યો ન પડયો, અને તદ્દન અણજાણપણાથી તે જોઇ રહ્યો. "શું કહ્યું? રૂદ્રદત્ત કવિ તો ગુજરી ગયા નહિં? ત્હેની છોકરી કયાં છે?"

"ખંભાતમાં હતી; અને તમ્હે પરણવા માંગો છો?

થોડી વાર ઉદો કાક સ્હામું જોઇ રહ્યો. "ભટ્ટજી! તમ્હે શુદ્ધ બ્રાહ્મણ ન હોત તો અત્યારે તમ્હે કાંઇ કેફની ધૂનમાં છો એમ હું કહેત. તમ્હે શું બોલો છો ત્હેની મને કાંઇ સ્હમજ પડતી નથી."

કાક ગુસ્સાથી જોઇ રહ્યો. શું ઉદો ત્હેને ઉડાડતો હતો? કે શું મંજરીની વાત ખોટી હતી?

"મ્હેતા! શું તમ્હે રૂદ્રદત્તની સ્ત્રીને નથી ઓલખતા? શું મંજરીને નથી ઓલખતા?" કટાક્ષમયતાથી કાકે પૂછ્યું.

"એમ્હને ઓલખવાનું સદ્ભાગ્ય હોત, તો ના શા માટે કહેતે?" સાદી રીતે ઉદાએ જવાબ આપ્યો.

"ઠીક ત્યારે નમસ્કાર, મંત્રીરાજ!" કહી કાક ઉભો થઇ ગયો. "વધારે વાત કરવાનું પ્રયોજન નથી."

"ભટ્ટજી! મ્હારૂં માનો તો આવી ધૂનો પર બહુ ધ્યાન જ નહિં આપીયે. સાહાસ કરતાં પહેલાં લાંબો વિચાર કરીયે "કહી કાકને વદાય કરવા ઉદો ઉઠયો.

એકાગ્રતા પામેલા ક્રોધથી કાકે ત્હેના સ્હામું જોયું. ત્હેની આંખો ચમકી ઉઠી; અને ક્રોધકંપિત સ્વરે કહ્યું: "મ્હેતાજી! હવે સમાલજો. મ્હારૂં ભવિષ્ય પણ પાટણ સાથે નાગળેલું છે."

"સારૂં! આપણે ફરીથી મળીશું. એનાથી રૂડું શું?" ઠંડે પેટે ઉદાએ જવાબ આપ્યો. ત્હેનું સ્વાસ્થ્ય અડગ હતું; માત્ર ત્હેના હોઠ પરથી ત્હેનો વિજય સ્હમજાતો હતો.

"એનાથી રૂડું શું તે હવે ખબર પડશે." કહી કાકે પૂઠ ફેરવી.

"આવજો હોં" ઘણી જ નમ્રતાથી ઉદાએ કહ્યું.

કાક જવાબ આપ્યા વિના ચાલ્યો ગયો. ત્હેણે જોયું કે વાકચાતુર્યમાં તે હાર્યો હતો; અને મંજરીને પરણ્યા વિના બીજો છૂટકો ન્હોતો.



## પ્રકરણ ૧૪ મું.



### સત્તાનાં સૂત્રો.



**બપોર** પડતાં મહારાજને શો જવાબ આપવો ત્હેનો વિચાર કરતો કાક રાજગઢ પહોંચ્યો. તે વખતે મંત્રીઓની સભા ચાલતી હતી, એટલે વખત કહાડવા તે વીરા બ્હારોટ પાસે જઇ બેઠો. છેક સાંજ પડવા આવી ત્યારે ત્હેને ખબર પડી કે સભા બરખાસ્ત થઇ છે. તે ઉઠીને જયદેવ મહારાજ પાસે ગયો.

જે ખંડમાં મહારાજ હતા ત્હેના બારણા આગળ ડુંગર ઉભો હતો, ત્હેણે કાકને રોક્યો. મહારાજ કોઇની સાથે વાત કરતા હતા. થોડી વારે એક સામાન્ય રજપૂત બ્હાર નીકળ્યો, અને જયદેવનો અંદરથી અવાજ આવ્યો: "ડુંગર! પેલો કાક હજુ જણાયો નથી, કેમ?" કાકને નીરાંત વળી; મહારાજના સ્વરમાં આનંદનો પ્રતિધ્વનિ હતો.

"મહારાજ! હું ક્યારનો હાજર છું. આપને ફુરસદ મળે તેની રાહ જોતો હતો." કહી કાક અંદર દાખલ થયો.

કાકની ધારણા ખરી હતી. જયદેવનું મ્હોડું હસું હસું કરતું હતું; ત્હેની આંખો ચમકતી હતી. ત્હેના હાથમાં એક કેસુડાનું ફૂલ હતું. કાકને જોઇ ત્હેણે મુઠ્ઠી વાળી, ફૂલ છુપાવી દીધું.

"કેમ કાકભટ્ટ! પછી કાંઇ કર્યું?"

"મહારાજ!" હાથ જોડી કાકે કહ્યું. "બધું તૈયાર છે."

"શું?"

"કાલે સવ્હારે ભલા ભલા પણ આપના પ્રતાપથી દીંગ થઇ જશે. હવે માત્ર રહ્યું છે એક જ વાનું."

"શું રહ્યું છે?"

"આપનો નિશ્ચય જાણવાનો. આપે માલવરાજની કન્યાનું માગું સ્વીકાર્યું કે નહિં?"

"ત્હેનો નિશ્ચય નથી થયો. માલવાની સાથે લાંબો વખત સંધિ નહિં રાખવી એ તો નક્કી થયું; માત્ર કન્યાના માગાની જ વાત રહી છે. મુંજાલ મ્હેતા અને બા બન્ને ના પાડે છે."

"પણ આપની શી ઇચ્છા છે?"

"મ્હારો વિચાર માગું સ્વીકારવાનો છે; એટલે આટલો વખત નકામો જ ગયો."

કાક જવાબ ખાઇ ગયો. જયદેવના વિચારનું વલણ જણાય નહિં ત્યાં સુધી કાંઇ પણ બોલવું ત્હેને દુરસ્ત લાગ્યું નહિ.

"માગું સ્વીકારવું કે નહિ તે કાંઇ સ્હમજ પડતી નથી" કહી અણજાણતાં જયદેવની નજર ત્હેની મુઠ્ઠીમાં છુપાયેલા કેસુડાના ફૂલ તરફ ગઇ. કાકે તે નજરની ધ્યાનપૂર્વક નોંધ લીધી.

કાક કાંઇ જવાબ આપે તે પહેલાં ડુંગર અંદર આવ્યો. "બાપુ! બા આ તરફ આવે છે."

"મીનળબા!" જયદેવે અચંબામાં આંખો ફાડી કહ્યું.

"હા. અન્નદાતા!"

જયદેવે હોઠ કરડ્યા; ત્હેના મ્હોડા પર ગભરાટ પ્રસર્યો. "કાક! તું બ્હાર ઉભો રહે" ત્હેણે ઉતાવળથી કહ્યું. કાક નીચો નમી ડુંગર જોડે બ્હાર નીકળ્યો.

કાક જેવો બારણા બ્હાર ગયો, કે જયદેવે મુઠ્ઠીમાંનું કેસુડાનું ફૂલ એકદમ કહાડી ઓટીમાં ખોસી દીધું; અને મલકાતું મ્હોં ગંભીર બનાવા પ્રયત્ન કરવા માંડ્યો.

પાંચ દશ પલમાં મીનળદેવી આવ્યાં. મીનળદેવીના મ્હોડા પર અપૂર્વ ભવ્યતા હતી; ત્હેની ચાલ, ધીમી ગૌરવશીલ હતી. તે આવ્યાં અને એક તીક્ષ્ણ નજર જયદેવ પર, અને આખા ખંડમાં નાંખી. જયદેવ મનમાં જરા ગભરાયો; મીનળદેવીનો ધાક એને ઘણો જ લાગતો હતો.

"જયદેવ!"

"કેમ બા?"

"ડુંગરની જોડે પેલો કોણ ઉભો છે?"

"એ તો બા! લાટનો ભટ્ટ છે."

"કાકભટ્ટ" મીનળદેવીએ કહ્યું.

જયદેવ હસ્યો. "તમ્હે ક્યાંથી જાણ્યું?"

"ત્હારા રાજ્યમાં શું થાય છે તે હું નહિ જાણું તો ત્હારું રાજ્ય ચાલશે કેમ?" જરાક હસીને રાજ્યમાતાએ કહ્યું "માણસ ઠીક છે. નહિ?"

"હા. સારો છે."

"જયદેવ! પછી આ માલવાના માગાનું શું કરવું છે?"

"બા! ફરી ફરી પૂછે શો ફાયદો? મ્હારો વિચાર સ્વીકારવાનો છે." જયદેવે કહ્યું.

"મ્હેં કહ્યું તે વધારે સારૂં છે."

"બા!" જયદેવે જરા અધીરાઇથી કહ્યું "જ્યારે તમ્હારા વિચાર પ્રમાણે મ્હને ચલાવવો છે ત્યારે પૂછો છો શું કરવા? તમ્હે કહો છો કે 'તું રાજ ચલાવ.' મુન્જાલ મ્હેતા કહે છે કે 'તું રાજ ચલાવ' અને રાજ ચલાવવાનો વખત આવે છે કે તમ્હે કહો છો કે તમ્હારા વિચાર પ્રમાણે મ્હારે ચાલવું. પછી હું રાજ ચલાવું તે કેમ?"

"અકળા નહિં બેટા! પણ હજુ તું બાલક છે."

"મ્હને તો એમ લાગે છે કે મરતા સુધી હું બાલક જ રહેવાનો." કંટાળો ખાઇ રાજાએ કહ્યું.

"માને મન છોરૂં સદાયે બાલક" મીનળદેવીએ કહ્યું.

"ત્યારે તમ્હે કહો તો હું રાજ ચલાવવાની તસ્દી જ નહિં લઉં?"

"તે કોણ કહે છે?"

"તમ્હે. મ્હારો વિચાર તમ્હે જાણો છો, બધા મંત્રીઓ જાણે છે; અડધી ઘડીમાં આખું ગામ જાણશે. અને પછી તે વિચાર છોડી તમ્હારૂં કહ્યું કરૂં? રાજા થવાનું લક્ષણ તો બહુ સારૂં!" કહી દૃઢતાથી જયદેવ જોઇ રહ્યો.

"આવા ગંભીર પ્રસંગોમાં અમ્હારૂં કહ્યું નહિં સાંભળે" મીનળદેવીએ ધીમેથી સ્હમજાવતાં કહ્યું "તો પરિણામ શું આવે?"

"આનું નામ ગંભીર પ્રસંગ!"

"હા. ત્હને હજુ કેટલીક વાતો ખબર નથી."

"શું?"



વીરા બારોટ.

"ઉબક પાટણ સાથે સંધિ કરવા આવ્યો છે; અને આપણે ના કહીશું તોપણ તે સંધિ કરવા મથામણ તો કરશે. આવી વખતે તું વગર વિચારે કાંઇ કરી નાખે તો પછી શું થાય?"

"પણ સંધિની તો આપણે ના કહીશું."

"પણ પેલી છોકરી અહિંયા આવે કે પાટણમાં, અને રાજગઢમાં બે પક્ષ થાય."

"બે પક્ષ!"

"હા. એક મ્હારો ને એક લક્ષ્મવર્માની છોકરીનો. ત્હારી બે રાણીઓનું પીયેર આપણાથી હલકું છે; આ નવી રાણીનું પીયેર હાલ આપણાથી ચ્હડી જાય. અમ્હારા બૈરાંની કહેવત ખબર છે? આપણાથી વધારે પ્રતાપી કુલની કન્યા નહિં લાવીયે. સ્હમજ્યો? તે આવે, સાથે માણસો લાવે, અહિંયા પોતાની સત્તા સ્થાપવા મથે; અને આખરે પાટણ પોતાપણું ભૂલી અવન્તીનું મંડળ બનીને રહે. એ ત્હારે કરવું છે?" સખ્તાઇથી રાજ્યમાતાએ પૂછ્યું.

"એટલે મ્હારે કોઇ પ્રતાપી રાજ્ય જોડે સંબંધ જ ન કરવો?"

"ના. કરવો–પણ જ્યારે ત્હેને હરાવી તાબે કરે ત્યારે."

જયદેવ થોડી વાર જોઇ રહ્યો.

"આપણે અહિંયા તો એક જ તંત્ર જોઇએ." રાણીએ આગળ ચલાવ્યું "નહિં તો આપણી સત્તા ઉગતી ડમાઇ જશે."

"એક તંત્ર! એક તંત્ર! એનો અર્થ એટલો જ કે તમ્હે ને મુંજાલમ્હેતા કહો તે મ્હારે કરવું. નહિં?"

"ના એનો અર્થ એટલો જ કે જ્યારે ઘણી ગંભીર વાત હોય, તો જ હું ને મુંજાલ ત્હારી ઇચ્છા વિરુદ્ધ જઇએ."

"નહિ તો નહિ?" જયદેવની આંખો જરા ચમકી, અને મ્હોં મલક્યું.

"કદી નહિં."

"જો જો હોં. હવે બીજી કોઇનું માગું આવે ત્યારે એમ નહિં કહેતાં કે આ કુલ તો છેક ગરીબ છે."

"કેમ કોઇનું આવ્યું છે કે શું?" જરા હસીને મીનળદેવીએ કહ્યું.

"તે તમ્હે જાણો. માત્ર તમ્હારૂં વચન પાળજો."

"હા. પણ બીજું કાંઇ કલંક નહિં હોવું જોઇએ. હવે ખુશ થયો? ત્યારે આ માગાની ના કહેજે."

"તમ્હે આટલું કહો છો ત્યારે ઠીક, ના તો કહીશ. પણ બા! હું મ્હારી નિર્માલ્યતાથી થાકી ગયો છુ."

"એનાથી રૂડું શું? હું જીવું છું, તે માત્ર ત્હને ચક્રવર્તી જોવા જ. તું ચક્રવર્તી થશે, કે હું સદ્‌ગત્તિ પામીશ."

"હું જાણું છું બા! તમ્હે જ રાજ્યને અત્યાર સુધી ટકાવી રાખ્યું છે પણ હવે એ રાજ્યને હું ખરેખર મ્હારૂં કરવાનો છું."

"ત્હારૂં જ છે ને?" મીનળદેવી હસી.

"ના" ગાંભીર્યથી જયદેવે કહ્યું. ત્હેની મ્હોટી આંખો વધારે વિશાળ થઇ. અને ત્હેનાં નસ્કોરાં ફૂલી ઉઠયાં. "બા! હવેથી ત્હેને હું મ્હારૂં કરીશ. અત્યાર સુધી મ્હને માત્ર સ્વપ્નમાં આવતાં હતાં, હવે તે સ્વપ્નમાં હું સિદ્ધ કરવાનો છું. આપણે જ્યારથી જાત્રા કરીને આવ્યાં ત્યારથી મ્હારા મનમાં એ વાત ઘોળાયા કરતી હતી; હવે મ્હેં નિશ્ચય કર્યો છે."

"શો?" રાજાના ગંભીર વચનોથી મીનળદેવીને હસવું આવ્યું.

"પાટણની ધજા ભરતખંડમાં ફરકાવવાનો." પોતાના હૃદયમાં રહેલી મહત્ત્વાકાંક્ષાની મૂર્તિસમો પોતાનો પુત્ર જોઇ મીનળદેવી હર્ષભેર જોઇ રહી.

"સારૂં દીકરા! ત્હારા પૂર્વજોની કીર્તિ સાચવજે."

"બા! મુલરાજદેવ મહારાજ્ય સ્થાપતાં પહેલાં મરી ગયા; ભીમદેવ મહારાજ ભરતખંડમાં ડંકો ન વગડાવી શક્યા. મ્હારે તો મહારાજ્ય પણ સ્થાપવું છે, ને દશ દિશામાં ડંકો પણ વગડાવવો છે."

વાત કરતાં જયદેવનાં હૃદયમાં રહેલી મહત્ત્વાકાંક્ષાનો અગ્નિ પ્રજ્વળી ઉઠ્યો. ત્હેના ઉંચા કરેલા માથા પર, ત્હેના જ્વલંત મુખ પર, ત્હેની મ્હોટી ચમકતી આંખોમાં પૃથ્વીપરના મહાવિજેતાઓની અમર, નિશ્ચલ, ભવ્ય મુખ મુદ્રાપર ઓપતો તેજનો અંબાર વર્ષી રહ્યો. મીનળદેવી પાસે આવી: જયદેવને ભેટી પડી. ત્હેની આંખમાંથી દડદડ આંસું પડયાં. ત્હેનો સ્વર ગળગળો થઇ ગયો. ત્હેણે જયદેવનું માથું સુંઘ્યું; અને છેડાવતી પોતાની આંખો લુછી.

"દીકરા! બીજો વિક્રમરાજા થજે ને મ્હારી કુખ દીપાવજે." ગદગદ કંઠે મીનળદેવીએ કહ્યું.

"બા!" એકદમ ઝીણી આંખો કરી રાજાએ ઉમળકાભેર કહ્યું "તમ્હે મ્હારી અંતરની વાત ખરેખરી કહી. મ્હારા મનમાં પણ તે પરદુઃખભંજન જ રમ્યા કરે છે. દિવસ ને રાત મ્હને ત્હેના પરાક્રમનાં સ્વપ્નાં આવ્યાં કરે છે."

"ત્યારે જરૂર તું તેવો જ થવાનો. માત્ર ત્હારામાં ખામી એક છે."

"શી?"

"તું સત્તાશીલ નથી."

"હેં!" માનભંગ થયેલા જયદેવે પૂછ્યું. ત્હેની ગર્વભરી વાતોથી આવેલા જુસ્સા પર ટાઢું પાણી રેડાયું.

"હા. ખરેખરો પ્રતાપ કોણ પાડી શકે તે ખબર છે?"

જયદેવ જોઇ રહ્યો.

"જે સૂર્ય સમો હોય તે."

"એટલે પ્રભાવશાલી—"

"ના. પ્રભાવ તો હોય; બુદ્ધિનો કે સત્તાનો; પણ ત્હેને શું કરે?" મીનળદેવીએ કહ્યું.

"ત્યારે?"

"સૂર્યનારાયણ પેલા જોયા? દૂરથી લોકો દાઝે ને શીશ નમાવી અર્ઘ્ય આપે. જો તે પણ ઘરની દીવી પર આવી બેસે તો લોકો ફૂંક મારી હોળવવા જાય. મુંજાલ મ્હેતાને તું જાણતો નથી? ત્હેની બુદ્ધિનો પ્રભાવ કોઇએ જોયો છે? છતાં દરેક જણ તે શું કરી શકે-શું ન કરી શકે એવી બ્હીકે ત્રાસે છે; ને ત્હેનો પડતો બોલ ઉઠાવે છે. અંતર વિના સત્તા નહિ. સ્હમજ્યો."

થોડો વખત જયદેવ મૂગો મૂગો જોઇ રહ્યો. "ખરી વાત! કેટલાક આવતાં વાર જ પ્રતાપ પાડે છે. મ્હારામાં એવી સિદ્ધિ નથી."

"સિદ્ધિ ન હોય તો મેળવ્યા વિના કાંઇ છૂટકો છે? વૈતાલ વિના વિક્રમનો કોણ ભાવ પૂછત? ગભરાય છે શું કામ? ત્હને પણ એવી સિદ્ધિ મળશે. હજુ ઘણો વખત છે. ચાલ મ્હારી સાથે આવે છે?" રાણીએ વાત ટુંકી પતાવવા પૂછ્યું.

જયદેવ વિચારમાંથી જાગ્યો; "ના–ના–મ્હારે જરા કામ છે." કહી બારણા સુધી વળાવા આવ્યો અને મીનળદેવી ત્યાંથી વદાય થયાં.



## પ્રકરણ ૧૫ મું.



### પ્રતાપનાં બીજ.



મીનળદેવીએ ઘણો વિચાર કર્યા પછી આ શીખામણ દીધી હતી. ત્હેની આંખે જયદેવમાં મહાન થવાના બધા ગુણ દેખાતા; અને માત્ર એક જ મ્હોટો દુર્ગુણ તે બધા ગુણોને ધોઇ નાંખશે કે કેમ એવી ત્હેને ધાસ્તી હતી. તે દુર્ગુણ, મીલનસારપણું.

જયદેવનો સ્વભાવ ભાવાર્થી હતો. જ્યારે ગુસ્સાના કે ઇર્ષ્યાના વાદળથી છવાયો નહિ હોય ત્યારે એ બધાને માટે સ્નેહ ધારતો, બધાને પોતાના માનતો, બધાની સાથે ભાવથી બોલતો ચાલતો. ત્હેના સ્વભાવમાં રહેલાં લુચ્ચાઇ, અને મુત્સદ્દીપણું પરિપકવ અને સર્વગ્રાહી ન્હોતાં; એટલે સત્તાશીલ પુરુષો જે શાન્તિથી, અને પક્કાઇથી બધાને પોતાની સત્તામાં રાખી શકે તેમ તે કોઇને રાખી શકતો ન્હોતો.

મીનળદેવીનાં સૂત્રની ચીનગારી સમય સાધીને અનુકૂલ વસ્તુ પર પડી. ઘણી વખત ઉગતા સ્વભાવમાં બધી સામગ્રીઓ હોય છે; અણજાણતાં ત્હેને ભણકારા વાગે છે. પણ શાના તે સ્હમજ પડતી નથી. અચાનક કોઇ શબ્દ સંભળાય છે, કોઇનું ચારિત્ર્ય જણાય છે, કોઇ પ્રસંગ બને છે; અને તૈયાર થઈ રહેલી સામગ્રીઓનો ભડકો થઇ ઉઠે છે. તેમ જયદેવને થયું.

સ્વભાવથી, માએ પ્રેરેલી ભાવનાથી, આસપાસ રહેલા મંત્રીઓના ચારિત્ર્યથી ત્હેને સત્તાનાં સ્વપ્નાં આવ્યાં કરતાં હતાં; જાણ્યે અજાણ્યે તે સ્વપ્ન કેમ ખરાં કરાય તે માટે તે અનેક વિચારો કરતો હતો. રાજ્યમાતાના વચનથી ત્હેના વિચારો પર પડેલો પટ ખશી ગયો. શૌર્ય છતાં, બુદ્ધિ છતાં ત્હેના પિતા કેમ પ્રતાપ ન પાડી શક્યા ત્હેની સ્હમજ પડી; ઘરને ખૂણે બેઠાં મીનળદેવીની હાક આખા દેશમાં કેમ વાગતી હતી ત્હેની સ્હમજ પડી; રાજગઢમાં જ રહ્યા રહ્યા મુંજાલ મ્હેતા કેમ સત્તા અને પ્રતાપ એક હાથ કરી રહ્યા હતા ત્હેની સ્હમજ પડી. પોતાની નિર્બલતાની પણ સ્હમજ પડી: પોતે દુર્ગમ ન્હોતો; પોતાના વિચારો બધા જાણતા હતા; ત્હેની શક્તિનું માપ બધા કહાડતા હતા. ત્હેના પ્રભાવનું માપ ઉબકે, કાકને કેદ કરાવી ઉદાએ, ત્રિભુવને, કાકે આ બે દિવસમાં કહાડ્યું હતું; આટલાં વર્ષો થયાં મુંજાલનું માપ કોણ કહાડી શક્યું હતું?

પણ મુંજાલ જેટલું ત્હેનામાં મુત્સદ્દીપણું ન્હોતું—એ વિચાર ત્હેને આવ્યો. સાથે સાથે ત્રિભુવનપાલના શબ્દો સાંભર્યા "આપણામાં બુદ્ધિ ન હોય ત્યારે બુદ્ધિશાળીને સોડમાં રાખવા." મંત્રીઓની બુદ્ધિ, વીરોની વીરતા, એ બધાનો ઉપયોગ કરવા જેટલી ત્હેનામાં શક્તિ શું ન્હોતી? એ બધાનો ઉપયોગ કેમ થાય? જેમ એક પછી એક દીવો થાય તેમ ત્હેના અંતરમાં વધારે અજવાળું પડ્યું. ત્હેની અને ત્હેના રાજપુરુષો વચ્ચે અંતર વધવો જોઇએ; પોતે તે બધા કરતાં વધારે અગમ્ય પ્રભાવ ધારે છે એમ બધાને થવું જોઇએ; ત્હેમની મદદ વિના પોતે સત્તા ચલાવી શકે છે એમ તે બધાને લાગવું જોઇએ.

જ્યારે આ વિચારમાલાનો અંત આવતાં ત્હેણે ઉંચું જોયું ત્યારે સ્હામુ કાક ઉભો હતો. વિચારો કરતાં, તે કાકને વિસરી ગયો હતો. કાકે પણ મહારાજની મુખમુદ્રાપરથી ત્હેના વિચારોના ગાંભીર્યની ગણત્રી કરી હતી; અને માનભેર મૂગો મૂગો તે ઉભો હતો. કાક જ્યારે બ્હાર નીકળ્યો ત્યારે આનંદમાં ઉભરાતો જયદેવ ત્હેણે જોયો હતો; અત્યારે તે દૃઢ, નિશ્ચલ નયનોથી જોતો પ્રભાવશાળી નરેશ ત્હેણે જોયો. આવા ન સ્હમજ પડે એવા ફેરફારો જયદેવમાં ત્હેણે ઘણા જોયા હતા. કાકને કાંઇ અજાયબી લાગી નહિ.

ધીમેથી, સખ્તાઇથી, વિચારના ભારથી સ્થિર થયેલી નજર જયદેવે કાક પર ઠારી; અને પછી પૂછ્યું:

"કાક! તું શું તૈયારીની વાત કરતો હતો?" બીજે કોઇ વખતે કાક મહારાજનું આવું સ્વરૂપ જોઇ, નમતું આપી ત્હેને રીઝવવા પ્રયત્ન કરત; પણ મંજરીએ લીધેલા વચનથી ત્હેના સ્વભાવમાં કડવાશ આણી હતી; નિરાશાના દુઃખે, તે બેપરવા બન્યો હતો; નિષ્ફલતાના ભાન-થી પેદા થયેલી વ્યથા તે અભિમાનથી દબાવવા માગતો હતો. જે સવાલ પૂછવાની રીત જયદેવ જેવા નરેશમાં તે સાધારણ ગણુત તે ત્હેને અત્યારે સાલી. ત્હેણે ગૌરવથી મહારાજ સ્હામું જોયું અને શાન્તિથી જવાબ આપ્યો: "મહારાજે કહી હતી તે."

જયદેવ આ જવાબે કરેલો સત્તાનો પ્રતિધ્વનિ સ્હમજ્યો; ત્હેને મીનળદેવીનું વાક્ય ખરૂં લાગ્યું; આ માણસે ત્હેને પરખ્યો હતો અને ત્હેને મન એનો હિસાબ ન્હોતો. ત્હેની પક્કાઇએ ત્હેને સૂચવ્યું કે રાજ્યમાતાનું સૂત્ર પૂરેપૂરૂં અમલમાં મુકાય એમ ન્હોતું; એટલે જરા ધીમેથી પણ શાન્તિથી ત્હેણે પૂછ્યું: "શું, શું કર્યું?"

"મ્હેં કર્યું ત્હેનો ઘણો ખરો આધાર આપના નિશ્ચય પર રહેશે. આપે માગું સ્વીકાર-વાનો નિર્ણય કર્યો?"

"ના." રાજાએ ટુંકું પતાવ્યું. કાકે કાંઇ જવાબ નહિં આપ્યો.

"એટલે કાલે રાજ્યસભામાં જરા કચવાટ થશે. પણ મ્હને ત્હેની પરવા નથી."

જે સત્તાશીલતા રાજા દાખવવા પ્રયત્ન કરતો હતો તેથી કાકને મનમાં હસવું આવ્યું; પણ તે જીદે ભરાયો હતો, અને ખુશામત કરવા ઇચ્છતો ન્હોતો. ત્હેણે જવાબ દીધો: "જી."

"મ્હારે ઉબકને બતાવવું છે કે પાટણનો રાજા રમકડું નથી પણ ખરો સત્તાધીશ છે."

કાક નિશ્ચલ હતો; તે માત્ર હાથ જોડી ઉભો રહ્યો. ત્હેના મનમાં થયું કે શું મીનળદેવીએ શીખવેલા પાઠ ઉચરાય છે?

"મ્હારે આપણા મંત્રીઓને પણ ખાત્રી કરી આપવી છે કે પાટણનો ધણી હું છું" જયદેવે આગળ ચલાવ્યું.

"જેવી અન્નદાતાની મરજી" મૂછમાં હસતું દખાવી કાકે કહ્યું.

"એ ઇચ્છા પાર પાડવી કાંઇ સ્હેલ નથી. અવન્તીનો સેનાપતિ જેમ તેમ અંજાય એવો નથી" રાજાએ વિચાર કરતાં કહ્યું.

"મ્હને ખબર છે મહારાજ. આપણે ત્યાં રાજ્યસભા મહાજનના પંચ જેવી વધારે લાગે છે." જયદેવ કાકની હિંમતથી દિંગ થઇ ગયો; ત્હેણે ગૌરવ જાળવવા સખ્તાઇથી પૂછ્યું. "એટલે?"

"એટલે," કાકે શાન્તિથી આગળ ચલા-વ્યું "ઉબક જેવા દુર્જય સેનાપતિને વેપા-રીઓના પંચથી ડારવો બને એમ નથી; એને તો યોદ્ધાઓના તેજથી આંજવો જોઈએ."

"ખરોબર" જયદેવને કહ્યા વગર નહિં ચાલ્યું.

"આપ રજા આપો એટલી જ વાર છે."

"શી રજા?"

"લાટના ત્રણસેં સુભટો મંડલેશ્વર મહારા-જની સાથે સભામાં આવવા તૈયાર છે."

"પણ મહાસભામાં ભટ્ટરાજ વિના કેમ આવી શકે? મહાઅમાત્યની રજા જોઇએ."

"દશ યુદ્ધ લડે તે ભટ્ટરાજનો પણ ભટ્ટ. અને મહારાજની આજ્ઞા હોય તો મહાઅમાત્યને પૂછવાની શી જરૂર?"

જયદેવ સખ્તાઇ વિસરી હસ્યો; ત્હેને લાગ્યું કે કાક ત્હેના હૃદયની અભિલાષાઓ ખરેખરી સિદ્ધ કરે એવો છે. "પણ તેથી શું? ત્રણસેં યોદ્ધાઓથી શું ઉબક ગભરાશે?"

"આપણે ત્હેને ક્યાં ગભરાવવો છે? આપ-ણે તો એટલું જ બતાવવું છે કે પાટણનો પ્રતાપ કાંઇ અવન્તીથી ઓછો નથી."

"પણ આટલાથી તે કેમ થશે?"

"આટલાથી આપ ક્યાં અટકવાના છો? ચોસઠ પરમાર વિના અવન્તીનાથ બ્હાર નીકળતો નથી; પાટણના નાથે સો સુભટ વિના સભામાં આવવું જોઇએ નહિ."

"સો સુભટ!" આંખો ફાડી રાજાએ કહ્યું. "ત્રણસો તો ત્હેં કહ્યા અને આ બીજા સો!"

"તે યોદ્ધાઓ તો સામાન્ય; આ તો શ્રેષ્ઠ વર્ણના, દેવ સમાન તેજસ્વી વિશાળબાહુ સો વીર. તેમ્હનો ધર્મ માત્ર આપના અંગની અને ગૌરવની રક્ષા" ધીમે ધીમે દરેક શબ્દની પૂરી અસર કરવા કાકે કહ્યું.

"શું કહે છે? એ બધા લાવશે ક્યાંથી?"

"સો બ્રાહ્મણ યોદ્ધાઓ આપના અંગ રક્ષકો થવા તૈયાર છે; આપની રજા મળે એટલી જ વાર છે. આપનો મિત્ર શોભ ત્હેનો નાયક થવા પણ ખુશી છે."

જયદેવે જવાબ ન આપ્યો. આવા યોદ્ધા-ઓથી વિંટાયેલો પોતે કેવો ભવ્ય લાગશે ત્હેનો પલવાર વિચાર કરતાં તે દિંગ થઇ ગયો.

"પણ બ્રાહ્મણ અંગરક્ષકો—"

"હાજી. મનુષ્યોમાં શ્રેષ્ઠ બ્રાહ્મણ" ગૌરવથી કાકે કહ્યું; અને પછી ઉમેર્યું "અને નહિ જૈન કે નહિ રજપૂત."

રાજા સ્હમજ્યો. કાકની બુદ્ધિ પર તે ફીદા થઇ ગયો.

"પછી?" ત્હેણે પૂછ્યું. કાકે જોયું કે ત્હેણે વિજય મેળવ્યો હતો.

"પછી શું? આપના છેલ્લા પરાક્રમે અવધિ કરી છે; ત્હેનાં યશોગાન આપના બારોટ ગાશે."

"કયું છેલ્લું પરાક્રમ!" જરા વિસ્મય થતાં જયદેવે કહ્યું.

"વીરા બારોટે એક અમર કવિતમાં ઉતાર્યું છે તે—આપે જુનાગઢના રા'ને પાંચાળમાં બીડાવ્યો તે." ગંભીર મુખ રાખી કાક બોલ્યો. ત્હેની આંખમાં જરાક હાસ્યનું દર્શન થતું હતું.

"તું શું બોલે છે?"

"હું નથી બોલતો. વીરોના વીરતાનાં પ્રમાણ રૂપ કવિતો બોલે છે."

"તેં સાંભળ્યું?"

"હું તે સાંભળીને જ ચાલ્યો આવ્યો છું."

"તેં જ બનાવડાવ્યું હશે?" હરખાતાં રાજાએ કહ્યું.

"મ્હને તો પૂછ્યું તે કહ્યું."

"કાક તું પૂરો મુત્સદ્દી છે." રાજાએ ખુશ થઇ જતાં કહ્યું.

"આપની સેવા એ મ્હારો ધર્મ છે."

"ઠીક. ત્યારે હું કાલે બીજું પણ કરવાનો છું." રાજાએ કહ્યું.

"શું?"

"ન્યાય. ઉદાએ મ્હારી ખંભાતની પ્રજા રંજાડી છે."

"જી!" જરા હોઠ પીશી કાક બોલ્યો.

"મ્હારા રાજ્યમાં મ્હારે ન્યાય પ્રવર્તાવવો છે; અને ત્હેની શરૂઆત હું જ કરવા માગું છું."

કાક સ્હમજ્યો નહિં કે શા વિચારે જયદેવનું મ્હોડું પાછું હસી ઉઠ્યું.

"પ્હેલી શિક્ષા હું વેઠીશ. પાંચાળ જતાં મ્હારા સૈનિકોએ બે ગામ ઉજ્જડ કરી મૂકયાં છે, ત્હેના માલિકને મ્હારે પાંચ ગામ આપી બદલો વાળવો છે. તે પણ કાલે જ કરવું છે."

"ત્હેનાથી રૂડું શું?" કાકે રાજાની ચતુરાઇ પર ફીદા થતાં કહ્યું. "કોનાં ગામ ઉજ્જડ કર્યા છે?"

"કાલરીના દેવડાનાં. બીચારો ન્યાય માગવા આજે કેટલા દિવસથી આવ્યો છે, પણ કોઇ દાદ દેતું નથી. વારુ કાક!" રાજાએ કહ્યું. અને ત્હેની આંખોમાં કાંઇ જાદું જ તેજ આવ્યું "તું અત્યારે ત્હેની પાસે જા. તે વડાપાડામાં રૂપસિંહ જાદવને ત્યાં ઉતર્યા છે. ત્હેને કહેજે કે મહારાજ કાલે તમ્હારી અરજ ધ્યાનમાં લેશે."

"જેવી આજ્ઞા" કહી કાક રજા લેવાનો વિચાર કરતો હતો, તેટલાં જયદેવની નજરે ત્હેને રોકયો. તે નજર સ્નેહાલ, આનંદે પ્રફુલ્લ બની રહી; અને ત્હેણે ધીમેથી કહ્યું:

"કાક!" રાજાનો હાથ અજાણતાં ત્હેની ઓટીમાં રહેલા ફૂલ તરફ ગયો. "દેવડાને મળી, પછી રૂપસિંહના ઘરની પાછળની ગલીમાં જજે."

"જી"

"જ્યારે જરા અંધારૂં થાય કે ત્યાં એક કબુતરખાનું છે ત્યાં ઉભા રહી બે તાળી પાડજે. એટલે સ્હામેની બારીમાં એક છોકરી આવશે. ત્હેને એક ગુલાલનું પડીકું આપજે ને કહેજે—"

કાક સખ્તાઇમાં, ગૌરવથી ટટ્ટાર બન્યો અને મર્યાદા છોડી વચ્ચે બોલ્યો : "મહારાજ, હું યોદ્ધો છું.—બ્રાહ્મણ છું. આ કામ મ્હારૂં નહિં. આપના મ્હેલમાં આ કામ માટે હજાર હજુરીયા છે."

રાજાએ હોઠ કરડ્યા; આવું કહેવાની હિંમત ત્હેણે ભાગ્યે જ સાધારણ માણસોમાં જોઇ હતી, છતાં ત્હેનામાં આ ગર્વની કિંમત આંકવાની, ત્હેની ખુબી પીછાણવાની બુદ્ધિ હતી.

"કાકભટ્ટ!" ત્હેણે નરમાશથી કહ્યું. "ઓછું નહિ આણશો. હું તમ્હને હજુરીયો નથી ગણતો–પણ મ્હારો મિત્ર માનું છું."

"ત્યારે મિત્ર તરીકે બધું કરવા તૈયાર છું–પણ આ હજુરીયાનું કામ—"

"ના. આ માત્ર હોળીનું ગુલાલ હું નથી મોકલતો; લગ્ન કરવાનું વચન આપું છું."

"લગ્ન! કાલરીના દેવડાની—"

"દીકરી. હા. કાક! તેથી જ હું ત્હને એની પાસે મોકલું છું. રાણક સ્ત્રી નથી—દેવી છે. એનામાં દૈવી અંશ છે; મ્હારા રાજ્યની એને રાજ્ય લક્ષ્મી બનાવવી છે. કાક! તું વિશ્વાસપાત્ર છે એટલે ત્હને કહેતાં હરકત નહિ. થોડા દિવસ પર જ અમ્હે મળ્યાં; પણ એટલા દિવસમાં મ્હારી રગમાં જાદું જ લોહી ફરે છે. એ છે બાળક, પણ ખરી ક્ષત્રીયાણી છે; અગ્નિનાં ભભક ને પ્રતાપ ત્હેને ડગલે ડગલે ઝરે છે."

કાકને જયદેવના સ્વભાવનો એક અણજાણીતો પ્રદેશ દેખાયો. ત્હેના સ્વભાવનાં વિચિત્ર સ્વરૂપો અને ત્હેનાં પ્રભાવશાળી રૂપાંતરો કાકને પણ અદભૂત લાગ્યાં.

કાકે સંદેશો લઇ જવાનું કબૂલ કર્યું.

## પ્રકરણ ૧૬ મું.

### કાલડીનો દેવડો.

કાક રાજમહેલમાંથી બ્હાર નીકળ્યો એટલે સ્હામે પાલખીમાં બેસી ઉદા મ્હેતા આવતા મળ્યા. ઉદાએ નીચા વળી નમસ્કાર કર્યા; કાકે આડું જોયું. ઉદા અંદર ગયો એટલે તે શું કામ આવ્યો છે તે જાણવા તે પણ પાછો અંદર ગયો.

ઉદો જયદેવ પાસે ગયો, પણ ત્હેણે ત્હેને મળવા ના પાડી હોય એમ જણાયું, કારણ કે થોડી વારે મંત્રી પાછો આવ્યો અને પાલખીએ ચ્હડી રાજગઢની બ્હાર ગયો. કાકને કાંઇ સ્હમજ પડી નહિં.

ઉદા મ્હેતાને પોતાનો પ્રભાવ દુર્જય છે એમ ખાત્રી હતી. જયદેવને તે રમકડું સ્હમજતો હતો; અને શાન્તુનો જમાઇ, અને શ્રાવકોની આંખની કીકીને કાંઇ પણ કરી શકવાની કોઇની હિંમત ન્હોતી એમ તે માનતો હતો. કાક છૂટયો—પણ તે રાજ્યખટપટમાં ત્હેને મન મગતરા સમાન હતો. આ કારણોથી જયદેવ મહારાજ રણવાસમાં હોવાથી મળવાની ના પાડી તેથી તે કાંઇ ગભરાયો નહિં; અને સાંજ પડી જતાં કાંઇ કાક તરફથી ભય આડે આવે એવી બ્હીકે ત્હેણે ઘેર વ્હેલા જ પાછા વળવાનું દુરસ્ત ધાર્યું. હજુ તે કાકનો પ્રભાવ શો છે તે બરોબર સ્હમજ્યો નહોતો.

ઉદો ઘેર તરફ વળ્યો એટલે કાક રૂપસિંહ જાદવને ઘેર ગયો; અને કાલડીના દેવડાને ત્હેણે મહારાજનો સંદેશો કહ્યો. તે વખતે સાંજ પડવાની વાર હતી એટલે આમતેમ ફરી ત્હેણે વખત કહાડવાનો વિચાર કર્યો.

સાંજ પડતાં લ્હેરી લોકોનાં ટોળેટોળાં રંગ ઉડાડતાં, પીચકારી મારતાં શેરીયે શેરીયે ફરતાં હતાં; અને હોળીચકલે ગમ્મત કરતા, તોફાન મચાવતા, ગાળાગાળી કરતાં ઘેરૈયાઓ આવતી કાલને માટે બધી સામગ્રીઓ તૈયાર કરતા હતા. લોકોની ભીડમાંથી પસાર થતાં, હમેશનું ચાપલ્ય વીસરી કાક પોતાના વિચારોમાં મશગૂલ રહ્યો. આખરે સાંજ પડવા આવી એટલે તે પાછો રૂપસિંહ જાદવના ઘર તરફ ચાલ્યો.

એકદમ એક જણે આવીને ત્હેનો હાથ પકડી ત્હેને હલાવ્યો.

"કાક!" કાક વિચારમાંથી જાગ્યો.

"કોણ કૃષ્ણદેવજી! તમ્હે ક્યાંથી." કાકનો હાથ ઝાલનાર સજ્જન મંત્રીનો અતિથિ કૃષ્ણદેવ હતો. "તમ્હે ક્યાંથી?"

"અત્યારે આમ ક્યાં મરવા જાય છે?" કૃષ્ણે ઠંડે પેટે પૂછ્યું.

"એટલે?"

"એટલે ત્હારામાં અક્કલ નથી. દશેક ઘેરૈયાઓનું ટોળું ક્યારનું ત્હારી પાછળ ભમે છે." કૃષ્ણદેવે ધીમેથી કહ્યું. "તે જોતો નથી? હમણાં જ ત્હને વટાવી પેલી શેરી આગળ ઉભું છે."

"મ્હારી પાછળ શા માટે ભમે?"

"તે તું જાણે: પણ ડાહ્યો હોય તો પાછો જા." કૃષ્ણે કહ્યું.

"મ્હારે એ શેરીમાં જ કામ છે" કાકે કહ્યું.

"ત્યારે તું જીવતો પાછો આવવાનો નથી."

"કેમ જાણ્યું?"

"ત્હારી પાછળ એ ઘેરૈયા હતા; ત્હેની પાછળ હું હતો. ઘેરૈયામાંના પાંચ છ પાસે તરવાર છે; ને ચારેક પાસે ડાંગ છે. એકે આવી ત્હને ઓલખાવ્યો. 'આ પેલો કાક' ત્હેણે કહ્યું. ત્હારૂં નામ સાંભળી મ્હેં ધ્યાન આપ્યું. બીજાએ કહ્યું. 'એને પૂરો જ કરવો છે' પહેલાએ હા કહી 'મ્હેતાનો હુકમ છે.' એટલે ત્હને સ્વધામ મોકલાવવાની તૈયારી છે. હવે જવું હોય તો જા."

કાકે વિચાર કર્યો; ઉદા મ્હેતાનો કાંઇ પ્રપંચ હશે એમ લાગ્યું. "પણ મ્હારે આ શેરીમાં કામ છે. ત્હેનું શું?"

"તે બધાનો વિચાર હું કરૂં?" કટાક્ષમયતાથી કૃષ્ણે કહ્યું.

"ત્યારે મ્હારા પર એક અનુગ્રહ કરશો?"

"એક તો કર્યો; હવે બીજો બાકી છે. બોલ, શું છે?"

"આ શેરીમાં એક કબૂતરખાનું છે. ત્યાં જઇ બે તાળી પાડજો, એટલે સ્હામી બારીએ એક છોકરી આવશે."

"અરે વાહરે કાકભટ્ટ! તમ્હે પણ આવાં કારસ્તાન કરો છો કે" કહી કૃષ્ણદેવ ખડખડ હસ્યો. "વારૂ પછી."

"ત્હેને આ રંગનું પડીકું આપજો."

કૃષ્ણદેવ રંગીલો હતો; ત્હેને મજાહ પડી. "છોકરી આંખ ઠારે એવી છે કે?"

"ખબરદાર!" કાકે પણ કૃષ્ણ વૈમાય નહિ માટે ખોટો ઢોંગ કરી ત્હેને ચેતાવ્યો. "મૈત્રીમાં દગલબાજી નહિ. વારૂ ત્યારે આટલું જરૂર કરશો?"

"હા. જરૂર વચન. પણ તું અહિંયાથી જા. નહિ તો સો વર્ષ આજે પૂરાં. મ્હેં શું કહ્યું હતું. પાટણના મહેતાઓથી તોબા" કહી તિરસ્કારથી ત્હેણે ભવાં ચ્હડાવ્યાં અને રંગનું પડીકું કાકની પાસેથી લીધું.

કાકને વિચાર થયો કે કૃષ્ણ જૂઠું તો નહિ બોલતો હોય. પણ ત્હેને જૂઠું બોલવાનું શું કારણ? અને ગમે તે હોય પણ અત્યારે પાછા જવું ડહાપણ-ભરેલું દેખાયું. વખત છે ને તે ઘાયલ થાય કે મરી જાય તો મંજરીનું બેલી કોણ? ત્હેના દુશ્મનની મુરાદ બર આવે અને મંજરી સદાને માટે દુઃખી થાય આ વિચારથી ત્હેણે કૃષ્ણની સલાહ માની. પણ ત્હેને પૂરેપૂરૂં જાણ્યા વિના કળ વળી નહિ એટલે કૃષ્ણદેવ આગળ ગયો કે ત્હેની પાછળ ઘરોને ઓથે લપાતો લપાતો તે આગળ વધ્યો.

એક ઓટલા પર આઠ દશ ઘેરૈયાઓ લપાઇને બેઠા હતા, અને અવારનવાર ટીકી ટીકીને કોઇના આવ્યાની વાટ જોયા કરતા હતા. કાક બને તેટલો પાસે ગયો. જ્યારે કૃષ્ણદેવ ગાતો ગાતો ત્યાંથી ગયો ત્યારે એ સંતાઇને બેઠેલા માણસોમાંનો એક બોલ્યો: "આ ચાલ્યો."

"ના રે!" બીજાએ ધીમેથી કહ્યું. "આ તો ઘેરૈયો છે. પેલો તો સાદે વેશે છે."

કાકને ખાત્રી થઇ અને તે ત્યાંથી ઝપાટા-બંધ ઘેર ચાલ્યો.

કૃષ્ણદેવ આનંદથી ગાતો ગાતો આગળ વધ્યો. તે પાટણ આવી અહિંયાની રસિક જીંદગીનો પૂરેપૂરો સ્વાદ ચાખતો હતો; અને વસન્તોત્સવ જેવા પ્રસંગે બહુ લ્હાવા ત્હેણે લેવા માંડ્યા હતા. તે પાટણ આવ્યો ત્યારે લ્હેર ઉપરાંત કોઇ કામ પણ તે કરવા આવ્યો હતો; તે કામ વીસરતો ગયો, અને લ્હેર વધારે કરવા લાગ્યો. ત્હેનો સ્વભાવ જેવો બેદરકાર હતો તેવો જ ન કળાય એવો હતો. તે હતો ગમ્મતી, પણ ત્હેને કોઇ મિત્ર ન્હોતો. તે પોતે બધાથી નિરાળો, તટસ્થ રહેતો. આ કારણથી તે અત્યારે એકલો જ મજાહ કરવા નીકળ્યો હતો. અને ત્હેમાં કાકે સોંપેલું કામ ત્હેને ઘણું જ પસંદ પડ્યું.

તે કબુતરખાના આગળ પ્હોંચ્યો. સ્હામું એક ન્હાની નીચી ગોખવાળી બારી હતી. ત્હેણે કાકે કહ્યું હતું તે પ્રમાણે તાળી પાડી. તરતજ જાણે તાળીની વાટ જોતીજ બેઠી હોય તેમ એક છોકરી નીકળી. સાંજના ઝાંખા અંધારામાં કૃષ્ણદેવ ત્હેને બરાબર ઓળખી જોઇ શક્યો નહિ. હિંમતથી તે પાસે આવ્યો.

છોકરીનું મુખ સ્પષ્ટ ન્હોતું દેખાતું, માત્ર ત્હેમાંથી બે કાળી ચમકતી આંખો જ દેખાઇ.

"જહેની વાટ જુઓ છો ત્હેણે સંદેશો મોકલ્યો છે." હોળમાં કૃષ્ણે કહ્યું. છોકરી ચમકીને પાછી હઠી.

"કોણ છે?" અવાજમાં મૃદુતા હતી.

"જહેની વાટ જુઓ છો ત્હેનો મિત્ર."

"મિત્ર!"

"હા. આ રંગ મોકલ્યો છે; કાલે આ રંગે રંગાઇ હોળી ઉજવજો" કૃષ્ણે જરાક હસી ઉમેર્યું. કૃષ્ણદેવનો મોરલી જેવો અવાજ, ત્હેની બોલવાની રીત આગળ વર્ણવી હતી; ત્હેણે આ છોકરીનું પણ ધ્યાન ખેંચ્યું.

"વારૂ મહારાજને કહેજે—" છોકરી બોલી.

"મહારાજ—" જરા વિસ્મય પામી કૃષ્ણે પૂછ્યું. તે તો માત્ર ધારતો હતો કે આ કાકનીજ પ્રિયતમા છે.

"હા. ત્હારા મિત્ર." જરાક હસી છોકરી બોલી.

"ત્હેને કહેજે કે મ્હને કાલે મળે."

"વારૂ. બીજું કાંઇ મહારાજને કહાવવું છે?" મહારાજ કોણ છે તે જાણવા કૃષ્ણે કહ્યું.

"બીજું શું? હા. કહેજે કે કાલ સભામાં કસોટી છે. મહારાજા છો ને મહારાજા જ થશો." કહી બારી બંધ કરી છોકરી ચાલી ગઇ.

કૃષ્ણદેવ દિંગ થઇ ગયો. મહારાજ—સભા—મહારાજા! શું આ છોકરી જયદેવની પ્રિયતમા હતી? ત્વરાથી તે નિર્ણય પર આવ્યો અને જે ઘરમાંથી તે છોકરી નીકળી હતી ત્હેને આગળ બારણે જઇ બેઠો.

થોડી વારે બે જણ અંદરથી નીકળ્યા, અને એક જણે ઘર તરફ હાથ કરી કહ્યું: "દેવડો માળો નશીબદાર તો બહુ."

કૃષ્ણદેવને એટલું જ જોઇતું હતું. ત્હેણે આગળ આવી પૂછ્યું:

"અહિંયા દેવડા રહે છે ને?"

પેલામાંથી એકે જવાબ આપ્યો: "કોણ કાસદીનો?"

"હા."

"હા. અહિંયાજ છે."

"પણ આ ઘર કોનું? હું નામ જ ભૂલી ગયો." કૃષ્ણે કહ્યું.

"રૂપસિંહ જાદવ."

"અરે હા." કહી કૃષ્ણદેવ નમસ્કાર કરી ઘરમાં પેઠો.

## પ્રકરણ ૧૭ મું.

### રાજ્યસભા.

**પુર્ણિમાની** સ્હવારે રાજગઢ ઉભરાઇ રહ્યો હતો; અને ત્હેનો સભાખંડ **ઇંદ્રની** દેવસભાના સ્થાન સમો દીપી રહ્યો હતો. ખંડના ચોથા ભાગમાં સોને મઢેલો જરાક ઉંચો ચોરો હતો; અને ત્હેની વચમાં મહારાજને માટે ઝગમગતા મખમલના ગાદી તકીયા હતા. ત્હેની પાછળ ચાર પુરુષો હાથમાં ચામર લઇ, પત્થરના પૂતળાંની માફક ઉભા હતા. ત્હેમની વચ્ચે એક જણ બંધ કરેલું જરીથી ભરેલું છત્ર લઇ ઉભો હતો.

સવ્હાર પડતાં જ **આયુધમલ્લ** ભદ્રરાજ લાટના ૩૯ પુષ્ટ, શસ્ત્રોથી સજ્જ બનેલા, વ્રણોથી વિભૂષિત, ત્રણસો યોદ્ધાઓ લઇને આવ્યો. તે બધા આ માન મળ્યાથી મલકાતા હતા, અને અભિમાનના તોરમાં મૂછો પર તાલ દેતા હતા. આવતાં વાર કાક **આયુધમલ્લ**ને મહારાજ પાસે લઇ ગયો; મહારાજે એક હજુરીયાને બોલાવી બધા યોદ્ધાઓને રાજ્યસભામાં લઇ જવાનું ફરમાવ્યું.

બ્હારનું ચોગાન લોકોથી ઉભરાવા લાગ્યું; સભાખંડ ધીમે ધીમે ભરાવા લાગ્યો. તે ખંડમાં **લાટ**ના યોદ્ધા ચારે તરફ છેક ભીંત પાસે ઉભા રહ્યા. ત્યાર પછી ભદ્રરાજો આવ્યા. મૂછો મરડતા ચાસીઆઓ, રંગથી રંગાયલા, કોઇ ઘોડા પર તો કોઇ પગે ચાલતા, ધીમે ધીમે આવી લાગ્યા; અને બારણાથી સિંહાસન સુધી જવાનો સીધો રસ્તો મૂકી, શીરસ્તા મુજબ ડાબી બાજુએ બેઠા. મહાજનો આવ્યા—પાઘડી અને બેશની ચમકથી દીપતા, નીચા નમી નમી ચારે તરફ હસતા અને નમસ્કાર કરતા; અને સભાખંડની જમણી તરફ પાછળથી બેઠા. જટામંડલ ધારતા, રૂદ્રાક્ષની માલાના ભારથી નીચા નમેલા, સ્નાન અને આચમની હાથ ધરી, વિપ્રવર્યો ધીમે ધીમે આવવા લાગ્યા; અને મહાજનોની આગળ બીરાજ્યા. સાધુઓ આવ્યા; અને વંશપરંપરાનો દ્વેષ ભૂલી **બ્રાહ્મણો**ની સાથે બેઠા.

પછી ચોરા પર બેસવાના અધિકારીઓ રસાલા સાથે આવવા લાગ્યા—કેટલાક ઘોડા પર, કેટલાક પાલખીમાં, કેટલાક રથમાં કે હાથી પર; અને પોતાની પદવી પ્રમાણે ચોરા પર બીરાજ્યા ચારે દિશામાં **પાટણ**ની પતાકા ફરકાવનાર સેનાપતિઓ; **ગુજરાત**ની સત્તાના સ્તંભરૂપ સામન્તો, સરસ્વતીના પાટવી પુત્રો સમા મહાપંડિતો; અને **પાટણ**ના ગૌરવના સ્રષ્ટા મનાતા મંત્રીવર્યો ધીમે ધીમે ચોરા પર બીરાજવા માંડ્યા. કેટલાક અગ્રગણ્યોના કુટુંબીઓ, દેશ દેશના સંધિવિગ્રહકો[1], અને અતિથિઓ પણ ચોરા પર બેઠા. ચોરો ઉતરતાં જ બારોટો માટે સ્થાન હતું ત્યાં આઠ પ્રતિષ્ઠિત બારોટો બેઠા. **નવઘણ રા'** હાર્યો તેથી નિરાશાભર્યા મુખે, અને રાજ્યનો પ્રતાપ જોઇ નિરંતર બળતા હૃદયે **દેશળદેવ મંડલેશ્વર** અને ત્હેનો ભાઇ **વિશળ** આવ્યા; ગ્રહોની ગણના કરતા **ગજાનન પંડિત** અને ભવિષ્યમાં **જયદેવ**ની સભાના શોભારૂપ થનાર રાજ્યગુરુ **આમશર્મા**[2] નમસ્કારો સ્વીકારતા આવ્યા; **પંચાસર પારસનાથ**ની પૌષધશાળાના અધિષ્ઠાતા, સાધુગણમાં શ્રેષ્ઠ એવા મુનિ **વિજયચંદ્રસૂરિ** બે શિષ્ય સમેત આવ્યા; નાગરોનો નાયક વૃદ્ધ મંત્રિ **લુલો**, અને ધરણી ધ્રુજાવતે ડગલે ચાલતો **ચાંપાનેર**નો ધણી **સજ્જન** ત્હેના પુત્ર **લક્ષ્મણ** સાથે, આવ્યા.

તરત જ હાથી પર ચ્હડી ઉદો આવ્યો. ત્હેના મનમાં જરા ઉચાટ હતો. કાલે **જયદેવ** મહારાજને ન મળાયું, રાતે **કાક** હાથમાંથી છટકી ગયો, મોડી રાતે સાંભળ્યું કે રાજ્યસભાની ગોઠવણ માટે મહારાજ પોતે હુકમ આપે છે, એ બધા બનાવો છતાં ત્હેને ગભરાવાનું કારણ લાગ્યું નહિં. **પાટણ**ના **જૈનો**નો તે માનીતો હતો; **ખંભાત** ત્હેનું હતું; **ખતીબ** ત્હેના વિશ્વાસુ માણસોના કબજામાં **ખંભાત**માં હતો; બીજી કોઇ દિશામાંથી ભય ન્હોતો.

સભામંડપમાં આવતા ત્હેણે **લાટ**ના યોદ્ધાઓ જોયા, અને ત્હેને કપાલે કરચલીઓ પડી. શું તેઓની હાજરી **કાક**નો પ્રતાપ સૂચવતી હતી? ત્હેણે એ વિચાર હસી કહાડ્યો. **કાક** સભામાં દેખાતો ન્હોતો. તે જઇને **સજ્જન**મ્હેતા પાસે બેઠો, અને આડી તેડી વાતો કરવા લાગ્યો.

* * *

---

૧ એલચી. ૨ કીર્તિ-કૌ.-આભિમરમ. બિં.

તે વખતે રાજગઢનાં અંદરના ભાગમાં જયદેવ મહારાજ તૈયાર થતા હતા. ત્રિભુવનપાલ ત્યાં આવી પહોંચ્યા હતા; અને દૂર કાક અદબ વાળી ઉભો હતો. જયદેવ મનમાં મલકાતો હતો; અને આજના પ્રસંગનો વિચાર કરી ક્ષોભ પામતો હતો. કોટે ઘરેણાં પહેરતાં પણ ત્હેનો હાથ ધ્રુજતો હતો.

એકદમ બારણામાંથી મુંજાલનો અવાજ આવ્યો અને ત્રણે જણ ચમકયા; ત્રણે જણ પોતપોતાના હૃદયમાં ત્હેનાથી બ્હીતા હતા.

"કેમ મહારાજ! તૈયાર થયા?" મુંજાલ મ્હેતા સફેત પાઘડી, અને સાદા, કિંમતી વસ્ત્રોમાં શોભતા આવ્યા. ત્હેની ભવ્ય મુખમુદ્રા અદભૂત લાગતી હતી. એક તીક્ષ્ણ નજરથી ત્હેણે ત્રણે જણને જોયા.

"હા. તૈયાર થાઉં છું ને."

"મ્હારા મનમાં કે ઉઠળ જતા પ્હેલાં મળી આવું. જોજો આજે તમ્હારી પરીક્ષા છે."

આ માયાભર્યા, મહેરબાનીભર્યા શબ્દો સાંભળી જયદેવને જાણે પોતે બાલક હોય તેવો ભાસ થયો. શું બોલવું તે ત્હેને સુઝયું નહિ.

"આજે રાજસભામાં તમ્હે લાટના યોદ્ધાઓ બોલાવ્યા એ ઘણું સારૂં કર્યું" કહી ત્હેણે કાક તરફ નજર નાંખી "અંકુશથી જેમ હાથી ચાલે તેમ માન અને આદરથી જ યોધ્ધો શૂર દર્શાવે. કેમ ત્રિભુવન?" ત્રણે જણે એકમેકની સ્હામું જોયું: અને જાણે ચોરી કરતા પકડાઇ ગયા હોય એમ ત્હેમને ભાસ્યું.

"તમ્હને વાત પસંદ પડીને?" આખરે જયદેવે પૂછ્યું.

"જે તમ્હારૂ ગૌરવ વધારે તે મ્હને પસંદ પડે જ; પણ, કરવું ત્યારે તમ્હારા કુલને શોભે એવું કરવું."

"શું?"

"એ બધાને અકેક ગામ આપી ભટ્ટ બનાવો" જયદેવનો જીવ તાળવે ચોંટયો; ત્રિભુવનપાળ આંખ ફાડી રહ્યા. કાકે નિસાસો નાંખ્યો. ત્હેને લાગ્યું મુંજાલમ્હેતાને કદી પ્હોંચાવાનું નહિ. એક શબ્દે ત્હેણે ત્હેમનાં મુતસદ્દીપણાને અલ્પ કરી મૂકયું.

"હા. એ પણ ઘણું સારૂં" જયદેવે કહ્યું. "બીચારાઓએ લાટ અને સોરઠ એસર કર્યાં.—"

"અને રાજ્યસભામાં તમ્હારા બોલાવ્યા આવે ને ખાલી હાથે જાય." મુંજાલે ઉમેર્યું.

"ખરેખર છે." ત્રિભુવને ઉમેર્યું.

"વારૂ ત્યારે હું જાઉં છું. તમ્હે આવી પ્હોંચો." મુંજાલે કહ્યું. "અરે પણ હા. મહારાજ! જો પેલી ખંભાતની વાત આજે છેડવાનો વિચાર હોય તો જરૂર કરજો."

"કેમ?" પોતાની બધી હોંશીયારી પર પાણી ફરતું જોઇ જયદેવ મહારાજે પૂછ્યું.

"કાકની વાત સાચી છે. ઉદાએ પેલા યવનને કેદ કરી રાખ્યો હતો."

"તમ્હે કેમ જાણ્યું?" આશ્ચર્ય પામી રાજાએ પૂછ્યું.

"આપણે પાંચાલ હતા ને ત્રિભુવને મ્હને વાત કહી કે મ્હે તરત ખતીબને તેડવા માણસ મોકલ્યો હતો. તે મ્લેચ્છ આજે જ આવ્યો છે; બ્હાર ઉભો છે. ઉભા રહો, હું એને અંદર મોકલું. ચાલો ત્યારે આવી પ્હોંચજો." કહી, કાક તરફ એક વિજયદર્શક દષ્ટિ નાંખી મુત્સદ્દી મહાઅમાત્ય ત્યાંથી ચાલ્યા ગયા.

રાજા, ત્રિભુવનપાળ અને કાક જાણે પગ નીચેની ભોંય સરી ગઇ હોય તેમ બેભાન બની ઉભા; બધાને લાગ્યું કે મુંજાલમ્હેતાએ ત્હેમને સખ્ત હાર ખવાડી હતી, અને ત્હેના આગળ તેઓ બાલક સમાન હતા.

"મામા બહુ જબરા છે" ત્રિભુવને ત્રણેના હૃદયની પાત કહી નાંખી.

કોઇ જવાબ આપે તે પહેલાં બારણામાં ખતીબ આવ્યો. તે હાથ જોડી ધ્રૂજતો ઉભો રહ્યો.

"આ કુતીપ?" રાજાએ પૂછ્યું.

"હા જી."

"ઠીક. એને બોલાવું ત્યારે તું એને લઇને આવજે." કહી રાજા અને ત્રિભુવનપાળ સભાખંડમાં ગયા. મુંજાલ અને શાન્તુ ઉભકને ત્યાં પહેલેથી લઇ ગયા હતા.

કાકની કલ્પનાશક્તિ સચોટ હતી. લાટના યોદ્ધાઓની હાર સભાને કાંઇ ન્યારૂં જ સ્વરૂપ આપતી હતી; અને જ્યારે પચાશ શસ્ત્રથી સજ્જ અંગરક્ષકો સભામાં દાખલ થયા ત્યારે સભાજનોના આશ્ચર્યનો પાર રહ્યો નહિં—બધા દિંગ થઇ ગયા—સત્તાના આડંબરથી મહાત થયા. એ અંગરક્ષકોની પાછળ જયદેવ મહારાજ ત્રિભુવનપાલ સાથે દાખલ થયા. ત્હેમની પાછળ બીજા પચાશ અંગરક્ષકો આવ્યા.

બ્હાર ડંકા ગડગડયા: અંદર મેદની ઉભી થઇ ગઇ. ત્હારે દિશા "જય સોમનાથ" અને "જયદેવ મહારાજનો જય"ના ઘોષથી ગાજી રહી.

રાજાએ સભામાં આવેલા છસો સાતસો પુરુષોના મ્હોં સ્હામું જોયું; શૂરવીરો, બુદ્ધિવીરો, ધનવીરોનો આવો અપ્રતિમ સમૂહ પોતાનો તાબેદાર છે તે જોઇ ત્હેનું મ્હોં મલક્યું; ત્હેની આંખમાં સત્તાની ચમક આવી; ત્હેના ડગલાંમાં દેવોની નિશ્ચલતા જણાઇ. અભિમાન ભર્યા હાસ્યથી, દુર્જેય દૃષ્ટિપાતથી ત્હેણે ઉબક સ્હામું જોયું. માલવાનો સેનાપતિ–અણડારેલો–સ્વસ્થપણે ઉભો હતો: આ બધો ભભકો ગમે તેવો હોય પણ પટ્ટણીયો ત્હેની મહેરબાનીથી આજે જીવતા હતા–આ વિચાર ત્હેના મ્હોડા પરથી સ્પષ્ટ દેખાતો હતો.

રાજા બીરાજ્યા ને વીરા બ્હારોટે કવીત શરૂ કર્યું. બ્હારોટે અનહદ વીરરસની જમાવટ કરી હતી; ત્હેના શબ્દે શબ્દે શૌર્ય ઝરવા લાગ્યું; ત્હેની ઉપમાએ ઉપમાએ જયદેવની કિંમત વધતી ગઇ. જ્યારે કવિત પૂરૂં થયું ત્યારે સભાજનને ખાત્રી થઇ ગઇ કે જયદેવ જેવો શૂરવીર યોધ્ધો ભૂત કે ભવિષ્યમાં થયો નથી ને થવાનો નથી; પાંચાલમાં થયું એવું દારુણ યુદ્ધ આંખે કોઇએ જોયું નથી, અને કાને કોઇએ સાંભળ્યું નથી; અને જયદેવે રણપર મેળવેલા વિજય જેવો વિજય ભૂલેચૂકે ઇંદ્રે પણ કોઇ દિવસ મેળવ્યો ન્હોતો. ઉબકે એક આંખ કાડી; જયદેવે આટલું કર્યું ત્હેની ત્હેને ખબર ન્હોતી; ત્હેના હૃદયમાં જયદેવ માટે માનનાં અંકુર ફૂટયાં. જયદેવ જરા શરમાયો. શું ત્હેણે કર્યું; અને કેવું ત્હેનું આ વર્ણન! ત્હેણે મનથી કાકનો ઉપકાર માન્યો.

બીજી થોડી વિધિ તથા વાતચીત થયા પછી, જયદેવે ઉબકને પૂછ્યું:

"કેમ સેનાપતિરાજ! પાટણમાં ફાવે છે ને? અમ્હારા આતિથ્યમાં કાંઇ ઉણપ તો નથી રહી ગઇ ને?"

"ના. ઉણપ શાની? હવે આપ અમ્હારી અભ્યર્થના સ્વીકારો એટલી જ વાર છે."

"કેમ શું અમ્હારાથી થાકી ગયા?"

"ના. પણ આજે સાંજે મ્હારે મુકામ ઉપાડવો છે. કામ હશે તો મ્હારો કીર્તિદેવ અહિંયા થોડા દહાડા રહેવાનો છે."

"હા. ભલે રહે. પણ મ્હેતાજી! મ્હારે મ્હારા લાટના યોદ્ધાઓને શિરપાવ આપવો છે."

"જેવી આપની મરજી" કહી મુંજાલ જરા હસ્યો. ઉદાએ ચમકી આમ તેમ જોયું; પણ કાંઇ કાક જણાયો નહિં એટલે ત્હેને નિરાંત વળી.

"મ્હારા બહાદુર સૈનિકો!" જયદેવે જરા મ્હોટે ધાંટે સભાને છેવટે ઉભેલા સૈનિકોને ઉદ્દેશી, અને કહ્યું. "મ્હેં મંડલેશ્વરે જે કાંઇ કર્યું તે તમ્હારે લીધે છે. અને તે શૌર્યના શિરપાવ તરીકે તમ્હને દરેકને એકેક ગામ આપી ભટ્ટ બનાવું છું."

આ ઔદાર્ય જોઇ સભા પલવાર વિસ્મય પામી; અને પછી એકદમ આનંદના પોકાર કરી ઉઠી. ભટ્ટરાજની પંક્તિથી નીચેની પંક્તિના માણસો કામ વગર સભામાં આવ્યાથી કેટલાક લોકોને અયોગ્યતા લાગી હતી; તે લોકો પણ હવે સ્હમજ્યા; અને શૂરવીરોની કદર કરી માટે ઉબક મનમાં જયદેવના વખાણ કરવા લાગ્યો.

"મ્હેતાજી!" સભાના શીરસ્તા મુજબ પાછું મહારાજે મહાઅમાત્યને કહેવા માંડ્યું "મ્હારે હવે ન્યાય કરવો છે."

"જી" મુંજાલે કહ્યું. અને માત્ર સામાન્ય રાજ્યસભા ધારી આવેલા પુરુષોને અસામાન્યતાના ભણકા વાગવાથી, તેઓ ઉંચી ડોકે અક્ષરે અક્ષર સાંભળવા તલસી રહ્યા.

"કાલડીના દેવડાને એક ભારે અન્યાય થયો છે. ત્હેમનાં ગામ આપણા લશ્કરના કેરથી ઉજ્જડ થઇ ગયાં છે. દેવડાજી!" કહી રાજાએ ચારે બાજુએ જોયું. અને ચોરાપર પાછળ ભરાઇ બેઠેલો દેવડો ગભરાતો આગળ આવ્યો. "મ્હારા રાજ્યમાં મ્હારે અન્યાય માત્રનો વિનાશ કરવો છે. એ બે ગામ ફરી વસાવવાં, ત્હમને મ્હારે પાંચ ગામ આપવાં જોઇએ." લોકો ફરીથી હર્ષનાદ કરી ઉઠ્યા; દેવડો રાજાનો ઉપકાર માનતો, ઉભો હતો ત્યાં જ બેસી ગયો.

"બીજો ન્યાય મ્હારી ખંભાતની પ્રજાને કરવો છે." રાજાએ આગળ ચલાવ્યું. ઉદો ચમક્યો; સભામાં ત્હેના શાગીર્દ હતા એટલા ચમક્યા. તે મંત્રીનું હૃદય ધબકી ઉઠ્યું. "શું મહારાજ!" ત્હેણે મીઠામાં મીઠો અવાજ કહાડી પૂછ્યું. રાજાએ તે શબ્દ તરફ ધ્યાન જ નહિં આપ્યું.

"ખંભાતની મ્લેચ્છ પણ રાંકડી પ્રજાને ત્યાંના લોકોએ રખડતી કરી દીધી છે, અને ત્હેમનાં ઘરબાર ફૂકી મૂક્યાં છે."

"મહારાજ! વાત તદ્દન જુ—"

રાજાએ એક સત્તાવાહી દ્રષ્ટિથી ઉદાને ડાર્યો. ત્હેનું મ્હોડું ભવ્યતાથી તપતું હતું. મ્હોટો ધાંટો કહાડી તે બોલ્યો: "જયદેવ સત્ય શિવાય કાંઇ પણ કાને ધરતો જ નથી."

"મહારાજાધિરાજ! પણ એની તપાસ થવી જોઇએ." શાન્તુમ્હેતાએ ધીમેથી જમાઇનો પક્ષ ખેંચ્યો.

"તપાસ થવાની જરૂર નથી; મ્હેં પોતે જ તપાસ કરી છે." વધારે ને વધારે વધતા ગૌરવથી જયદેવે કહ્યું.

"આપે!" ઉદો બોલ્યો.

"હા! તમ્હે એમ ધારો છો કે તમ્હારા કારભારમાં રામનું જ રાજ્ય ચાલે છે. નહિ?" મહાજનોમાં ખલભલાટ થઇ ગયો; ઉદો લોકપ્રિય હતો, અને ત્હેની પ્રતિષ્ઠાને થતા આઘાતો સામાન્ય લોકોને રૂચ્યા નહિ. "મ્હેં જ તપાસ કરી છે. શોભ!"

"જી."

"કાકને બોલાવ" શોભ નમસ્કાર કરીને બ્હાર ગયો. ઉદાએ કાકનો પ્રભાવ જોયો, અને તે પ્રભાવને શમાવવા પોતાની શક્તિ એકઠી કરવા લાગ્યો. ત્હેણે મદદ માટે શ્રાવક મંત્રીઓ તરફ જોયું.

તરત સભામાં કાક ખતીબને લઇને આવ્યો. ઘણાએ યવન પ્હેલી વાર જોયો હતો, બધા વિસ્મય પામી જોઇ રહ્યા.

"મ્લેચ્છોની કત્તલમાંથી આ એક બચ્યો તે" રાજાએ કહ્યું.

ઉદાએ ખતીબને જોયો અને ત્હેના હાંજા ગગડી ગયા. તે નીચેથી ઉંચું જોઇ ન શક્યો. કાકે મૂછ મરડી.

"મ્હેતાજી! ખંભાતનો રાજ્યવહીવટ આવો ચાલે છે ત્હેનો મ્હને ખ્યાલ ન્હોતો." રાજાએ પાછું મુંજાલને કહેવા માંડયું. "મ્હારા રાજ્યમાં બધા સલાહ શાંતિથી રહી શકે એ પ્રમાણે મ્હારે શાસન ચલાવવું જોઇએ. ખંભાતના બ્રાહ્મણોથી માંડી દરેક ન્યાતના અગ્રેસરોએ મળી લાખ ટંકા આને આપવા અને એની જાતના બધાનાં ઘરબાર ફરીથી બાંધી આપવાં. આ ખંભાતને શિક્ષા શોભ! પેલાં વસ્ત્રાભૂષણ લાવ."

શોભ વસ્ત્ર અને આભૂષણ લાવ્યો, અને રાજાએ તે ખતીબને આપ્યાં. તે બીચારો ગરવાઇ, ભોંયે પડી પોતાની ભાષામાં અનેકાનેક ઉપકાર માનવા બેઠો. કાકે ત્હેને સમશ્યામાં સ્હમજાવ્યું કે ત્હેણે હવે રજા લેવી. એટલે તે પ્રમાણે ત્હેણે કર્યું.[1]

મ્લેચ્છને પણ આવો ન્યાય મળતો જોઇ ઉબક વિચારમાં પડયો; અને સભા જયદેવ પર આફરીન થઇ ગઇ. રાજા ઉબક તરફ ફરવા જતો હતો, એટલામાં નીચા વળી મુંજાલે રાજાના કાનમાં કહ્યું:

"બધાને ન્યાય મળ્યો. પણ એક રહી ગયો."

"કોણ?"

"જ્હેણે જીવતો રા' પકડયો, ને ખતીબને મરતો બચાવ્યો તે."

"કોણ કાક!" રાજા બીજી ભાંજગઢોમાં મહેનતનો પણ કાકને કાંઇ બદલો આપવાનો હોય એ વાત વિસરી ગયા હતા. સત્તાધારી હમેશા માન લેવાની ફરજ સ્હમજે છે—આપવાની ફરજ યાદ રાખતા નથી. મુંજાલ એ સિદ્ધાન્તના અપવાદરૂપ હતો.

"હાસ્તો."

"જરૂર" કહી જયદેવ ખતીબને લઇ, પાછા વળવાની તૈયારી કરતા કાક તરફ જોઇ બોલ્યા: "કાકભટ્ટ! પાંચાલના યુદ્ધમાં, તેમ જ ખતીબને બચાવીને તમ્હેં જે સેવા બજાવી છે, ત્હેનો બદલો વળાય તેમ નથી. છતાં ભટ્ટરાજનું પદ સ્વીકારી મ્હારી સભાની શોભા વધારશો. તે મોભ્ભને યોગ્ગે ત્હમને આઠ ગામની બક્ષીસ હું આપું છું."

કાક નીચું નમ્યો, અને રાજાએ આપેલાં વસ્ત્રાભૂષણો ત્હેણે લીધાં. ખતીબને એક અંગરક્ષક સાથે વળાવી તે ચોરાપર બેઠો.

"ઉબકરાજ! હવે આપને જવાબ આપું. તમ્હારા જેવા વીર પુરુષના દર્શનથી અમ્હે પાવન થયા. અવન્તી આવવાનું અને તમ્હારૂં ને તમ્હારા રાજાનું આતિથ્ય સ્વીકારવાનું મન તો મ્હને ઘણું થાય છે, પણ હાલ બને એમ નથી તે ક્ષમા કરશો."

પછીથી ત્હેણે ઉમેર્યું "પ્રભુ કરશે તો ફરી મળીશું."

"અમ્હારૂં આણેલું માગું આપ સ્વીકારો છો ને?"

"તે પણ મ્હારાથી બની શકે એમ નથી." સભામાં એકદમ શાન્તિ પ્રસરી; આજે અણધારેલી બનવાનો દિવસ હતો. આ જવાબ સાંભળી ઉબકનો હોઠ ફરકી ઉઠયો; ત્હેની આંખ ભભુકી ઉઠી. ત્હેણે હોઠ કરડી સ્વાસ્થ્ય રાખ્યું "કેમ?"

"સેનાપતિરાજ! તમ્હે કયાં રાજાઓના આચારથી અજાણ્યા છો, નશીબમાં હશે" શાન્તિથી રાજાએ ઉમેર્યું. "તો અવન્તીરાજની કન્યાનું પાણી ગ્રહણ કરીશ; પણ તે અવન્તીને

[1] લખી હકીકાયત.

પાદ; જ્યારે તમ્હે પાટણને પાદરે હો ત્યારે નહિં."

રાજાનાં માર્મિક વચનથી પટ્ટણીઓ ખુશ થઇ ગયા; ત્હેમાં ફરીથી યુદ્ધ કરી, અવન્તી જીતવાની આગાહી સમાયેલી હતી. ઉબકે ગર્વથી માથું ઉચું કરી મ્હોટે અવાજે પૂછ્યું "શું અપમાન કરો છો, ચાલુક્યરાજ!"

"અતિથિનું અપમાન થાય?" જયદેવે મીઠાશથી જવાબ આપ્યો "પણ તમ્હે જેમ પાટણ આવ્યા તેમ મ્હારે અવન્તી આવવું પડશે ને? મ્હારો સંદેશ પરમભટ્ટાર્ક લક્ષ્મવર્માને પ્હોંચાડજો. ચાલો જય સોમનાથ" રાજાની ઉઠવાની તૈયારી જોઇ વિપ્રવર્યોએ આશીર્વચન કહ્યાં અને લોકોની હર્ષગર્જનાથી વધાવેલો જયદેવ અંગરક્ષકો સમેત ખંડની બ્હાર નીકળ્યો.

ઘણા હરખ્યા; કેટલાક નારાજ થયા; કેટલાક બળી ઉઠયા; કેટલાક ગુસ્સે થયા. ઉદાના કચવાટનો પાર ન્હોતો; ઉબકના ગુસ્સાનો પાર ન્હોતો; કીર્તિદેવની નિરાશાનો પાર ન્હોતો.

કાકના હર્ષનો પણ પાર નહિ રહેત; પણ મંજરીએ લીધેલું વચન સદાએ ત્હેને સાલતું હતું.

મુંજાલમ્હેતા ઉઠયા અને કાકને ખભે હેતથી હાથ મૂકયો. મંત્રીની દીલ જીતવાની કળાઓ કાંઇ ન્યારી જ હતી "કાક! આ એના બાપદાદા કરતાં મ્હોટો રાજા થવાનો."

"જી હા!" કાકે જવાબ દીધો "અને ભલા ભલા મુત્સદ્દીઓને પાણી પણ ભરાવાનો."

♠

## વિભાગ ત્રીજો.

♠

## પ્રકરણ ૧ લું.

♠

## કીર્તિદેવનો નિશ્ચય.

♠

સર્જનમ્હેતાના ઘરની પાછલી વાડીમાં, ફાગણ વદ પડવાની સાંજે ચાર જણ એક ઝાડના થાળા પર બેઠા હતા. ચારેની મુખમુદ્રા ગંભીર હતી; ચારે ધીમે અવાજે કાંઇ વાત કરી રહ્યા હતા. એ ચાર જણા: કીર્તિદેવ, કાકભટ્ટ, કૃષ્ણદેવ અને દેશળદેવ હતા.

આગલે દિવસે દરબાર પૂરો થયા પછી ઉબક લશ્કર લઇ વદાય થયો હતો; અને ત્હેના રસાલામાંથી માત્ર કીર્તિદેવ અને દશ યોદ્ધાઓ જ પાટણમાં રહ્યા હતા. અત્યારે ખાસ નિમંત્રણ કરી કીર્તિદેવે કાકને અને દેશળને બોલાવ્યા હતા. કૃષ્ણદેવ ઘરમાં જ હતો.

નાસીપાસીથી મ્લાન બનેલું કીર્તિદેવનું મુખ અત્યારે દૃઢતા દાખવતું હતું.

"કાલે હું છેલ્લો પાસો નાખું છું."

"કેવી રીતે?" દેશળે ડોક લંબાવી પૂછ્યું.

"કેવી રીતે! કાલે સ્હવારે તમ્હારા મુંજાલને હું મળવાનો છું. ત્હેને સ્હમજાવાનો છેલ્લો પ્રયત્ન આદરૂં છું."

કાકે ડોકું ધુણાવ્યું. "કીર્તિદેવજી! તમ્હારો પ્રયત્ન વ્યર્થ જવાનો છે."

"મ્હને પણ એવી ધાસ્તી લાગે છે" કીર્તિદેવે કહ્યું. "કાલની સભા જોઇ મ્હને ખાત્રી થઇ ગઇ. મુંજાલમ્હેતો ગુજરાતને અને આખા આર્યાવર્તને ગરદન મારવા બેઠો છે."

"એમાં કાંઇ નવું નથી" કૃષ્ણદેવ બોલ્યો. "પહેલેથી પાટણની પ્રણાલિકા સ્વાર્થી જ છે."

"પણ મ્હેં આટલી મૂર્ખાઇ ન્હોતી ધારી. અવન્તીનો આવો તિરસ્કાર! હવે વેર વધવાનાં; અને મ્લેચ્છો આપણને મારે તે પહેલાં કુસંપથી માંહોમાંહ્ય આપણે કપાઇ મરવાના. તમ્હારા મુંજાલે મ્હારી કેટલા દિવસની મહેનત ધૂળ મેળવી." ભોંય તરફ એકાગ્રતાથી જોઇ રહી કીર્તિદેવે કહ્યું.

"પણ હવે કોઇ રસ્તો નથી. નિરાંત રાખજો" જરા ટોળમાં કૃષ્ણદેવે કહ્યું.

"રસ્તો!—" ઘણો ઉંડો વિચાર કરતો હોય તેમ કીર્તિદેવ બોલ્યો. "રસ્તો નહિ જડશે તો આર્યાવર્તનું થશે શું! આ તમ્હારા બાહોશ મંત્રીમાં એટલી બુદ્ધિ નથી. એટલું જોવાની શક્તિ નથી? શું સપાદલક્ષ અને અવન્તી મ્લેચ્છો જીતશે, અને પાટણને રહેવા દેશે. શું તમ્હારા મંત્રીનું મુત્સદ્દીપણું!"

"અમ્હારે ત્યાં તો એ જ મુત્સદ્દીપણું ચાલવાનું, કીર્તિદેવજી!" કૃષ્ણદેવે શાંતિથી કહ્યું.

"જોઇએ કાલે શું થાય છે" કીર્તિદેવે કહ્યું.

"અને કાંઇ ન થયું તો?" કાકે પૂછ્યું.

"મંહાકાલેશ્વર કરે ને મુંજાલ માને. અને તે નહિં માને તો"–કહી કીર્તિદેવ દાંત પીસી મૂંગો રહ્યો.

"તો–" દેશળે પૂછ્યું.

"તો–" અને કીર્તિદેવની આંખમાં ભયંકર તેજ આવ્યું. ત્હેણે મુઠ્ઠી વાળી દીધી. "તો એક પલ્લામાં આર્યાવર્ત્તનું ભવિષ્ય; બીજામાં મુંજાલ મ્હેતો, શંભુ મુંજાલમ્હેતાનું પલ્લું કેમ નમતું રાખશે?"

"એટલે" ઘણીજ આતુરતાથી દેશળે પૂછ્યું.

"એટલે–આપણે કાલે નક્કી કરીશું. હું સ્વાર્થ માટે નથી લડતો; મ્હારા દેશની દાઝ મ્હને પ્રેરે છે. તો શું મુંજાલ જેવાને સીધો કરવાની શક્તિ શંકર નહિં આપે?"

દેશળ અને કાક ચમક્યા. કીર્તિદેવનો અર્થ હતો સ્પષ્ટ પણ સમ્હજતાં ત્હેમને કંપારી આવી. પાટણ અને મુંજાલની એક છે એ ખ્યાલ ત્હેમના મનમાં એટલો હતો, કે એક રાખી બીજાને ખસેડાય એ ત્હેમના મનમાં સ્હેલાઇથી આવી શક્યું નહિ. એ બન્નેને અશ્રદ્ધાવાન જોઇ કીર્તિદેવે ઉમેર્યું: "તમ્હે મ્હને ઓળખતા નથી; જીવીશ તો હું જીત્યા વિના રહેવાનો નથી. તમ્હે મ્હને કાલે સ્હવારે મળશો?"

"હા." કૃષ્ણે અને દેશળે કહ્યું.

"મ્હારાથી કાલે સ્હવારે મળવાનું નહિં બને." કાકે કહ્યું.

"કેમ?"

"મ્હારે સ્હેજ કામ છે," જરા અતડાપણાથી કાકે કહ્યું.

"ત્યારે કાલે રાતના મ્હને જરૂર મળજે; મધ્યરાત્રે આ વાડીમાં છેક પેલી તરફ જેટલા આપણા મિત્રો છે તે બધાને બોલાવી આપણે કાંઇ નિશ્ચય પર આવીશું."

"વારૂ."

"જરૂર હો; અને કાંઇ મ્હને થાય તો પેલું વચન પાળજે."

"હા." કહી કાકે રજા લીધી.

"કૃષ્ણદેવજી! તમ્હારા વિશ્વાસુ મિત્રો કેટલા છે? કારણ કે હવે બાજી ગંભીર થશે. ઢીલા પોચાનું કામ હવે નથી."

"કીર્તિદેવજી! જરા ગભરાશો નહિં. હું, દેશળદેવ અને લક્ષ્મણ ત્રણ મળીશું તો આકાશ પાતાળ એક કરીશું. ત્રીશ ચાળીશ સામન્તો તો જરૂર મદદ કરશે."

## પ્રકરણ ૨ જું.



### કાકનું સ્હેજ કામ.



કાશ્મીરાદેવી મરદ હોત તો પાટણની સેનાનો નાયક તો સ્હેજમાં બની જાત. ત્હેનામાં નિશ્ચયાત્મક બુદ્ધિ ઘણી હતી.

ત્હેણે એક કામ હાથ ધર્યું હતું: કાક અને મંજરીને પરણાવાનું. અને ત્હેની પાછળ તે ખાઇ પીને મંડી રહેતાં. મંજરીને સ્હમજાવાનું, અને કોઇ ન જાણે એમ લગ્નની ગોઠવણ કરવાનું, ત્હેને માટે ન્હાનામાં ન્હાની વસ્તુ મેળવવાનું કામ તે આખો દિવસ કર્યા કરતાં.

મહાસેનાનાયકનો બીજો ગુણ ત્હેનામાં હતો. એક ગઢ સર થાય કે તે બીજા ઉપર ધસારો કરતી. કાક ને મંજરી પરણી ઉઠે કે એક બીજું વધારે અઘરું કામ ત્હેને કરવાનું હતું. તે કામનો આરમ્ભ ત્હેણે કરવા માંડ્યો–એટલે, ગજાનન પંડિતને ત્યાંથી પાછા આવતાં ત્હેણે પાલખી સજ્જનમ્હેતાના ઘર તરફ લેવડાવી.

કાશ્મીરાદેવીની સ્વારી સજ્જન મંત્રીના અંતઃપુરમાં આવતાં આખું ઘર ખળભળી ઉઠ્યું. મંત્રીની સ્ત્રીઓ, છોકરાં, દાસ, દાસીઓ માનથી, ક્ષોભથી ઉંચા નીચાં થઇ રહ્યાં.

મંત્રીની પટરાણી પાનકુંવરબાએ જે આવકાર દીધો તે સ્વીકારી કાશ્મીરા ખાનગી વાત કરવા ત્હેમને બીજા ઓરડામાં લઇ ગયાં.

"માસીજી! હું તો એક ઘણાજ જરૂરના કામે આવી છું" ત્રિભુવનપાલની મા હંસા (મુંજાલની બ્હેન) શેઠાણીનાં દૂરના બ્હેન થતાં હતાં

"તમ્હારી દીકરી સોમને હું તો જોવા આવી છું."

"ભલે? બોલાવું!" સોમ! દીકરા!

બીજી પળે જે સોમસુંદરી સરોવરીયામાં સ્નાન કરતી પહેલા વિભાગમાં આપણે જોઇ હતી તે આવી; ત્હેનું આકર્ષક રૂપ વધારે ને વધારે ખીલ્યું જતું હતું. કાશ્મીરાએ એક દૃષ્ટિથી ત્હેને નીહાળી લીધી.

"જા બેટા! કાશ્મીરાબા વાસ્તે પાણી લઇ આવ તો." પાનકુંવરે કહ્યું: અને તે ગઇ એટલે ધીમેથી પૂછ્યું "કેમ વારૂ?"

"મ્હારે એનું વેવિશાળ સાંધવું છે.

"હં!" હરખાઇ શેઠાણી બોલ્યાં. "કોની સાથે બ્હેન કહેશોની! અમ્હને તો દીવો લઇ જોતાં પણ કોઇ જડતો નથી; ને આ તો વધતી જ જાય છે."

"એક મ્હારી નજરમાં છે."

"કોણ?"

એટલામાં સોમ પાણી લઇ આવી અને લોટો મૂકી ચાલી ગઇ. "કોણ?"

"છે એક."

"કોઇ લાયક તો છે ને?" ડોશીએ ધીમે રહી નક્કી કરવા માંડ્યું. "મ્હારી દીકરીને બારણે મ્હારે ધજા ફરકતી જોવી છે." પાટણમાં માત્ર કરોડાધીશને બારણે ધજા ફરકતી.

"બસ કરોડમાં જ સંતોષ પામશો? આ તો તેથી પણ વધારે છે?"

શેઠાણીના મ્હોડામાં પાણી આવ્યાં. "કોઇ છપ્પન કોટીવાળો છે?"

"ઉંહ" શેઠાણીની જિજ્ઞાસા વધારવા કાશ્મીરાએ તિરસ્કારથી કહ્યું. "ત્હેને શું કરે? તેથી પણ વધારે."

ડોસી વિચારમાં પડયાં; પાટણમાં કોઇ ગણ્યા ગાંઠ્યા હતા તે તે ગણવા લાગી. "કોઇ મહાજનનો શેઠ છે, બોલોની બ્હેન! મ્હારી ઘરડા માણસની મશ્કરી શું કરો છો?"

"મ્હારા સમ, ખરી વાત! એથી પણ વધારે."

"શું કહો છો? પાટણનો છે કે પરદેશનો."

"પાટણ–પાટણ ચોખ્ખું. સાત પહેડીનું પાટણ."

"ત્યારે તો કોઇ મંત્રી હશે!"

"તેથી પણ વધારે" ખડખડ હસતાં કાશ્મીરાએ કહ્યું. "શું કહું? કોઇને હમણાં કહેશો નહિં."

"હાય હાય! ત્યારે કહેતાં કેમ નથી?"

"તમ્હારા ભાઇ." કાશ્મીરાએ કહ્યું.

"કોણ? મુંજાલ મ્હે—"

"શી–શી–શી." નાક પર આંગળી મુકી કાશ્મીરાએ કહ્યું. "વા પણ વાત નહિ લઇ જાય–હો."

ડોસી પીગળીને પાણી થઇ ગયાં. "નારે બ્હેન! પણ એ કયારે?"

"ઉતાવળે કાંઇ આંબા પાકે? એ કરતાં તો કાંઇ કાંઇ ઉંધા ચતાં કરવાં પડશે."

"તમ્હારા મ્હોમાં ગોળ બ્હેન! હું શેહને વાત કરૂં કે નહિં?"

"માસીજી! તમ્હે પણ એવાં જ રહ્યાં. ત્હેને કહેશો તો બીજી ઘડીયે આખું ગામ જાણશે."

"ના બ્હેન! ત્યારે નહિં કહું."

કાશ્મીરાદેવીએ રજા લીધી અને પાલખીમાં બેસી પોતાને ઘેર આવ્યાં.

મંજરી ગંભીર અને સખ્ત મ્હોં લઇ બેઠી હતી; ત્હેના હોઠ હમણાં ગર્વમાં અને તિરસ્કારમાં મરડાયલા રહેતા. તે ધીમે અવાજે કાંઇ સંસ્કૃત કાવ્ય ગણગણતી હતી.

"મંજરી! હવે બધી તૈયારી થઇ ગઇ. હવે તું ને ત્હારો વર જઇ બેસો એટલી જ વાર છે."

મંજરીએ નિસાસો મૂકયો, અને અભિમાનદર્શી ભ્રૂભંગ કરી જોઇ રહી.

"કેમ પાછી ચસ્કી કે?"

"હું કયારે ચસ્કેલી ન્હોતી?"

"હાય! હાય! ત્હારૂં થશે શું?"

"ભોળાનાથ જે કરશે તે."

"શું કપાલ કરશે? છેલ્લી વખત સુધી આમ અમળાયા શું કરે છે?" સખ્તાઇથી કાશ્મીરાએ પૂછ્યું. "શરમ નથી આવતી? આમ ને આમ કરી બીચારા કાકને દુઃખી કરવો છે. નહિં? આટલું આટલું સ્હમજાવીએ છીયે પણ ત્હને તો હિસાબ જ નથી કેમ?"

મંજરી મૂગે મ્હોડે જોઇ રહી.

"જાણે છે–સ્હમજે છે.–તોપણ જીદ કેટલી? કાકની જગ્યાએ હું હોઉં તો ત્હારી સ્હામું પણ નહિં જોઉં. ત્હેને પણ દબાવ દબાવ કરતી હશે? તે બીચારો તો પોતાના સુખ કરતાં ત્હારૂં સુખ જોયા કરે છે; અને ત્હને તો કાંઇ દરકાર જ ન મળે?"

કાશ્મીરાનો ઠપકો સખ્ત હતો; ત્હેની યોગ્યતા સ્વીકારી મંજરીએ માથું નીચું નમાવ્યું.

"ચાલ, હવે ઉઠ. કાલ સવ્હારની તૈયારી કર."

મૂગે મ્હોડે મંજરી ઉઠી. ત્હેની આંખમાં આંસુ ન્હોતાં; ત્હેના મ્હોડા પર ગર્વ હતો. છતાં સખ્તાઇ, સંયમ ને એકલતાની મૂર્તિ સમી તે આંસુ સારતી નિરાધાર સુંદરી કરતાં પણ, વધારે દયાજનક દેખાતી હતી.

* * *

સવ્હારે બ્રાહ્મમુહૂર્ત પહેલાં ત્રિભુવનપાલના મ્હેલમાંથી બે પાલખી, બે મશાલ અને પંદર વીશ ઘોડેસ્વારોનું સરઘસ છાનુંમાનું ગજાનન પંડિતના ઘર તરફ ચાલ્યું.



મંજરી : "મ્હને પરણીને શું કરશો ?" પૃષ્ઠ: ૧૦૩

એક પાલખીમાં મંજરી પીઠ પર હાથ પીશી બેઠી હતી; ત્હેણું કાશ્મીરાદેવી કાંઇ કાંઇ વાતો કરી રહ્યાં હતાં. ઘોડેસ્વારોની પાછળ બે જણ ઘોડા પર, જરાક પાછળ, મૂગા મૂગા આવતા હતા: એક કાક અને બીજો ત્રિભુવનપાલ.

સરઘસ પંડિતને ત્યાં ઉતર્યું; અને સ્વારો પાછા ગયા. બને ત્યાં સુધી ગુપ્ત રીતે કાક અને મંજરીનું લગ્ન કરવું એવો બધાનો નિશ્ચય હતો. પંડિતજીએ બે ચાર વિપ્રવર્યોને બોલાવી મૂક્યા હતા; અને માત્રા જમાઇને આદર આપવા તૈયાર હતી.

ઝપાટાબંધ વિધિઓની તૈયારી થઇ. મુહૂર્ત પાસે આવવા લાગ્યું, એટલે બધાને પંડિતજી યાદ આવ્યા. કન્યાદાનદાતા તે હતા; અને આવે અવસરે તે ક્યાં અદૃષ્ટ થયા તે કોઇને સ્હમજાયું નહિ. એક શિષ્ય કહે ન્હાવા ગયા હતા તે પાછા આવ્યા નથી; એક વિપ્ર કહે કે નદીમાં મગર આવ્યો હતો એવી ગપ ઉડતી હતી; માત્રા કહે કે ત્હેને પાછા આવેલા ત્હેણે જોયા હતા; કાશ્મીરાના કચવાટનો પાર રહ્યો નહિં; કાક અને મંજરી બન્ને જણુ લગ્નની ફાંસીએ ચ્હડવાના હોય તેમ ક્યારે તે છેડો આવી જાય એમ અધીરાં બન્યાં હતાં.

આખરે માત્રાએ કહ્યું: "ઉભા રહો! હું ઘરમાં જોઇ આવું. ન જડે તો પછી નદી કિનારે કોઇને મોકલીયે. આવી વખતે તે ક્યાં ગયા?"

બધા સામગ્રી તૈયાર કરી વાટ જોતા બેઠા; અને માત્રા એક કોડીયું સળગાવી પંડિતની શોધમાં ખડખડતી ખડખડતી નીકળી.

તે એક ખંડમાંથી બીજા ખંડમાં ગઇ પણ પંડિતજી ગ્રહણ વખતે સાપ મારવા કંઇ એવા જઇને બેઠા હતા કે કાંઇ પત્તો લાગ્યો જ નહિ. પણ તે નિરાશ થઇને પાછી ફરતી હતી એટલામાં એક આચમનીનો અવાજ આવ્યો. તે એકદમ કોઠાર તરફ દોડી, અને ત્યાં પંડિતજી—

પંડિતજી ત્યાં અંધારામાં, કાંઇ ઘણું જ ઝડપથી ગણગણાતા હતા. અને ડોકું ધુણાવતા હતા; ત્હેણે આંખો જોરથી મીંચી હતી.

"અરે પંડિતજી! ક્યાં ભરાઇ બેઠા છો! આ બધા તમ્હારી વાટ જુવે છે."

પંડિતજીએ બોલ્યા વિના ધૂણ્યા જ કર્યું; અને ગણગણાટની ઝડપ વધવા લાગી.

"કેમ સાંભળો છો કે બ્હેરા થયા છો?"

ઉત્તર નહિ આવ્યો; ધૂણવાની ઝડપ વધી.

"કેમ તમ્હને થયું છે શું?" કહી માત્રા પાસે આવી અને પંડિતનું ખભું પકડયું.

પંડિતજી ધૂણતા, ગણગણતા અટક્યા; બ્હીકથી આંખો ઉઘાડી ને બોલ્યા: "શાન્તમ પાપમ્."

"અરે બધું ગયું ચૂલામાં. ચાલોની મુહૂર્ત ચાલ્યું જશે. મંડલેશ્વર મહારાજ ને બા ખોટી થાય છે."

"ઉંહું."

"શાનું ઉંહું?" ડોળા કહાડી પંડિતાણીએ પૂછયું.

"અશક્ય."

"શું?"

"હું નહિ આવું."

"કેમ? એકદમ શું થયું? આમ ગાંડાં શું કહાડો છો?"

"નાદાન! ત્હારામાં અક્કલ નથી. મ્હારાથી નહિ અવાય."

"પણ શા માટે?"

"કન્યાદાન મ્હારાથી નહિં દેવાય. મહા પાતક થાય."

"અરે તમારૂં આ નવું શાસ્ત્ર ક્યાંથી કહાડયું. રાત સુધી બધું ઠીક હતું; ને આ વળી ભૂત ક્યાંથી વળગ્યું?"

"ભૂત ન્હો, માત્રા! હું અધમ છું; અશુદ્ધ છું; કન્યાદાન દેવા યોગ્ય નથી." ગંભીરાઈથી પંડિતે કહ્યું.

"શું બકો છો? મ્હને તો સ્હમજ નથી પડતી."

"મ્હને પડે છે દેવી! મ્હને પડે છે. મ્હારાથી મંજરીનું દાન નહિં દેવાય."

"કેમ? ત્યારે બીજું કોણ દે? કવિકુલ શિરોમણિના મિત્ર તે એના પિતા જેવા–"

"તે નથી ત્હેની જ પીડા ઉભી થઇ છે." હાસ્યજનક રીતે દયામણા થઇ વાચસ્પતિએ કહ્યું.

"હાય હાય! તે કેમ થયું" ખડખડ હસતાં માત્રાએ પૂછ્યું.

"હું તે જ પ્રાયશ્ચિત કરતો હતો. પાપ ત્રણ પ્રકારના છે–મનસા, વાચા, કર્મણા."

"જરા ટુંકી વાત તો કરો. મુહૂર્ત જવા બેઠું છે."

"દેવી! હું રાત્રે સૂતો એટલે સ્વપનું આવ્યું કે જાણે રૂદ્રદત્ત જીવતો થયો."

"વારૂ."

"ને ત્હેણે કહ્યું કે મ્હારી કન્યાને વિદ્વાન શીવાય કોઇને નહિં આપવી. મ્હેં કહ્યું કે વિદ્વાન ક્યાંથી ખોળશો? ત્યારે તે કહે

બોલતાં બોલતાં પંડિતનું મ્હોડું હસી ઉઠ્યું કે કોઇ નહિ હોય તો તમ્હે પરણો.' હું તરત ઝબકીને જાગ્યો; અને મ્હને વિચાર આવ્યો કે હું એને શા માટે નહિ પરણું? બરોબર યાજ્ઞવલ્કય અને મૈત્રેયીની જોડી થાય."

"પછી!" હસતાં હસતાં માત્રાએ પૂછ્યું.

"દેવી! એ વિચાર આવતાં મ્હને મ્હારા ઘોર માનસિક પાતકનું ભાન થયું. આવો વિચાર આવ્યા પછી મ્હારાથી એનું કન્યાદાન કેમ દેવાય? તું જ બોલની!"

"એટલે મ્હારા પર બીજી બૈરી લાવવી હતી કેમ?" મહા મહેનતે હસવું ખાળતાં માત્રા બોલી, "મ્હોટા મૈત્રેયીવાળા! હવે ઉઠો છો કે નહિ?"

"કેમ ઉઠાય?"

"ઉભા રહો, દેખાડું" કહી માત્રાએ હાથ ઝાલ્યો "ઉઠો છો કે નહિં? નહિ તો હાથ પકડીને બ્હાર ઘસડી જઇશ."

"દેવી! મ્હારે હાથ આવું પાપ કરાવો છો? હું નહિ આવું."

કેમે કર્યું હસવું દબાવી માત્રાએ તે જ્ઞાનના ભંડારને ઘસડવા માંડયા; એટલામાં પાછળથી કાશ્મીરાદેવી આવી પ્હોંચ્યાં.

"અરે વાહ! ત્યાં મુહૂર્ત જાય છે, ને તમ્હે અહિં મસ્તી કરો છો? ચાલોની!"

બન્ને શરમાઇ ગયાં; માત્રાને રસ્તો સૂઝયો.

"ચાલો છો કે નહિં. નહિ તો બાને કહી દઇશ."

"ના. ના. કહેતી નહિં."

"ત્યારે ઉઠો" માત્રાએ કહ્યું.

"શું છે?" કાશ્મીરાએ પૂછ્યું. "આ ખેંચાતાણી શાની?"

"કહી દઉં?" માત્રાએ ધમકી આપી.

"ના–ના–ના."

"ઉઠો. નહિં તો કહી દઇશ" માત્રાએ કહ્યું.

"શું કહેવાનું છે?" કાશ્મીરાએ પૂછ્યું.

"ના. કાંઇ નહિં" પંડિતે કહ્યું.

"ત્યારે ઉઠો."

"હે શંભો!" કહી દયામણે મ્હોડે પંડિતે આકાશ તરફ જોયું; પણ શંકરના દરબારમાં તે અરજીનો સ્વીકાર થયો કે નહિં તે ન સમજાયાથી નિરાધાર બકરૂં જેમ હોમાવા ઘસડાય તેમ ગજાનન પંડિત ઉઠયા; અને માત્રાએ છેડો મ્હોડે ઢાંકી હસવું છુપાવ્યું.

કન્યાદાન–દાતા આવી પ્હોંચવાથી મુહૂર્ત સચવાયું; કાક અને મંજરી પરણ્યાં; અને સવ્હાર પડતાં ઘણાંખરાં વિખરાઇ ગયાં.

કાક અને મંજરી ગંભીર, સખત, સ્વસ્થ હતાં; બન્ને તટસ્થતાથી પરણીને ઉઠયાં. કાકના મ્હોડા પર દીલગીરી દેખાતી; મંજરીના મ્હોડાં પર અભિમાન દેખાતું. બન્નેની આંખોમાં ચિન્તા હતી.

♠

## પ્રકરણ ત્રીજું.

♠

જયારે કાક મંજરીનું પાણિગ્રહણ કરવામાં ગુંથાયો હતો, ત્યારે કીર્તિદેવ ત્હેના જીવનનું મહાકાર્ય આરમ્ભવા તત્પર થયો હતો. તે મહાકાર્ય મુંજાલને મળવાનું હતું.

સજ્જને ત્હેને અનેક વાર વાર્યો, પણ તે માલવી યોધ્ધો અડગ રહ્યો. ત્હેના જીવનની બે નેમ હતીઃ ત્હેના પિતાની શોધ, અને ત્હેના દેશનું ઐક્ય. એ બે ભાવના માટે તે જીવતો હતો; અને તે સિદ્ધ કરવાં જતાં તે અમાનુષિ–અચેતન સૃષ્ટિના મહાતત્ત્વ જેવો નિશ્ચલ–સચોટ બની રહેતો. જેવી રીતે એક કામ સાધવા ત્હેણે કાલભૈરવ આરાધ્યો હતો, તેવીજ રીતે બીજું કામ સાધવા રાજ્યખટપટમાં ભૈરવ સમા ભયાનક મંત્રીને મનાવા તે જતો હતો.

કીર્તિદેવની બુદ્ધિ–પ્રધાન નજરે મુંજાલ એક માત્ર કાર્ય સાધવા જતાં ઉભી થયેલી આડી ખીલી હતો; પણ પાટણની ન્હાની સૃષ્ટિની નજરે તે બધી વસ્તુનો કર્તાહર્તા હતો. લોકોને પૂછતાં કીર્તિદેવને ત્હેનામાં પ્રભાવનાં કાંઇ ઘણાં અસાધારણ લક્ષણો કે પરિણામની ખ્યાતી ત્હેણે સાંભળી ન્હોતી. તે જુવાનીમાં તોફાની હતો, ઉડાઉ હતો, લોકોને ગાંડા કરતો હતો; ત્હેણે અઢલક ધનને પણ અધિક કર્યું હતું; ચંદ્રપુર જઇ હાલની રાજ્યમાતાનું માંગુ પાટણ લઇ આવ્યો હતો; થોડાં યુદ્ધો લડયો હતો, થોડાં શહેરો સર કર્યાં હતાં; ભલા કર્ણદેવના વખતમાં રાજ્યસત્તા હાથ કરી હતી; રાજાના ભત્રીજા અને પોતાના બનેવી દેવપ્રસાદને દુઃખી કરી દુર્દશાએ પ્હોંચાડયો હતો; રાણીની સેવા કરતાં, પોતાના સ્ત્રી અને પૂત્રનો ત્યાગ કરી, બન્નેને મરવા દીધાં હતાં; રાજા મરી ગયા પછી બળવાખોર પટ્ટણીઓને રાજી કરી મીનળદેવીની સત્તા પાછી પાટણ પર બેસાડી હતી; અત્યારે તે રાણી અને રાજાની મહેરબાની અને બીજા મંત્રીઓની નિર્બલતાથી સર્વ–સત્તાધિકારી થઇ બેઠો હતો.

કીર્તિદેવને આ બધામાં કાંઈ અસામાન્યતા ન લાગી; પણ માત્ર અસામાન્યતા ત્હેણે પેદા કરેલા વાતાવરણમાં લાગી. જેમ વાતાવરણમાં ગરમીની હોય, સુગંધ હોય, ધાસ્તી હોય તેમ ગુજરાતમાં પગ મૂકતાં મુંજાલના પ્રભાવથી ભરેલું વાતાવરણ ત્હેને સ્પષ્ટ લાગ્યું હતું. ન કળાય એવાં ધાકથી, ન સ્હમજાય એવા માનથી, ન જણાય એવી મમતાથી બધા ત્હેની તરફ જોતા. કીર્તિદેવ મહાપુરૂષ હતો; છતાં ત્હેની વય કોમલ હતી. આ કારણથી ત્હેણે આ પ્રભાવ બધો પટ્ટણીઓની નિર્બલતાથી ઉદ્દભવ્યો છે એમ માની લીધું.

ત્હેની ભાવનામય દૃષ્ટિ, અણઘડાયેલી કલ્પનાશક્તિ—એ બેથી મુંજાલના પ્રૌઢ વ્યક્તિત્વનો ખરેખરો પ્રભાવ તે પારખી શક્યો નહિં. મુંજાલથી અપરિચિત તે હતો તેથી ત્હેના પ્રભાવમાં જે પ્રતાપી સર્જક શક્તિ હતી તે પણ તે જોઈ શક્યો ન્હોતો. તે ત્હેને મળ્યો ન્હોતો; ત્હેના અદ્દભૂત વ્યક્તિત્વનો અસહ્ય પ્રતાપ ત્હેણે જોયો ન્હોતો; નાના ગામડાંના માલીકમાંથી પાટણ આજે બાર મંડળ ને બાવન શહેરપર એકહથ્થુ સત્તા કોને લીધે ચલાવતું હતું ત્હેની એને ખબર ન્હોતી.

પણ જ્યારે સર્જનમ્હેતા સાથે તે રાજગઢ આવ્યો ત્યારે ત્હેને પલવાર પાછા હઠવાનું મન થયું;—ડરથી નહિં, પણ માત્ર એવા જ વિચારે કે મુંજાલને મળવાથી ત્હેણે ઉપાડેલા કર્તવ્યને કાંઈ હાની તો નહિં પ્હોંચે. બીજી પળે તે વિચાર અદૃષ્ટ થયો; અને બાણાસુરની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા ઉતરેલા અનિરૂદ્ધ સમો કીર્તિદેવ મુંજાલ પાસે ગયો.

મુંજાલની માનસિક સ્થિતિ વળી જુદી જ હતી. જ્યારથી ત્હેણે કીર્તિદેવને જોયો ત્યારથી ત્હેના પ્રભાવના ભણકા ત્હેને વાગ્યા હતા; ત્હેની મોહક, બાલિકા સમી મુખમુદ્રા કોણ જાણે કેમ ત્હેના મનમાં રમી રહી હતી; અને ત્હેની ભાવના અને કર્તવ્યો સાંભળી અજાયબી લાગી હતી. આ કારણોથી સજ્જને ફુરસદની વખતે કીર્તિદેવને મળવા મુંજાલ પાસે યાચના કરી કે ત્હેણે તરત તે સ્વીકારી. મુંજાલ મનુષ્યોનો હિરાપારખુ હતો; અને પોતાની શક્તિ નવા ઝગમગતા રત્નપર અજમાવવાનું ત્હેને મન થયું હતું.

જ્યારે કીર્તિદેવ આવ્યો ત્યારે મુંજાલ તકીયે બેઠોબેઠો પાન ખાતો હતો. મીઠાશથી ભરપૂર હાસ્યથી મુંજાલે કીર્તિદેવને આવકાર દીધો.

"આવો કીર્તિદેવ! સર્જનમ્હેતાને તમ્હે ઘણા જીતી લીધા છે; તમ્હારાં ને તમ્હારાં જ વખાણ કર્યા કરે છે."

"મંત્રીરાજ! परगुण कथनैः स्वान् गुणान् ख्यापयन्तः[1] એવા પણ વિરલા દુનિયામાં પડ્યા છે." નમ્રતાથી કીર્તિદેવે જવાબ વાળ્યો.

"મ્હેતાજી! તમ્હે કીર્તિદેવને ક્યાંથી ઓળખો?" મુંજાલે એકદમ સર્જન સ્હામું જોઈ પૂછ્યું.

સજ્જનમંત્રી ગભરાઈ ગયા; ત્હેમનું મ્હોડું લાલચોળ થઈ ગયું. "હું" તે જરા ગુંચવાઈ બોલ્યા. "કીર્તિ—હું—ઉબકનો પુત્ર-દત્તક પુત્ર એટલે ઓળખું."

"એમ" મુંજાલે ડોકું હલાવી કહ્યું.

"તમ્હે તો વણીક છો? તમ્હારાં પણ સદ્દભાગ્ય કે ઉબકરાજ જેવા શિરછત્ર મેળવી શક્યા?"

"જી હા! મ્હારા માબાપ જે હોય તે—ત્હેમણે મ્હને બાલપણથી છોડી દીધો; પણ પરમારે બધી ખોટ પૂરી છે." પણ આ વાત કાંઈ સજ્જનને રૂચી નહિં. તે એકદમ ઉભા થઈ ગયા. ત્હેને કાંઈ માનસિક ગભરામણ થતું હોય એમ લાગ્યું.

"મ્હેતાજી! હું હવે જાઉં છું."

"કેમ બેસોની."

"ના. મ્હારે મહારાજને મળવું છે; પછી બીજું કામ છે. હું જઈશ." કહી ઉતાવળથી રજા લઈ તે ચાલવા લાગ્યા. મુંજાલની આંખ જરાક ઝીણી થઈ; ત્હેને આ વર્તણુકની સ્હમજ નહિ પડી.

"ઠીક મ્હેતા! આવજો" ત્હેણે કહ્યું: અને સજ્જન ગયો એટલે કીર્તિદેવ તરફ ફરી ત્હેણે જરાક હસીને કહ્યું: "બોલો કીર્તિદેવજી! શું કામ છે?"

કીર્તિદેવ અડધી પલ મુંજાલનું વિશાળ ભાળ અને અગમ્ય આંખો જોઈ રહ્યો. ત્હેને લાગ્યું કે તે એક મહારથી જોડે વાગ્યુદ્ધમાં ઉતરતો હતો.

"મંત્રીવર્ય! હું બે કામે આવ્યો છું. એક આજના દર્શન પામી કૃતાર્થ થવા;

[1] પારકાના ગુણના વખાણથી પોતાના ગુણ જણાવતા.

બીજું એક યાચના કરી ભીક્ષા મેળવવા" કીર્તિદેવે કહ્યું. ત્હેની તેજસ્વી આંખોમાં કપટ ન્હોતું, ઉંડાણ ન્હોતું; માત્ર સરલતા, શ્રદ્ધા હતી. ત્હેનો સ્વર કોમલ હતો.

તે સ્વરે, તે નજરે મંત્રીના હૃદયમાં ન સ્હમજાય એવા સૂરો પેદા કર્યા; પણ મુંજાલે તે સાંભળવાની કે સ્હમજવાની તસ્દી લીધી નહિ. ત્હેણે મીઠાશથી જવાબ આપ્યો: "બોલો શું કામ છે?" કીર્તિદેવને મંત્રીની મીઠાશથી આશા આવી; ત્હેણે કહ્યું "કામ તમ્હારા જેવાને સ્હેલ છે. આપ કરશો?"

"ભટ્ટરાજ! તમ્હને સ્હેલ લાગે: પણ ગમે તેવો પણ હું રાજસેવક" પોતાના શબ્દોને ખોટું પાડતું, સત્તાદર્શક હાસ્ય હસીને મુંજાલે કહ્યું.

"આપ રાજસેવક નથી; રાજના ભાગ્યવિધાતા છો."

"તમ્હારો ખ્યાલ ખોટો છે."

"ના મંત્રીવર્ય! એટલું જ નહિ, પણ ભરતખંડનું ભાગ્ય પણ તમ્હારા હાથમાં છે."

"મ્હારા હાથમાં!" જરા વિસ્મય પામી મુંજાલે કહ્યું.

"હા. મ્હેં ગુર્જર ભૂમિમાં પગ મૂકયો ત્યારથી તમ્હારા પ્રભાવનો પરચો જોતો અને સાંભળતો હું આવ્યો છું. અને તેથી જ એક યાચના કરૂં છું."

"શી?"

"જેમ ગુજરાતનું રાજ્યતંત્ર એક આંગળીએ ધારો છો, તેમ આર્યાવર્ત્તનું રાજ્યતંત્ર પણ ધારો" કીર્તિદેવે કહ્યું.

"એટલે?"

"મહારાજ! તમ્હારા જેવાએ માત્ર એક રાષ્ટ્રની રાજ્યનીતિ પાછળ જીવન સમર્પવું ન જોઇએ. આખા આર્યાવર્ત્તની રાજ્યનીતિ હાથ કરો; છિન્ન ભિન્ન થઇ ગયેલાં રાષ્ટ્રો, કુસંપી બનેલાં રાજ્યોને એકતંતે બાંધો. તમ્હારા જેવાની શક્તિ વિના તે કોઇ કરી શકવાનું નથી."

થોડી વાર મુંજાલ જોઇ રહ્યો: ત્હેને કીર્તિદેવનું મગજ ભમતું લાગ્યું.

"કીર્તિદેવજી! શું અવન્તી ને પાટણની સંધિ વિષે કહો છો? જરા સ્પષ્ટ કહો."

"મંત્રીવર્ય! તમ્હે એમ ધારો છો કે હું પાટણ ને અવન્તીની સધિ યાચવા આવ્યો છું? મહારાજ ઉબક પરમાર તરવારની ધાર વડે સંધિ કરાવે છે; સંધિ યાચતા નથી. ગઇ કાલે એમણે ગૌરવ છોડી માંગણી કરી, તે માત્ર મ્હારે લીધે. તે માંગણી ફરીથી કરી, માનભંગ થવા– અવન્તીને અલ્પતા પમાડવા હું ફરી આવું એવો નથી. પટ્ટણીઓ વિગ્રહ માંગશે, તો શું માલવીઓ આપશે નહિં?"

"ત્યારે તમ્હે શું માંગો છો?"

"મહારાજ! માત્ર પાટણ અને અવન્તી વચ્ચે કુસંપ છે એમ નથી. સપાદલક્ષ અને માલવાને વેર છે; [1]કાન્યકુબ્જાધિપ ચંદ્રદેવ મહારાજ માલવા અને સપાદલક્ષ[2] એ સાથે લઢે છે; [3]ચેદીરાજ કીર્તિવર્મા વા સાથે વઢે છે; ચીતોડના રાવલની મહેચ્છા દિનપ્રતિદિન વધતી જાય છે. આ બધાના વેર સમાવવાં છે. આ બધાને ભેગા કરી એક મહા પ્રબલ સૈન્ય પેદા કરવું છે. એ બધું કરવા આર્યાવર્ત્તને એક મુત્સદ્દી જોઇએ છે. એ પદવી તમ્હે લેશો?" મુંજાલના મુખપર એકાગ્ર થયેલી કીર્તિદેવની આંખોમાંથી તેજના તણખા નીકળવા માંડયા. જેમ ત્હેની વાચાનો પ્રવાહ વધ્યો, તેમ મુંજાલના પ્રભાવનો ખ્યાલ પણ ઓછો થયો. કીર્તિદેવ એક દેવનો દૂત હોય તેવો લાગતો; ત્હેની નિર્મલ કાન્તિ ભભુકી ઉઠી; ત્હેની એકવડી, સુકોમલ દીસતી કાઠી અણુદીઠી રીતે ધ્રુજવા લાગી.

"આ બધી મહેનતનું કાંઇ કારણ?" શાન્તિથી મુંજાલે પૂછ્યું.

"કારણ? આર્યાવર્તને માથે ભય ઝઝુમે છે, મંત્રીરાજ!"

"કેવા પ્રકારનો?"

"મહારાજ! કાલે રાજ્યસભામાં તમ્હે પેલો અર્ધ નગ્ન મ્લેચ્છ જોયો? એ અહિંયાં તો એકલો છે. કાશ્મીર પાસે એની જાતના અબજ યોદ્ધા છે; તે બધા આર્યાવર્ત્તને ભસ્મીભૂત કરવા એકે પગે થઇ રહ્યા છે; ત્હેમનાં ભયંકર રણશીંગડાં–ત્હેમની ભયાનક હાક ઉત્તર પ્રદેશોમાં ગાજે છે. તમ્હે પણ ભૂલ્યા મંત્રીવીર, ગીઝનીના સૂલતાને કરેલો પાટણ અને દેવપાટણનો વિનાશ. કાલે તો જયદેવ મહારાજે એક પાપીને પંચાંગ પોશાક આપ્યો; ત્હેના પૌત્રો તમ્હારા ને મ્હારાં છોકરાનાં દિલપર એક કાપડનો કકડો રહેવા નહિ દે."

"એટલે આપણાં રાજ્યો વચ્ચે સંધિ કરાવી એ અરીદળો સંહારવા છે? એ મ્લેચ્છોને પાછા હાંકી કહાડવા છે?"

૧ કનોજ. ૨ અજમેર. ૩ બુંદેલખંડ.

"હા, મુંજાલ મ્હેતા! અને તે તમ્હારા વિના કોઇ કરી શકે એમ નથી."

મુંજાલ વિચાર કરતો હતો; હેની પ્રભાવશાળી આંખો કીર્તિદેવ પર ઠરી રહી હતી: તે મનમાં આ બાળયોદ્ધાની પ્રશંસા કરી રહયો હતો. તે થોડી વારે બોલ્યો:

"કીર્તિદેવજી! તમ્હારી વાત સાચી છે; પણ મ્હારાથી કે ગુજરાતથી એમાંનું કાંઇ નહિં બને."

"કેમ?" ચમકીને કીર્તિદેવે પૂછ્યું.

"તમ્હે બાલક છો; નહિં સ્હમજો. આવી સ્પષ્ટ રીતે કોઇએ અત્યાર સુધી કહ્યું ન્હોતું; પણ ચાર વર્ષ પર એક અંમ્હારો જતિ હતો તેપણ એમ જ કહેતો હતો" મુંજાલે કહ્યું.

"શું?"

"મ્હને હેના બોલો યાદ આવે છે." કહી મુંજાલે ઝીણી આંખો કરી હેના શબ્દો સંભાર્યા. "તે કહી ગયો હતો તમ્હારા મંત્રીઓની મહેનત ધૂળ મળશે; તમ્હારા દિકરા દિકરી ગીઝનીનાં બઝારમાં વેચાશે;[4], મ્હને એ સ્પષ્ટ સાંભરે છે."

"હેની વાત સાચી છે. માટે જ કહું છું કે મ્હારૂં કહ્યું માનો."

"કીર્તિદેવ!" ડોકું ધુણાવી મુંજાલે કહ્યું "તમ્હારી વાત સાચી ભલે હોય; પણ દરેક સત્ય વાત શકય નથી હોતી."

"શકય ન હોય તો થવી જોઇએ."

"ત્યારે દુનીયાનો છેડો આવે" મુંજાલે કહ્યું. "શકય વસ્તુ ન હોય તો હાથમાં ન સ્હાવી એ મ્હારૂં સૂત્ર છે."

"પણ તમ્હે બધું શકય કરી શકો એમ છો. તમ્હે મહાઅમાત્ય થયા ત્યારે ગુજરાત કેવું હતું? અને આજે કેવું છે?"

"પણ હું મહાઅમાત્ય હતો—તે ખબર છે? અને તે છતાં મ્હારી પીડા હું જાણું છું. કીર્તિદેવજી! તમ્હે માંગણી કરી મ્હારૂં ગૌરવ વધાર્યું છે; જો હું એક મહારાજ્યનો મંત્રી હોત; મ્હારા તાબામાં દશ હજાર સામન્ત હોત તો હું તે સ્વીકારત. તે નથી, એટલે—લાચાર." કહી મુંજાલ મૂગો રહ્યો. કીર્તિદેવે હેને અજબ રીતે પીગળાવ્યો હતો.

"તમ્હે બધું કરી શકશો. મ્હેં ઘણાખરા રાજાઓને સ્હમજાવ્યા છે; તે બધા તમ્હારૂં માનશે."

"એક ચલ્લું નહિં આને. ભય વિના પ્રિતિ સાંભળી છે? તમ્હારા વિચારના તેજમાં તમ્હને આંખે અંધારા આવ્યાં છે. કુસંપ કરતાં સંપ કરવો વધારે કઠણ છે."

"તે તો મ્હેં કાલે જ જોયું. તમ્હારે ઘેર બેઠો સંપ આવ્યો પણ તમ્હે સ્વીકાર્યો નહિં. નહિ તો તમ્હારી પીઠે આજે પાટણ અને અવન્તી બે હોત."

"કીર્તિદેવ! શબ્દોની શોભાથી હું છેતરાતો નથી. હું અને પાટણ ઉબક પરમારના ગુલામ થઇ રહેત; પાટણના ઉગતા ગૌરવનો અસ્ત થાત."

"એમ જ બધા માને તો કોઇ ભેગા મળી યવનોની સ્હામુ થાય જ નહિં."

"જહેણે તમ્હને ભેગા થવાનું વચન આપ્યું હશે હેનો મુદ્દો હું સ્હમજું છું."

"શો?"

"યવનોને હરાવી દરેક જણ ચક્રવર્તી થવા આશા રાખતો હશે." મુંજાલે કહ્યું.

"ત્યારે એ આશાએ તમ્હે કેમ નથી જોડાતા?"

"ગુજરાત હજી ન્હાનું છે; તે હજી હમણાં જ પગભર થાય છે. તે એવી આશા રાખે તો મૂરખ ઠરે. યવનો તો કોણ જાણે કયારે હારે—પણ આવતે વર્ષે અમ્હારૂં તો નખોદ વળી જાય."

નિરાશાભર્યા હૃદયથી કીર્તિદેવ જોઇ રહ્યો. મુંજાલે આગળ ચલાવ્યું.

"તમ્હારા જેવા નિઃસ્વાર્થી માણસ આગળ સત્ય બોલતાં મ્હને શી હરકત? મહા મહેનતે મ્હેં મ્હારી ઝુંપડી ઉભી કરી છે; આર્યાવર્ત્તનો મ્હેલ ચણવા જાઉં તો એ ઝુંપડી ચગદાઇ જાય. સ્હમજ્યા? તમ્હને જે મ્હેલ બાંધવાની હોંસ છે—તે તમ્હે ભલે બાંધો; મુંજાલ તો એની મઢુલીજ સંભાળશે."

"એટલે મ્હારા સ્વપ્ન તો નષ્ટ થવાનાં?" દીલગીરીભર્યા અવાજે કીર્તિદેવે કહ્યું.

"ત્યારે તમ્હારાં સ્વપ્ન ખાતર, શું હું મ્હારાં સિદ્ધ થયેલાં સ્વપ્ન નષ્ટ કરૂં?"

"ત્યારે એક ન્હાના રાજ્યની મહત્ત્વાકાંક્ષા સાચવવા આર્યાવર્ત્તનું સત્યાનાશ વળવા દેવું, એમ્હાં તમ્હારૂં મુત્સદ્દીપણું?" નિરાશાએ ડંખેલા હૃદયથી કીર્તિદેવે કહ્યું—કહેવાઇ ગયું. મુંજાલે ગૌરવથી ઉંચું જોયું; હેને લાગ્યું કે કીર્તિદેવની નિઃસ્વાર્થ બુદ્ધિ જોઇ હેણે અનુ-

[4] પાટણની પ્રભુતા.

ધારેલી, અયોગ્ય ભલમનસાઈ દેખાડી હતી. ત્હેની આંખો નિશ્ચલ થઈ.

"ત્હેનો જવાબ લેવાનો તમ્હારો અધિકાર નથી" શાન્તીથી ત્હેણે કહ્યું "હું છું ત્યાં સુધી મ્હારૂં મુત્સદ્દીપણું–ગમે તેવું હશે તોપણ–ચાલશે."

"અને મ્હારૂં ચાલશે ત્યાં સુધી નહિ ચાલવા દઉં" સત્તાથી કીર્તિદેવે કહ્યું.

મુંજાલ તિરસ્કારભર્યું હસ્યો "એવું મ્હને ઘણા કહેનારા મળ્યા છે. અને"–

"અને તમ્હે તે બધાનો પરાજય કર્યો છે." કીર્તિદેવે ઉમેર્યું. નિરાશાથી ત્હેના મગજમાં ગુસ્સો પેદા થયો હતો. "તમ્હે એમ ધારો છો કે આર્યાવર્તના ભવિષ્યને આડે આવતાં તમ્હે ફાવશો? મંત્રીરાજ! તમ્હને ડરાવતો નથી; પણ ખરી વાત કહું છું. હું થોડે દિવસે અવન્તી જઈશ. સમય આવે મ્હારી ઇચ્છા સિદ્ધ કરીશ. દેશ દેશના રાજાઓનાં સૈન્યો વડે મ્લેચ્છોનો સંહાર કરાવીશ. અને જીવતો રહીશ તો બતાવીશ કે સત્યમેવ જયતે–નહિ, કે તમ્હારી ટુંક બુદ્ધિની સ્વાર્થી રાજ્યનીતિની–તો ખાત્રી કરી દઈશ કે ગુજરાત એ આર્યાવર્તનું અંગ નથી, પણ સ્વાર્થી શ્રાવક ધનાઢ્યોને ધન સંચય કરવાનું થોટું છે. ઉબકરાજ કહે છે તેમ પાટણ માત્ર અવન્તીનું મંડલ થવાને જ યોગ્ય છે" કહેતાં કહેતાં કીર્તિદેવ ઉભો થઈ ગયો. ત્હેની જાજ્વલ્યમાન કાન્તિ દેવ જેવી દીપી રહી. આ ઉમળકાનો ઉછળતો સાગર મુંજાલના શાન્ત ગૌરવ પર અથડાયો અને વિખરાઈ ગયો.

"તમ્હારી આશાઓ સિદ્ધ ન થઈ તો?"

"તો હું જગતને કહીશ કે જ્યારે બધાં રાજ્યો સંધિ કરવા તૈયાર હતાં–જ્યારે બધાના સંપથી યવનોનો સંહાર થાત અને ભરતખંડ બચી જાત–ત્યારે એક મંત્રીએ તેમ ન થવા દીધું. જ્યારે તમ્હારાં રાજ્યોનો વિનાશ થશે–તમ્હારૂં પાટણ પાધર થશે–ત્યારે કહીશ કે આ બધો પ્રતાપ એક મંત્રીનો–એક સ્વાર્થપરાયણ મુત્સદ્દીનો. તમ્હારો જતિ કહી ગયો તેમ જ્યારે તમ્હારા દિકરા દિકરીઓ ગીઝનીમાં વેચાશે–ત્યારે તમ્હારાં કર્તવ્યનું પરિણામ શું છે, તે સ્હમજશો." જુસ્સાથી કીર્તિદેવના અંગે અંગ ધ્રુજતાં હતાં.

"કીર્તિદેવ!" એક પલ વાર થોભી મુંજાલે સખ્તાઈથી કહ્યું. "તમ્હે ઉશ્કેરાઈ ગયા છો, એટલે વધારે વાત કરવામાં માલ નથી. તમ્હે અવન્તી ક્યારે જાઓ છો?"

"આવતી અમાવાસ્યાએ."

"મ્હારૂં માનો તો આજે જ વદાય થાઓ."

"કેમ?"

"કારણ જાણવાની જરૂર નથી."

"શું મહાઅમાત્ય તરીકે શાસન કરો છો? હું અવન્તીનો સંધિવિગ્રહક છું. હાં" ગૌરવથી કીર્તિદેવે કહ્યું.

"હું શાસન નથી કરતો, શીખામણ આપું છું. માટે જેમ વ્હેલા પાટણ છોડો તેમ સારૂં."

"ડરાવો છો?" ગુસ્સે થઈ કીર્તિદેવે પૂછ્યું.

"જેહની પાસે શક્તિ કે સત્તા ન હોય તે ડરાવે; મ્હારી પાસે બન્ને છે. જય સોમનાથ. આવજો" શાન્તીથી મુંજાલે કહ્યું અને તે ઉભો થઈ ગયો.

કીર્તિદેવ નીકળ્યો; ત્હેના મનમાં નિશ્ચયાત્મક બુદ્ધિનો પ્રવેશ થયો હતો; ત્હેનું હૈયું ગુસ્સાથી, નિરાશાથી બળી રહ્યું હતું.

ત્હેના ગયા પછી ત્હેની પાછળ મુંજાલ જોઈ રહ્યો; અને આખરે બબડ્યો: "શું છોકરો! શું પ્રભાવ! આવો પુત્ર હોય તો ઇકોતેર પેઢી તારે. શું બોલવાની છટા–ભયંકર! એને અહિંયા રહેવા નહિં દેવો જોઈએ. પર્વત પણ પીગળાવવાનું એની જીભમાં જોર છે. અરે બ્હાર કોઈ છે કે?" બ્હારથી વિહારી આવ્યો "બાપુ! શો હુકમ છે?"

"કેમ! શી ખબર છે?"

"રાતના બાર વાગે સજ્જનમ્હેતાની વાડીમાં બધા ભેગા થવાના છે. વિહારીએ કહ્યું."

"કોણ કોણ?"

"એક તો આ ગયો તે–કીર્તિદેવ; બીજો કાક, પેલો કૃષ્ણદેવ"–

"તે હજુ અહિંયાજ છે."

"જી, હા. કીર્તિદેવનો જમણો હાથ છે."

"પછી?"

"દેશળદેવ ને બીજા થોડાક છે. હું પછી બધાનાં નામ કહીશ."

"શું કામ?"

"આપે જે જવાબ આપ્યો હોય ત્હેના પર વિચાર કરવા."

"પેલો કાક કેમ છે?"

"બાપુ! તે સ્હમજાતું નથી. એ તો બધાનોજ ખાસ મિત્ર દેખાય છે. કીર્તિદેવનો, કૃષ્ણદેવનો, મંડલેશ્વર મહારાજનો, ને મહારાજનો.

મુંજાલ હસ્યો. "હરકત નહિં. એ બધું ત્હારે સ્હમજવાની જરૂર નથી. બીજું કાંઈ?"

"બાપુ! અત્યારે એ કાક પરણ્યો."

મુંજાલ હસ્યો. "પરણ્યો? કોની સાથે."

"રૂદ્રદત્ત કવિ હતા ને ત્હેની છોકરી જોડે. મંડલેશ્વર મહારાજ ને કાશ્મીરાબા પણ હતાં."

"ક્યાં પરણ્યો?"

"ગજાનન પંડિતના ઘરમાં."

"વારૂ! ડુંગરનાયકને કહી આવ કે મ્હને મળી જાય ને દશ મહલ તૈયાર રાખે."

"જેવી આજ્ઞા" કહી વિહારી ગયો.

"જોઇશ હવે એ રાતના બધા શું કરે છે." કહી મુંજાલ મીનળદેવી પાસે ગયો.

## પ્રકરણ ચોથું.

### કાશ્મીરાદેવી ગુરૂપદે.

મુંજાલમ્હેતાએ રાજ્યમાતા પાસે જઇ કીર્તિદેવ સાથે થયેલી વાતચીતનો સાર રહ્યો. આખરે મીનળદેવીએ કહ્યું:

"ત્યારે મ્હેતા, હવે શું કરવાના!"

"રાત્રે શું થાય છે તે હું જોવા જઈશ."

"તું પોતે? બીજા કોઈને મોકલની. ત્હારો જીવ શા માટે જોખમમાં નાંખે છે?"

"આપ મુઆ વગર સ્વર્ગે જવાય? મ્હારે જાતે જ જોવું છે કે કાવત્રાંબાજો શો વિચાર કરી રહ્યા છે. તમ્હે ફીકર કરશો નહિં. મને કાંઈ થવાનુ નથી."

"કેમ જાણ્યું?" મીનળદેવીએ હસીને પૂછ્યું.

"તમ્હારો આશીર્વાદ છે ને." મુંજાલનાં નેત્રો જરા ચમકી ઉઠયાં. "અને એ કાવત્રાંબાજના નાયકને મ્હારા હાથમાં રાખીશ."

"કોણ કીર્તિદેવ?"

"હા. આજે સાંજે ત્હેને પકડીને કેદમાં પૂરીશ. એ માણુસ ભયંકર છે. દેવી! તમ્હે તો એને જોયો નથી; પણ પર્વત ડોલાવે એવો છે. એના જેવા જો આપણે ત્યાં હોય, તો કેટલો કામ લાગે?"

"અવન્તીમાં કોણ જાણે કેટલાં કેટલાં રત્નો ભર્યાં છે?" રાણીએ વિચાર કરીને કહ્યું.

"તેથીજ અવન્તી આટલું પ્રભાવશાળી છે. આપણે ત્યાં શૂર પણ છે ને ધન પણ છે. પણ જોઇએ તેટલી મહત્તા નથી."

"એટલે?"

"દેવી! આપણે ત્યાં છે બધું; પણ સાથે સ્વાર્થીપણું પણ છે. સ્વાર્થ અને મહત્તા એ બે સાથે કેમ રહે?"

"કેમ કરવું? આપણા મંત્રીમાં જોઇએ તો ઉદો, ને સામન્તમાં પેલો દેશળ" રાણીએ કહ્યું.

"છેક એવું નથી" મશ્કરીમાં હસી મહાઅમાત્યે કહ્યું: "મંત્રીમાં હું, અને સામન્તમાં ત્રિભુવન છે ની? અને હમણાં એક ત્રીજો આવ્યો છે. તે પણ આગળ જતાં બધાને ટક્કર મારશે."

"કોણ?"

"કાક. એ ભટ્ટરાજ તો કાલે થયો; પણ એ બધાને પાણી ભરાવશે. ત્હેની પણ કસોટી મ્હારે આજે રાત્રે જ કરવી છે."

"એ પણ કાવત્રાંબાજ છે."

"કાંઈ સ્હમજાતું નથી. જયદેવ, ત્રિભુવન, કીર્તિદેવ અને કૃષ્ણદેવ—બધા એને મિત્ર માની બેઠા છે."

"કૃષ્ણદેવ કોણ? પેલો જુનાગઢીયો."

"હા."

"એ પણ ઠીક હાથમાં આવ્યો છે. નવઘણને કહીએ કે તુ"—

"લો, આ કાશ્મીરાદેવી આવ્યાં" મુંજાલે હસતાં હસતાં કહ્યું, અને શોભા ખાતર શરમાતી કાશ્મીરાદેવી ત્યાં આવી.

"કેમ દીકરી! કેમ છે?" મીનળદેવીએ પૂછ્યું.

"સારૂં" કહી કાશ્મીરા જરા આઘી ઉભી રહી, એટલે મુંજાલ ઉઠી ઉભો થયો.

"કેમ? તું તો લગન મ્હાલી આવી?" મુંજાલે પૂછ્યું. કાશ્મીરા ચમકી. ત્હેણે ધાર્યું હતું કે કાકના લગ્નની વાત કોઇ જાણતું ન્હોતું. મુંજાલે મીનળદેવી તરફ ફરીને કહ્યું: "તમ્હે જાણ્યું? આ તો વરની મા છે."

"મામાજી!" કાશ્મીરાએ માર્મિક અર્થમાં કહ્યું "લગ્ન ગાળો ખરો તો હજુ હવે આવવાનો છે."

મુંજાલ હસતો હસતો ત્યાંથી ગયો અને મીનળદેવીએ પૂછ્યું: "કોનાં લગ્ન થયાં?"

"કાક અને મંજરીનાં. પણ એ વાત કોઈને કહેશો નહિં."

"કેમ?"

"કારણ કે ઉદો એ છોકરીને પરણવા માંગતો હતો. એટલે મ્હેં એ બે જણને પરણાવી દીધાં." હસીને કાશ્મીરાએ કહ્યું.

જવાબમાં હસીને મીનળદેવીએ કહ્યું: "હવે એક જણ પરણાવવો રહ્યો છે."

"કોણ?"

"ત્રિભુવન. લાટની મૃણાલ કુંવરીને લાવવી છે ને."

"અહં—પણ હજુ એક જણ રહી ગયું."

"કોણ ?" મીનળદેવીએ કહ્યું.

"મામાજી." હસવું છોડી એકદમ ગંભીરતાથી કાશ્મીરાદેવીએ કહ્યું.

મીનળદેવીનું હસતું મ્હોડું ફીકકું પડી ગયું. સત્તાથી તે જોઇ રહી; અને હોઠ પર હોઠ દાબ્યા.

"તમ્હે કેમ એને પરણવાનું નથી કહેતાં ?" સચોટતાથી કાશ્મીરાએ પૂછ્યું. આખા રાજ્યમાં કોઇને હક ન હોય તેવા હકો કાશ્મીરા ભોગવતી. અને ત્હેમાંનો એક રાજ્યમાતા કે મહાઅમાત્ય જેવી ભયંકર ગૌરવશીલ વ્યક્તિઓને પણ સીધી અને સચોટ રીતે ઠેકાણે લાવવાનો.

"હું શું કહું ?" કાંઇ જવાબ નહિ સુઝતાં મીનળદેવીએ કહ્યું.

"બા! તમ્હે નહિ કહેશો તો કહેશે કોણ? તમ્હે રાજ્યમાતા છો. રાજ્ય સેવકોનું હિત તમ્હે નહિ સાચવશો તો કોણ સાચવશે ?"

"મુંજાલ માને એવા નથી."

"બીજા કોઇનું નહિ માને. તમારૂં માનશે." દ્રઢતાથી રાણીના સત્તાશીલ મુખપર સત્તાભરી આંખો ઠેરવી કાશ્મીરાએ કહ્યું. થોડી વાર થોભી ત્હેણે ઉમેર્યું. "તમારી જગ્યાએ હું હોત તો એમને ક્યારના પરણાવ્યા હોત."

મીનળદેવીના ભવાં ચ્હડયાં; તે આ વાચાળ ભત્રીજી તરફ જોઈ રહી. "કાશ્મીરા !" ત્હેણે સત્તાથી કહ્યું. "તું ન્હાને મ્હોડે કેટલું બોલે છે?"

"શું કરૂં? મ્હોટાં મ્હોડાંવાળાં કાંઇ કરતાં નથી. તે પહેલાંના મામાજીજ ક્યાં છે? તે તમ્હે જોયું છે? એનાં ખભાંને ખુંધ આવી છે. એની તરવારની ધાર જેવી આંખો પર કાટ ચ્હડયો છે. રાજ્યકારભાર ચલાવતાં એ થાકી જાય છે. કોઇક વખત અણજાણતાં નિસાસો પણ મૂકે છે. કોઇ દિવસ એમને (પ્રભુની મરજી) એમ કહેતાં સાંભળ્યા હતા? મ્હેં છેલ્લા થોડા દહાડામાં ચાર પાંચ વખત. એ શબ્દો ત્હેને મ્હોડે સાંભળ્યા. બા! બા! એમને અણજાણીતું કષ્ટ સ્હોરે છે; અને તમ્હે તે જોવાની તસ્દી પણ લેતાં નથી."

કાશ્મીરાનો દરેક શબ્દ મીનળદેવીના હૃદયને ઘા દેતો હતો; પણ હિંમતથી ત્હેણે સ્વાસ્થ્ય રાખી, વાત ઉડાવા પ્રયત્ન કર્યો.

"કેમ, ત્હને ત્રિભુવને મામાનો પક્ષ લેવા મોકલી છે કે શું ?"

"તે શું કામ મામાનો પક્ષ લે—? તમ્હે જાગતાં જ્યોત બેઠાં છો ને ?"

"તે ગમે તેવો પણ ભાણેજ—ને હું તો રાજ્યમાતા." મીનળદેવીએ કહ્યું.

કાશ્મીરા તિરસ્કારપૂર્વક હસી. "બા ! તમ્હે જાણો છો ને આમ વાત શા માટે ઉડાવો મથો છો? આખી દુનીયા જાણે છે કે તમ્હારા ને તમ્હારા દીકરા માટે એણે જેટલું કર્યું છે, તેટલું કોઇએ કર્યું નથી ને કોઇ કરવાનું નથી." કાશ્મીરાએ અનુભવી યોદ્ધાની ઝડપથી ઘા પર ઘા કરવા માંડયા: રાણીએ તે વારવા એક મહા પ્રયત્ન કર્યો.

"પ્રસન્ન ! જે કાંઇ કર્યું તે અમાત્ય તરીકે કર્યું."

"બા ! આ શબ્દો તમ્હને નહિ શોભે. કૃતઘ્ની શેઠના એ ભાડુતી વાણોતર છે તે મ્હેં આજે જ જાણ્યું. મામાજી એ જાણતા હોત તો મામીજીને તે મરવા દેત નહિ." કહી કાશ્મીરાએ બ્રહ્માસ્ત્ર છોડયું. મીનળદેવીને આ વાગ્બાણે વિંધી નાંખી. ફીકા હોઠે તે જોઈ રહી "તું મ્હારી જોડે લડવા આવી છે ?"

"ના બા ! પણ કોઈ કોઇ વખત સાચું કહેનાર પણ માણસ જોઇએ."

"ત્યારે કહે જોઇએ" રાણીએ ગુસ્સો ગળે ઉતારી ધીમેથી પૂછ્યું. "મુંજાલ શાથી આમ કરે છે ?"

"એમની એકલતા એમને સાલે છે. એ બીચારાની તજવીજ કરનાર કોઇ નથી—એજ પિડા છે."

"આટલા સેવકો ઓછા છે ?"

"સેવકે ચાલતું હોય તો લોકો સ્ત્રી કરે શું કામ ?"

રાણીના મુખપરથી ખીજાતાનું વાદળું પસાર થયું. "તું એને પરણાવવા માંગે છે?"

"હા."

"એ નહિં પરણે" રાણીએ કહ્યું. કાશ્મીરા જાણે ઘા ઉગામવા વખત લેતી હોય તેમ થોભી અને કહ્યું "તમ્હે કહેશો તો પરણશે."

"કેમ જાણ્યું ?"

"તમ્હારો બોલ એણે કદી ઉથામ્યો છે ?"

રાણી કાંઇ જવાબ આપી શકી નહિં.

"એને લાયક સ્ત્રી પણ મ્હેં જોઇ કહાડી છે."

"કઇ ?"

"સજ્જનમ્હેતાની દીકરી સોમ."
મીનળદેવી ચમકી; ત્હેનાં ભવાં ચ્હડયાં.
"જુની શેઠાણીની ભત્રીજી! મુંજાલ એને કેમ સ્વીકારશે?"
"બધું તમ્હારા હાથમાં છે. આજે સાંજે હું સોમને અહિંયા મોકલાવીશ. જોજો. વિચાર કરજો. આટલી આટલી સેવા પછી મામાજીને આ બદલો વાળવો જોઇએ; નહિ તો એમનું દુઃખ વધશે. ચાલો હું જાઉં છું." કહી કાશ્મીરા ઉઠી અને રજા લઇ વિદાય થઇ.
રાજમાતા સ્થીર દૃષ્ટિએ કયાં સુધી બોય સ્હામું જોઇ રહ્યાં; અને આંખમાંથી એક આંસુ ધીરે રહીને ખર્યું. થોડી વારે ત્હેણે આંસુ લૂછયાં અને તે બબડયાં: "કાશ્મીરાની વાત ખરી છે. મુંજાલનું કાંઇ કરવું જોઇએ."



## પ્રકરણ ૫ મું.



### આનંદરાત્રીનો અનુભવ.



**નિરાશાભર્યા** પાણિગ્રહણથી પરવાર્યા પછી કાક સજ્જનમ્હેતાને ત્યાં ગયો. મુંજાલે કીર્તિદેવને શો જવાબ આપ્યો તે જાણવાને તે ઉત્સુક હતો; પણ કીર્તિદેવ આવ્યો ન્હોતો એટલે તે પાછો આવ્યો.

કીર્તિદેવે કાકને આંજ્યો હતો; અને ત્હેના દિવ્ય ગુણોનું ગાન કાકે મંડલેશ્વર અને કાશ્મીરાદેવી આગળ કર્યું હતું. તે બન્ને ગુણગ્રાહી પતિપત્નીમાં આવા અસાધારણ યોદ્ધાને જોવાની જીજ્ઞાસા વધી હતી; અને રાત્રે કીર્તિદેવના મિત્રો સજ્જનને ત્યાં ખાનગીમાં મળવાના છે એ વાત જાણી બન્નેએ ત્યાં આવી ત્હેને છૂપી રીતે જોવાની ઇચ્છા દર્શાવી. કાકે પણ ત્યાં ત્હેમને લઇ જવા કબૂલ કર્યું.
નવવધૂ રખેને ઘેર એકલી રહી જાય એમ ધારી કાશ્મીરાએ જીદ કરી મંજરીને પણ સાથે લેવાનું નક્કી કરાવ્યું.

સજ્જનમ્હેતાના વાડામાં મધરાત પછી જવાનું હતું, એટલે રાત પડતાં કાક પોતાની મેડીયે ગયો. એનું હૃદય કંપતું હતું. જે લગ્ન માટે તે તલસતો હતો—જે લગ્નને તે નિર્વાણ-સમું આનંદમય માનતો હતો, તે લગ્ન થઇ ગયે તે વધારે દુઃખી થયો. મંજરી માટે ત્હેને માન અને પ્રેમ હતાં; ત્હેને તે દેવસુંદરી માનતો હતો. પણ મંજરીનું નિશ્ચલ હૃદય, ત્હેનું અસ્પર્શ્ય અભિમાન, ત્હેણે માંગી લીધેલું વચન—આ બધાથી કાકનું જીવન ખારૂં થઇ ગયું હતું. ત્હેના હૃદયમાં માત્ર એક આશાનું બિન્દુ હતું. કાક હવે ભટ્ટરાજ થયો હતો; ત્હેની સેવાની કૃતજ્ઞતા જાહેરમાં પાટણના નરપતિએ કરી હતી; આ બધું જોઇ શા સારૂ મંજરી નહિ પીગળે—શા સારૂ ત્હેના વચનમાંથી કાકને મુક્ત નહિ કરે?

બ્હીતો બ્હીતો તે મેડીમાં આવ્યો. કોડીલી કાશ્મીરાદેવીએ, કાક દીયેર હોય તેવી હોંસથી, કાક અને મંજરીના સહજીવનનો સમારમ્ભ બને તેટલો રસિક કરવા પ્રયત્ન કર્યો હતો; અને યુધ્ધોમાંજ ઉછરેલો યોધ્ધો પલવાર શણગારેલા ખંડની સામગ્રીઓ તરફ, ત્હેમાં વિરાજી રહેલી અનુપમ લાવણ્યમયી મંજરી તરફ જોઇ રહ્યો. સ્વર્ગનાં અનેરાં સુખનો ભંડાર નજર આગળ ખૂલતો હોય તેમ એને લાગ્યું. તે આ દૃશ્યથી ચ્હડેલા નિશામાં મસ્ત બની ઉભો રહ્યો.

પણ ત્હેનો આ મોહ તરત ઉતરી ગયો. સ્હામું હિંચકાપર બેઠેલી રંભાસમી મોહક માનિનીના ગર્વમાં મરડાયેલા હોઠ, ત્હેની આંખની તેજસ્વી, ટાઢી, અભિમાનભરી નિશ્ચલતા—આ બેએ ત્હેને ચ્હડેલા નિશાને ઉતારી મૂકયો. સંસ્કારરૂપી ગિરિરાજના ગગનચુમ્બી હિમવા શિખરપર તે બેઠી હતી; પોતે હતો પૃથ્વિના એક નિર્જીવ સ્થાનમાં, માત્ર એક અસંસ્કારી લડવૈયો.

ક્ષોભે તે મહારથીને મ્હાત કર્યો. જાણે પોતે નવવધૂ હોય તેમ ત્હેનું અંગ કાંપતું હતું. માત્ર ત્હેના અંતરમાં એક મંત્રનો જપ ચાલતો હતો. " कैलासमिव दुर्धर्षम् कालाग्निमिव दुःसहम्. " ત્હેણે મંજરીનું ધ્યાન ખેંચવા ખાંસી ખાધી.

ગર્વથી મંજરીએ માથું ઉંચું કર્યું; અને સ્વાસ્થ્યથી ત્હેની સ્હામું જોઇ રહી. સ્પષ્ટ જણાતી ધીક્કાર વિના ત્હેના મ્હોંપર કાંઇ ફેરફાર ન્હોતો. કાક ધીમેથી ડગલાં ઉપાડતો પાસે આવ્યો. હોઠ દાબી, તે પણ, હૈયું શાન્ત કરવા મથતો હતો. તે આવીને આઘે બેઠો અને મંજરીની સ્હામું જોઇ રહ્યો.
મંજરી થોડી વારે બોલી: "કેમ પરણ્યા? હવે વચન ક્યારે પાળો છો?" ત્હેના અવાજમાં તિરસ્કાર હતો.

કાક ચમક્યો; ત્હેને ગળે ડુમો આવ્યો; ત્હેણે મહા મહેનતે ખંખારી ગળું સાફ કર્યું. સખ્તાઇને લીધે સામ્રાજ્ઞી સમી મંજરી જવાબની વાટ જોઇ રહી.

કાકે ધીમેથી કહ્યું: "વચન!"

"હા–વચન! મ્હને ખબર ન્હોતી કે લાટના બ્રાહ્મણો આટલી વખતમાં વચન વિસરે છે" શાન્તિથી મંજરીએ કહ્યું. ત્હેનો શાન્ત તિરસ્કાર કાકને વિછુના ડંખ જેવો કરડ્યો.

"મંજરી! વચન હું ભૂલી ગયો નથી."

"ત્યારે ક્યારે પાળો છો?" રોફમાં મંજરીએ પૂછ્યું. ત્હેનો દરેક પ્રશ્ન કાકના ગૌરવના ચૂરેચૂરા કરતો હતો.

"મંજરી! મંજરી! તું આવી પાષાણ હૃદયની છે? મ્હેં ન્હોતું ધાર્યું કે તું આવી હશે" કાકે નિરાશાથી કહ્યું.

"મ્હેં તમ્હને પહેલેથી કહ્યું હતું."

"હા. પણ ત્હેને તું વળગી રહેશે એમ મ્હેં ન્હોતું ધાર્યું."

"તમ્હે તમ્હારે કાટલે મ્હને જોખી હશે." અવર્ણનીય તિરસ્કારથી મંજરીએ કહ્યું.

"હા–હા" કાક ઉભો થઇ ગયો અને બોલ્યો. ત્હેનો પિત્તો ઉછળી આવ્યો હતો; ત્હેનું માનભંગ થયેલું હૃદય ગુસ્સામાં, નિરાશામાં ફાટી જતું હતું. "મ્હેં માણસને કાટલે ત્હને માપી હતી. મ્હેં ધાર્યું હતું કે ત્હારા હૈયામાં અમી હશે. મ્હેં આશા રાખી હતી કે પરણ્યા પછી તું પીગળશે–મ્હારી સેવાથી રીઝી મ્હારૂં અંતર ઠારશે."

"કાકભટ્ટજી! દરેક સેવકને સ્વામી કરૂં તો પરણતાં પારે ન આવે." અભિમાનથી ઉભી થઇ, કાક તરફ અડધી પૂઠ ફેરવતાં મંજરીએ કહ્યું.

એક પલ આ અડગ અભિમાને કરેલા ભયંકર ઘાથી કાક ઘવાયો–મુંઝાયો. શું કરવું તે ત્હેને સૂઝયું નહિ. ત્હેના અંતરે એક મંત્ર ભણી રસ્તો સૂઝાડ્યો. તે મંત્ર તે મનમાં બબડ્યો "ઠીક છે. હું કૈલાસ જેવો દુર્ધર્ષ થઇશ; કાલાગ્નિ જેવો અસહ્ય થઇશ" ત્હેણે દાંત કચકચાવ્યા.

"મંજરી! ગમે તેવો પણ હું ત્હારો સ્વામી છું." મંજરીએ જવાબ નહિ દીધો; ત્હેણે માત્ર પૂરેપૂરી પૂઠ ફેરવી.

"આ ત્હારા સંસ્કાર! આ ત્હારી ભાવના! શું પતિપરાયણ સ્ત્રી!" કાકે તિરસ્કારથી ઉમેર્યું.

"પતિપરાયણ!" ધીમેથી ફરીને તિરસ્કારપૂર્ણ નયનોની પ્રભા કાકપર નાંખી મંજરીએ કહ્યું: અને તે જરા હસી "તમ્હે મ્હારા પતિ!"

"હા! અગ્નિદેવની સાક્ષી વિસરી ગઇ?"

મંજરીએ જવાબ નહિ આપ્યો.

"મંજરી! તુ સ્હમજે છે કે હું અધમ છું–તું કહેશે તે સાંખી રહીશ. હા તે પણ કરીશ–જ્યાં સુધી હૃદયેશ્વરી માનું છું ત્યાં સુધી. પણ જો તું મ્હને વધારે દુઃખ દેશે, તો હું નહિ સાંખું. હું યોદ્ધો છું; મ્હારૂં હૃદય પણ વીર ભાવે ઉછળે છે; મ્હારી રગોમાં પણ ભગવાન જમદગ્નીનું શુદ્ધ સનાતન લોહિ વહે છે હોં."

"તમ્હે શું કરશો?" માથું ગર્વમાં ઉંચું કરી નિડરપણે મંજરીએ પૂછ્યું.

"મ્હારો અધિકાર છે તે" ગુસ્સામાં હોઠ પર હોઠ દાબી, કાકે કહ્યું. ત્હેની આંખમાંથી તનખા ખરતા હતા.

"તમ્હારો અધિકાર?" જરાક હસી મંજરીએ પૂછ્યું.

"હા. ત્હારા સ્વામિ–ત્હારા નાથ તરીકેનો" વિજય નાદથી ગાજતા અવાજે કાકે કહ્યું. જવાબમાં મંજરી તિરસ્કારભર્યું ફરીથી હસી. તે હાસ્યે કાકનો સંયમ તોડી નાંખ્યો "મંજરી! તું મ્હારી છે—સમજી" કહી ત્હેણે એક છલંગ મારી, મંજરીને બાથમાં ભીડી; ત્હેણે પ્રચંડ ઉર્મિઓના સત્વ સરખું એક ચુંબન ત્હેને કર્યું.

પણ પ્રત્યુત્તર વિચિત્ર, અણધારેલો મળ્યો. ત્હેણે ચીશની, ગભરાટની આશા રાખી હતી. ત્હેને બદલે જવાબમાં, મંજરી ખડખડાટ હસી; અને ત્હેના દરેક હાસ્ય તરંગમાં અવર્ણનીય તિરસ્કાર હતો. આ હાસ્યથી કાક ચમક્યો, ત્હેનો જુસ્સો જતો રહ્યો, તે બાથ છોડી આઘો જઇ ઉભો રહ્યો.

"શાબાશ" શબ્દેશબ્દને ભયંકર ગર્વભર્યા ઉચ્ચારણથી ઉચ્ચારતાં મંજરીએ કહ્યું: "શાબાશ ભૃગુપુત્ર! શાબાશ બ્રાહ્મણશ્રેષ્ઠ! શો તમ્હારા સંયમ? શા તમ્હારા સંસ્કાર? શું પ્રતિજ્ઞાનું પાલન?—શી તમ્હારી વીરતા? આ શુદ્રસમ અધમ આચરણથી મ્હારા સ્વામી થવું છે? શું મ્હને લાટની બ્રાહ્મણી ધારી કે આ બહાદુરીપર વારી જઇ હું તમ્હારી હૃદયેશ્વરી થઇ જઇશ? કાકભટ્ટજી! તમ્હારામાં અનેક પ્રકારની ક્ષુદ્રતા મ્હેં કલ્પી હતી; પણ

આવી ન્હોતી ધારી'' ત્હેના શબ્દો ત્હેના બીડેલા હોઠમાંથી સાપના સુસવાટની પેઠે નીકળતા; ત્હેની આંખની ચમક તરવારની ધાર સમી કાકનું અંતર કાપી નાંખતી.

કામદેવના કેટલાંક ફરમાનને તાબે થવું પડે છે–જાણ્યાં અજાણ્યાં તાબે થઇ જવાય છે; અને તાબે થતાં થતાં તે માટે પશ્ચાતાપ શરૂ થઇ જાય છે. કાકે દુ:સહ, પ્રબલ ઉમળકાને વશ થઇ મંજરીને બાથ બીડી હતી. પણ ત્હેને તરત પસ્તાવો થવા માંડયો; ત્હેને પોતાની અધમતાનો ખ્યાલ આવ્યો. અને તે સાથે મંજરીના હૃદયભેદક શબ્દ કટાક્ષે ત્હેને વીંધી નાંખ્યો. તે શરમીન્દો થઇ રડવા જેવો બની ઉભો રહ્યો. સત્તાના અવતાર સરીખી દીસતી મંજરી સચોટતાથી વિષમય વાકબાણની પરંપરા છોડતી હતી. તે કાયરની માફક ત્હેની સ્હામું શિર નમાવી ઉભો; ત્હેનાથી નીચેથી ઉંચું ન જોવાયું. જો જીભ કરડી નાંખે થયું ન થયું થઇ શકત તો તે કરવા રાજી હતો. ત્હેનો ક્રોધ જતો રહ્યો; ત્હેનો જુસ્સો અને મોહ ઓસરી ગયાં.

''કાકભટ્ટ'' થોડીવાર થોભી મંજરીએ આગળ ચલાવ્યું " શું કામ શરમિન્દા પડો છો? તમ્હારી યોગ્યતા તમ્હે તમ્હારે હાથે જ સિદ્ધ કરી.'' મંજરીના અવાજમાં તિરસ્કાર જઇ કરૂણાપૂર્ણ ગાંભીર્ય આવ્યું અને ત્હેણે ધીમેથી ઉમેર્યું: " બ્રાહ્મણો સંયમ છોડે તો પૃથ્વિ રસાતાલ જાય–એમ મ્હારા પિતા કહેતા હતા. કાક! તમ્હે આવા અબ્રાહ્મણ થશો એમ મ્હેં ન્હોતું ધાર્યું. "

" મંજરી!" મહામુશ્કેલીયે કાકે જવાબ દીધો " મંજરી! ત્હારાથી કહેવાય તે કહે–પણ વધારે ટાણાં મારે શું ફાયદો? "

" હાસ્તો! પત્થર પર પાણી. "

કાકે હોઠ દાબ્યા. ત્હેણે કહ્યું: ''જો પરિણામ એવું આવશે કે તું પસ્તાશે. '' કાકમાં ફરીથી જુદાજ પ્રકારનો જુસ્સો ઉછળવા માંડયો છે.

''એનો અર્થ એટલો જ કે, તમ્હે તમ્હારૂં જોર ફરીથી જણાવશો. એ તો હું જાણું છું.'' તિરસ્કારથી મંજરીએ કહ્યું. ''ભતૃહરિ મહારાજ કહી જં ગયા છે ગુણીમન્વેતિ શ્વા [1]–બ્રહ્મદેવ! તમ્હારો સંયમ ગયો–તમ્હારૂં વચન ગયું. તમ્હારી શ્વાનતા સિદ્ધ કરવી છે? આવો હું આ ઉભી'' કહી ગૌરવથી, માત્ર નેત્રમાં દિપતા તેજથીજ કાકને ડરાવતી તે ઉભી રહી.

શ્રી કૃષ્ણને પણ સહિષ્ણુતા છોડાવે એવા અપમાનકારી વચનથી કાકના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે ટટ્ટાર થયો અને સ્થિર નયને મંજરીને જોઇ રહ્યો. ગુસ્સામાં ત્હેની કાન્તિ પણ ભવ્ય બની હતી.

''બહુ થયું! મંજરી! અપશબ્દોને પણ હદ હોય છે. તું ત્હારી જાતને ગર્વના મદમાં શ્રેષ્ઠ માને છે, કેમ? ઠીક! ત્હારી જોડે જીભાજોડીમાં સાર નથી. જુનાગઢ કયારે જવા તૈયાર થશે?''

મંજરી એકદમ ગુંચવાઇ ગઇ. કાક એકદમ આમ કહેશે એમ ત્હેણે ધાર્યું ન્હોતું.

"આવતી અમાવાસ્યાએ આપણે જુનાગઢ જઇશું.'' કાકે સખ્તાઇથી કહ્યું.

" એટલા બધા દિવસ શું કામ છે?'' મંજરીએ જરા સ્વાસ્થ્ય મેળવી કહ્યું.

"મંજરી! મ્હને શ્વાન નહિં માનનારા ઘણાયે પડયા છે; ત્હેમને આપેલાં વચન મ્હારે પહેલાં પાળવાં જોઇએ.''

મંજરી તિરસ્કારમાં હસી.

" અમાવાસ્યાએ પ્રયાણ શરૂ કરીશું. પણ ખબરદાર! ત્યાંસુધી આપણા વચ્ચે પડેલો વાંધો કોઇ જાણે નહિં. ત્હેમાં નથી ત્હને શોભા ને નથી મ્હને.'' આટલું કહી બંધ કરેલા બારણા આગળ જઇ કાક પોતાની પાઘડી માથા નીચે મૂકી સૂવાનો ઢોંગ કરી સૂઇ ગયો. ચાકત થયેલી મંજરી એકદમ સ્હમજી નહિં. આખરે ટાઢે પાણીએ ખસ ગયેલી માની તે ગર્વગ્રસ્ત રમણી પોતાની પથારીપર જઇ નિરાંતે સૂતી.

♠

## પ્રકરણ ૬ ઠું.

♠

### કાવત્રાબાજ.

♠

મધ્યરાત્રીને એક પ્રહર બાકી હતો અને ઘોઘડીયાં વાગતાંજ કાક ઉઠીને ઉભો થઇ ગયો; અને ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવીને તૈયાર થવાનું કહ્યું. કાશ્મીરાદેવીએ મંજરીને ઉઠાડી, અને બન્નેએ પુરૂષનો વેશ પ્હેર્યો. પાછલે દરવાજેથી ચારે જણા ખેમાબાપાના વાડામાંથી બ્હાર પડી, સજ્જનના ઘર તરફ ઝપાટાબંધ ચાલ્યા.

---

[1] કુંમો કુતો પછાડી જાય છે. ભતૃહરિ વૈરાગ્ય શતક,

સજ્જનમ્હેતાની વાડીની પાછલી બાજુએ ચારે જણ ગયાં એટલે કાક ત્રણેને ત્યાં ઉભા રહેવાનું કહી અંદર પેસવાનો રસ્તો ખોળવા ગયો. વાડી વિશાળ હતી; અને ત્હેની ચારે પાસ ઉંચી ભીંત હતી. તે ફરતો ફરતો, ત્હેના પાછલા બારણા સુધી ગયો. ભીતમાં એક ન્હાના બારણા આગળ એક પુરૂષને ઉભેલો ત્હેણે આઘેથી જોયો; કેટલાક પુરૂષો એકડએકડ ત્હેને પૂછીને અંદર જતા હતા. કાકને આઘેથી લાગ્યું કે દરવાન તરીકે ઉભેલો પુરૂષ કૃષ્ણદેવ હતો. તે નિરાશ થઇ પાછો આવ્યો. કૃષ્ણદેવની તિક્ષ્ણ નજર ચુકવી ત્રણ જણ—જેમાંથી બે પાટણમાં સુવિખ્યાત હતાં—ત્હેને શી રીતે લઇ જવા?

ત્હેણે વાડાની પ્રદક્ષિણા કરવા માંડી. આખરે ત્હેની નજરે ભીતમાં આવેલી એક ન્હાની, જીર્ણ બારી ચ્હડી. ત્હેની આગળથી કોઇએ રસ્તો કરવા માટે કાંટા ખસેડી નાંખ્યા હતા. કાકે બારી બનાવનારને આશીર્વાદ દીધો અને ઝપાટાબંધ પેલાં ત્રણ જણને ત્યાં લઇ આવ્યો.

ચારે જણના મનની સ્થિતિ અત્યારે જુદી જુદી હતી. ગંભીર, દુ:ખગ્રસ્ત, કાક અત્યારે કોઇ પણ રીતે કોઇનાપર કાળ કહાડવા તૈયાર હતો; બહાદુર મંડલેશ્વર એક અપ્રતિમ યોદ્ધાને જોવા ન્હાના છોકરાની ઉત્સુકતાથી તલસી રહ્યા હતા; કાશ્મીરાદેવીનું હસવું માતું ન્હોતું. કારણકે આ તોફાનથી ત્હેને અત્યંત આનંદ થતો હતો; મંજરી કાકે વર્ણવેલા એ બાલ–મહારથીને નજરે જોવા, કાને સાંભળવા, એક રસિક કવિની આતુરતાથી એક પગે થઇ રહી હતી.

કાકે ભીતપર ચ્હડતાં પ્હેલાં બારણું ધકેલી જોયું. તે વિસ્મિત થયો. બારણું લાગતું હતું જીર્ણ, પણ કોઇએ થોડા વખતપર જ ઉઘાડ્યું દેખાતું હતું. ચોરોના ચાપલ્યથી તે બધાં અંદર પેઠાં; અને કાક ત્હેમને રસ્તો બતાવી બ્હાર આવ્યો. તે કીર્તિદેવના અનુયાયીઓમાં આગળ પડતો હતો, એટલે ત્હેણે તો જે બારણે કૃષ્ણદેવ ઉભો હતો, ત્યાંથી જ જવાનો ઇરાદો રાખ્યો હતો.

આ ચારે જણે તો એમ જ ધાર્યું કે તેઓ વાડીમાં પેઠાં તે કોઇએ જોયું ન્હોતું. પણ તે ત્હેમની ભૂલ હતી. કાક અદૃષ્ટ થયો કે થોડે દૂર, ભીંતને ઓથે ઉભો રહેલો એક શસ્ત્રસજ્જીત પુરૂષ આગળ આવ્યો. તે પુરૂષ રજપૂત વેશમાં હતો. ત્હેનું મ્હોડું ઢાંકેલું હતું. ત્હેનું કદ ઉંચું અને સશક્ત હતું. ત્હેનું ડોકું ગૌરવમાં ત્હેણે ટટ્ટાર રાખ્યું હતું. ધીમે પણ દૃઢ અને સત્તાદર્શક ડગલે તે બારણા પાસે આવ્યો, આસપાસ જોયું અને ધીમેથી બારણું ધકેલ્યું. મંડલેશ્વરે અંદરથી બારણું દીધું ન્હોતું એટલે તે ઉઘડી ગયું અને તે પુરૂષ પણ વાડીમાં પેઠો.

ચાપામ્હેતાના વાડાની પાછળની વિશાળ વાડીનું વર્ણન એક વખત આગળ આપવામાં આવ્યું હતું. આ વાડીના એક ઓતાડા ખૂણામાં આ બધા અત્યારે મળતા હતા. ત્હેનો પાછલો રસ્તો નિર્જન હતો એટલે આ છુટા છવાયા, લપાતા છુપાતા માણસોની આવજા કોઇથી જણાય એવી ન્હોતી. વાડાના માલીક નિરાંતે ઘરમાં ઉંઘતા હતા; તે ભોળા મંત્રીને ભાન પણ ન્હોતું કે ત્હેની વાડીનો અત્યારે આવો ઉપયોગ કરવામાં આવે છે.

જે બારણા આગળ કૃષ્ણદેવ ઉભો હતો તે તરફ કાક ગયો. ત્યાં કૃષ્ણદેવ એકલો જ ઉભો હતો.

“કેમ કૃષ્ણદેવજી! બધા આવ્યા?”

“જાન આવી છે; વરરાજા જ નથી” કૃષ્ણદેવે કહ્યું.

“એટલે?”

“હજુ કીર્તિદેવ નથી આવ્યો. મુંજાલે માલવી યોદ્ધાને ડરાવી કહાડયો કે શું?”

“શું કહો છો?” સાશ્ચર્ય કાકે કહ્યું.

“હા.”

“ત્યારે આ બધા ભેગા કર્યા છે ત્હેનું શું? જેમ આવ્યા તેમ પાછા જઇએ?”

“શું કરવા?” કૃષ્ણદેવે કહ્યું. “બીચારા કીર્તિદેવનું કર્યું કારવ્યું ધૂળ મળી જશે.”

“ત્યારે?” કાકે પૂછ્યું.

“વાત ઘણી ટુંકી છે. માલવાની સાથે સંધ કરે એવો એક સબળ પક્ષ આપણે ઉભો કરવો છે. એટલું જ જોઇએ છે ને? જ્યારે કીર્તિદેવ પાછો આવશે ત્યારે એ પક્ષ ખપ લાગશે.”

“મ્હને એ વાત અશક્ય લાગે છે” કાકે ડોકું ધૂણાવ્યું.

“આવો જુવો તો ખરા” કહી કૃષ્ણદેવ ફર્યો અને ત્હેણે કમાડ અંદરથી અડકાવ્યું. બન્ને જણે મ્હોં ઢાંક્યાં અને જ્યાં બીજા બધા માણસો ઉભાં હતાં ત્યાં તેઓ આવ્યા. ત્યાં હથીયારબંધ ત્રીશ ચાલીશ માણસો મ્હોડાં છુપાવી એક બીજાથી દૂર,

રખેને એક એકને ઓળખી જાય એવા ડરથી મૂગા મૂગા ઉભા હતા. કાકે ત્હેમાં એક ઝાડની ઓથે ઉભેલા ત્રણ જણને ઓલખ્યાં. ચંદ્રના તેજમાં આ બધા પ્રેત લોકમાં ફરતા યોદ્ધાઓ જેવા લાગતા હતા.

કૃષ્ણદેવે આવી દેશળદેવ જોડે થોડી વાર મસલત કરી, અને પછી હાથ વતી બધાને પાસે બોલાવ્યા. બધા પાસે આવ્યા અને થોડે થોડે દૂર ભોંયપર બેઠા. બધા બેઠા પછી કૃષ્ણદેવે ધીમેથી કહ્યું: "મિત્રો! હજુ કીર્તિદેવજી આવ્યા નથી."

એક જણે મોટો અવાજ કહાડી પૂછ્યું: "કેમ?"

"સવ્હારે મુંજાલે ત્હેની યાચના સ્વીકારી નહિ" દેશળદેવે કહ્યું "મ્હને લાગે છે કે ત્હેને ઠેકાણે કર્યા હશે."

થોડી વાર બધા મૂગા રહ્યા. ઘણા ખરા આશાભંગ થઇ ગયા.

"કોણે?" કોઇએ પૂછ્યું.

"તમ્હારા મહાઅમાત્યને પૂછી આવો. તે કહેશે" કૃષ્ણદેવે શાન્તિથી કહ્યું.

"પાછા માલવે તો નહિ ગયા હોય?" એક જણ—જ્હેનો ઘાંટો કાકને વિશળ જેવો લાગ્યો—તે બોલ્યો.

"ના" કાકે કહ્યું. "ત્હેની હું ખાત્રી આપું. કીર્તિદેવ એવા કાયર નર નથી."

"ત્યારે શું કરીયે? ચાલો પાછા જઇએ?" સજ્જનના પુત્ર લક્ષ્મણે નિરાશાભર્યા અવાજે કહ્યું. આ બધા કીર્તિદેવના ગુરૂત્વાકર્ષણથી ખેંચાઇ આવ્યા હતા; અને તે જતાં શું કરવું ત્હેની ત્હેમને સમજ પડતી ન્હોતી.

"શા માટે? કીર્તિદેવ ભલે નથી; આપણે શું મરી ગયા છીએ? કીર્તિદેવ કરી શકે તે શું આપણે નહિં કરી શકીયે?" દેશળે કહ્યું.

"આપણે શું કરીયે?" એક કોઇ સાદા સ્વભાવના માણસે પૂછ્યું.

"માલવાની જોડે સંધિ કરાવી શકીયે" કૃષ્ણદેવે કહ્યું. બે ચાર જણ તિરસ્કારથી હસ્યા. કાકે પૂછ્યું: "કેવી રીતે કરાવશો? આપણે જાણીયે છીયે કે મુંજાલમ્હેતાને એ સંધિ પસંદ નથી. પછી?"

"એટલે?" સત્તાવાહી અવાજથી કૃષ્ણદેવે પૂછ્યું. "શું એક જ માણસ એક અહે પાટણમાં રાજ કરશે?"

"હમણાં તો કરે છે. ત્હેનું શું?" એક જણ દૂરથી બોલ્યો.

"તમ્હારામાં પાણી નથી તેથી" દેશળે કહ્યું.

"કીર્તિદેવના તમ્હે બધા મિત્રો છો. ત્હેના ઉદ્દેશો તમ્હે જાણો છો." લક્ષ્મણે કહ્યું. "આર્યાવર્તને યવનોના ભયથી દૂર કરવા સંપની જરૂર છે. કોઇ પણ રીતે એ સંપ સંધાવો જોઇએ."

"મુંજાલ હા કહે કે ના પણ આપણે શા સારૂં સંપ સાધવા પ્રયત્ન ન કરવો?" એક જણે ખોખરે અવાજે કહ્યું. કાક ચમક્યો; ખોખરો ઘાંટો કૃત્રિમ લાગ્યો, પણ તેપરથી અસલ અવાજ ત્હેને કાંઇક પરખાયો. તે અવાજ ત્હેને ઉદામ્હેતા જેવો લાગ્યો.

કાકે પલવાર વિચાર કર્યો. કીર્તિદેવ વિના આ બધા આવેલા માણસો એકતંત વિનાના હતા; એક બીજાપર વિશ્વાસ રાખતા ન્હોતા; દરેક પોતે કોણ છે તે છુપાવા મથતા હતા; અને બીજા કોણ છે તે જાણવા પ્રયત્ન કરતા હતા. કાકને લાગ્યું કે આ અવિશ્વાસને લીધે કાંઇ મહત્વનું કાર્ય અત્યારે થઇ શકવાનું નથી. ત્હેમાં આવા પચરંગી સમૂહમાં કોણ કોને દગો દે ત્હેની શી ખાત્રી? ત્હેણે મ્હોટો અવાજ કહાડી કહ્યુ:

"મિત્રો! આપણે બધા કીર્તિદેવજીના મિત્રો છીયે. આપણને ત્હેનામાં શ્રદ્ધા હતી; ત્હેને આપણામાં વિશ્વાસ હતો. ત્હેના વગર, આમ મ્હોડાં છુપાવી, કાવત્રાંબાજોની માફક શું આપણાથી રાજ્યકારભારના કામ થવાનાં છે? ચાલો આપણે રજા લઇએ."

"શા માટે?" જવાબમાં કૃષ્ણદેવનો સંસ્કારી, શાન્ત અવાજ ગાજ્યો "શું કીર્તિદેવના બિશ્વાસપાત્ર આપણે થઇએ અને એક બીજાના નહિ? પટ્ટણીઓ તો તમ્હે છો—પાટણનું ગૌરવ જેટલું મુંજાલને વ્હાલું છે તેટલું જ તમ્હને છે. કીર્તિદેવ જતા રહે એટલે પાટણની પરવા આપણે છોડી દેવી? વાહ! શું આપણે માણુસ છીયે કે ઢોર?"

"ત્યારે કરવું શું?" કોઇએ પૂછ્યું.

"શું કરવું?" કૃષ્ણદેવે કહ્યું "તમ્હે બધા શું બુદ્ધિહીણ છો? માલવા સાથે સંધિ કરવી જોઇએ; આપણા બધાં રાજ્યોએ મળી યવનોને મારી હઠાવવા જોઇએ. એ કામ કરવું સ્હેલું નથી; તે કરતાં પહેલાં ઘણા વાંધા નડશે. એ બધા વાંધા દૂર કરવા માટે આપણે

એક સબળ પક્ષ ઉભો કરવો જોઇએ. એ કરવાનું છે. અહિંયા અત્યારે મંડલેશ્વરો છે, સામન્તો છે, કોઇક મંત્રીઓ પણ હશે. એ પક્ષ ઉભો કરવો એ તમ્હને રમતની વાત છે. અને પછી કોની મગદૂર છે કે તમ્હારા હુકમનો અનાદર કરી શકે?" કૃષ્ણદેવે કહ્યું.

કૃષ્ણદેવને ધ્યાનપૂર્વક સાંભળવા બધા પાસે ખસ્યા અને એક ન્હાનું સરખું કુંડાળું વળાઇને બેઠા.

"એનો અર્થ તો એ કે પાટણનો કારભાર આપણાં હાથમાં લેવો." એક કોઇ બોલ્યો.

"એમ નહિ કરીયે તો આખો દેશ પાયમાલ થઇ જશે" દેશળે જવાબ દીધો.

"એટલે આપણે રાજના વિરોધી થવું પડે." બીજાએ કહ્યું.

"કોણે કહ્યું?" લક્ષ્મણે પૂછ્યું. "આપણે તો માત્ર કોઇ પ્રકારે આપણી નેમ પૂરી પાડવી છે. આખું આર્યાવર્ત યવનોની સાથે લડે ને આપણે બેસી રહીયે?"

"મુંજાલમ્હેતાનું શું કરશો?" એક જણે પાછળથી પૂછ્યું. કાકે અવાજ ઓળખ્યો; તે ત્રીભુવનપાલનો હતો. કાકને બ્હીક લાગી કે વખત છે ને તે વધારે બોલે તો પકડાઇ જાય; પણ બીજા બધા ઉશ્કેરાઇ રહેલા હતા, એટલે તે અવાજ પારખવાની કોઇને ફૂરસદ ન્હોતી.

"મુંજાલમ્હેતા પાસે આપણું ધાર્યું કરાવીશું?" નિર્દોષ ને ઉત્સાહી લક્ષ્મણે કહ્યું. એક જણ ખડખડ હસ્યો. "ત્હેણે કોઇ દિવસ કોઇ બીજાનું ધાર્યું કર્યું છે?" ત્હેણે કહ્યું.

"તે નહિ કરે" કૃષ્ણદેવે કહ્યું. "તો ત્હેને મંત્રાપદ પરથી ખસેડવો પડશે" કૃષ્ણદેવનાં શાન્ત, માર્મિક વાક્યે ગગનની ગર્જનાની માફક બધાના હૃદયમાં ત્રાસ પ્રેર્યો. બધા મૂગા રહ્યા.

"એ વાત સ્હેલી નથી" કાકે કહ્યું. "અને સ્હેલી હોય તોપણ કરવી યોગ્ય નથી. એ આજે પટ્ટણીઓમાં શ્રેષ્ટ છે, એકાગ્રતાથી પાટણનું ગૌરવ સાચવી રહ્યા છે. એ જશે, પછી એની જગ્યાએ કોણ?"

"આવી ને આવી બ્હીકે આપણે કાંઇ કરી શકતા નથી" દેશળદેવે કહ્યું "નેળનાં ગાડાં કદી નેળમાં રહ્યાં સાંભળ્યાં છે?"

"શું આવી ન્હાની ન્હાની વાત કરો છો?" કૃષ્ણદેવે પ્રભાવશાળા અવાજે પૂછ્યું "આખું આર્યાવર્ત રસાતાળ જવા બેઠું છે, ને તમ્હે વિચાર કરો છો કે એક મંત્રીને રજા આપીયે તો રાજ ચાલે કે નહિ?"

"પણ એવી શી ખાત્રી કે મુંજાલને કહાડ્યાથી આપણે બધું બરોબર કરી શકશું?" એક જણે પૂછ્યું.

"શા માટે નહિ?" કોઇ બીજો બોલ્યો. "માલવાનું માંગ્યું પાછું વાળ્યું એણે; ઉબકને પાછો કહાડ્યો એણે; કીર્તિદેવને ના કહી તે પણ એણે. મુંજાલમ્હેતો સ્હમજે છે કે માલવા જોડે સંધિ થશે કે મહારાજા એને રજા આપશે."

"ત્યારે તમ્હે ભૂલ ખાઓ છો!" કાકે કહ્યું "મુંજાલને પાટણની પરવા નથી: પાટણને મુંજાલની છે."

"મ્હારા મુંજાલિયા મિત્ર!" કૃષ્ણદેવે મશ્કેરીમાં કહ્યું અને ઘણાખરા હસી પડ્યા. "તમ્હારાથી ન થાય તો ના કહો. પણ મુંજાલને છાપરે ચ્હડાવી પાટણને હલકું શા માટે પાડો છો?"

વાળેલા પગપર ઉંચા થઇ કાકે દૃઢતાથી જવાબ આપ્યો: "ફીકર નહિ કરશો. મ્હારાથી ન થાય ત્હેની હું નાજ કહીશ. અત્યારે શા માટે આપણે મળ્યા છીએ? માલવા સાથે સંધિ કરી શકાય એવા ઉપાય યોજવા;—મુંજાલમ્હેતાની સ્હામું કાવત્રું રચવા નહિ. મ્હને મુંજાલીયો કહો કે ગમે તે કહો. હું ત્હેનો ગુલામ નથી. મ્હને ત્હેની તલ માત્ર પરવા નથી. તમ્હે બધાયે તો ત્હેની મહેરબાની યાચી હશે અને યાચનાનાં ફલ ચાખ્યાં હશે—મ્હેં એમાંથી એકે નથી કર્યું. જો મ્હને ખાત્રી થાય કે તે મંત્રાપદથી હઠે તો જરૂર આર્યાવર્ત બચે, તો કાલે સવ્હારે હું હાથ પકડી ત્હેને ઉઠાડી આવું. હું કોઇની મદદ માગું એવો નથી. રાજ્યોમાં સંપ થાય એ વાત સારી છે; પણ મુંજાલ જતાં સંપ થશે જ ત્હેની શી ખાત્રી?"

"અમ્હને તો ખાત્રી છે" બે ચાર જણે કહ્યું.

"મ્હને જરા સંશય નથી." છાતી ઠોકી દેશળે કહ્યું.

કૃષ્ણદેવે જોયું કે કાકના શબ્દોથી ઘણાપર અસર થઇ છે. તે અસર નાબૂદ કરવા ત્હેણે પ્રયત્ન કર્યો. "ખાત્રી ન હોય તોયે શું? તમ્હે પાટણ હાથપર લો. પાટણની રાજ્ય સત્તા હાથપર લો અને કીર્તિદેવ કહેતા હતા તેજ લક્ષ્યબિન્દુ રાખો; પછી શા સારૂ આપણો પ્રયત્ન સફલ નહિ થાય? એક કીર્તિ-

દેવ આટલું કરી શકયા, તો આખું પાટણ શું ન કરી શકે ?"

"અરે પછી તો ચાહ્ય તે થાય" એક યોદ્ધાએ કહ્યું "પાટણ શું ન કરી શકે ?"

"યવનોને દૂર કરવાનો બીજો કોઇ રસ્તો નથી ?" બીજાએ પૂછ્યું "મુંજાલ પણ રહે ને કામ પણ સધાય તો સારૂં."

"મ્હને એવો રસ્તો દેખાતો નથી," જ્હેનો અવાજ ઉદા જેવો લાગ્યો હતો ત્હેણે કહ્યું.

"એવો રસ્તો જડે તો તેમ કરીયે." લક્ષ્મણે કહ્યું.

"પણ મુંજાલ શા માટે ના પાડે છે ત્હેનો કોઇએ વિચાર કર્યો ?" એક જણે પૂછ્યું. પાછળથી એક કોમળ અવાજ આવ્યો–"માથું ફોડવા." બધાનું ધ્યાન તે તરફ ગયું. કાકે હોઠ કરડયા. કાશ્મીરાદેવીથી છાનામાના બેસી ન રહેવાયું તેથી ત્હેણે આ પ્રમાણે કહ્યું હતું. જે માણસ કાકે ઉદો ધાર્યો હતો ત્હેની પાછળ મંડલેશ્વર,કાશ્મીરા અને મંજરી બેઠાં હતાં. તે ત્રણ કોણ છે તે જણાઇ ન જાય માટે કાકે જરા મ્હોટે અવાજે બોલી બધાનું ધ્યાન પાછું ખેંચ્યું "મુંજાલમ્હેતાનો અભિપ્રાય તો એટલો જ છે કે જ્યાં સુધી ગુજરાત સબળ ન થાય જ્યાં સુધી ત્હેનો કારભાર એક તંતે નહિં ચાલે ત્યાં સુધી માલવા જોડે સંધિ કરવી નહિં."

"કારણ ?"

"શાન્તિથી આપણા દેશમાં વિરોધ પેસે માટે."

એ ચાર જણ હસ્યા. "વિગ્રહથી વિરોધ શમ્યો સાંભળ્યો છે ?" એક જણે પૂછ્યું.

"હા." કાકે કહ્યું. "આપણામાં વિરોધ ન હોય તો જ વિજય મળે. ભલે એની માન્યતા ખોટી હોય—ભલે મ્હને મ્હારા શબ્દોમાં વિશ્વાસ ન હોય. પણ મુંજાલને કહાડી આપણે શું કરી શકાશું ? ત્હેના કરતાં તો જો તમ્હારામાં હિંમત હોય—તમ્હારે પક્ષ ઉભો જ કરવો હોય તો કરો. મુંજાલ પણ રહેશે; આપણો પક્ષ પણ રહેશે; કીર્તિદેવની નેમ પણ સચવાશે; અને યવનોની મગદુર નથી કે આર્યાવર્ત્તમાં એક ડગલું ધરી શકે."

"એવું શું છે ?" પાંચ સાત જણ બોલી ઉઠયા.

"એવું !" બોલવાના જુસ્સાથી કાકનો અવાજ ધ્રુજતો હતો. ત્હેમાં પ્રભાવ હતો, ગૌરવ હતો, સચોટતા હતી. "કીર્તિદેવે જયારથી યવનોના ભયની વાત કહી હતી ત્યારથી એ વિચાર મ્હને થયા કરે છે; તમ્હે બધા પ્રતિજ્ઞા લો તો કાલે સવ્હારે એ વિચાર પ્રમાણે કરી શકો."

"શું ?" લક્ષ્મણે અધિરાઇથી પૂછ્યું.

"કીર્તિદેવજી સંપ કરવા મથે છે. એવો સંપ કદી થયો છે કે થવાનો છે ? હજુ કોઇ રાજ્યે સ્વાર્થત્યાગી પરમાર્થી સંપ સ્વીકાર્યો છે ? મહિનાપર તો બબ્બે દુશ્મનો તમ્હારાપર ધસી આવતા હતા. શું તે ભૂલી ગયા ? નામનો સંપ કરશો તો બીજા રાજ્યો તમ્હને ખાઇ જશે. ત્હેમને તો એટલું જ જોઇએ છે. આર્યાવર્ત્તમાં સંપ કયારે થશે તે ખબર છે ? જયારે એક રાજા એકચક્રે રાજ્ય કરશે ત્યારે. સ્હમજ્યા ? તમ્હારામાં હિંમત હોય તો મુંજાલ મ્હેતાને જઇને કહો કે, આમ વિગ્રહો લડવાથી ગુજરાત સબળ નથી થવાનું—જે રાજાઓને હરાવો, ત્હેનો દેશ ગુજરાતને તાબે કરો, ત્હેનાપર તમ્હારા દંડનાયકો નીમો. તમ્હારામાં શક્તિ હોય તો કીર્તિદેવને કહો કે જ્યારે જુનાગઢ, અવન્તી ને શાકંભરીમાં ગુજરાતના દંડનાયકો નીમાશે ત્યારે ખરો સંપ થશે, ને યવનો ઉભી પૂછડીયે ભાગશે. જયદેવ મહારાજને કહો જઇને કે અમ્હારે દંડનાયકો જોઇએ છે–નથી જોઇતા સામન્તો ને નથી જોઇતા ખંડીયા રાજાઓ."

કાકના શબ્દોમાં અકલ્પ્ય પ્રતાપ હતો; ત્હેણે દર્શાવેલા વિચારમાં નવિનતા હતી. બીજા રાજાઓને હરાવવા, ત્હેમની પાસે ખંડણી લેવી, ગામ લેવાં, ગ્રાસ લેવા એ રાજ્યનીતિ–અનુસાર ગણાતું; પણ ત્હેમને પદભ્રષ્ટ કરી, સુબાઓ નીમી રાજ ચલાવવું એનો ખ્યાલ સરખો પણ રાજ્યકર્તાઓને ઝાઝો આવતો નહિં. સોરઠમાં અને લાટમાં નામના દંડનાયકો પાટણે નીમ્યા હતા; પણ છતા ત્યાંના સ્થાનિક રાજાઓ નિરાંતે રાજ્ય કરતા. દંડનાયકની સાથે સતત વિગ્રહ કરતા, અને આપણે પહેલા ભાગમાં જોઇ ગયા તેમ વખત આવે પાટણને પણ હાની પ્હોંચાડવા ચૂકતા નહિં. કાકે જે સિદ્ધાંતો કહ્યા, તેથી ત્હેના સાંભળનારાઓ દિંગ થઇ ગયા; કેટલાકની કલ્પનાશક્તિ થંભી રહી. કેટલાક વિચારવંત પુરૂષોના મગજ આગળથી પડદો ખસી ગયો. તેઓને નવી રાજ્યપદ્ધતિના ઉગતાં કિરણો જણાયાં. ત્રિભુવનપાળ અને

કાશ્મીરાદેવી જે કાકને એક ડાહ્યો, શૂરો, નિમકહલાલ મિત્ર ગણતા હતા તે માનભેર જોઇ રહ્યાં.

મંજરી પણ જોઇ રહી. ત્હેણે કાકને આવો કદી ધાર્યો ન્હોતો. ત્હેના હોઠના અશુદ્ધ સ્પર્શના સ્મરણથી મંજરીનો જીવ હજુ કચવાતો હતો; ત્હેના તરફ ત્હેના તિરસ્કારનો પ્રવાહ ચાલુ હતો. આ બધી કડવાશમાં જાણ્યે-અજાણ્યે એક અમીનું બિન્દુ પડયું.

જે ઉંચો પુરૂષ ત્રિભુવનપાલ આવ્યા તે બારણેથી આવ્યો હતો તે બધાથી પાછળ મૂંગો મૂંગો બેઠો હતો; ત્હેની માત્ર આંખોજ બ્હાર દેખાતી હતી. ત્હેનાં વિશાળ, તેજસ્વી, પ્રભાવશાળી નયનો ચમકી ઉઠયાં.

કૃષ્ણદેવના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ત્હેણે કરવા ધાર્યું હતું કાંઇ અને થયું કાંઇ. ત્હેની તરકીબો ઉંધી વળી એટલું જ નહિ, પણ જે વિચારો કાકે દર્શાવ્યા હતા તેથી ત્હેનો જીવ ઉડી ગયો, ત્હેનું સ્વાસ્થ્ય જતું રહ્યું, ત્હેના હોઠ ધ્રુજી ઉઠયા, ત્હેની આંખ લાલ થઇ ગઇ. ત્હેનો પિત્તો ઉછળી આવ્યો. ત્હેણે પાસે બેઠેલા દેશળના હાથમાં અણજાણે નખ ખોસી દીધા. ત્હેને ગુસ્સો દબાવવા ઘણો પ્રયત્ન કર્યો અને આખરે કહ્યું: "શાબાશ આર્યાવર્ત્તના રાજાઓના કાળ! પણ આ તમ્હારી યુક્તિઓ સફલ કેમ કરશો?"

"એનાથી સ્હેલું શું? આપણે સદ્‌ભાગ્યે પાટણમાં મુત્સદ્દીઓના મુકુટમણિ સમાન મંત્રી છે અને ઉત્સાહિ વિરોમાં શ્રેષ્ટ એવા જુવાન રાજા છે. એ બન્ને આ માનશે."

"પણ ક્ષત્રિયજાયાઓ સાંખશે કેમ? શું અમ્હારા કાંડાં કપાઈ ગયાં છે કે કોઇને હાથે ઇશ્વરના સાક્ષાત અવતાર રાજાઓને પદભ્રષ્ટ થવા દઇશું?" દેશળે કહ્યું.

"મંડલેશ્વરો તો મુંજાલે નામના કરી મૂકયા છે–હવે રાજાઓનો વારો" એક કહ્યું. આ શબ્દોથી દેશળને નખશિખ વિષ વ્યાપી ગયું.

"ગમે ત્હેનો વારો આવે ત્હેની મને પરવા નથી. કીર્તિદેવ આપણને વખતસર ચેતવ્યા છે. રાજ્યો હતાં અને નથી તેથી શું? તે માટે શું આપણું સનાતન ગૌરવ હાથથી જવા દઇશું?"

સાંભળનારાઓમાંના ઘણા અનિશ્ચિત મને જોઇ રહ્યા. ત્હેમને સ્હમજ નહિ પડી કે આ બે પક્ષમાં કયો વાસ્તવિક હતો. કૃષ્ણદેવ ખેલાડી ઉસ્તાદની કલાથી ત્હેમના મગજપરથી કાકના શબ્દોની અસર ઓછી થાય ત્હેની વાટ જોતો હતો. ત્હેણે અપમાનભર્યા અવાજે મશ્કરીમાં કહ્યું: "તમ્હે બ્રાહ્મણ રહ્યા એટલે બધી પિડા તમ્હારેજને!"

"હા! હું બ્રાહ્મણ છું" કહી કાકે મ્હોડા પરનો બેસ કહાડી નાખ્યો. "શું કહેવું છે?"

"તેથી જ નક્ષત્રી કરવાની ધૂન થઇ આવી હશે?" એક જણે કહ્યું.

બોલનાર સ્હામું કાક પલવાર જોઇ રહ્યો. ત્હેની આંખો ચંદ્રમાના તેજમાં પણ અંગારાભરી લાગી. ત્હેના જુસ્સામાં ઘીની જરૂર હતી તે પરશુરામના પરાક્રમની યાદે પૂરી પાડી.

"નક્ષત્રીની જરૂર પડશે તો તે પણ કરવી પડશે."

"તે પહેલાં પાટણ અને તમ્હે બન્ને અવની પરથી ઉખડી જશો. ત્હેની ખબર છે?" યમરાજની ગર્જના સમા ધીમા પણ ભયંકર અવાજે કૃષ્ણદેવે કહ્યું. ત્હેની આંખો પણ ચમકી રહી હતી.

"એટલે મ્હને બ્હીવડાવો છો?"

"બ્હીવડાવતો નથી–ચેતવું છું."

"તમ્હારી ચેતવણીની કોને પરવા છે?"

"પણ આપણી અસલ વાત તો આઘી જ રહી ગઇ." ભોળા લક્ષ્મણે કહ્યું "કાકભટ્ટની વાત મ્હને ઠીક લાગે છે."

"તો ભારતમાં યાદવાસ્થલી થશે. ખબર છે?" કૃષ્ણદેવે પૂછયું.

"નહિ તો પણ કયાં થતી નથી?" એક જણ જે કાકથી અંજાઇ ગયો હતો ત્હેણે કહ્યું.

"બોલો! પણ હવે કરવું છે શું?" એક બે જણે પૂછયું.

"શું?" કાકે ઉભા થઇ જતાં કહ્યું "પક્ષ જો ઉભો કરવો હોય તો બધા બુકાનીઓ છોડી નાંખો. ચાલો! પાસે શીવાલય છે ત્યાં જઈ પ્રતિજ્ઞા લઇએ કે, જ્યાં સુધી આર્યાવર્ત્ત પર એક ચક્રે પાટણનું રાજ થાય નહિ ત્યાં સુધી આપણે જંપીને બેસવું નહિ. છે હિંમત?" કાક સત્તાથી બધા તરફ જોઇ રહ્યો. કોઈ બોલ્યા નહિં; કેટલાક ઉભા થવા લાગ્યા. "નહિં તો ચાલો જઇએ પોતપોતાને ઘેર."

કૃષ્ણદેવ ઉભો થઇ ગયો અને તેટલાજ ગૌરવથી કાકની સ્હામું જોઇ રહ્યો; અને તેવી જ સચોટતાથી ત્હેણે કહ્યું: "અને હું કહું છું કે તમ્હારામાં જો કોઇ મર્દ હોય તો મુંજાલ-

મ્હેતાને અને ત્હેના ખુશામતીયાઓને રાજ્યકાર-ભારમાંથી દૂર કરો. નહિં તો પાટણ પડશે અને સાથે આર્યાવર્ત્તને પાડશે."

"પાટણ પડે ત્હેમાં તમ્હે કયાં રાજી નથી?" કાકે કૃષ્ણદેવ સાંભળે એમ કહ્યું. કૃષ્ણદેવ વધારે ટટ્ટાર થયો, ત્હેની આંખમાંથી તનખા ખરવા લાગ્યા. ત્હેના ભવાંપર રૌદ્રરસ છાઇ રહ્યો હતો. " અને પ્રતિજ્ઞા લઇને કહું છું"—

એટલામાં રખેને કાંઇ તકરાર થાય તો ત્હેને અટકાવવા કેટલાક ઉભા થઇ વચ્ચે પડવા તૈયાર થઇ ગયા હતા. ત્હેમાંથી એક જણ આ અભિમાન સાંભળી બોલ્યો: "તેમાં શું?" ઘણાખરા કૃષ્ણદેવને સજ્જનને ઘેર પડી રહેતા આસીયા તરીકે ઓલખતા હતા. જવાબમાં ત્હેણે અપૂર્વ છટાથી માથાપરનો પોતાનો ફેંટો કહાડી નાખ્યો: ત્હેના સુંદર મુખપર, ચંદ્ર તેજમાં અવર્ણનીય ગૌરવ અને દિવ્યતાનો આભાસ જણાયો: ત્હેની મોહક આંખોમાં નણે દાવાનળ પ્રગટયો.

"મ્હારી પ્રતિજ્ઞા" ત્હેના કંપતા, પ્રભાવ-શાળી સ્વરના ભયંકર પડઘા પડયા. 'દેવના પણ દેવ ભગવાન શ્રી કૃષ્ણ મુરારિના વંશજની પ્રતિજ્ઞા છે.' કહી ત્હેણે મ્યાન-માંથી તરવાર કહાડી ઉંચે ધરી "કે જયાં સુધી આ કરમાં ખણ છે ત્યાં સુધી જો પાટણ કોઇ રાજાઓને ગાદીપરથી ઉઠાડશે તો પાટણનું નામ કે નીશાન રહેવા દેનાર નથી."

કૃષ્ણદેવના શબ્દો પૂરા થયા ન થયા અને બધા એકદમ ખળભળી ઉઠયા; બધાને લાગ્યું કે કૃષ્ણ-દેવ પટ્ટણી નથી અને ત્હેણે અત્યારે પાટણનું અપમાન કર્યું. ઝપાટાબંધ તરવાર પર તરવાર નીકળી. બધા કૃષ્ણદેવ અને કાક ઉભા હતા તે તરફ ધસ્યા. કૃષ્ણદેવ વધારે બોલવા જતો હતો પણ ત્હેને કાકે અટકાવ્યો. "બેંગારજી!" આ નામ સાંભળી કૃષ્ણદેવ ચમકયો. અને ત્હેનો પોતાના સ્વભાવપરથી ગયેલો કાબુ થોડો થોડો પાછો આણ્યો.

"આ પાટણ છે. જુનાગઢ નથી." એમ કહી કાકે કૃષ્ણદેવનો હાથ પક-ડયો અને મહા મુશ્કેલીયે દેશળ અને લક્ષ્મણની મદદથી ત્હેને દૂર મૂકી આવ્યો.



# પ્રકરણ ૭ મું.



## સ્મરણ સૃષ્ટિનો અનુભવ.

કાવત્રાંબાજોમાં ભંગાણ પડયું. ઘણા ખરા ઉશકેરાઇ ગયા, અને છુપા રહેવાનું પ્રયોજન નહિ રહેવાથી એક એકની સાથે વાતો કરવા લાગ્યા.

આખરે બધા બ્હાર નીકળવા માંડ્યા. સાંકડા બારણામાંથી બ્હાર નીકળતાં ભીડાભીડ થઇ; અને પલવાર ભીડમાં મંજરી મંડલેશ્વર અને કાશ્મી-રાદેવીથી છૂટી પડી ગઇ. કાક બધા ટોળાની પાછળ આવતો હતો.

બારણાની બ્હાર નીકળી એક બાજુએ મંડ-લેશ્વર ઉભા; કાશ્મીરાદેવી આવી પ્હોંચી—પણ મંજરી નીકળતી જણાઇ નહિ. બન્નેના પેટમાં ફાળ પડી. ત્હેમણે પહેલાં તો એમ ધાર્યું કે મંજરી પાછળ રહી ગઇ હશે. પણ આ ધારણા ખોટી પડી. કાક પણ બ્હાર નીકળ્યો—પણ ત્હેની સાથે મંજરી ન્હોતી.

"કાક!" ત્રિભુવનપાલે કહ્યું "મંજરી કયાં છે?"

"તમ્હારી સાથે હતીને?"

"નીકળીજ નથી" કાશ્મીરાદેવીએ કહ્યું. તે ગભરાઇ ગઇ હતી.

કાકે હોઠ કરડ્યા. "તમ્હે બ્હાર જુવો. હું અંદર જઇ આવું" કહી તે પાછો અંદર ગયો. ત્હેણે અંદર ઘણીએ શોધ કરી; પણ મંજરીનો પત્તો લાગ્યો નહિ. તે હાંફલો ફાંફલો બ્હાર આવ્યો.

"મહારાજ! અંદર તે કયાંય પણ નથી."

"ત્યારે!"

"ઉદો ઉપાડી ગયો" કાકે કહ્યું.

"શું કહે છે?"

"હા. મ્હેં એનો અવાજ ઓળખ્યો હતો. બા વચ્ચે બોલ્યાં તે વખત એનું ધ્યાન તમ્હારા તરફ ગયું હતું તે મ્હેં જોયું."

મંડલેશ્વરે દાંત કચકચાવ્યા "ચાલ! એ હરામખોરને પૂરો કરીયે."

"ના. મહારાજ! મ્હને જ જવા દો. તમ્હે આવો ત્હેમાં શોભા નહિં. અને હવે મંજરી—" કાકે કડવાશથી કહ્યું "નિર્ભય છે. ત્હેના ગળામાં ગ્રંથી જોશે કે ઉદો એક પલવાર એને રાખવાનો નથી. તમ્હે એકલા જશો?"

"હા. પણ તું વ્હેલો ખબર આપજે" બ્હીલે મ્હોડે કાશ્મીરાદેવીએ કહ્યું. પોતાની

મુખાઇથી મંજરીનો જીવ જોખમમાં પડયો હતો તેથી ત્હેને પસ્તાવો થતો હતો."

"વારૂ!" કહી કાક ઝપાટાબંધ આગળ ચાલી જતા માણસો તરફ ગયો. તે થોડાક માણસો પાસે થઇને ગયો પણ ત્હેમાં ઉદ્દો દેખાયો નહિં. એકદમ તે ઉભો રહ્યો. ત્હેને એક વિચાર આવ્યો. પેલી ઓતાડી બારી ત્હેમના પેઠાં પહેલાં કોઇએ ઉઘાડી હતી. ઉદામ્હેતા તે રસ્તે તો નહિં પેઠા હોય? જો એમ હોય તો તે તે જ રસ્તે પાછો જાય એમ પણ બને. આ વિચાર આવતાં કાકે દોટ મૂકી; અને તે બારણા આગળ પ્હોંચ્યો.

એક ઉંચો રજપૂત ભીંતે અઢેલી વિચારમાં ઉભો હતો. જે ત્રિભુવનપાલની પાછળ આ બારીવાટે પેઠો હતો તે જ આ પુરૂષ હતો.

"રજપૂતરાજ!" હાંફ્લા ફાંફ્લા કાકે પૂછ્યું "આ બારીએથી કે અહિયાથી કોઇને તમ્હે જતા જોયા?"

રજપૂતે ધીમેથી માથું ઉંચું કર્યું અને તીક્ષણ દૃષ્ટિ કાકપર ફેરવી. તે ધીમેથી અને ખોટો અવાજ કહાડી બોલ્યો: "હા! એક જણ બીજાને ઉંચકી ગયો."

"કેટલી વાર થઇ?"

"થોડીક વાર થઇ."

કાક એકદમ ત્યાંથી જતો રહેતો હતો પણ પેલા માણસે હાથ ઉંચો કરી ત્હેને રોકયો.

કાકને આ હાથ ઉંચા કરવાની રીત કાંઇ પરિચિત લાગી. ત્હેણે પૂછ્યું: "કેમ?"

"એ માણસ તું ધારે છે ત્યાં નહિં મળે" સ્વાભાવિક અવાજ કહાડી પેલા પુરૂષે કહ્યું. કાકે અવાજ પારખ્યો, અને દિંગ થઇ તે બે ડગલાં પાછળ ખસ્યો ને બોલ્યો: "મ્હેતાજી!"

"હા," મુંજાલમ્હેતાએ કહ્યું. "ત્હારે એ માણસનું કામ છે?"

"મહારાજ! મ્હારી સ્ત્રી એ અત્યારે ઉપાડી ગયો. એ કયાં ગયો? કાંઇ ખબર છે?"

"ત્હારી સ્ત્રી? તું આજે પરણ્યો તે?"

કાકની અજાયબીનો પાર રહ્યો નહિં.

"અહા!"

"ત્યારે મોઢેરા દરવાજે થઇને જા. તે રસ્તે ઉદો અત્યારે ખંભાત જાય છે."

"હું!"

"હા. અને બને તો સાથે ઉદામ્હેતાને પણ પાછા લઇ આવજે. એના વગર મ્હને ગમતું નથી."

કાક નમસ્કાર કરી, આ વિલક્ષણ મહા પુરૂષના પ્રભાવથી સ્તબ્ધ બની, બનતી ત્વરાથી મોઢેરા દરવાજે જવાના નીકળ્યો.

મુંજાલ ઉભો હતો તેમ ને તેમ જ ભીંતને અઢેલી ઉભો રહ્યો. ઘણે વખતે, નિર્જન સ્થાનમાં, ચાંદની રાતના રસ પ્રેરનારા વાતાવરણમાં, ત્હેને નીરાંતે વિચાર કરવાની ફુરસદ મળી હતી. ત્હેણે કયાં સુધી કાક વિષે વિચાર કર્યો. ત્હેનું મુત્સદીપણું, ત્હેનું શૌર્ય, ત્હેની નીમકહલાલી, ત્હેનું લગ્ન, ત્હેની કારકીર્દી એ બધાનું અવલોકન કર્યું. તેમ કરતાં કીર્તિદેવ સાંભર્યો. થોડાક દિવસમાં તે બાલ યોદ્ધાએ શું વાતાવરણ પેદા કર્યું હતું, કેવા વિચારોને જન્મ પમાડયા હતા? શું ત્હેની મહત્તા હતી? ત્હેને કેદમાં પૂર્યો નહિં હોત તો તે શું નહિં કરત? આ વિચારો કરતાં સુંદરીઓનું મદમર્દન કરે એવું ત્હેનું મુખ ત્હેને સાંભર્યું. છાતી પર માથું લટકાવી અડધી બીડેલી આંખે તે મુત્સદ્દી મહાઅમાત્ય કલ્પના પર સ્વાર થયો. પલકમાં તે ભુવનોના અંતર કાપતી તે અશ્વિનીનાં પાંખો આપીને એકદમ ન કહેવાય તેમ, ન સ્હમજાય તેમ કીર્તિદેવનું મુખ કોઇ સ્ત્રીના મુખમાં ફેરવાઇ ગયું. મુખ પરિચિત તો લાગ્યું—ઓળખાયું ફુલકુંવર શેઠાણીનું![1]

મુંજાલે માથું ઉંચું કર્યું; કલ્પનાની પાંખોનો પ્રભાવ જોઇ તે હસ્યો. ત્હેણે આસપાસ નજર કરી. કલ્પનાની ઘોડી વધારે જોરથી ઉડવા લાગી.

ફુલકુંવરનું શું મીઠું, ભલું, નિર્દોષ મુખ હતું? શું ત્હેનો પૂજ્યભાવ હતો? "કેટલાં વર્ષ થયાં?" મુંજાલ બબડયો "અઢાર વર્ષ પહેલાં તો એ બીચારી સ્વધામ ગઇ? વખત જતાં વાર લાગે છે? ચાલીશ તો મ્હને કયારનાં થઇ ગયાં."

ઘોડીએ પાંખો ફફડાવી; ભૂત વ્યોમમાં તે વિહરવા લાગી; અમાપ અંતર આંખની એક પલકમાં ત્હેણે વિતાવ્યું.

મુંજાલની આંખ અગાડી દૃશ્યપરંપરા આવવા માંડી.

---

[1] મુંજાલની મરી ગયેલી સ્ત્રી; સજ્જનની બ્હેન.

તે ન્હાનો છોકરો હતો. આ વાડીમાં ફૂલ ચોરવા તે આવતો. સજ્જનનો ન્હાનો ભાઇ ને તે ગોઠીઆ હતા. દેવ સમો દેદિપ્યમાન તે હતો; ફુલકુંવર સ્વપ્નામાં સરજેલી અપ્સરા સમી હતી. તે બન્ને રમતાં, તોફાન કરતાં, આ ભીંત પર અનેક વખત ચ્હડતાં, આ બારણેથી અનેક વખત પેસનીકલ કરતાં. તે પરણ્યો. અગ્નિની ચોરી-વરરાજા-વરકન્યા-સ્ત્રી પુરૂષોની ઠઠ-વરઘોડો-આખું નગર જમવા આવેલું ત્હેની અનન્ત પંક્તિ: શું ઠાઠ? શું લજ્જાતી, જરા હસતી, જરા ગભરાતી કોડીલી નવવધૂ?

ત્હેના પિતા મરી ગયા-તે નગર શેઠ થયો. ત્હેણે પૈસા ઉડાવ્યા; ફુલકુંવર સહીત, તેમ જ વગર, મોજો કરી; દેશ અને પરદેશ રખડ્યો; કમાયો અને ખોયું.

ત્હેને છોકરો થયો. શું ફુલકુંવરનો અને ત્હેનો હર્ષ? તે આજ બારણે વડીલોથી છાનો, ત્હેને મળવા આવતો. તે લાડઘેલી સુંદરી શા ઉમળકાથી, પતિવ્રતથી ચલિત થયેલા પતિને પોતાનો કરવા, હાથમાં લાડકડો પૂત્ર લઇ હોંસભરી આવતી. ત્હેના પિતાની વાડીમાં એક સરવરીયું હતુ; ત્હેની તટે તે બેસતાં. એક પલ તે આનંદનો અમૃતરસ ચાખવા મુંજાલે ઘોડી થોભાવી અને આંખો મીચી તે રસ ચાખ્યો.

પછી તે ચંદ્રપૂર ગયો; મીનળદેવીને મળ્યો; ત્હેનો ગુલામ થઇ રહ્યો. ત્યાંથી પાછો આવ્યો. મીનળદેવી પાટણ આવ્યાં. સામ્રાજ્યનાં સ્વપ્નાં સિદ્ધ કરવા તે મહાઅમાત્ય થયો; રાજ્યતંત્ર હાથમાં લીધુ; આકાશમાં રહેલા ચંદ્રની સાથે પ્રણય કરનારાની માફક તે મીનળદેવીને દૂરથી, પૂજી રહ્યો; ઘરમાં રહેલી પોતાની ન્હાની પણ રઢીયાલી દિપિકા વિસરી ગયો.

અશ્વિની અંધકાર પ્રદેશમાં ઉડતી ગઇ; મુંજાલે કપાલેથી પરસેવો લુછ્યો.

ત્હેણે ફુલકુંવરની પરવા કરી નહિં. તે કુમલી વેલ કરમાઇ ગઇ. કરમાતાં પણ પલવાર ત્હેણે ઇર્ષ્યા દાખવી. તે પોતે ઝનૂની થયો-ક્રૂરતાથી તે નિરાધાર અબળાને દૂર ધકેલી-નિરાંધાર પૂત્રને ઘર બ્હાર કર્યો. તે વંથલી ગયા; ત્હેમણે સર્જનમ્હેતાની પાંખનો આશ્રય શોધ્યો. પોતે ખૂની બન્યો; સર્જન જોડે વેર બાંધ્યું. પરિણામે પૂત્ર મરી ગયો-સ્ત્રી રીબાઇ રીબાઇ સ્વધામ ગંઇ; ફૂલ ગઇ, સુવાસ પણ ગઇ.

મુંજાલનો જીવ રહેંસાઇ ગયો. ત્હેણે ચંદ્ર સ્હામું જોયું. તે એની મશ્કરી કરતો લાગ્યો.

તે બબડ્યો, " મીનળદેવી નહોત તો હું ક્ષુદ્ર શેઠીઓજ રહેત; પૈસા ને કુટુંબ બે વચ્ચે જીવન સમાપ્ત કરત." તે થોડીવાર દાંત વચ્ચે અંગુઠો ઘાલી થોભ્યો, "ફુલ શેઠાણી નથી-" ત્હેનામાં વાક્ય પુરૂં કરવાની હિંમત રહી નહિ "જીવન...સ્મશાન થઇ ગયું. હું અમાત્ય -રાજાઓનું રાજ વધારવાનું હથિયાર-લોભીયાઓનો લોભ પૂરો કરવાનું સાધન. જીવીશ ત્યાં સુધી આમ ને આમ. અગ્નિ દેવની ભભકતી જવાલા જ્યારે શાન્તિ આપશે ત્યારે. આટલો છોકરોએ ન જીવ્યો કે જોઇને દહાડા કહાડું."

હઝારને રડાવનારી નિષ્ઠુર આંખમાંથી એક આંસુ પડયું. તે ટટ્ટાર થયો, ચારે તરફ જોયું, ગળું ખોંખાર્યું.

"હમણાં મલસ્કું થશે. ચાલ જાઉં." પણ પગ ઉપડયો નહિં. વિશ વર્ષે તે આ સ્થલે ઉભો હતો. સ્થલના સ્મરણો સચેત થયાં હતાં; ત્હેના હૃદયને ભૂત જીવનની ભભક અર્પી. ત્હેને આર્દ્ર બનાવી રહ્યા હતાં. અત્યારે મુંજાલ પાટણનો અમાત્ય ન્હોતો; ફુલકુંવરનો કોડીલો કંથ હતો. ત્હેની ડોકના મરોડમાંથી ગર્વ ગયો; ત્હેના હોઠ પરથી દ્રઢતા ગઇ; ત્હેના ખભાંમાં જરા ખુંધ આવી. તે ત્યાંથી બારણ તરફ ફર્યો-બારણું ઉઘાડયું અને વાડીની અંદર પેઠો. વીશ વર્ષ ઉપર આ વાડીમાં કરેલા વિવિધ વિહારના અણ-વિસરેલા સ્મરણોનું આકર્ષણ દુર્જય નીવડયું.

ઈશ્વરના કોપથી નષ્ટ થયેલા નગરનો જીવતો રહેલો એક પૂરો નગરજન ખંડીયેરોમાં જાણે ફરતો હોય-રાખના ઢગલાથી જ પરખાય એવા પ્રાસાદોના સ્થાન શોધી, મનમાં ને મનમાં, ત્હેમની વિનષ્ટ ભવ્યતા ખરેખરી મોજુદ છે એમ માની, મરેલાં માનવીઓથી-ત્હેમના વિસરાયેલા વાર્તાલાપથી-ત્હેમનાં અણદીઠેલાં હાસ્ય અને ચુંબનોથી તે ભવ્યતા સજીવન કરતો હોય-તેમ મુંજાલ તે વાડીમાં ફરવા લાગ્યો, કેટલાંક ઝાડને ઓળખવા લાગ્યો-કેટલીક જાણીતી પગથીઓને ચુમ્બને ચર્ચિત કરેલા પાદના કાલ્પનિક ઝણકારથી ગજવવા લાગ્યો-કેટલાંક પ્રિય વૃક્ષોની છાંયને સંભળાતાં ન સંભળાતાં પ્રણય વાક્યે સશબ્દ બનાવવા લાગ્યો. પ્રણયયોગથી ભ્રષ્ટ થયેલો તે સ્મરણપૂજક મંત્રી ડહાપણ છોડી, મુત્સદ્દીઓનો વિવેક ત્યાગી-ઉર્વશી ઘેલા દુષ્યંત જેવો બની રહ્યો.

દુનિયાના વ્યવહારમાં નજરે ચ્હડતા અનેક દુર્ગ સમા દુર્જય, કાર્યદક્ષ પુરૂષો માત્ર બુદ્ધિ-યંત્ર બની રહે છે; સ્વાર્થ સાધવાના સાધન-રૂપ જ ત્હેમનું હૃદય થઇ જાય છે. તેવાં હૃદય પર સપાટી વળી ગયેલી હોય છે ખરી; પણ કોઇક સ્થળે, કોઇક સમયે પગ દેતાં સપાટી છૂટી જાય છે. નીચે વ્હેતો મહાપ્રયત્ને ઢાંકેલો રસસ્રોત–અંદર ઉકળતો ઉર્મિઓનો સાગર ઉભરાય છે–તૂટેલી સપાટી-માંથી ઉપર આવે છે, સપાટી પર ફરી વળે છે. અત્યારે મુંજાલને પણ તેમજ થયું. સ્મરણ–આનંદ અનુભવતો તે ધીમે ધીમે–કંજુસ ઘણી મેહનતે મળેલું ધન છોડતાં વિલમ્બ કરે તેમ–પાછો જવા માંડયો. એટલામાં ત્હેને જલકુંડ સાંભર્યો; તે જોવા વગર પાછા જવાનો ત્હેનો જીવ ચાલ્યો નહિ ને ત્યાં જવાની પગથીયે વળ્યો.

♠

## પ્રકરણ ૮ મું.

♥

### જલ કુંડની જાત્રા.

કુંડ પાસે જતાં ત્હેને કોઇ વાત કરતા સંભળાયા. તે ઠમકીને ઉભો અને સાંભળવા લાગ્યો. બોલનારા ધીમેથી પણ જુસ્સાથી, દાંત પીશી બોલતા હતા. મુંજાલે અવાજ પરથી ઓળખવાને પ્રયત્ન કર્યો. એક અવાજ કૃષ્ણ-દેવનો હતો; બીજો જરાક પરિચિત લાગ્યો.

"ઠીક ત્યારે" પેલો પરિચિત અવાજ-વાળો પુરૂષ કહેતો હતો. "તમ્હે કોણ છો તે તમ્હારે નથી કહેવું? હું કાલે બાપાને કહીશ." મુંજાલને ભાન આવ્યું: તે અ-વાજ સજ્જનના છોકરા લક્ષ્મણનો હતો. "તમ્હને અમ્હે મિત્ર તરીકે આદરસત્કાર આપ્યો. અમ્હને શું ખબર કે તમ્હે દુશ્મન છો?"

"ભાઇ! એવું શું કહે છે?" એક સ્ત્રીનો અવાજ આવ્યો. મુંજાલ ધીમે પગે જરા આગળ આવ્યો અને ઝાડને ઓથે ઉભો રહી ત્હેણે ધ્યાનપૂર્વક જોયું.

લક્ષ્મણ ઉભો હતો; ત્હેની પાસે પુરૂષના વેશમાં આ છેલ્લા શબ્દો બોલનારી છોકરી ઉભી હતી. કૃષ્ણદેવ પગ કુંડની પાલપરથી એની લટકાવી બેઠો હતો.

મુંજાલ તે છોકરીને જોઇ ચમક્યો. છોકરીનું રૂપ ચંદ્રિકામાં મનોહર લાગતું. જે સ્મરણ-પટમાં ચિતરેલો મુખનો તે અત્યારે કલ્પનાદ્વારા સાક્ષાત્કાર કરતો હતો ત્હેની અપૂર્વ રેખાઓ કાંઇક અંશે ત્હેમાં હતી. મુંજાલને ચોક્કસ ખબર ન્હોતી કે સજ્જનને કેટલી છોકરીઓ છે. પણ કોઇના મુખની યાદપરથી આ ભત્રીજી તે સ્હેલાઇથી ઓળખી શક્યો.

"દોસ્ત!" ઠંડે પેટે કૃષ્ણદેવે કહ્યું. "મ્હને કોઇનો ડર નથી તો શું હું સજ્જન–મ્હેતાથી ડરીશ. તમ્હારા બાપા તો ભલા માણસ છે. હું કોણ છું ને કોણ નહિં ત્હેની તમ્હારે શી પંચાત?"

લક્ષ્મણે ગુસ્સામાં પગ ઠોક્યો. "ઠીક છે. હવે કોને પંચાત છે તે જોશો."

"બહુ સારૂં" નફટાઇથી હસતાં કૃષ્ણદેવે કહ્યું.

"ભાઇ! લક્ષ્મણભાઇ!" સોમસુંદરીએ ભાઇનો હાથ પકડી કહ્યું "હવે ઘેર ચાલો. સવ્હારે સઉ થઇ રહેશે. કેટલું મોડું થયું છે ત્હેનો કાંઇ વિચાર છે?"

"હા ચાલ" કહી ગુસ્સામાં લક્ષ્મણ ત્યાંથી સોમનો હાથ પકડી ચાલ્યો ગયો. જતાં જતાં સોમે પાછળ કૃષ્ણદેવ સ્હામું બે ચાર વાર દૃષ્ટિ ફેંકી આશ્વાસન દીધું. કૃષ્ણદેવે ઇશારાથીજ સોમને મળવાની ઇચ્છા દર્શાવી; ઇશારાથી જ સોમે ત્હેને થોભવા સૂચવ્યું. ગુસ્સાભર્યો લક્ષ્મણ આગળ ચાલ્યો ગયો.

મુંજાલે આ ઇશારા જોયા; ત્હેને હસવું આવ્યું "દુન્યા તેની તે જ રહી છે." તે મનમાં બબડયો. ત્હેણે આ નાટક ઇતિ સુધી જોવા નિશ્ચય કર્યો અને હતો ત્યાં જ ઉભો રહ્યો.

અડધી ઘડી આમ ચાલી ગઇ; અને સોમ સુંદરી ઉતાવળથી પાછી આવી. ત્હેણે પુરૂષવેશ કહાડી નાંખ્યો હતો.

"બોલો, શું કહો છો?"

"કેમ બહુ ઉતાવળ છે?" કૃષ્ણે પૂછ્યું.

"હા. હમણાં સવ્હાર પડશે."

"સોમસુંદરી!" ગાંભીર્યથી કૃષ્ણદેવે પૂછ્યું. "તમ્હારામાં હિંમત છે?"

છોકરીને સ્હમજ પડી નહિં. તે સાશ્ચર્ય જોઇ રહી; ત્હેની મ્હોટી તેજોમય આંખોના અવર્ણનીય ભાવોએ મુંજાલનું પણ ધ્યાન ખેંચ્યું.

"કેમ?" ત્હેણે પૂછ્યું.

"તમ્હે કોલ દીધો હતો તે પાલશો કે નહિ?"

"શું તમ્હને પરણવાનો? ત્હેની વાત અત્યારે?" અધીરાઇમાં ઘર તરફ જોતાં **સોમે** કહ્યું.

"હા. અત્યારે. તમ્હારા ઘરમાં હવે મ્હારાથી નહિં રહેવાય." પોતાના મોહક અવાજે કૃષ્ણદેવે વાત કરવા માંડી. **સોમની** આંખોમાં સ્નેહ અને પ્રશંસા સ્પષ્ટ રીતે ચમકતાં હતાં "ચાલીશ માણસો અત્યારે હું કોણ છું તે જાણે છે; કાલે સવ્હારે મુંજાલ ને જયદેવ જાણશે. એટલે આમ ને આમ મ્હારાથી નહિં રહેવાય. બોલો. કોલ પાલશો?" ત્હેણે છોકરી પર નયન ઠેરવી સત્તાથી પૂછ્યું.

"બાપાને પૂછ્યા વગર?"

"બાપાને કોલ પાલવો છે કે તમ્હારે? તમ્હને બાપાની બ્હીક લાગતી હોય તો ગભરાશો નહિં. મ્હને નથી લાગતી."

"કેમ?"

"હું તમ્હારૂં હરણ કરીશ. મ્હારા પૂર્વજ રૂક્મિણી લાવ્યા હતા તો મ્હને શું વાંધો? એ તો પરા પૂર્વેથી ચાલ્યુંજ આવે છે" કૃષ્ણદેવે હસીને કહ્યું. કૃષ્ણદેવનું હાસ્ય ત્હેના પૂર્વજ ગોપીજનવલ્લભની વેણુ સમું મોહક, સર્વ સંશયોનો નાશ કરનાર હતું. શ્રદ્ધાળુ, સ્નેહભીની બાલાના હૃદયમાં શબ્દ કરતાં તે હાસ્યથી વધારે ખાત્રી થઇ. તે પણ હસી.

"શું તમ્હે **યાદવ** કુલના છો?" ત્હેણે આશાભર્યા મુખભાવથી પૂછ્યું. **મુંજાલને** લાગ્યું કે છોકરી પર કૃષ્ણદેવની સત્તા પૂરેપૂરી જામી હતી.

"**યાદવ** કુલ! **યાદવ** કુલનું ગૌરવ આજે મ્હારે લીધે છે." ત્હેણે અભિમાનથી કહ્યું "તમ્હે કહ્યું હતું કે મ્હારૂં કુલ ઉંચું હશે તો પરણશો. બોલો હવે શું કહેવું છે?" કહી કૃષ્ણદેવ ઉઠીને ઉભો થયો.

છોકરી થોડી વાર જોઇ રહી. ત્હેણે નીસાસો મૂકી કહ્યું "મ્હારા બાપા **વંથળી**માં દંડનાયક; અને હું તમ્હને પરણી ત્યાં આવું તો શું થાય?"

"કેમ?"

"દંડનાયકની પુત્રી સાધારણ **યાદવ**ને ઘેર! મ્હારા માબાપ લાજી મરે."

કૃષ્ણદેવ ખડખડાટ હસ્યો. તે પાસે આવ્યો; અને પોતાની આંખના તેજે **સોમને** ભુરકી નાખી. તે વશ થઇ ગઇ.

"**સોમ**સુંદરી! મ્હને પરણી લાજી મરશો?" ત્હેણે કહ્યું "ગાંડી! તમ્હારી સીતોતેર પેઢીનું ગૌરવ વધશે."

"કેવી રીતે?"

કૃષ્ણદેવે ઉમલકાથી ત્હેનો હાથ ઝાલ્યો. "તું રાણી થશે. જયદેવની રાણીઓ ત્હારી પદવી જોઇ આંગળાં કરડશે. ચાલ આવશે?" કહી કૃષ્ણદેવે માલીકાઇથી એક હાથ **સોમની** આસપાસ નાંખ્યો "આ રાત હમણાં વીતી જશે." મોહાન્ધ બનેલી વિશ્વાસુ બાલા ઉમલકાભેર કૃષ્ણના હાથમાં લપાઇ ગઇ. વચ્ચે પડવું કે નહિ તે મુંજાલ વિચાર કરવા લાગ્યો; અને એ કાંઇ પણ નિશ્ચયપર આવે તે પહેલાં કૃષ્ણદેવે **સોમને** પાછલા બારણા તરફ જતી પગથીયે ઘસડવા માંડી. મુંજાલ પાછળ પાછળ લપાતો ચાલ્યો. **સોમે** થોડીક વારે ઉંચું જોયું; અને હેતથી પૂછ્યું "તમ્હે કયાંના રાજા છો?"

"હજુ સ્હમજી નહિં ભોળી?"

"ના."

"હું **જુનાગઢ**ના **રા'**નો **ખેંગાર**!" હસતાં હસતાં કૃષ્ણદેવે કહ્યું. શબ્દો ત્હેના મ્હોડામાંથી નીકળી રહે તે પહેલાં ત્હેના બાથમાંથી **સોમ** કુદી, અને થોડે દૂર ઉભી.

"**નવઘણ રા'**ના **ખેંગાર**!" ત્હેની આંખ શુષ્ક, ભયપૂર્ણ થઇ; ત્હેનું મ્હોડું ફીકકું પડી ગયું.

"હા! શા માટે ગભરાય છે? ચાલ."

**સોમ** એક ડગલું પાછળ ખસી. "**નવઘણ રા'**–**પાટણ**નો કટ્ટો વેરી–જ્હેણે મ્હારા બાપાનો સંહાર કરવાનું વ્રત લીધું છે તે–" દરેક વાકયે તે એકેક ડગલું પાછળ ખસતી.

"હા. તે જ." પાસે આવતાં **ખેંગારે**–જ્હેણે કૃષ્ણદેવ નામધારી પોતાનું ખરૂં નામ છુપાવ્યું હતું–ત્હેણે કહ્યું, "એ વેરની ગાંઠ અત્યારે સબળ કરીએ. ચાલ વખત જાય છે."

"હવે હું તમ્હારી પ્રતિજ્ઞા પણ સ્હમજી" કાકના જવાબમાં કૃષ્ણે કહ્યું હતું ત્હેનો અર્થ સ્હમજતાં **સોમે** જવાબ દીધો.

"ચાલ" સત્તાથી **ખેંગારે** કહ્યું.

"ના." દૃઢતાથી **સોમે** કહ્યું.

"કેમ?"

"**સજ્જન**મ્હેતાની દીકરી **રા'**ના છોકરા જોડે કેમ પરણે?" કહી **સોમે** ડોકું ધુણાવ્યું.

"ચાલ દેખડાવું."

"ના." કહી **સોમ** પાછી જવા વળી.

"શું એમ કોલ તૂટશે?" કહી ખેંગાર એક છલંગ મારી ત્હેની પાસે આવ્યો.

"નહિં–નહિં–" એમ સોમ બોલવા જતી હતી તે પહેલાં ખેંગારે એક હાથે ત્હેનું મ્હોડું દાબ્યું, અને બીજે હાથે ત્હેને ઉંચકી લીધી. બારણા તરફ દોડવા ત્હેણે એક છલંગ ભરી.

મુંજાલે ખેંગારની બોચી પકડી. અચાનક સ્પર્શથી ખેંગાર ચમકયો–ફર્યો–તરવાર કહાડવા ગયો. મંત્રીના સબલ બાહુના જોરથી ખેંગારનો હાથ વળી ગયો;–સોમ ધરણી પર સરી ગઇ;–ખેંગાર દૂર હઠી ગયો–હડયા વિના ત્હેનો છુટકો થયો નહિં. સિંહસમું વિકરાળ બનેલું ત્હેનું વદન ગુસ્સામાં ભયાનક થયું; શક્તિના શાન્ત ગૌરવથી મંત્રી જોઇ રહ્યો. એક વિપલમાં ખેંગારે તરવાર ખેંચી–તે કુદ્યો–મુંજાલની લાંબી પ્રચંડ તરવારે ત્હેનો ઘા ઝીલ્યો–તરવારોમાંથી તણખા ઉડયા. ખેંગાર પણ તરવારી હતો; મુંજાલની ખડ્ગ વિદ્યા, ત્હેનું બાહુબલ અપ્રતીમ હતું. પાંચ પલજ માત્ર આ મહારથીઓનું ભયંકર યુદ્ધ ચાલ્યું. આખરે મંત્રીના પ્રાબલ્યથી ખેંગારની તરવાર દૂર જઇ પડી–ત્હેના પગ વળી ગયા. યમરાજ સમો મહાઅમાત્ય તરવારની અણી ખેંગારને ગળે રાખી ઉભો રહ્યો.

ચંદ્રના તેજમાં ખેંગારે મંત્રીને ઓળખ્યો; તે અંગે અંગ કાંપી ઉઠયો. તે બોલ્યો;

"મુંજાલ–કે બ્રહ્મરાક્ષસ." તરવારની શક્તિ કરતાં મંત્રીના અણધારેલા મેલાપથી ખેંગારના ગાત્ર ગળી ગયાં.

"બન્ને" જરા હસી મુંજાલે કહ્યું. પાટણ વિજયી નીવડયું–જુનાગઢ પડયું" ખેંગારે આશા છોડી આંખો મીચી. "ઉઠો ખેંગારજી! ભૂમિ પડેલા દુશ્મનને હું મારતો નથી. હવે સારા ઘરમાં તમ્હે રહેવા લાયક નથી. સીધાવો." કહી સત્તાથી તે બારણા તરફ આંગળી કરી ઉભો.

માનભંગ થયેલો ખેંગાર ઉઠ્યો, પડેલો ફેંટો ને તરવાર લીધાં અને દાંત કચકચાવતો બારણેથી બ્હાર ગયો. મુંજાલે અંદરથી સાંકલ દીધી.

ગભરાયેલી સોમ આ યુદ્ધ–આ વાત–દિંગમૂઢ બની જોઇ, સાંભળી રહી હતી. તે નવા આવનારને ઓળખી ન શકી. ખેંગારે નામ ઉચ્ચાર્યું તે ત્હેણે બરાબર સાંભળ્યું ન્હોતું. મુંજાલ બારણું વાસી આવ્યો ત્યારે સોમ ઉભી થઇ ગઇ હતી.

"છોકરી!" ત્હેણે સખ્ત અવાજે કહ્યું "સારે ઘેર અવતાર લીધો, છતાં આવું કરે છે કે? જા! દોડી જા! ફરી અણજાણ્યા જોડે બહુ વ્યવહાર નહિં રાખતી."

શરમીન્દી સોમ નીચું જોઇ ઝપાટાબંધ ચાલી ગઇ. મુંજાલ બબડ્યો "આવી છોકરીઓ હશે ત્યાં સુધી જ પાટણનો જય વારો છે."

છોકરી અદૃષ્ટ થઇ કે મંત્રી જે બારણેથી આવ્યો હતો ત્યાંથી પાછો નીકળ્યો.



## પ્રકરણ ૯ મું.



### ઉદાની શોધમાં ઉદાના જ ઘોડાએ કરેલી મદદ.

કાક દોડતો દોડતો ત્રિભુવનપાલને મહેલે ગયો, ત્હેને બે બોલમાં વાત કહી, ત્હેના તબેલામાંથી પાણીપંથી ઘોડી લીધી, અને ઝપાટાબંધ મોઢેરા દરવાજા તરફ ગયો.

મંજરીએ જે રીતે કાકનો તિરસ્કાર કર્યો હતો તે હજુ ત્હેને સાલતો હતો; અને તેથી જે હોંસથી તે પહેલાં મંજરીની વારે ધાતો તેવી હોંસ અત્યારે ત્હેના હૃદયમાં ન્હોતી. એક વિચાર પણ આવ્યો, કે આવી અભિમાની ભાર્યાને શા સારૂ દુ:ખમાંથી બચાવવા પ્રયત્ન કરવો. પણ પોતાની સ્ત્રીને ઉદો લઇ જાય એ અસહ્ય લાગ્યું; એ ત્હેના શૌર્ય વિષે હલકો વિચાર આણે તે પણ ત્હેને ન ગમ્યું. અને એ ઉપરાંત વિજયથી હસતું ઉદાનું મીઠું મ્હોડું–અને કેદ થયેલી નિર્દોષ રમણીનું શ્યામણું મ્હોડું–એ બે મ્હોડાં, કલ્પનાશક્તિએ ત્હેના મન આગળ ખડાં કર્યાં. તે મુખદર્શનથી તેની ઝનૂન અત્યંત વધી ગઇ; અને ચપલ અશ્વરાજના અપ્રતિમ જુસ્સાથી તે શરતમાં ઉતર્યો.

તે મોઢેરા દરવાજે ગયો તો દરવાન ઉઠ્યો હતો.

"બારણું ઉઘાડ તો."

"અત્યારે નહિં ઉઘડે. જરા વાર છે."

"મૂર્ખા! હમણાં ઉઘાડયું હતું તે ભૂલી ગયો?" દરવાન ચમકયો.

"મંત્રી મહારાજ કહેતા નથી ગયા કે હું આવવાનો છું?"

"ના. મ્હને કાંઇ કહ્યું નથી. તમ્હે એ લોકો ગયા ત્હેના માણસ છો?"

"હા. નહિં તો હું જાણું ક્યાંથી? પાંચ સાત જણ હતા નહિ?" કાકે પુછ્યું.

"ચારેક જણ હતા" કહી દરવાને બારણું ખોલવા માંડયું.

કાક વીચારમાં પડ્યો. શું ત્યારે એ જ માણસ લઈ ઉદામ્હેતા ખંભાત જવાનું સાહસ ખેડતા હતા? પણ લાંબો વિચાર કર્યા વિના જેવો દરવાજો ખૂલ્યો કે તરતજ ત્હેણે ઘોડીને એડી મારી, અને પવન વેગે પંથે પડયો.

થોડેક આગળ જતાં બે રસ્તા આવ્યા એટલે કાક વિચારમાં પડ્યો. ત્હેને સદ્‌ભાગ્યે ભલભાંખલું થવાની તૈયારી થતી હતી એટલે થોડો ઘણો આભાસ હતો. તે આભાસમાં ત્હેણે તાજાં ઘોડાનાં પગલાં પારખ્યાં અને તે જે રસ્તે ગયાં હતાં તે રસ્તો લીધો.

ઘડી, બે ઘડીમાં સવ્હાર પડી, અને બનતી ત્વરાથી કાકે ઘોડી આગળ ચલાવી. આગળ ચાલતા ઘોડાઓ ઝપાટાબંધ જતા હતા, એટલે તે સ્હેલાઇથી પકડાય એમ ન્હોતું.

ઘોડી પોતાનું કામ કર્યાં જ જતી હતી, એટલે કાકને વિચાર કરવાનો વખત મળ્યો. આગળ જતા ઘોડાઓ એટલા ઝડપથી જતા હતા કે એક પણ ઘોડા પર મંજરી બેઠી હોય એમ લાગ્યું નહિ. શું ઉદાએ ત્હેને પોતાના ઘોડાપર લઇ લીધી હશે? મંજરીને પોતાના હાથમાં રાખી ઉદો ઘોડાપર બેઠો હશે? એ વિચાર આવતાં કાકના રૂંવા ઉભાં થઇ ગયાં. ત્હેણે ઘોડીને જોરથી એડ મારી.

રસ્તામાં એક ખેડુત મળ્યો ત્હેને પૂછતાં, ત્હેની ખાત્રી થઇ કે આગળ જનારા ચારજ ઘોડેસ્વારો હતા. ત્હેમને મ્હાત કરવા જતા પોતે મ્હાત થઇ જાય એવો સંભવ ન રહે એવી યુક્તિ તેણે શોધવા માંડી.

એટલામાં એક ગામડું આવ્યું. અને કાક ઘોડીને પાણી પાવા તળાવ આગળ ગયો એટલે ત્હેણે પેલે ચાર સ્વારને એક ઝાડ નીચે બેઠેલા જોયા. ત્હેની અજાયબીનો પાર રહ્યો નહિં; એ ચારમાંથી એક જણ પણ ઉદાના જેવો લાગતો ન્હોતો. નિરાશાથી કાકની આંખે અંધારાં આવ્યાં, અને તલાવની પાળ પર બેસી શું કરવું ત્હેનો તે વિચાર કરવા લાગ્યો.

પ્હેલો વિચાર તો આ સ્વારોનો પીછો છોડી પાછા જવાનો થયો; પણ પછી એમની પાસેથી કાંઇ માહીતી મેળવવા તે પોતાની ઘોડી દોરીને પેલા સ્વારો પડ્યા હતા ત્યાં ગયો.

"ભટ્ટજી" કાકે નમ્રતાથી પૂછ્યું "આપ પાટણથી આવ્યા છો?"

"કેમ?" એકે પૂછ્યું.

"ના. અમ્હે દેથળીથી આવીયે છીયે." બીજાએ જવાબ આપ્યો. આ વાત સ્પષ્ટ રીતે ખોટી લાગી; કારણ કે દધિસ્થલી ત્રિભુવનપાલનું ગામ હતું અને ત્યાંના સવારો આમ અમથા રખડે એ બનવું સંભવિત ન્હોતું.

"તમ્હે રસ્તે કોઇ ઘોડેસ્વારો જોયા?"

"ઘોડેસ્વાર!" ઉમરે સૌથી મ્હોટો સ્વાર હતો ત્હેણે કહ્યું. "હું ધારૂં છું કે અમ્હારી આગળ ઘોડેસ્વારો હતા ખરા. નહિ?" કહી બીજા પાસે સાક્ષી પુરાવી.

"તે કઇ તરફ ગયા?"

"મોઢેરાનો રસ્તો લીધો લાગે છે."

શું આ માણસો ખરૂં બોલતા હતા? ચાર માણસજ દરવાજેથી નીકળ્યા હતા; અને ત્હેના ધારવા પ્રમાણે આ જ તે હતા. ત્યારે ઉદો મ્હેતા ક્યાં?

"તમ્હે ક્યાં જાઓ છો?"

"ભાઇ! તમ્હને તો આખા ગામની પીડા લાગે છે."

કાક જરા હસ્યો. "ત્યારે જ પૂછું છું ને. મ્હારે તમ્હારી સાથે આવવું છે."

"અમ્હે તો માલપૂર જઇએ છીએ."

કાક ગુંચવાયો. આ લોકોની વાત સાચી હોય તો ક્યાં માલપૂર, અને ક્યાં કર્ણાવતી?

"ના. ત્યારે મ્હને નહિં ફાવે. મ્હારે તો કર્ણાવતી જવું છે." આ લોકો સાથે જવું ત્હેને નિરર્થક લાગવાથી કાકે કહ્યું.

પેલા વૃદ્ધે એક જણ તરફ આંખ મારી અને કહ્યું: "બેસો! અમ્હે ભાથું છોડીયે છીયે."

"મ્હારે કાંઇ નહિ જોઇએ" કાકે કહ્યું. "હું તો રસ્તે જોઇ લઇશ."

"તમ્હે બ્રાહ્મણ છો?" પેલા સ્વારોમાં એક જુવાન હતો ત્હેણે તિરસ્કારથી પૂછ્યું.

"હા" કહી કાક ઘોડી પર ચ્હડી ચાલવા માંડયો.

તે થોડોક આગળ ગયો અને ત્હેને પેલા જુવાનનું મ્હોડું પરિચિત લાગવાથી તે કોનું હશે તે સંભારવા લાગ્યો. એટલામાં પેલા સ્વારો એના તરફ આવતા દેખાયા. પેલો જુવાન સૌથી આગળ હતો. ત્હેનું મ્હોડું ત્હેણે જોયું અને તે કોના જેવો હતો તે યાદ આવ્યું. શું આ જે તિલકચંદ્રને ખંભાતમાં મારી નાંખ્યો હતો ત્હેનો ભાઇ!

જો તેમ હોય તો જરૂર આ ઉદાનાંજ માણસો હોવાં જોઇએ. કાકે એકદમ ઘોડીનું મ્હોડું ફેરવી નાંખ્યું, અને સ્હામું ફરી પૂછ્યું:

"કેમ ભાઇઓ! કાંઇ એકદમ કુચ કરવા માંડયું?"

"અમ્હને થયું કે ચાલો થોડે સુધી તમ્હારી સાથે જ જઇએ" ઘરડા સ્વારે કહ્યું. અને બધા સાથે સાથે ઘોડા ચલાવવા લાગ્યા.

કાકને લાગ્યું કે આ ભલમનસાઇમાં કાંઇ પણ દગો સમાયો હતો. તે દગો જાણવા ત્હેણે કહ્યું: "ચાલો! મ્હને પણ રસ્તે મજાહ પડશે. ત્હેમાં આ ભાઇ તો ઓળખીતા લાગે છે."

"હું!" જરા ચમકીને પેલા જુવાને કહ્યું.

"તમ્હે ખંભાતના કેની?"

"ના."

"તમ્હારા જ મ્હોટા ભાઇ જેવો મ્હારે એક ખંભાતમાં દોસ્ત હતો, તેથી પૂછું છું."

તે જુવાનના મ્હોડા પર જરાક ગુસ્સાનો ભાવ આવ્યો. કાકે તે ભાવ જોયો; અને આગળ ચલાવ્યું: "તિલકચંદ્ર એવો બાહોશ અને વિદ્વાન હતો કે કાંઇ કહેવાની વાત નહિં. પણ એક રાતે કોઇએ ત્હેને મારી નાંખ્યો."

પેલા જુવાનનું મ્હોડું લાલચોળ થઇ ગયું; પણ વૃદ્ધ સૈનિકે પૂછ્યું:

"કેમ કરતાં મરી ગયો?"

"કોણ જાણે. અમ્હારા ઉદામંત્રીને મ્હેં ત્હેનું કારણ પૂછ્યું પણ ત્હેણે કાંઇ જણાવ્યું નહિ."

"એમ કે?" પેલા વૃદ્ધે પૂછ્યું.

"તમ્હે ઉદામ્હેતાને ઓળખો છો કે?" કહી એકદમ કાકે પેલા જુવાન તરફ જોયું. તે ગુંચવાઇ ગયો.

"હા—ના—ના—ના—"

"અરે ના શું હા!" કહી પેલા વૃદ્ધ સૈનિકે કાકની ઘોડીની પીઠ પર પાછળથી ઘણા જ જોરથી તરવાર મારી. કાક સમજી શકે—મ્યાનમાંથી તરવાર કહાડી શકે—તે પહેલાં ઘોડી કુદી, લથડી, અને પડી; અને સાથે કાક પણ પડ્યો. ત્હેનો પગ ઘોડી નીચે ચગદાઇ રહ્યો. તરતજ ખૂનતરશી ચાર નાગી તરવારો સહીત પેલા ચાર સ્વારો પોતાના ઘોડાપરથી કુદી પડ્યા, અને કાક તરફ ધસ્યા.

"તિલકચંદ્રના દોસ્ત!" પેલા જુવાને બરાડો માર્યો અને તરવારની અણી કાકની ગરદન તરફ ધરી તે દોડ્યો.

પેલા વૃદ્ધે ત્હેને ધક્કો મારી ખસેડી નાંખ્યો, અને આગળ જઇ બીજાઓની મદદથી કાક જે ઘોડી નીચેથી પગ કહાડવાને શક્તિવાન થયો હતો ત્હેને પકડ્યો, ધસડ્યો, અને ઝપાટાબંધ ચારે તરફથી બાંધ્યો. છુટા થવાને ત્હેણે પ્રયત્ન કર્યા પણ કાંઇ વળ્યું નહિં, હથીયાર હાથમાં લેવાને ફાંફાં માર્યા પણ બન્યું નહિ. હાંફતો, બાંધનારાને બળથી ચારે તરફ ફેંકતો, તે પોતાથી બનતું કરી રહ્યો; પણ છતાં આખરે પેલાઓએ ત્હેને એક ઝાડ સાથે બાંધ્યો.

"સબુર! મ્હને એ હરામખોરને પૂરો કરવા દે" પેલા જુવાને કહ્યું. "મ્હારા ભાઇનું વેર લેવું છે."

"ધર્મભાઇ! મ્હારા દેખતાં હું બ્રહ્મહત્યા નહિં થવા દઉ" પેલા વૃદ્ધે દ્રઢતાથી કહ્યું. "મ્હેતા પાસે લઇ જઇએ, પછી એનું જે કરવું હોય તે કરજો."

"ઠીક છે." કહી ધર્મચંદ્ર મૂગો રહ્યો.

પોતે કરેલી અવિચારી સોબતથી પસ્તાતો કાક મૂગો મૂગો પડી રહ્યો; ફાંફાં મારે પણ છુટાય એમ ત્હેને લાગ્યું નહિ. પણ મંજરીનું શું? ત્હેને સ્પષ્ટ લાગ્યું કે ઉદો પાટણમાંજ રહ્યો, અને કાકને ફસાવવા માટે આ માણસો મોકલી ત્હેને ત્હેમની પાછળ મોકલ્યો. મંત્રીની ઉસ્તાદીને શાપ આપતો તે કાંઇ યુક્તિ શોધવા બેઠો.

પેલા સૈનિકોએ થોડો વાર વિસામો ખાધો અને પછી નીકળ્યા. જકડીને બાંધેલા કાકના બંધ પેલા વૃદ્ધ નાયકે પોતાના હાથમાં લીધા અને ત્હેને પોતાના ઘોડા સાથે ચલાવા લાગ્યો. કાક પણ ઝપાટાબંધ ઘોડા સાથે ચાલવા લાગ્યો.

પેલા સ્વારો ત્હેની મશ્કરી કરવા લાગ્યા, અને કાકે ત્હેમની મશ્કરીના બરોબર જવાબ આપવા માંડ્યા. ત્હેની શાન્તી, ત્હેનું ધૈર્ય, ત્હેની હસમુખી વાત, ત્હેના પરાક્રમની કહાણીઓ: એ બધાથી પેલા જુવાન શિવાયના ત્રણ સૈનિકો કાક પર ખુશ થઇ ગયા. કાકને પણ એટલું જ જોઇતું હતું; ત્હેણે પણ ત્હેમના દીલ જીતવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

સૂર્ય ઉંચે ચ્હડવા લાગ્યો તેમ તાપ વધ્યો, અને મુસાફરી જરા અઘરી થવા લાગી. એટલામાં એક ગામ આવી લાગ્યું, અને ત્યાં થોભી, જમવાની ગોઠવણ કરવાનો પેલા સ્વારોએ મનસુબો કર્યો. ત્હેમાંથી એકે જઇ ગામના મુખીને ઢુંઢી કહાડ્યો અને ઉત-

રવા માટે એક ઘર મેળવ્યું. મુખીએ ત્હેમને ખાવા પીવાની સોઇ કરી આપી.

કાક બ્રાહ્મણ હતો એટલે બંધ છોડાવી, ન્હાઇ ધોઇ, પાછળા વાડામાં એક જુદો ચૂલો માંડી ત્હેણે પોતાનું ખાવાનું તૈયાર કરવા માંડ્યું; અને નાસવાની યુક્તિઓ ખોળવા માડી. વાડાની ત્રણ તરફ ઉંચી ભીંત હતી, અને ચોથી તરફ ઘર હતું. ઘરના પાછળાં બારણાં આગળ ચૂલો માંડી પેલો વૃદ્ધ અને બીજો એક જણ રાંધતા હતા; અને ધર્મચંદ્ર અને ચોથો સ્વાર પરસાળમાં આડા પડ્યા હતા. થોડીવારે ધર્મચંદ્ર અને પેલો વૃદ્ધ સૈનક ઘોડાઓ માટે ચંદીની તજવીજ કરવા ગયા.

કાકે જોયું કે આ લાગ ઘણો જ સરસ હતો. ત્હેણે ચારે બાજુએ જોયું, વાડાના ઘોરાની ઉંચાઇ આંખ વતી માપી, અને પાણી લેવાને બ્હાને એક બે વખત ચૂલા પાસેથી ઉઠી ઘોરા પાસે જઇ આવ્યો. પેલા બે જણ કાંઇ પણ વ્હેમ લાવ્યા વગર નીરાંતે પોતપોતાનું કામ કરી રહ્યા હતા.

ધીમેથી કાક ઉઠ્યો, છાપરું અને ઘોરો મળતા હતા તે તરફ ગયો, હાથ ઉંચો કરી પોતાના હાથ છાપરાની પાંખને અડકાડી જોયા. ત્હેના હાથ અડક્યા એટલે ત્હેને હિંમત આવી. "જય સોમનાથ" બબડી ત્હેણે પાંખ પકડી, અને શરીર ઉંચું કર્યું; સ્નાયુવાળા ગાત્રોના સચોટ પ્રયત્નથી ઘોરા પર કુદ્યો; જોત જોતામાં ઘોરાપર થઇ બ્હારની બાજુએ પડ્યો: પડતાં વાર મુઠી વાળી દોટ મુકી. ત્હેની બધી ઇચ્છાશક્તિ, ત્હેનું બધું બળ ત્હેના પગમાં આવ્યું; અને ધનુષ્યમાંથી શર છુટે તેમ ત્હેણે દોડવા માંડ્યું.

બેચાર પલકમાં ત્હેણે તે ન્હાનું ગામડું વટાવ્યું, અને ખેતરો ઓળંગતો મ્હોટા રસ્તાઓ બાજુ પર રાખતો, બને ત્યાં સુધી ખેતરમાં ફરતા ખેડુતોની નજર ચૂકવતો, તે દોડવા લાગ્યો.

એમ તે બે ત્રણ ઘડી સુધી દોડ્યો, અને એ વડની શાન્ત છાંયા નીચે શ્વાસ લેવા ઉભો રહ્યો. સ્હવારની અને અત્યારની દોડથી તે થાકી ગયો હતો એટલે બપોર અહિયાં ગાળવાનું ત્હેને મન થયું. એકદમ ત્હેને ઘોડાનાં પગલાં સંભળાયાં. વડ પાસેથી જતા રસ્તાવાટે કોઇ ઘોડેસ્વાર આવતો હતો. કાક તરત ઝાડ પર ચ્હડી ગયો; અને ત્હેની ઘટામાં લપાઇ જોઇ રહ્યો.

થોડી વારે ધર્મચંદ્ર દોડતે ઘોડે, ચારે તરફ ધ્યાનથી જોતો, આવી લાગ્યો. કાક જેવો નાઠો એમ સાંભળ્યું કે તે ઘોડે ચ્હડી ત્હેની પાછળ પડ્યો હતો. કાક કઇ દિશામાં ગયો હતો તે ત્હેણે જોયું હતું; અને તેથી તે તરફ ત્હેણે ઘોડો મારી મૂકયો. પણ ઉતાવળમાં ત્હેણે બીજા સૈનિકોને કાંઇ પણ કહ્યું નહિં એટલે તે સ્હમજ્યા કે ધર્મચંદ્ર ગયો ત્હેનાથી બીજી દિશામાં કાકને ખોળવા જવું તે વધારે ડહાપણભરેલું હતું. આ કારણથી બીજી ત્રણ દિશામાં તે ત્રણે ચાલ્યા ગયા.

ધર્મચંદ્ર ક્યાં સુધી તો દૂરથી કાકને દોડતો જોઇ શકયો; પણ ખેતરોમાંથી ઘોડો તદ્દન સીધે રસ્તે લેવાનું બન્યું નહિં એટલે ત્હેની અને કાકની વચ્ચે અંતર તેટલો ને તેટલો જ રહ્યો. આખરે કાક અદૃષ્ટ થયો એટલે તે ગુંચવાયો; પણ કાક આ દિશામાં ગયો છે તે આ તરફ જ નીકળશે એમ અનુમાન કરી ત્હેણે બાજુનો રસ્તો લીધો, અને આ વડ આગળ આવી પ્હોંચ્યો.

કાક હાથમાંથી છટકી જવા પામ્યો તેથી ધર્મચંદ્ર ઝનૂને ભરાયો હતો. ત્હેણે ચારે તરફ ધ્યાનથી જોયું, પણ કોઇ દેખાયું નહિ. આખરે ત્હેણે ઉંચે જોયું.

બીજો કોઇ આ સ્થિતિમાં ગભરાઇ જાત, પણ કાકની તીક્ષ્ણ બુદ્ધિએ આ અણીને વખતે અકલ્પ્ય રસ્તો દેખાડ્યો. ઘટામાં છુપાવાને બદલે ત્હેણે મ્હોડું બ્હાર કહાડી, હસતે મ્હોડે કહ્યું: "ધર્મચંદ્ર! જય સોમનાથ."

"હો! પાપાચારી તું ઉપર છે? ઉતર હેઠળ, નહિ તો ઠાર કરીશ."

"અરે એમ શું કરો છો? જરા ઠંડા તો થાવ."

"ઉતર" ધર્મચંદ્રે અધિરાઇથી કહ્યું, "નહિ તો હમણાં નીચો પાડીશ" પણ ત્હેને કેમ નીચે પાડવો? તે પોતાનું તીરકામઠું તો ઉતારામાં ભૂલી આવ્યો હતો.

"જરા પાડો તો ખરા" ખડખડ હસીને કાકે કહ્યું. ત્હેનો હેતુ માત્ર ધર્મચંદ્રને ચ્હીડાવવાનો જ હતો; અને તે હેતુ પાર પાડવામાં તે સફલ થયો. ધર્મચંદ્ર ઘોડાપરથી નીચે ઉતર્યો, અને પથરો લઇ ત્હેણે કાક તરફ ફેંકયો. કાકે બીજી ડાળપર કુદીને પથરો ચૂકાવ્યો. નિષ્ફલ બનેલા પ્રયત્નથી ધુંધવાયેલો, મ્હોટાભાઇના ખૂનનું વેર લેવા તલસતો ધર્મચંદ્ર તરવાર કાઢી ઝાડપર ચ્હડવા લાગ્યો. કાક મનમાં હસ્યો; ત્હેને એટલું જ જોઇતું હતું.

**ધર્મચંદ્ર** ઝાડપર ચ્હડી, **કાક**ને પકડવા ગયો. **કાક** ધીમે ધીમે ડાળી કુદાવતો, જ્યાં નીચે ઘોડો ઉભો હતો, ત્હેની ઉપરની ડાળપર આવ્યો. ઉતાવળથી હાંફલો ફાંફલો **ધર્મચંદ્ર** ઝપાટાબંધ **કાક** જે ડાળપર હતો તે પર ગયો.

"જય **સોમનાથ**" ની બૂમ મારી **કાકે** ડાળપરથી પડતું મૂક્યું, અને ઘોડાની ડોકપર પડ્યો. ઘોડો બ્હીને કુદ્યો. પલકમાં ત્હેની વાળ પકડી ટટ્ટાર થઇ **કાક** ત્હેના પર બેઠો.

ત્હેણે પાછા ફરી ડાળપરથી કુદી ભોંયપર પડેલા **ધર્મચંદ્ર**ને કહ્યું "આવજો **ધર્મચંદ્ર**-ભાઇ!" અને ઘોડો મારી મૂક્યો.

**કાક**ની બેડીના પ્રભાવે ઘોડો પંખાળો બની રહ્યો.



# પ્રકરણ ૧૦ મું.



## પાતાલ-નિવાસ.

**આપણા** મુત્સદ્દી મંત્રી ઉદયન ક્યાં હતા તે આપણે જોવું જોઇએ.

તે બાહોશ મારવાડીની નજર ચારે ખુણે હતી: ત્હેનો હાથ બધાની નાડ પર હતો. તે **કીર્તિદેવ**નો મિત્ર બન્યો હતો: અને ત્હેનું નિમંત્રણ સ્વીકારી **સજ્જન**મ્હેતાના વાડામાં છૂપે વેશે આવ્યો હતો. ત્યાં ત્હેણે **મંજરી**ને ઓળખી અને બ્હાર જતી વખતે કાવત્રાંબાજોએ કરેલી ધક્કામુક્કીનો લાભ લઇ ત્હેને ઉચકી, ઉપાડી ગયો. જે ઓતાડે બારણેથી **ત્રિભુવનપાળ** અને **મુંજાલ** આવ્યા હતા ત્યાંથી જ તે આવ્યો હતો; એટલે ત્યાંથી જ પાછો બ્હાર નીકળ્યો. ત્હેને ભાન નહોતું કે **મુંજાલે** ત્હેને જોયો હતો.

**મંજરી**એ છૂટા થવાને ફાંફાં તો ઘણાં માર્યાં પણ કાંઇ વળ્યું નહિ. આખરે તે થાકી, બેભાન બની, અને પડી રહી.

ઉદાએ તે રાતના ઝાનામાના **પાટણ** છોડી **ખંભાત** જવાનો વિચાર રાખ્યો હતો. પણ **મંજરી** ત્હેના હાથમાં આવવાથી ત્હેણે પોતાનો ઇરાદો બદલી નાંખ્યો. ત્હેને લાગ્યું કે **કાક** જરૂર **મંજરી**ને શોધવા નીકળવાનો; અને પોતે ગામ બ્હાર ગયો છે એમ ખબર પડતાં જરૂર ત્હેની પૂંઠે લાગવાનો. તો આ તકનો લાભ લઇ, શા માટે દિવસે દિવસે **સામર્થ્ય**-વાન થતા જતા તે શત્રુને પૂરો નહિ કરવો ? આ કાર્ય સિદ્ધ કરવા ત્હેણે કરેલી યુક્તિ ખરેખર ઉદાની બાહોશીને છાજે એવી હતી.

જે ઘોડેસ્વારો પોતાની સાથે આવવાના હતા ત્હેને તે મળ્યો: અને **મોઢેરા** દરવાજેથી **ખંભા**-તને રસ્તે જવું, **કાક** પાછળ આવે તો ત્હેને ફસાવવો, પકડવો, સ્હામો થાય તો પૂરો કરવો, અને પકડાય તો **ચંદ્રાવતી** લઇ જઇ કેદ રાખવો, એવો હુકમ કર્યો. **ધર્મચંદ્ર** અને બીજા ઘોડેસ્વારો એ હુકમ પાળવા **પાટણ** બ્હાર ગયા તે આપણે જોયા.

તે સ્વારો ગયા એટલે ઉદો ઝપાટાબંધ બેભાન **મંજરી**ને ખાંધ પર નાંખી પાસે આવેલા એક ચૈત્ય[1]ના પાછલા વાડામાં પેઠો. પલવાર દરવાને ત્હેને રોક્યો: પણ ઉદામ્હેતા જેવા જીનશાસનના ધુરંધરને ઓળખી ઝટ માનભેર આઘો ખસ્યો, અને બારી ઉઘાડી આપી. ઉદો હડહડતી ગરીબાઇમાંથી મ્હોટો થયો હતો, એટલે ન્હાનામાં ન્હાની ગલીખુંચી જાણતો હતો. તે વાડાની ભીંતની અંદરની બાજુમાં એક ન્હાની ગલી હતી ત્હેમાં તે પેઠો: અને ઠોકર ખાતો, **મંજરી**ને સાચવતો, રખેને તે બૂમ મારે તેપર ધ્યાન આપતો, પોતાના મનમાં અનેક ઘાટ ઘડતો તે આગળ વધ્યો.

જીવનની શરૂઆતમાં ઉદાનું લક્ષ્યબિન્દુ **પાટણ**ની મહાઅમાત્યની પદવી હતું; પણ નિષ્ફલ પ્રયાસોએ ત્હેને શીખવ્યું હતું કે **મુંજાલ**મ્હેતા જીવતાં એ સ્થાન ખાલી પડે એ અશક્ય હતું. એ નિષ્ફલતાનું ભાન થતાં, ત્હેણે બીજુ લક્ષ્ય નજર આગળ રાખ્યું: **શ્રાવકો**માં **શ્રેષ્ઠ** બની, **જીન**શાસનના પ્રતિનિધિ બનવું. એ લક્ષ્ય ત્હેણે ઘણે અંશે સાધ્યું હતું;— બુદ્ધિથી, ઉદારતાથી ધર્મપરાયણતાથી ત્હેણે **ખંભાત**ને **જીન**શાસનનું મથક બનાવ્યું હતું; અને ત્યાંનું મંત્રીપદ નિરંકુશપણે ભોગવી, ધીમે ધીમે સત્તા અને પ્રતાપ વધારી, **મુંજા**-લના પ્રતાપને પણ ઝાંખો પાડવાના પ્રયાસો તે કરી રહ્યો હતો. ધીમેથી પણ ધૈર્યથી ત્હેની નેમ સધાતી જતી હતી.

આ અરસામાં ત્હેને **મંજરી** મળી. **મંજ**-રીના લાલિત્યે ત્હેના ઠરી ગયેલા હૃદયને ઉકળાવ્યું: ત્હેની વિદ્વત્તાએ ત્હેને આકર્ષ્યો; ત્હેના **બ્રાહ્મણ** વર્ણે અને શ્રેષ્ઠ કુલે ત્હેને આંજ્યો;

1 જઇન મંદિર.

ત્હેની દૃઢતાએ ત્હેને પાનો ચ્હડાવ્યો. **મંજરી**ને પોતાની સ્ત્રી કરવી એ વિચાર ત્હેનાં હૃદય, બુદ્ધિ અને અભિમાને વધાવી લીધો.

એકદમ ત્હેના રસ્તામાં **રાહુસમાન કાક** આવ્યો; ત્હેનું **ખંભાત** ગયું; ત્હેની **મંજરી** ગઇ; ત્હેની પ્રતિષ્ઠાને હાનિ પ્હોંચી. શાન્ત પણ નિશ્ચલ મને ત્હેણે દૃઢ નિશ્ચય કર્યો કે **કાક**ને કાંકરાની માફક કહાડી નાંખવો. પણ ઉદો ઉછાળીને ટાંટીયો ભાંગે એવો ન્હોતો. ત્હેણે ધીમેથી, શાન્તિથી પોતાનો રસ્તો લીધો. અત્યારે ત્હેને લાગ્યું કે **કાક** ત્હેના હાથમાં જરૂર સપડાઇ જવાનો. **મંજરી** તો હાથમાં જ હતી. છતાં તે દૂરઅંદેશી હતો; રખેને બાજી પલટાય ત્હેની બ્હીકે તે પોતાના કરેલાં કામની નીશાની પણ રહેવા દેવા માંગતો ન્હોતો.

ચૈત્યના વાડાની ગલીમાં થઇ પાસે **મુંજાલે**શ્વર **મહાદેવ**ના મંદિરમાં આવેલી એક અંધારા ભોંયરાં જેવી ઓસરીમાં તે નીકળ્યો. ઓસરી અડધી ભોંયમાં હતી, અને કાળા પથ્થરની બાંધેલી હતી. તે **કાલભૈરવ**નું નિવાસસ્થાન ગણાતી, અને મધ્યાન્હે **મહાદેવ**ના પૂજારીઓ પણ ત્યાં જવાની હિંમત કરતા નહિ.

તે અંધારી ઓસરીમાં પગથીયાં હતાં. પરિચિત માણસની નીડરતાથી ઉદો ત્હેની નીચે ઉતર્યો. ત્યાં **મંજરી**ને ત્હેણે જમીન પર મૂકી અને ચકમકથી એક રૂનો કાકડો ચેતાવ્યો. આ અચાનક પડેલા પ્રકાશથી પથ્થરના ન્હાના ઓરડામાં ચામાચડીયાં ઉડી રહ્યાં અને પાંખો ફફડાવી ભયાનક પડછાયા પાડવાં લાગ્યાં.

ઉદાને બ્હીવા જેટલી પણ ફૂરસદ ન્હોતી. ભીંતમાં એક કડું હતું તે પકડી ત્હેણે જોરથી ખેંચવા માંડ્યું. થોડીક વારે, કડાંવાળો પથ્થર હાલ્યો—મહામહેનતે ત્હેણે તે ખસેડ્યો. ભીંતમાં એક બાકોરૂં હતું તે આખરે ખુલ્લું થયું; અને ત્હેમાંથી જોરથી પવન આવ્યો.

આ બાકોરૂં એક સલંગ ભોંયરામાં પડતું હતું; અને તે ભોંયરૂં રાજમહેલમાંથી ગામબ્હાર **વિમળશાહ**ના સ્થાનકની વાવમાં નીકળતું હતું. રાજા, મહાઅમાત્ય કે ઘણા જ વિશ્વાસુ રાજસેવકોને આ ચોરવાટની હસ્તીની ખબર હતી; કારણ કે દુશ્મન ઘેરો ઘાલે ત્યારે જ ગામમાંથી ન્હાસી જવા માટે ત્હેનો ઉપયોગ કરવામાં આવતો. જ્યારે ઉદો નિર્ધન અવસ્થામાં પાસેના ચૈત્યની ધર્મશાળામાં પડી રહેતો ત્યારે એક વૃદ્ધ રાજસેવકની પાસેથી આ છુપા રસ્તાનો ભેદ જાણ્યો હતો; અને નવરા બેઠાં બેઠાં, નીડરતાથી ત્હેનું સંશોધન કર્યું હતું. તે રસ્તો ત્હેને અત્યારે ખપ લાગ્યો.

કાકડો ધરી ધ્યાનપૂર્વક જોતાં ત્હેને રસ્તો ચોખ્ખો અને સીધો લાગ્યો એટલે ત્હેણે કાકડો હોળવી નાંખ્યો અને **મંજરી**ને ધીમેથી ઉપાડી રસ્તે પડ્યો. રસ્તામાં થોડે થોડે દૂર ઉપરથી કોચેલાં બાકોરાં હતાં. ત્હેનાં મુખ કોઇક મંદિર, કોઇક ચૈત્યની ભીંતમાં, અગાસીમાં, બ્હારથી ન જણાય તેમ પડતાં; અને ત્હેમાંથી આ રસ્તામાં સ્હેજસાજ હવા–અજવાળું આવતાં. આને લીધે માર્ગ સુગમ હતો. ને કોઇક ઠેકાણે આવતા પ્રભાતના ઉજાસથી નહિં જેવો આભાસ મારતો.

દ્હાડેક કોશ જેટલું ચાલતાં આ ભોંયરાનો અંત **વિમલ**મ્હેતાની વાવમાં આવ્યો. વાવ વિશાળ હતી, કેટલોક ભાગ પડી ગયો હતો, અને અસલના સ્થાપત્યના નિયમ મુજબ ત્હેમાં ઓરડાઓ ઘણા હતા. આવા એક ન્હાના ઓરડામાં તે નીકળ્યો. ત્યાંથી બ્હાર આવી, ત્હેણે **મંજરી**ને ભોંય પર સુવાડી; અને વાવમાં જઇ ઉજાગરો અને શ્રમ ઉતારવા મ્હોઢું ધોઇ આવ્યો.

પછી, તે પાસેના સ્થાનકના રખેવાલ પાસે ગયો. રખેવાલ ઉઠીને પોતાની ઓરડી આગળ દાતણ કરતો હતો, અને ધીમેથી પરભાતીયું ગાતો હતો. તે જુના જમાનાનો વૃદ્ધ **જૈન** સૈનિક હતો; અને **મીન**ળદેવની મ્હેરબાનીથી પોતાનું વાનપ્રસ્થ આ સ્થલે ગાળતો હતો. તે એકમાર્ગી, શુદ્ધ, અડગ ડોસો હતો, અને વચન પાળવામાં એક્કો મનાતો. "જય **અ**રહંત" ઉદાએ ચુસ્ત ધર્મિષ્ટ તરીકે ત્હેને ઉદ્દેશ્યો "કેમ છો?"

રખેવાલે ધ્યાનપૂર્વક જોયું, અને લાંબી મૂછો જરા વિસ્મયતામાં ખેંચી "જય **અ**રિહંત ઓહોહો ઉદામ્હેતા! અત્યારે?"

"હા. તમ્હારૂં એક ખાસ કામ છે **સુ**રપાલ!"

"શું?"

"મ્હારે એક માણસને છુપાવવું છે. તે તમ્હે રાખી શકશો?"

"હું મહારાજ! કેવી રીતે? આ અપાસરામાં તે કાંઇ બને. હજાર જણ આવે ને હજાર જણ જાય" કહી ડોસો ઝીણી આંખ કરી જોઇ રહ્યો.

"સુરપાલ! જુઓ હું ઉતાવળમાં છું. તમ્હે જાણો છો કે હું રાજ્યનો મંત્રી છું. જરૂર પડ્યા વિના અહિયાં આવું નહિ."

"પણ અહિંયા રાખું કેમ?" જરા કચવાઇ રખેવાલે કહ્યું.

"વિમલમ્હેતાને સ્થાનકે નહિં રહે તે કાંઇ બને?" ઉદાએ માર્મિક પ્રશ્ન કર્યો.

"આખું ગામ પડ્યું છે."

"ના. પણ અહિંયાના ભાંયરાનો મ્હારે ખપ છે."

"ભાંયરા!" જરા ચમકીને સુરપાલે પૂછ્યું "અહિયા ભાંયરાં!"

"ભૂલી ગયા?" ઉદાએ મીઠાશથી પૂછ્યું "જ્યાં હુંસાદેવીને[1] પૂર્યાં હતાં તે? ઉઠો. વાર લાગશે તો છેક સવ્હાર પડશે."

"હુંસાદેવી પૂર્યાં હતાં તે!" જરાક ધ્રૂજતે અવાજે સુરપાલે કહ્યું. "શું કહો છો? મ્હને ખબર નથી."

"સુરપાલ! તે હું માનું? હુંસાદેવી તે મુંજાલમ્હેતાની બ્હેન ને મંડલેશ્વરની મા. તમે શું જાણતા નથી? ઉઠો."

"ઉદામ્હેતા! એ શું ગાંડી વાત કરો છો?" ડોસાએ જરા તોછડાઇથી પૂછ્યું. "અહિયા ભાંયરાએ નથી ને કાંઇ નથી."

"જુઓ" જરાક મીઠા અવાજમાં સત્તાનો પડઘો પાડતા ઉદાએ કહ્યું "હું બધું જાણું છું. શા માટે મ્હારૂં કહ્યું નથી માનતા?"

પેલા વૃદ્ધ સૈનિકના હોઠ દઢતામાં બડાયા. "મ્હેતા! તમ્હે માલીક નથી—માલીક તો જયદેવ મહારાજ ને મીનળબા છે."

"સુરપાલ! ભૂલ્યા. તે પણ માલીક નથી. માલીક તો જીનપ્રભુજી છે? ત્હેનો હુકમ છે."

"જીનમહાપ્રભુજી" ધર્મચૂસ્ત સુરપાલે વિસ્મય થઇ પૂછ્યું.

"સુરપાલ! મ્હારી વાત સાંભળો! તમ્હે જાણો છો કે હું ચૂસ્ત શ્રાવક છું; જીન ભગવાનનો કિંકર છું. મ્હારે માથે એક મહા ધર્મસંકટ આવી પડ્યું છે. એક બ્રાહ્મણ કન્યાને ત્હેના દુષ્ટ સગાં જૈન ધર્મનો સ્વીકાર કરતી અટકાવે છે. ત્હેના સગાં પ્રતાપી અને શક્તિમાન છે, એટલે તે મ્હારે શરણે આવી છે. પણ હું કાંઇ કરી ન શકયો. મ્હે પ્રભુજીને બહુ વિનવ્યા, બહુ ઉપવાસ કર્યા, બહુ માનતા રાખી; આખરે કાલે પ્રભુજીએ પ્રેરણા મૂકી. હુંસાદેવીને આખી દુનિયાથી અણજાણ વર્ષો સુધી રાખવામાં આવ્યાં હતાં તે સ્થલનું મ્હને જ્ઞાન થયું—પ્રભુજીએ કર્યું. તમ્હારા જેવા શ્રદ્ધાળુ શ્રાવકની મ્હને યાદ દીધી. અને તેથી હું અહિયાં આવ્યો છું. એક થોડા દહાડા એ છોકરીને સંતાડી મૂકો તો ત્હેનું કલ્યાણ થાય એમ છે; અને તે આ સ્થાનકના ભાંયરા શિવાય બીજે કોઇ પણ ઠેકાણે બને એમ નથી." ઝપાટાબંધ અપ્રતીમ કલાથી ઉદાએ સ્હમજાવવા માંડ્યું. "તમ્હે નહિ માનશો તો મ્હારા અને એ છોકરીના દુર્ભાગ્ય; મ્હારી પ્રેરણા ખોટી—માત્ર ભ્રમ—એટલું જ. અને જે કાંઇ પાપ થશે ત્હેના અધિકારી તમ્હે." કૃત્રિમ બેદરકારીથી ઉદાએ કહ્યું.

"મ્હેતાજી! તમ્હારૂં સંકટ તો ખરૂં છે" સુરપાલે ધીમેથી ડોકું ધુણાવી કહેવા માંડ્યું "પણ મ્હારાથી બનવું કઠણ છે."

"જેવું નશીબ! જીનશાસનનો વિજય મ્હારે ને તમ્હારે હાથે થવાનો નહિં જ લખાયો."

"પણ—"

"આપણે તો પાપના પોટલાના ધણી!"

"મહારાજ!" ઉદાની પ્રેરણાની વાત સુરપાલને ગળે ઉતરી ગઇ હતી. "પણ એક રસ્તો છે."

"શો?" આતુરતાથી ઉદાએ પૂછ્યું.

"તમ્હે કહેતા હો તો હું રાખું. જ્યારે જોઇએ ત્યારે પાછી લઇ જજો."

"પણ એના સગાઓ તો પાતાળ ફોડે એવાં છે. ને મ્હોટા મંડલેશ્વરોની એને ઓથ છે."

"તે વાતમાં નીડર રહેજો."

"મ્હને ન બતાવવું હોય તો ભલે, પણ જેમ હુંસાબાને સંતાડ્યાં તેમ આને સંતાડી આપો એટલે મ્હારે કાંઇ કહેવું નથી." હસીને ઉદામ્હેતાએ કહ્યું.

"એ હુંસાબાની વાત હું કાંઇ નહિં જાણું. હું તો માત્ર મ્હારા વચનની વાત જાણું. લાવો. છોકરી ક્યાં છે?"

"આ પાસે જ છે. હું આ લઇને આવ્યો" કહી ઉદો ત્યાંથી ગયો, અને થોડીવારમાં બેભાન મંજરીને લઇને પાછો આવ્યો. સુરપાલ પર શ્રદ્ધા રાખ્યા વિના ત્હેનો છૂટકો ન્હોતો.

"સુરપાલ! પણ મ્હારે એ છોકરીને મળવું હોય તો?"

"તે તમ્હે જાણો. એ કાંઇ ન બને."

"એક વાત કહું? માનશો?" ધીમેથી ઉદાએ કહ્યું.

[1] પાટણની પ્રભુતાં.

"મ્હારે એને મળવું હોય ત્યારે આંખે પાટા બાંધી મ્હને લઇ જશો? પછી હું ક્યાંથી જાણવાનો હતો?" ડોસો ઉદ્દાની પાકાઇ પર હસ્યો. "સુરપાલ! આ વાતની ના નહિ કહેશો. તમ્હારે જોઇએ તે લો–જોઇએ તે શરત કરો."

"મ્હેતા! તમ્હે કહી રહ્યા? આ ડોકું જોયું? જોઇએ તો ધડથી જુદું કરો, પણ એ વાત બનવાની નથી."

ઉદ્દો વિચારમાં જોઇ રહ્યો. સુરપાલે આગળ ચલાવ્યું. "હા. એક વાત બનશે. હું એ છોકરીને જોઇએ ત્યારે તમ્હને મેળવી આપીશ."

"વારૂ! જેવી તમ્હારી ઇચ્છા. પણ સુરપાલ! તમ્હારા જેવાને કહેવું તો નહિં પડે પણ–કોઇને આ વાત કહેશો નહી."

"વારૂં."

"ને એને છોડશો નહિ."

"મ્હારૂં બનશે ત્યાં સુધી."

"હું જાઉં?"

"હાસ્તો," કંડે પેટે સુરપાલે કહ્યું. રખેને કરીકારવેલી મહેનત ધૂળ મળે એવી ચિન્તા કરતો ઉદ્દો ત્યાંથી ઝપાટાબંધ કોટના દરવાજા તરફ ચાલ્યો. પણ એને ખાત્રી હતી કે સુરપાલની પાસે જેટલી મંજરી સંતાડાઇ શકાશે તેટલી પાતાળમાં પણ સંતાડવી નહિં બને: અને જો કાકનું કાસળ જાય તો તો એકે દિવસમાં તે પાછી લઈ જઈ શકશે એમ એનું ધારવું હતું.

ઉદ્દો ગયો કે સુરપાલ ઉઠયો ને મનમાં બબડયો "દરરોજ એકેકું–આ થવા શું બેઠું છે!" ત્હેણે કમરે ધોતીયાની પાટલી વીંટી અને મંજરીને ઉંચકી પોતાના ઓરડાની પાસેનો ઓરડો ખોલી ત્હેમાં લઇ ગયો. તે ઓરડામાં ત્રણ ચાર તાળા મારેલાં મ્હોટાં મ્હોટાં બારણાં હતાં. ત્હેમાંથી એક ત્હેણે ઉઘાડયું, અને અંદર પેસી અંદરથી દઇ દીધું. અંદર એક અંધારો રસ્તો હતો, અને ત્હેમાં ઠેકાણે ઠેકાણે બાકોરાનું અજવાળું પડતું હતું. આ રસ્તાના પગથીયાં તે ઉતર્યો. આ માર્ગ સ્થાનક અને વાવની વચ્ચેના રસ્તાની નીચેથી જતો હતો.

કોટ અને વાવનાં સંગીન ચણતરકામો જ્યાં જમીન પર ભેગાં થતાં હતાં ત્હેની નીચે તે પ્હોંચ્યો. વાવના અટપટાં ચણતરનો લાભ લઇ જમીનમાં કરવામાં આવેલી એક બે ન્હાની ઓશરીઓ હતી ત્યાં તે પ્હોંચ્યો. ત્હેમાં ઘણી જ યુક્તિસર રાખેલી. જાલીયોમાંથી આછો પ્રકાશ આવતો હતો. આ ઓશરીમાં બે ત્રણ ખંડનાં બારણાં પડતાં હતાં ત્હેમાંથી એક ઉઘાડી સુરપાલ મંજરીને અંદર લઇ ગયો.

તે ઓરડામાં રહેવાની અને સુવાની કાંઇક સામગ્રીઓ હતી, તેમ હવા અને ઉજાસ પણ બ્હાર કરતાં કાંઇક વધારે હતાં. સુરપાલે ત્યાં મંજરીને સુવાડી અને દરેક વસ્તુ પર પડેલી ધૂળ ખંખેરી. તે કર્યાં પછી તે એક ગોળી ભરીને પાણી લઇ આવ્યો અને ત્યાં મૂકયું; અને બારણું વાસી ઉપર ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૧ મું.



### તપાસ.



રાત પડ્યા પછી, મંડલેશ્વર અને કાશ્મીરાદેવી વિચાર કરતાં, ચિન્તા કરતાં બેઠાં હતાં: અને એટલામાં વાડામાં ઘોડાના પગલાંનો ખડખડાટ થયો. બન્ને ઉભાં થઇ ગયાં, અને કાન માંડ્યા: ત્હેમનાં અંતઃકરણ આશાએ, ચિન્તાએ ધબકી ઉઠ્યાં. એ કોણ આવ્યું છે તે નક્કી કરવા ત્રિભુવનપાલ જાય તે પહેલાં કાક આવ્યો; પ્રતાપ પાડતો, દૃઢ ડગલાં ધરતો ભટ્ટરાજ નહિં, પણ ઉઘાડે માથે, ફાટેલે લૂગડે, પરસેવાની રેલથી ટપકતો, હાંફતો, નિસ્તેજ કાક આવ્યો, અને ત્યાં ફસડાઇ પડયો. બન્ને ચિન્તાતુર મુખે જોઈ રહ્યાં: કાક બે હાથમાં માથું મૂકી જોઇ રહ્યો.

"કેમ?" કાશ્મીરાએ પૂછ્યું.

"હારી ખાધું, ઉદ્દાની ઉસ્તાદીમાં ફસાઇ ગયો." હાંફતાં હાંફતાં ધીમે ધીમે કાકે કહ્યું. "એ તો અહિયા છે–મંજરી પણ અહિંયા છે–પણ મ્હને મારવા ચાર મારા મોકલ્યા હતા."

"હેં!" ત્રિભુવનપાલે કહ્યું.

"હા. પણ નશીબયોગે બચી ગયો, ને જીવતો પાછો આવ્યો." કહી કાકે પોતાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"ત્યારે મંજરી અહિંયા હોવી જોઇએ."

"હાસ્તો" કાકે ડોકું ધુણાવ્યું "આજે તો થાકીને મરણતોલ થઇ ગયો છું."

"ઉભો રહે! ત્હને કાંઇ ખાવાનું આપું" કહી કાશ્મીરાએ ત્હેને માટે ગોઠવણ કરવા માંડી. થાકેલો–હારેલો કાક અને નિરાશા

ગ્રસ્ત મંડલેશ્વર અને હેની સ્ત્રી અનેક યોજનાઓ ઘડી આખરે સૂતાં.

સવ્હારનો પ્હોર થતાં કાક રાજગઢ ગયો; અને રાજા મૃગયા રમવા આગલા દિવસના ગયા હોવાથી મુંજાલમ્હેતાને મળવા ગયો. જાણે પોતાને કાંઇ પણ ખબર હોય જ નહિ એવી આડીતેડી વાત કરી મુંજાલે હેને રજા આપી. મુંજાલ ઘણા કામમાં હોવાથી તે પણ વધારે



બન્ને ચિંતાતુર મુખે જોઈ રહ્યા.

પૂછી શક્યો નહિ. માત્ર એટલી ખબર પડી કે ગઇ કાલે ઉદામ્હેતા રાજગઢમાં જણાયા નહોતા.

આ સમાચારથી અસંતોષ પામી શું કરવું હેનો વિચાર કરતો તે રાજગઢની બ્હાર નીકળ્યો. પણ ઉદામ્હેતા પાટણમાં છે કે નહિ તે પ્રશ્નનો નિવેડો એકદમ અચાનક રીતે આવ્યો: સ્હામેથી પાલખીમાં બેસી તે પોતે જ આવ્યા.

બન્નેએ એક બીજા સ્હામું જોયું. એક પલવાર બન્ને ચમક્યા, અને તરત ઉદામ્હેતાનો મીઠો પ્રશ્ન આવ્યો: કેમ "કાકભટ્ટજી! ખુશ તો ખરા?"

કાકે હોઠ દાબ્યા "હા મ્હેતાજી! કેમ છો? લોકો તો વાતો કરે છે કે ત્હમે પાટણ છોડી ખંભાત ગયા?" કહી હેણે હેની પાલખી સાથે ચાલવા માંડ્યું.

"કાંઇ કારણ? ઘણે વખતે રાજ્યકારભારમાંથી જરા નિવૃત્તિ મળી છે તે શા સારૂ મોજ નહિં કરૂં?"

કાકને હેની ડોક મરડી નાંખવાનું મન થયું "હા કરો! નશીબદાર છો. શા માટે મોજ ન કરો?"

"તમ્હારે પણ ક્યાં નથી?" જરા હસીને ઉદાએ કહ્યું "તમ્હારી ઉમરે હું તો ભીખારી હતો—અને તમ્હે તો સુખમાં છો." મ્હાલે કાકને આ મશ્કરીમાં મર્મ લાગ્યો.

"સુખ અને દુઃખ—અમ્હારે તો ઠીક જ છે તો. જીવ હાથમાં લઇને ફરવું પડે છે. કાલે ચાર જણ જોડે લડવું પડ્યું" જાણે સામાન્ય વાત કરતો હોય તેમ કાકે કહ્યું.

"હેં!" ઉદાએ સ્વસ્થતા ખોઇ પૂછ્યું "શું થયું?"

"અરે મ્હને તો સોમનાથ ભગવાનનું અભય વચન છે. હું આબુશુદ્ધ આવ્યો, ને પેલા—"

અક્ષર બોલ્યા વિના, આતુર આંખે જ ઉદાએ પ્રશ્ન કર્યો.

"ઠેકાણે" કહી કાક હસતો હસતો, છૂટો પડ્યો.

ઉદાની ચિન્તાનો, નિરાશાનો પાર રહ્યો નહિં. કાક સજીવ પાછો આવ્યો, અને ત્હેના ચાર યોદ્ધા ઠેકાણે! શું કાકનું ભાગ્ય દુર્જય હતું? શું ત્હેની પોતાની હાર થશે? આ વિચારોના વમળમાં પડી ચિન્તાતુર હૃદયે ઉદા રાજગઢમાં ગયો.

કાકે ચારે તરફ જોયું. સ્હામું રસ્તાપર નજર કરતાં લાટનો એક સુભટ જતો ત્હેણે જોયો.

"રૂદ્રમલ્લ!"

"ઓહો ભટ્ટજી!—અરે ભટ્ટરાજ જયજય!" પેલાએ હેતથી કહ્યું. રાજદરબારના પ્રસંગ પછી લાટના યોદ્ધાઓમાં કાક અત્યંતપ્રિય થઇ પડ્યો હતો.

"એક કામ કરશો?"

"શું?"

"આ પેલો પાલખીમાં મંત્રી ગયો ત્હેને ઓલખ્યો?"

"હા. એ તો પેલો ખંભાતવાળો. મહારાજે દંડ કર્યો હતો તે."

"તે જ. આખો દહાડો એ ક્યાં જાય છે, અને શું કરે છે ત્હેની ખબર આપતા રહેશો?"

"જરૂર." લાટના ઘણાખરા યોદ્ધાઓ પાટણમાં નવરા પડ્યા મઝાહ કર્યા કરતા હતા; એટલે ગમે તે કાંઇ નવું ટીખલ ત્હેમને પસંદ પડે એમ હતું. રૂદ્રમલ્લ ઉદાની વાટ જોતો સ્હામાં ઓટલા પર જઇને બેઠો.

કાક ઘેર આવ્યો ત્યારે કાશ્મીરાદેવી ત્હેની વાટ જોતી બેઠી હતી.

"કાક! ઉદો અહિંયા છે; પણ મંજરી અહિંયા નથી."

"કેમ જાણ્યું?"

"મ્હેં મ્હારી દાસી મારફતે ખબર કહડાવી. શાન્તુ મ્હેતાને ત્યાં મંજરી નથી."

"શું કહો છો?" કાકનું મ્હોડું ઉતરી ગયું. "તે પાટણમાં તો હોવી જોઇએ."

"તે ભલે હોય. પણ ઉદો તો કાલે સવ્હારે એકલો ઘેર આવ્યો."



નિસ્તેજ કાક આવ્યો અને ત્યાં ફસડાઇ પડ્યો.

"કોણે જોયો?"

"આપણી સોનની માસી છે ત્હેણે જાતે જોયો."

ઝ્હીલે મ્હોડે બન્નેએ એક બીજા સ્હામું જોયું.

"મહારાજ ક્યાં ગયા છે?"

"ફોઇબાને કહેવા."

"અરે રામ રામ" કાકે નીસાસો મૂક્યો.

"કેમ?"

"એ શું કામનું? મીનળબાને કહેવાથી કાંઇ વળે. એ તો આપણે જ શોધી કહાડવી પડશે. એવાં મ્હોટાં માણસો કાંઇ ખપ લાગે નહિં. ઉલટાં હસી કહાડશે. નહિ તો પણ

પુરાવા વિના ઉદાને કાંઇ કહેવાય? એ તો એ ખૂલ્લે છોગે રાજગઢમાં જાય."

"ત્યારે શું કરીયે?"

"જુઓ. કાંઇ રસ્તો કહાડું છું."

♠

# પ્રકરણ ૧૨ મું.

♠

## શાસન.

♠

તે રાતના સ્મરણ–આનંદ પછી મુંજાલનું હૃદય ઘણું જ ખિન્ન રહેતું હતું. દિવસ અને રાત ત્હેનો જીવ ચણચણ્યા કરતો; અને અનેક પ્રવૃત્તિ હાથપર હતી છતાં ફુલકુંવર અને ત્હેનો છોકરો મનમાં વારંવાર આવ્યાં કરતાં. અને આ કારણથી મન ઉચ્ચાટમાં રહેતું હોવાથી તે મીનળદેવીને પણ નીરાંતે મળવા જતો નહિ.

રાત પડ્યા પછી મીનળદેવીએ ત્હેને બોલાવ્યો. તે ગયો અને હમેશના રીવાજ મુજબ આખા દિવસના સમાચાર કહી સંભળાવ્યા; અને પછી રજા લેવા માંડી.

"મુંજાલ!" જરાક ખિન્નતાભર્યા અવાજે મીનળદેવીએ પ્રશ્ન કર્યો "એક નવા જુની રહી નથી જતી?"

"શી?"

"ત્હારૂં હૈયું ભરેલું છે તે."

મુંજાલ ચમક્યો; સ્વસ્થતા મેળવી હસ્યો.

"શું કહો છો? મ્હારૂં હૈયું?"

નયનો મુંજાલના મ્હોંપર ઠેરવી રાણીએ જવાબ દીધો: "હા."

"હા." મુંજાલે વાત ઉડાવી "મ્હારૂં હૃદય તો સદાયે ભરેલું છે. તમ્હારી ને રાજાની ભક્તિથી."

"હા. ને સાથે બેચેનીથી પણ ભરેલું છે તે કેમ ભૂલી જાય છે?"

"કોણે કહ્યું?"

"કોણ કહે? જોવાને મ્હને આંખો નથી? પારખવાને અંતર નથી? મુંજાલ! હૈયું જીભે નથી લાવતી–એટલે શું હૈયું નથી જ એમ માને છે?" ઘણે દિવસે રાણીએ આ બે વચ્ચે નિષિદ્ધક થયેલી વાતો આણવા માંડી.

"ધારો કે એમ હોય? તેથી શું કાંઇ પોક મૂકે માણસ સજીવન થતું હશે? જે વાતમાં માલ નહિં, એ વાત કરવી નહિં."

"ના." મીનળદેવીએ કહ્યું. "એ વાતમાં માલ છે. અત્યાર સુધી હસવામાં અનેક વાર વાત થઇ છે; અત્યારે સીધે સીધી રીતે કહું છું."

"શું?" યુદ્ધ માટે તૈયાર થતાં મુંજાલે પૂછ્યું.

"ત્હારે બીજી વાર પરણવું પડશે" રાણીએ કહ્યું.

"મ્હારે—બીજી—વાર—પરણવું—પડશે" ધીમેથી એકેક બોલ બોલતાં મુંજાલે કહ્યું; અને એકદમ માથું ઉંચું કરી તેજસ્વી આંખોમાંથી ચમકતાં તેજ ફેંકતો તે બોલ્યો. "અને નહિં પરણું તો શું કરશો?"

"પણ" શાન્તિથી અને સત્તાથી રાણીએ જવાબ દીધો "એ બનવાનું જ નથી ને."

રાણી આ બળવા માટે તૈયાર હતી.

"કેમ?"

"કારણ કે તું મ્હારો બોલ ઉથામે જ નહિં."

આ જવાબથી મુંજાલના જુસ્સા પર અંકુશ આવ્યો.

"શા માટે એવી ખોટી જીદ કરો છો? એથી હું કાંઇ વધારે સુખી થવાનો છું?".

"તું નહિં થતો–પણ હું થઇશ."

"પણ આ નવી વાત આવી કયાંથી?"

"મ્હારા હૈયામાંથી. મ્હારે ત્હને પ્રતાપી જોવો હતો–તે મ્હેં જોયો. હવે મ્હારે ત્હને સુખી જોવો છે."

"ના–ના દેવી! એ ભ્રમ છે. હું પૂરેપૂરો સુખી નથી, તો ભલે નથી. પણ મ્હારૂં સુખ મ્હારી રાજ્યખટપટમાં સમાયું છે. તે તેમની સાધના એ જ મ્હારા જીવનનો આદેશ થઇ રહ્યો છે. હવે ફરીથી સંસાર માંડી, ઘરડી ઘોડી ને લાલ લગામ લગાવી મ્હને સુખ મળે? એ તો જે છે તે છે. વધારે ફાંફાં મારવા જાઉં તો ઉલટો ઘડપણમાં પગ ઘસતો થાઉં."

"ઘરડો! પણ તું તો બેતાલીશનો થયો."

"પણ સ્વભાવે ચોર્યાશીનો છું ને."

"તેથી જ ન્હાનો બનાવવાની યોજના કરી છે. તું કહેશે તે બધું નિરર્થક જશે. ત્હારૂં વાક્ચાતુર્ય કાંઇ ચાલવાનું નથી. મ્હારો નિશ્ચય દૃઢ છે–ત્હારે પરણવું પડશે." કહી રાણી દૃઢ અને સત્તાવાહી નજરે જોઇ રહ્યાં.

"પણ—"

"મુંજાલ!" એકદમ સત્તાથી ત્હેને બોલતો અટકાવી રાણીએ કહ્યું.

"કેમ?"



મુંજાલ અને કીર્તિદેવ. જુઓ પૃષ્ઠ ૧૨૫

"દરેક દૃષ્ટિએ મ્હેં વિચાર કર્યો છે. રાજ્યમાતા તરીકે, ત્હારી–"કહી રાણી બરોબર શબ્દ બોલવા જરા અટકયાં અને આગળ ચલાવ્યું—"માલીક તરીકે, મ્હારૂં શાસન છે. હવે થયું?"

"પણ મ્હારૂં સાંભળો નહિ?"

"ના—"

"ત્યારે મ્હારે તમ્હારૂં શાસન પણ કબુલ નથી" કહી જીદમાં મુંજાલ ઉઠીને ઉભો થઇ ગયો.

"મ્હારા શબ્દે સેંકડો પરણ્યાં છે–ને સેંકડો રાંડયાં છે. તે શબ્દ શું ઉથામશે? ને તે તું જ" કહી રાણી જોઇ રહી. "બોલ! તું શું કહેવા માંગે છે."

"દેવી! તમ્હે આટલા જુસ્સામાં આવી બોલો છો તે શું બતાવે તે ખબર છે?" ધીમેથી મુંજાલે પૂછ્યું. "મીનળદેવીને આવાં આપખુદી કોઇએ જોયાં છે? તે જ બતાવે છે કે નથી મ્હારૂં હૈયું બદલાયું–કે નથી તમ્હારૂં."

"તેથી શું?"

"તેથી જ બધું."

"મ્હને સ્હમજ નથી પડતી "મીનળદેવીએ વિચારમાં પડી કહ્યું.

"એક ફુલકુંવરને તો રીબાવી રીબાવી મારી નાંખી; બીજીને મારી નાંખવાનું મ્હારામાં જોર નથી."

મીનળદેવીને સખત ફટકો લાગ્યો–તે ચમકીને આભાં બની ગયાં. જાણતાં અજાણતાં હાથ છાતીપર મુકી દાબ્યો, દબાઇ ગયો.

"ઐકેલા ચોપડા ઉપાડવા નહિં. ચાલે તેમ ચાલવા દેવામાં જ માલ છે."

"મુંજાલ! મ્હારી બ્હીક લાગે છે?"

"ના મ્હારા પોતાના હૃદયની."

"આ પશ્ચાતાપ પરથી નથી લાગતું કે એવો વખત નહિં આવે?"

"અત્યારે આપણાં હૈયાપરથી નથી લાગતું કે એવો વખત જરૂર આવે?"

"ના. ના. મ્હેં ફુલકુંવર ત્હને ખોવડાવી" ખિન્ન અવાજે રાણીએ કહ્યું "બીજી મ્હારે અપાવવી જોઇએ."

"ના. જ્હેણે મ્હને મંત્રીઓમાં શ્રેષ્ઠ થતાં શીખવ્યું તે જ મ્હારે બસ છે" ગર્વથી મુંજાલે કહ્યું.

થોડીવાર કોઇ બોલ્યું નહિં; આખરે રાણીએ કહ્યું: "ભલે જે થશે તે. ત્હારે પરણવું તો પડશે જ"

મુંજાલે મ્લાનવદને તખીયત વાળી દીધી ને છાતીપર માથું ઝુકાવ્યું.

"ઉલટાં આપણે દુઃખી થઇશું."

"કદી નહિં. ત્હને સુખી જોઇ હું સુખ માનીશ."

"તે પણ દુઃખી થશે."

"નહિં થવા દઉં. તે મ્હારા હાથમાં છે."

"આ માત્ર જીદ છે. હોં."

"ભલે."

"જીદ! જીદ!" વિચારના ઉંડાણમાંથી મુંજાલ બોલ્યો "હજુ એ તમ્હારી ટેવ ગઇ નથી."

"અને જવાની નથી."

"ઠીક. ત્યારે હું પણ રાતે વિચાર કરી જોઇશ. સવ્હારે વાત" કહી નમસ્કાર કરી, ખિન્ન હૃદયે મુંજાલ ચાલવા માંડયો.

♠

## પ્રકરણ ૧૩ મું.

♠

### હૃદયયજ્ઞ.

♠

મુંજાલ, હૃદયની અકથ્ય વ્યથાથી મૂગો બની ચાલ્યો ગયો; અને મીનળદેવી થોડો વખત બારણા તરફ જોઇ રહ્યાં. ત્હેની આંખમાં આંસુ આવ્યાં; ત્હેનું હૈયું ભરાઇ આવ્યું. જ્યારથી આ પ્રશ્ન પાછો ઉભો થયો હતો ત્યારથી ત્હેનું હૈયું ચીરાઇ જતું હતું; અને મહા મહેનતે, રાત અને દિવસના વિચારને પરિણામે મુંજાલને કહેવા જેટલું સ્વાસ્થ્ય ત્હેણે મેળવ્યું હતું. અને આ મુશ્કેલીને લીધે જ જેવી જોઇએ તેવી ખુબીથી તે મુંજાલને સ્હમજાવી શકી નહિં.

કાશમીરાદેવીના સચોટ વચનથી ત્હેના વિચારો જુદી જ દિશામાં વળ્યા હતા; અને તેમ થવાથી નવાં દૃષ્ટિબિન્દુ, નવા ભાવો નજરે ચ્હડયા હતા. ત્હેના વિશુદ્ધ પ્રેમનું વધારે શુદ્ધ પ્રેમમાં રૂપાન્તર થયું હતું; અને તે રૂપાન્તરથી મુંજાલને પરણાવવાનો ત્હેનો નિશ્ચય દૃઢ થયો હતો. મુંજાલ ના કહેતો હતો. ત્હેનું કારણ પણ તે સ્હમજતી હતી; પણ તે કારણ ત્હેને નજીવું લાગતું હતું.

મુંજાલ ગયા પછી ત્હેણે કયાં સુધી વિચાર કર્યો; વિચાર કરતાં ત્હેનું હૈયું ભરાઇ ગયું; રસસાગરના તરંગોની પરંપરા ત્હેમાં ઉછળી રહી; ત્હેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં.

ત્હેણે સૂવા પ્રયત્ન કર્યો, પણ ત્હેમાં સફલ થઇ નહિં. આખરે ઉઠી–બધો ગઢ શાન્ત થઇ રહ્યો હતો.

"રૂપાં!" ત્હેણે પોતાની દાસીને બૂમ મારી.

"બા" દાસી ઉઠીને આગળ આવી.

"પેલો દીવો હાથમાં લે."

મૂંગે મ્હોડે દાસીએ દીવો લીધો અને તે બન્ને મુંજાલ સૂતો હતો ત્યાં ગયાં.

રાણી અને મુંજાલનો સંબંધ નિષ્કલંક અને શુદ્ધ હતો. ત્હેમની પવિત્રતા કલંકને સ્વપ્ને પણ આવવા દેતી નહિં. મીનળદેવીએ દાસીને બારણા વચ્ચે–જોઇ શકે પણ સાંભળી ન શકે–એમ બેસાડી; અને પોતે અગાશીમાં જ્યાં મુંજાલ સૂતો હતો ત્યાં ગઇ.

રાણીએ ધીમેથી 'મુંજાલ' કહી બૂમ મારી–ચપલ અમાત્ય તરતજ જાગ્યો, અને બેઠો થઇ ગયો.

"દેવી!" કહી અચંબો પામેલો મુંજાલ પથારીમાંથી નીચે ઉતરી બેઠો. મીનળદેવી પથારીની કોર પર બેઠી.

"મુંજાલ! તું ગયો, પણ મ્હને ઉંઘ નહિં આવી. આ બાબતની વાત આપણે પૂરી કરવી જોઇએ."

"શું પૂરી કરીયે? તમ્હે મ્હને પરણાવવા માંગો છે, મ્હારે પરણવું નથી. તમ્હે ધારો છો કે હું તેથી સુખી થઇશ, હું માનું છું કે આપણે બન્ને દુઃખી થઇશું. એમાં હવે પૂરૂં શું કરવું હતું?"

"પૂરૂં કરવાનું હજુ ઘણું છે."

"શું?"

"મ્હારા પાપનું પ્રાયશ્ચિત. મુંજાલ! તું નિઃસ્વાર્થી છે. કોઇ દિવસ ત્હેં એમ વિચાર કર્યો છે કે આપણા બેમાં હું ઘણીજ અધમ અને સ્વાર્થી છું?"

"ના."

"ત્યારે એ ત્હારી મ્હોટાઇ દેખાડે છે. એટલું જ."

"કેમ?" જરા હસીને મુંજાલે કહ્યું.

"કેમ શું? મ્હારે અત્યારે બધું ભર્યું પૂરું છે. સ્નેહસમર્પણ કરવા મહારાજની યાદ છે–કલ્પનાનો આનંદ ભોગવવો હોય તો તું છે–મ્હારૂં હૈયું ઠારવા જયદેવ જેવો જાયો છે–માન ને ભક્તિની ભૂખ પૂરવા વહુએ છે. અને ત્હારે કોઇ નથી."

"કેમ કોઇ નથી?" કૃત્રિમ હાસ્ય કરી મુંજાલે પૂછ્યું. "તમ્હે છો–જયદેવ છે–ત્રિભુવન છે."

"નામનાં–કહેવાનાં. ત્હને બધાની ખોટ છે. તું તો અરણ્યમાં એકલા ઉભેલા તાડ જેવો અટુલો છે." કહી મીનળદેવીએ આંસું લૂછ્યાં. મુંજાલનું પણ હૈયું જરા ભરાઇ આવ્યું. "સંસાર, મર્યાદા, નીતિ મ્હને ત્હારાથી દૂર રાખે છે–ત્હારો ધાક બીજાને દૂર રાખે છે; એટલે તું તો એકલો ને એકલો જ."

"દેવી! દેવી!" જરા અશાન્તપણે મુંજાલે કહ્યું "આવું આવું શા માટે બોલો છો? નકામું તમ્હારૂં હૃદય ચીરાય છે, ને મ્હારૂં હૃદય ચીરાય છે."

"ચીરાવા દે. પણ કોઇ કોઇ વખત અંદર રહેલા વિચારો બ્હાર નીકળવા તો દે. જ્યારે ત્હારો ને મ્હારો હું વિચાર કરૂં છું ત્યારે મ્હારો જીવ કહ્યું કરતો નથી."

"કેમ?"

"કેમ શું? પ્રભુએ મૂગા રહેવાં તો સરજ્યાં છે. પણ હું નહિં ગાઇશ ત્યારે ત્હારા ગુણ કોણ ગાશે?"

"પણ મ્હારે ગુણ ગવડાવવા નથી. હું જે કાંઇ કરૂં છું તે મ્હારા સ્વાર્થ માટે કરૂં છું–મ્હારા સુખ માટે કરૂં છું."

"મુંજાલ" રાણી વચ્ચે બોલી "પાંચ વર્ષ પહેલાં હું એ માનત. ત્હને ખબર છે? જુવાનીનું હૃદય બધું લેવા માંગે છે–અધીઠ વયે આપવા ઇચ્છે છે. મ્હારે રાણી થવું હતું–મ્હારા પાટણને પ્રભાવશાળી બનાવવું હતું–મ્હારા દીકરાને ત્હેનો માલીક બનાવવો હતો. એ બધું કામ કરવાનું મ્હેં ત્હારી પાસે વચન લીધું–અને તે વચન ત્હેં પાળ્યું. પ્હેલાં મ્હારામાં મદ હતો–હવે તે ગળી ગયો છે. ત્હેં શું કર્યું તે હું જોઇ શકું છું. આ વચન પાળવા ત્હેં અભિમાનનો, સુખનો, સ્વાર્થનો, સંસારનો ત્યાગ કર્યો; ભરજુવાનીમાં મ્હારા જેવા સ્વાર્થીનું હાસ્ય ત્હારૂં ધ્યેય બનાવી તું અડગ પ્રેમતપ આચરી રહ્યો; ત્હારી બાહોશી ને બુદ્ધિનો અખૂટ ભંડાર મ્હારા પગ આગળ ખાલી કર્યો; તું સ્વાર્થી હતો છતાં મ્હારે ખાતર પરમાર્થી બની પરમ-રાજ્યભક્ત થઇ રહ્યો; સંસારી છતાં તું મ્હારે માટે સન્યાસી બન્યો. મુંજાલ! મુંજાલ! તેં શું કરવામાં મણા રાખી? હું

જોઉં છું–તું નહિં હોત તો મ્હારૂં મ્હારા છોકરાનું શું થાત!"

"દેવી! કેટલું કહેશો? માત્ર જમે પાસું જ દેખાડશો? હું આ બધું કોને પ્રતાપે કરી શકયો તે કેમ વિસરી જાઓ છો?"

"ત્હારે પોતાને."

"ના. તમ્હારે પ્રતાપે–મ્હારી બુદ્ધિ ચાલી હોય તે તમ્હારી પ્રેરણાથી, મ્હારો બાહુ ચાલ્યો હોય તો તમ્હારી શક્તિથી. તેથી જ દેવી, હવે એ પ્રેરણા, એ શક્તિ નથી છોડાતાં–તે જીવનના તંતુએ તંતુ સાથે વણાઇ ગયાં છે. તેથી જ હવે નવો વણાટ વણવાની હિંમત નથી ચાલતી, ને મન પણ નથી થતું."

"એ જ ભૂલ છે."

"કેમ?"

"ત્હારા વિચાર હજુ જુવાનીની આંખે જુવે છે. ત્હને ભાન નથી કે ત્હારૂં હૈયું હવે જુવાન નથી."

"કોણે કહ્યું?"

"હું કહું છું. આઘી બેઠી બેઠી ત્હારી રગે રગ હું પારખી શકું છું."

"ત્હેમાં શું પારખ્યું?"

"ઘણી વસ્તુઓ. એક તો એ કે સત્તા, પ્રભાવ એ જુવાનીમાં ચાલે; અધોડ વયે તો જીવનનું લક્ષ્યબિન્દુ બદલાય."

"તમ્હારા અનુભવથી કહો છો?"

"હા–ને ત્હારા અનુભવથી પણ–."

"એટલે તમ્હે એમ માનો છો, કે મ્હારામાં સત્તાનો શોખ, મહત્તાની અભિલાષા જતાં રહ્યાં છે?"

"ના. પણ સુખની અભિલાષા વધી છે."

"ત્યારે તમ્હારી ભૂલ છે. હું તેવો ને તેવો જ છું."

"ત્યારે તું નરપિશાચ હોવો જોઇએ. પણ તે તું નથી. તું તો બત્રીસ લક્ષણો છે. ત્હારા સંસ્કાર પૂરેપૂરા ખીલ્યા છે. માટે જ ત્હારો પ્રભાવ સાચવી રાખવા યોગ્ય સામગ્રી જોઇએ."

"અને તે સામગ્રી શું બૈરી પૂરી પાડશે?"

"હા."

"કેવી રીતે?"

"ત્હને સંસાર જોડે સોનાની સાંકળે બાંધશે. ખરૂં કહે. ત્હને પોતાને નથી લાગતું કે તું એકલો અટુલો થઇ ગયો છે." રાણીએ સ્નેહભીની નજરે પૂછ્યું. એ બે દૂર બેઠાં હતાં; ધીમેથી, સંયમથી વાત કરતાં હતાં; પણ હેમના નયનોમાં અનિર્વાચ પ્રેમનાં પ્રતિબિંબો પડતાં હતાં.

"ખરૂં કહું?" શોકમય અવાજે મુંજાલે કહ્યું. "લાગે છે. તે દિવસે સજ્જનમ્હેતાના વાડામાં ગયો ત્યારે મ્હારો જીવ છેક ચ્હડયો હતો. મ્હને શેઠાણી યાદ આવ્યાં. જો ત્હેનો છોકરો જીવ્યો હોત તો મ્હને આટલું લાગત નહિં" વેદનાની કરચલીઓ રાણીએ કપાળ પરથી પરસેવો લુછી દૂર કરી.

"હું શું કહેતી હતી?"

"તમ્હારી વાત ખરી છે. પણ આ ઉમરે નવા પ્રયોગો કરવાની હિંમત નથી."

"મૂરખ છે. એમાં શું?"

"પછી આપણું શું?" માર્મિક દૃષ્ટિ નાંખી મુંજાલે પૂછ્યું.

"મુંજાલ!" રાણીએ ગંભીર અવાજે કહ્યું "આપણે ખાતર જ ત્હારે પરણવું જોઇએ."

"કેમ?"

"જ્યાં સુધી તું આમ એકલો રહેશે ત્યાં સુધી આપણાં હૃદય કલંકિત રહેવાનાં."

"શું કહો છો?" ચમકીને મુંજાલે પૂછ્યું.

"મુંજાલ! તું નથી પરણતો કારણ કે ત્હારાથી ચંદ્રપૂરની મીનળકુંવરી વિસરાતી નથી; હું મ્હારા ખરા હૃદયથી ત્હને પરણાવા નથી માંગતી કારણકે તું ચંદ્રપુર આવેલો જુવાન નગરશેઠ જ છે એમ મ્હારૂં હૈયું માનવા માગે છે. બન્ને વિચારમાં પાપ છે."

"દેવી! પાપ એ ભયંકર શબ્દ છે. વર્ષો થયાં આમ રહ્યાં–છતાં પાપ!"

"હા આપણે ડાહ્યાં છીયે–નીતેમાન છીયે–છતાં પાપી છીયે. બે હૈયાં એક તાલે નાચે છે." મુંજાલ જોઇ રહ્યો. રાણીએ આગળ ચલાવ્યું. "એટલું જ નહિં, પણ હજુ એમ નાચ્યા જ કરવા માંગે છે. એ બંધ કરવું જોઇએ."

"એ કાંઇ બંધ થવાનું હતું?"

"ભલે બંધ ન થાય. પણ ત્હેને એક તાલે નાચવા દેવાની સુગમતા શા માટે કરી આપવી? મુંજાલ! તું મંત્રીઓમાં શ્રેષ્ઠ થાય તે મ્હારે જોવાનું છે. હું સતીઓમાં શ્રેષ્ઠ થાઉં એ ત્હારે જોવું જોઇએ."

"અને ત્હમે છો જ. દેવી! આટલો પ્રેમ છતાં, આટલી સુગમતા છતાં, આટલા પ્રસંગ છતાં આવું સતીત્વ કોણ સાચવી રહ્યું છે?"

"ના. મુંજાલ, ના! મ્હારૂં સતીત્વ તું પરણે ત્યારે સંપૂર્ણ થાય."

"કેમ?"

"તું કોઇ બીજાનો થાય તે મ્હને સાલે છે; કારણ કે હું ત્હને મ્હારો ગણું છું. જ્યાં સુધી એ હૈયું સાલે છે ત્યાં સુધી તે નિમકહરામ છે. કોઇ જાણતું નથી પણ એ જીવતું જાગતું કલંક છે. એ કલંક ત્હને પરણાવી મ્હારે દૂર કરવું છે."

"એટલે ?" ઉંડા વિચારમાં પડેલો **મુંજાલ** ધીમેથી બોલ્યો "તમ્હારે મ્હારા પરથી હક દાવો ઉઠાવવો છે ?"

"ના. તું મ્હારો જ છે–કાચા સુતરને તાંતણે બાંધેલો."

"ત્યારે."

"પણ મ્હારે એ તાંતણો શુદ્ધ અને દૈવી બનાવવો છે. એમ મ્હારે અપવિત્રતાનો અંશ પણ જોઇતો નથી. મ્હારા હૈયાની મ્હારે આહુતિ આપવી છે. ત્યાર વગર મ્હારૂં સતીત્વ કેમ સિદ્ધ થાય ? ત્યાર વગર આપણી પ્રતિજ્ઞા કેમ પળાય ?"

"દેવી ! તમ્હે ગુરુઓનાં પણ ગુરુ છો. આપણી પ્રતિજ્ઞા પાળતાં તો હૈયાનાં ટીપેટીપાં સુકાઇ જશે."

"મુંજાલ ! આવી પ્રતિજ્ઞા આપણા જેવાં જ કરે ને આપણાં જેવાં જ પાળે. એમાંજ આપણી મ્હોટાઇ છે–એમ્હાંજ આપણે રાચવું જોઇએ."

"તે તો મ્હને પણ લાગે છે." વિચારમાંથી મુક્ત થતા દૃઢતાથી **મુંજાલે** કહ્યું. "ખરી વાત છે. આપણી પ્રતિજ્ઞા પર જ આપણી મહત્તા રચાઇ છે. જો આપણને સુબુદ્ધિ નહિં આવી હોત, જો આપણે કલંકિત થયાં હોત તો આજે પાટણનું નામ નિશાને ન હોત; આજે દેખાતા સૂર્યસમા તેજસ્વી ભવિષ્યનું ક્યારનું એ ગ્રહણ થઈ ગયું હોત."

પાંચ પલ બન્નેએ એક બીજાની સ્હામું જોયા કર્યું. પ્રતિજ્ઞાના સ્મરણે પેદા કરેલા પવિત્ર વાતાવરણથી બન્ને જણ ગંભીર બની, નિઃશબ્દ થયાં. થોડીવારે **મીનળદેવીએ** પૂછ્યું "કેમ હવે પરણશે ?"

**મુંજાલે** માત્ર ડોકું છાતીપર ઝુકાવ્યું.

"**મુંજાલ** !" કહી **મીનળદેવી** ઉભી થઇ ગઇ. **મુંજાલ** પણ ઉભો થયો; પણ તે અસ્વસ્થ બની ભોંય સ્હામું જોઇ રહ્યો. **મીનળદેવી** ત્હેની પાસે ગઇ, ધીમેથી ત્હેના ખભા પર હાથ મૂક્યો "**મુંજાલ** ! ખેદ કરવાનું કામ નથી."

"હું ખેદ કરતો નથી" મહામહેનતે ગળું ખંખારી **મુંજાલે** કહ્યું "હું તો એક મુનિ મહારાજનો પ્રશ્ન સંભારૂં છું."

"શો ?"

"ત્યાગ મ્હોટો કે તૃપ્તિ ?"

"તું શું ધારે છે ?" **મુંજાલના** હૈયામાં ચાલતી ધડભાંગ જોઇ આંખમાં આંસુ લાવી **મીનળદેવીએ** પૂછ્યું.

"તમ્હારી આજ્ઞા છે કે ત્યાગ મ્હોટો."

"પણ તું શું ધારે છે ?"

"હું ધારતો નથી–હું તમ્હારી આજ્ઞા પાળું છું. ત્યાગ મ્હોટો, તૃપ્તિ નહિં." કહી નિશ્ચયાત્મક બુદ્ધિથી તખીયેત વાળી **મુંજાલે** ઉંચું જોયું અને રાણી સ્હામું સ્થિર નયને જોઇ રહ્યો. "દેવી તમ્હે **પાટણના** ખરેખરાં જગદમ્બા છો."

"**મુંજાલ** !" અશ્રુપૂર્ણ અવાજે **મીનળે** કહ્યું "તે ત્યારે જ લીધે" અને ત્યાંથી ઝપાટાબંધ તે ચાલી ગઇ.

♠

## પ્રકરણ ૧૪ મું.

♠

### બે કેદીઓ.

♠

જ્યારે **મંજરી** જાગી ત્યારે તે એકલી એક ઓરડીમાં પડી હતી. તે ઉઠી, ચારે તરફ ગભરાઇને જોયું, અને વિચાર કરવા લાગી. આખરે ત્હેને યાદ આવ્યું કે તે છેલ્લી ભાનમાં હતી ત્યારે **મંડલેશ્વર** તથા **કાશ્મીરાદેવી** સાથે તે હતી, અને ત્યાંથી ત્હેને કોઇ ઉપાડી લાવ્યું. ત્હેને ઉપાડી લાવનાર ઉદો જ હોવો જોઇએ એમ ત્હેને ખાત્રી થઇ.

તે એકલી હતી એટલે ત્હેને હિંમત આવી. તે ઉઠી. ઓરડી ન્હાની પણ સગવડ ભરેલી હતી; બારણું બ્હારથી વાસેલું હતું; માત્ર બે મજબુત પત્થરની જાળીમાંથી આભાસ આવતો હતો. ત્હેણે ક્યાં સુધી જાળીમાંથી જોયા કર્યું, ત્યારે ત્હેને સ્હમજાયું કે તે જાળી બ્હાર ન્હોતી પડતી પણ એક મ્હોટા કુવાની અંદરની ગોળ ભીંતમાં પડતી હતી.

**મંજરીની** કલ્પના ખરી હતી. બ્હારથી જણાય નહિં તેમ, આ ઓરડીમાં અજવાળું પડે માટે કોઇ ઉસ્તાદ કારીગરે વાવનો એક જૂનો કુવો પૂરી નાંખી ત્હેની ભીંતોમાં અંદરથી આ જાળીઓ પાડી હતી; અને આ કુવો ઘણો ઉંડો, અને અવડ હોવાથી કોઇ ત્હેની પાસે આવતું નહિં, અને આવે તો આટલા મ્હોટા કુવામાં અડધે પત્થરમાં કાણાં છે કે

નહિ તે જોવાની તસ્દી લેતું નહિ આથી આ નિવાસનો ભેદ જળવાતો.

પોતાની કલ્પના ખરી છે કે કેમ હેની ખાત્રી કરવા મંજરીએ જરાક ધાંટો કહાડી 'ઓં' કર્યું; જવાબમાં કુવાએ ગંભીર પ્રતિશબ્દ કર્યો.

મંજરીને પોતાની સ્થિતિનો ખ્યાલ આવ્યો. પોતે નિરાધાર, એકલી, જીવન્ત સૃષ્ટિથી વિખુટી પડી હતી. મનમાં એમ પણ વિચાર આવ્યો કે કાક હેને ખોળી કહાડયા વિના રહેવાનો ન્હોતો. પણ હેના ગર્વીષ્ટ હૃદયે આ વિચાર દબાવ્યો. તે હોઠ દાબી ઉભી થઇ ગઇ. તે કવિકુલશીરોમણીની છોકરી, આવા નિર્માલ્ય વિચારો કરે! मन एव मनुष्याणां कारण बंध मोक्षयो " તે બબડી.

થોડી વારે બારણું ઉઘડયું અને મૂગો મૂગો સુરપાલ આવ્યો. તે ઇશારતથી મંજરીને બ્હાર લઇ ગયો, અને બ્હારની ઓરડીમાં એક ચોક હતો ત્યાં હેને ન્હાવાનું પાણી આપ્યું. રખેને પોતે આ બન્દીખાનાના રખેવાળ આગળ કાંઇ નિર્બલતા બતાવી દે એવા ભયથી મંજરીએ હેની સ્હામું જોયું પણ નહિ. ત્યાં આગળ દેવતા અને રાંધવાની સામગ્રી હતી તે દેખાડી સુરપાળ મૂગો મૂગો ચાલ્યો ગયો.

મંજરીએ સ્નાન કર્યું; થોડુંક રાંધી ખાધું; અને પાછી પોતાની ઓરડીમાં આવી. થોડી વારે રખેવાળ આવી હેના બારણા બંધ કરી ગયો.

મંજરી થોડો વખત નિર્ગત થઇ પડી રહી, થોડુંક ઉંઘી અને કુવામાં પડતા સૂર્યના તેજના ઓળા મીઠા થવા માંડયાં એટલે જાગી આગળ આવી બેઠી. જેમ ઓળા ઓછા થતા ગયા તેમ હેના રસિક હૃદયમાં કવિઓનાં અનેક પદો ઉભરાવા માંડયાં. શૃંગાર અને વિરરસમાં ઝુલતી તે ધીમે ધીમે ગણગણવા માંડી; કરૂણારસ પ્રધાન થતાં ગણગણાટ સ્પષ્ટ થયો—હેણે ધીમેથી ગાવા માંડયું.

ગાતાં તે ચમકી, ગભરાઈ, જોઈ રહી—સ્હામું કોઇ તેજ શબ્દો બોલતું હતું. હેણે ધ્યાનપૂર્વક જોયું, અને પોતાની મૂર્ખાઇ પર હસીઃ સ્હામું કોઇ બોલતું ન્હોતું, માત્ર કુવામાં હેના બોલનો સ્પષ્ટ પડઘો પડતો હતો. તે હસી; પ્રભુએ હેને અણધારેલો મિત્ર મોકલ્યો હોય તેમ લાગ્યું. હેણે મ્હોટેથી ગાવા માંડયું—કુવાએ તેવોજ મીઠો પ્રતિશબ્દ કર્યો. બોલતાં બોલતાં હેનું હૃદય, વૈરાગ્ય પામવા લાગ્યું—દુનિયાની લાલસાની નિરર્થકતાનું ભાન અનુભવવા લાગ્યું. પોતાના તરફ, સૃષ્ટિ તરફ તિરસ્કાર દર્શાવતાં હેને ભર્તૃહરિનાં પ્રશ્નો યાદ આવ્યા.

जीर्णाकन्थाततः किं सितममल पटं
पटवस्त्रं ततः किं–
मेकाभार्याततः किं हयकरि सुगुणै
राबृतो वा ततः किम् ।
भक्तं भुक्तं ततः किं कदशनमथवा
वासरान्ते ततः किं ॥
व्यक्तज्योतिर्न वान्तर्मथितभवभयं
वैभवं वा ततः किम् ॥ १ ॥

હેણે દયાર્દ્ર સૂરે આ ગાયું; કુવામાં ! હેનો તેથી પણ શોકભર્યો જવાબ આવ્યો. મંજરી પોતાના દુઃખમાં ગરકાવ થઈ ગઇ; અને હૃદયમાં ઉભા થતાં ડુસકાંઓ રોકવાનું મથામણ કરી રહી.

તે મૂગી રહી એટલે કુવામાંથી પ્રતિશબ્દોનો પડઘો આવ્યો. કોઇ સંસ્કૃત શ્લોકથી હેને સંબોધતું હતું. તે સમયમાં વિદ્યા મેળવવી મુશ્કેલ હતી, અને શુદ્ધ સંસ્કૃતમાં બોલી શકે એવા ગણ્યાગાંઠયા જ માણસો જડતા; આ કારણથી તે ભાષાના બોલનારાઓ ઉચ્ચ કોટીના વિદ્વજ્જનોજ હોઇ શકે એમ મનાતું. એકાન્તવાસમાં અચાનક સંભળાતા સંગીતથી મંજરી ચકિત બની અને ધ્યાનપૂર્વક સાંભળી રહી.

બોલનારનો અવાજ સંસ્કારી અને મરદાની હતો. હેના ઉચ્ચાર અને ભાષા ઉંચા પ્રકારની વિદ્વત્તા દાખવતાં. વિદ્યાવિલાસી મંજરી આ પ્રમાણે સાંભળી રહી—

---

૧ જીર્ણકન્થા હોય તોયે શું. શ્વેત શુદ્ધ રેશમી લુગડું હોય તોયે શું? માત્ર એક સ્ત્રી હોય તોયે શું અથવા ઘોડા અને હાથીનો શોભીતો સમૂહ આસપાસ હોય તોયે શું. સરસ ખાવાનું હોય તોયે શું અથવા દિવસને અન્તે જાડું ખાવાનું હોય તોયે શું? અન્તર જ્યોતિ પ્રગટી હોય તેથી શું કે ભવનો ભય નાશ થયો છે એવો વૈભવ હોય તોયે શું?

कारागारं सुधाभिर्बलिसदनमिव प्लावयन्ती समन्तात्।
वाग्भिः कर्णप्रियाभिर्विशरणशरणे कासि कारुण्यमूर्ते ॥
ज्ञात्वा तृष्णां ममैकामघहिमहमहाकालपादोपसेवाम् ।
प्राप्ता किं भक्तरक्ता सकलकलिहरा शर्मदा शांभवी श्रीः ॥ ( २ )

अवन्तिनाथेनसनाथकं मां विज्ञाय कल्याणविधायिनी त्वम् । किमागता दुर्गतसाह्यशीला मातर् वृषाङ्काङ्कसुखं विहाय ॥ ३ ॥

માણુસના સહવાસથી પેદા થતા આશ્વાસનથી મંજરીને હિંમત આવી. જ્યાં ચલીયું પણ ન ચરે ત્યાં બીજા માણુસનો અવાજ—અને તે સંસ્કૃતી, મીઠા, ત્હેનાં હૃદયની માતૃભાષા સંસ્કૃતમાં. હર્ષઘેલી મંજરી ઉભી થઇ જાળી પાસે આવી—થોડી વારમાં મનમાં શ્લોક બનાવ્યો—અને પોતાનો પ્રત્યુત્તર આપ્યો.

પ્રત્યુત્તર આપતાં ઉદાએ દીધેલાં દુઃખો ત્હેને યાદ આવ્યાં; અને બીજી લીટી બોલતાં જગતને શાપ દેવા તૈયાર બનેલી ચંડિકા હોય તેમ ત્હેના નયનોમાં વિશ્વસંહારક અગ્નિ પ્રજ્વલ્યો. બોલી:

नो देवी–परिदेविनी मनुसुता मर्मार्तिभिः पीडिता ।
पापौघैर्निखिलैः खलै रहमिमां कष्टां दशां प्रापिता ॥
पीयूषप्रतिमूर्तिभिर्जलधरः सारङ्गमद्भिर्यथा ।
वाग्भिर्मां पुनरत्र कोऽसि भगवन् दीनां त्वमुज्जीवयन् ॥४॥

શ્લોક ધીમેથી, સ્પષ્ટતાથી બોલી, આનંદમાં આવી ગયેલી મંજરી જવાબની રાહ જોતી ઉભી રહી. પોતાનું દુઃખ, પોતાની નિરાધારી, પોતાના પર ઉદાએ ગુજારેલો જુલમ તે વિસરી ગઇ અને આવા સ્થાનમાં આવા સંસ્કારવાળો માણુસ ક્યાંથી આવવા પામ્યો તે જાણુવા એ તલસી રહી.

થોડી વારે જવાબ આવ્યો, અને કાન માંડી તે સાંભળવા લાગી.

निःशेषै राजवृन्दैर्मुकुटमणिरुचा धौतपादाब्जयुग्मः
नित्यं जाज्वल्यमानः परविपिनदवोऽवन्तिपो लक्ष्मवर्मा।
योऽसौ तत्प्रीतिपात्रं प्रथममुपगवः क्षत्रवंशावतंसः
तस्याहं दिव्यकीर्तेः प्रथितभुजबलः कीर्तिदेवस्तनूजः ॥ ५ ॥

કીર્તિદેવ જરા થોભ્યો, મંજરી ઉંચેશ્વાસે સાંભળી રહી.

प्रद्वेषिणो यस्य भुजप्रभावाद्यमालयातिथ्यभुजो भवन्ति।
सोऽहं यथानाम सुकीर्तिदेवोऽप्यकीर्तिदे वेश्मनि संनिविष्ट ॥ ६ ॥

---

૨ સુધાવડે બલિસદનનું પ્લાવન કરતી હો તેમ સર્વતઃ કારાગારનું કર્ણપ્રિય વાણીથી પ્લાવન કરતી, હે કારૂણ્યમૂર્તિ, વિશરણુશરણ, તું કોણુ છે? પાપરૂપહિમનો નાશ કરનાર મહાકાલની ચરણુસેવારૂપ મારી એક તૃષ્ણા છે તે જાણીને શું, ભક્તરક્ત, સકલકલિહરા, શાન્તિદા શ્રીશંકરની શ્રી આવી પ્હોંચી છે?

૩ અવન્તિનાથ મારો નાથ છે એ જાણીને, હે માતા, કલ્યાણુકારિણી અને દુઃખીને સાહ્ય કરવાવાળી તું શંકરના ઉત્સંગનું સુખ તજીને આવી છો શું?

૪ હું દેવી નથી—મર્મવ્યાધિથી પીડાએલી, પાપના ઓઘરૂપ સર્વ ખલોએ આવી કાષ્ટમય દશાએ પ્હોચાડેલી, હું મનુસુતા—માનવ જાતિની સ્ત્રી–છું. જલધર અમૃતસમાન જળધારા વડે ચાતકને જીવાડે તેમ અમૃતરૂપ વાણી વડે મને ઉજ્જીવિત કરતો, હે ભગવન, તું કોણુ છે?

૫ સર્વ રાજમંડળ મુકુટમણિની પ્રભાવડે જેનું ચરણુકમળદ્વય ધોવે છે એવો, હમેશા શત્રુવનના દાવાનલ સમો જાજ્વલ્યમાન અવન્તિપતિ લક્ષ્મવર્મા—તેની પ્રીતિનું પ્રથમ પાત્ર, ક્ષત્રવંશનું આભૂષણુ બનેલો, જે ઉપગવ ( ઉબક ) છે, તે દિવ્યકીર્તિ નરનો હું વિખ્યાત ભુજબળવાળો કીર્તિદેવનામક પુત્ર છું.

૬ જેના ભુજપ્રભાવથી શત્રુઓ યમરાજના મ્હેલનું આતિથ્ય લેવા જાય છે, તે હું યથાર્થનામ કીર્તિદેવ છતાં પણુ આજે આ અકીર્તિકર મકાનમાં પડ્યો છું.

મગરૂરીથી કીર્તિદેવે પોતાના ગુણ વર્ણવ્યા અને પછી મીઠાશથી પૂછ્યું.

बद्धोऽस्म्यबध्योऽप्यसखश्छलेन प्रधानमुख्यैः पिशुनप्रधानैः । कारागता त्वं वद कासि भद्रे संस्कारभद्रां गिरमुद्गिरन्ती ॥ ७ ॥

पुण्याक्षरैः कैरभिधीयसे त्वं पुनासि वासेन निकेतनं किम्
को भाग्यशाली रिपुदण्डचण्डस्त्वनन्यवासस्तवहृन्निवासः ॥ ८ ॥

આ શ્લોક સાંભળતાં ત્હેનું હૈયું ઉછળી રહ્યું. શું કીર્તિદેવ અહિયાં ! જે મ્હારથીની પ્રશંસા ત્હેણે કાકને મ્હોડે સાંભળી હતી, જહેના રૂપ અને ગુણની ખ્યાતિથી આકર્ષાઇ ગઈ રાતે તે કાક સાથે મરદનો વેશ પહેરી સજ્જન મ્હેતાની વાડીમાં ગઇ હતી તેને અહિયાં પડેલો જોઇ તે વિસ્મય થઇ. ત્હેની સંસ્કારી ભાષા જોઈ ત્હેને માટે માન વધ્યું. આવા સુવિખ્યાત યોદ્ધાની સોબતથી ત્હેનું ભાવના વિલાસી હૃદય ગાંડુ થઈ ગયું. તે થોડી વાર મૂગી મૂગી ઉભી; પ્રશ્નનો શો જવાબ આપવો તે વિચાર કરવા લાગી.

આ પ્રશ્નોએ મંજરીના હરખાતા હૃદયને જરાક ગંભીર બનાવ્યું. રૂદ્રદત્ત જેવા કવિકુલશિરોમણિની પુત્રી તરીકે ઓલખાવું એ તો સારૂં; પણ પોતે કોની—કેવાની—કેવી રીતે બનેલી પત્ની ! પોતાના ધિક્કારને પાત્ર બનેલો કાક ત્હેને સાંભર્યો. ત્હેનું પરિચિત પણ અનાકર્ષક મુખ યાદ આવ્યું. આવાની પોતે સ્ત્રી, આ ત્હેનો સૌભાગ્યપાલક ! તેણે પહેલાં પોતાના બાપનું ઓલખાણ આપવાનો ઇરાદો દર્શાવ્યો. ત્હેના પ્રેમના પાત્રરૂપ પિતાના ગુણ ગાતાં ત્હેનું હૈયું ગર્વથી ઉછળી રહ્યું. ત્હેણે ધીમે ધીમે ગાયું:

पाखण्डाशयखण्डनैकरसिको गीर्वाणगीर्मण्डनः
चण्डःपण्डितमण्डले प्रतिदिनं मार्तण्डवद् भाति यः ।
यं पादप्रणतः स्तुते कविगणः सद्भारतीभारत
स्तातो मानपदं स पट्टनपतेः श्रीरुद्रभट्टो मम ॥ ९ ॥

समस्तसारस्वतवारिराशेः पारंगतो यः स्वधिया बभासे ।
विनाशहेतोरिव दुष्कवीनां तनुं दधानः कवितावतारः १०

આટલું બોલ્યા પછી તે અચકાઇને ઉભી રહી. શું પોતાના પરણેલા ધણીની વાત જ ન કરવી ? શું ત્હેને વિશે પૂછેલા સવાલનો જવાબ ખાઇ જવો ? ત્હેના પ્રમાણિક અંતઃકરણને આ ગમ્યું નહિં. ત્યારે શું કરવું ? કબૂલ કરવું કે કાક—એક રખડતો સુભટ્ટ તે ત્હેનો સૌભાગ્યપાલક ! મંજરીને શરમના માર્યાં ગુંગલામણ થયું. કાકને પતિ તરીકે ઓલખાવવામાં તેનો જીવ જતો હતો, ત્હેનો ગર્વ નષ્ટ થતો હતો. તેનું નામ ન દઈ ત્હેનો અને પોતાનો સંબંધ છુપાવવો તે પણ ગર્વ કરવા દે એમ ન્હોતું. આ વિચારોના ગભરામણથી આવેલો પરસેવો ત્હેણે લુછી મગજ સ્થિર કર્યું. ત્હેના મગજમાં ઝપાટાબંધ વિચારો પેદા થયાઃ પોતે કાકની સ્ત્રી હતી એ વાત હવે ફેરવાય એમ ન્હોતી. ત્હેનું કુલ શુદ્ધ બ્રાહ્મણનું હતું. જે જામદગ્નિની તે હૃદયમાં જપમાળ ધારતી હતી ત્હેનો જ તે ગોત્રજ હતો. ત્હેણે લાટને વશ કર્યું કતું—એકલે હાથે નવા ધણને મ્હાત કર્યો હતો. જયદેવનો તે જમણો હાથ હતો—ત્હેને પોતાને ત્હેણે ઘણીજ બહાદુરીથી બચાવી હતી. કોઇ કથાકાર પોતાની કથાના નાયકના પરાક્રમની યાદી કરે તેમ ત્હેના મગજે ઝપાટાબંધ યાદી કરી. ત્હેને સરવાળો સારો લાગ્યો—ત્હેમાં ઘણી અધમતા નજરે ન ચ્હડી.

---

૭ દુર્જનો જેમાં મુખ્ય છે તેવા પ્રધાન વગેરે પુરૂષોથી હું, અબધ્ય છતાં પણ એકલો હોઇ છલથી બંધાયો છું. સંસ્કારથી કલ્યાણરૂપ બનેલી વાણી ઉચ્ચારતી હે ભદ્રે, આ કારાગૃહમાં પડેલી તું કોણ છે ?

૮ કયા પુણ્યાક્ષરોનું તારૂં નામ બનેલું છે, તારા વાસથી કયું સ્થાન પાવન બને છે, શત્રુને દંડ દેવામાં ચંડ એવો કયો ભાગ્યશાલી નર છે કે જે અન્યવાસ તજીને તારાં હૃદયમાં જ વાસ કરી રહ્યો છે ?

૯ પાખણ્ડના આશયનું ખંડન કરવાનો અનન્ય રસિયો, ગીર્વાણવાણીનો અલંકાર, પણ્ડિતમંડલમાં જે સર્વદા સૂર્યસમ ચણ્ડ બની પ્રકાશી રહે છે, અને સુંદર વાણીની પ્રભામાં આનંદ લેતો કવિગણ ચરણમાં નમીને જેની સ્તુતિ કરે છે, એવો, પટ્ટનનરેશનું માનપાત્ર, શ્રીરૂદ્રભટ્ટ મારો પિતા છે.

૧૦ સમસ્ત સારસ્વત જલનિધિને પાર પ્હોંચેલો કે પોતાની બુદ્ધિથી દુષ્કવિના નાશ માટે દેહધરી રહેલો કવિતાવતાર હોય તેમ, પ્રકાશી રહ્યો છે.



આ કારાગૃહમાં મંજરી ચકીત બની અને ધ્યાનપૂર્વક કાન માંડી સાંભળી રહી.

કવિની અતિશયોક્તિ કરવાની સ્વાભાવિક ટેવથી ત્હેણે કાકનું ઓળખાણ આપવા માંડ્યું. ઓળખાણ આપતાં ત્હેની કલ્પનાશક્તિ ઉત્તેજીત બની, અને જાણે કાકને બદલે પરશુરામનું જ તે વર્ણન કરતી હોય તેમ બોલીઃ

**भीमाचारगुरुः पुरघ्नसदृशः प्रोद्दण्डशौण्डो मुनिः**
**मातृघ्नो जमदग्निजोऽग्निदहनस्तद्गोत्रमौलिर्यथा ।**
**शौर्यक्रौर्यविधौ तथैव निपुणः पुण्यप्रभावान्वितः**
**रेवातीरवितीर्णकीर्तिनिकरः काकारयच्छत्रुकः ॥ ११ ॥**

આટલું બોલતાં ત્હેનો જીવ ગયો—હૃદય ઘુંચવાયું–મગરૂર સ્વભાવે મ્હોમાંથી કાકનું નામ નીકળવા દીધું નહિં; ત્હેણે ત્હેના રસીલા હોઠ અરસિક દૃઢતામાં બીડયા; ગર્વના બળે, નેત્રમાંથી તેજ ફેંકતી તે અવગણના કરેલા પતિનું નામ બોલી—

**काकः**,—જરા અટકી અને ઝપાટાબંધ ચરણ પૂરૂં કર્યું.

**काकरुक्कारिरग्रवयसः शुष्काशनिस्तेजसा**

બીજું ચરણ બનાવતાં વાર લાગી. કાકે એકલે હાથે જુનાગઢના નવઘણ રા'ને પકડી લાવી કરેલું અપ્રતિમ પરાક્રમ યાદ આવવાથી ત્હેણે ચલાવ્યું.

**शीर्णं येन हि जीर्णदुर्गनृपतेर्मानं महामानिना ।**

આ ચરણથી ઉભી થયેલી માનસિક છબીથી તે કાક તરફનો ધિક્કાર પલવાર વિસરી જઇ ત્હેના ગુણ ગાવા લાગી.

**नीतिज्ञश्चकितप्रधानसचिवः कर्णात्मजाभ्यर्चितः**
**श्रीमन्मण्डलनाथसख्ययुगसौ**

વર્ણન પૂરૂ થયું; ચરણ અધુરૂં રહ્યું. ગુસ્સામાં તિરસ્કારમા તે બાકીના શબ્દો બોલીઃ

**सौभाग्यनाथो मम ॥ १२ ॥**

છેલ્લા શબ્દો બોલતાં ત્હેનું હૃદય ચીરાઇ ગયું; ત્હેને આંખે અંધારાં આવ્યાં. તે પોતાના મનથી પડી–ગંગાની માફક નીચે અને નીચે; ગર્વ છોડી કાકને પતિ સ્વિકારવાનું! ત્હેને ભીંત સાથે માથું પટકી મરી જવાની ઇચ્છા થઇ.

છેલ્લું એક ડુસ્કું આવ્યું જે મહા મહેનતે ત્હેણે દબાવ્યું. ત્હેને ખાત્રી થઇ કે તે અધમતાની નીચામાં નીચી પંક્તિ પર અત્યારે આવી રહી હતી. આ શ્લોક સાંભળી **કીર્તિદેવ**ના આશ્ચર્યનો પાર રહ્યો નહિં.

"શું કહો છો?" તે **સંસ્કૃત** છોડી બોલી ઉઠયો. અને પડઘાએ તે પ્રશ્ન **મંજરી**ને કર્યો "ભટ્ટરાજ **કાક**–મ્હારો વયસ્ય. તમ્હે અહિંયા કયાંથી?"

**મંજરી**એ ધીમે ધીમે પોતાનો ઇતિહાસ જણાવ્યો; અને આગળી રાતે **સર્જન**મ્હેતાના વાડામાં ભરાયેલી કાવત્રાબાજોની સભાનું વર્ણન આપ્યું. **કીર્તિદેવ** આશ્ચર્યથી સાંભળી રહ્યો.

"બ્હેન!" ત્હેણે **કાકે** દર્શાવેલા વિચાર સાંભળી કહ્યું "તમ્હારા ભાગ્યનો પાર નથી."

"કેમ?" અજાયબીથી **મંજરી**એ પૂછ્યું.

"ત્યાર વગર આવા પતિને પામ્યા છો."

**મંજરી** દિંગ થઇ ગઇ. શું કાક આવો બાહોશ ગણાતો હતો? આના જવાબમાં ત્હેના ગર્વિષ્ઠ હૃદયમાં માત્ર તિરસ્કાર પ્રસર્યો–એકાન્ત છતાં અભિમાનમાં ત્હેના હોઠ ભરડાયા.

"અને મ્હને પણ ખાત્રી છે.—"

"શું?"

"કે **કાક** તમ્હને છોડયા વિના રહેવાનો નથી" પોતાનાજ વિચારનું પ્રતિબિમ્બ આ શબ્દમાં જોઇ **મંજરી** વિચારમાં પડી. શું કાક ત્હેને શોધી કહાડશે? शुनीमन्वोति श्वा[1] આ અપમાનભર્યા વાકયનો ત્હેણે ગઇ રાતે કરેલો ઉપયોગ ત્હેને યાદ આવ્યો. ત્હેણે હૈયું કઠણ કર્યું.

---

૧૧ મુનિ છતાં ભીષણ આચરણનો ગુરૂ, પુરઘ્ન (એટલે મહાદેવ) સમો, દંડ આપવામાં ચાલાક એવો, માતાનો વધ કરનાર અને અગ્નિ જેવો દાહક જમદગ્નિતનય પરશુરામ એ ગોત્રના મુકુટરૂપ જેવા હતા, તેવોજ શૌર્યક્રૌર્ય વિધિમાં નિપુણ અને પુણ્યપ્રભાવયુકત, રેવાતીર જેની કીર્તિ ફેલાઇ છે તેવો, અને જેના શત્રુ કાકારિ એટલે ઘુવડ બનેછે [ અંધારામાંજ છૂપાઇ રહે છે ] એવો—

૧૨ કાક–કે જે તેજમાં સૂકીવીજ જેવો, બીકણનો બાળપણથી જ શત્રુ છે, જે મહામાનિ પુરૂષે જીર્ણદુર્ગના નૃપતિનું માન શીર્ણ કર્યું છે. જેણે નીતિજ્ઞ રાવશ્રી મુખ્યમંત્રિઓને ચોંકાવ્યા છે, જે. કર્ણાત્મજ જયદેવથી પૂજાય છે તે, શ્રીમાન મણ્ડલનાથની મૈત્રી પામેલો તે કાક—મારો સૌભા-

કાક જેવો માણસ ત્હેને છોડવે, ત્હેના પર બેહદ ઉપકાર ચ્હડાવે ત્હેના કરતાં આ પાતાલ-નિવાસમાં જીવન ભર સડ્યા કરવું સારૂં એમ ત્હેને લાગ્યું.

એટલામાં કીર્તિદેવનો અવાજ આવ્યો. "હવે બોલશો નહિં. રખેવાલ આવે છે."

મંજરી ચૂપ થઇ બેઠી. ત્હેનું હૈયું ભરાઇ આવ્યું હતું. શું ત્હેનું જીવન! શું ત્હેની અધોગતિ! ત્હેની પ્રબલ કલ્પનાશક્તિએ ત્હેના ગત જીવનની યાદ આપી.

તે રડિ–પિતાને સંભારી–પોતાનો વિદ્યાનો વિલાસ, પોતાના બાલપણની ચેષ્ટાઓ સંભારી. પોતાની માના અધર્મી આચરણે–ઉદાએ કરેલા જુલમે–કાકના કરેલા પાણિગ્રહણે આંસુઓનાં દ્વાર ખુલ્લાં કર્યાં. ભાવનાઓના શિખરેથી પડવું એ દુઃખ છે; પણ તેનું જો ભાન હોય તો એ દુઃખનો પાર નથી રહેતો :— અને ત્હેમાં આ તો સંસ્કાર અને શુદ્ધતાના ગર્વમાં નિરંતર મસ્ત રહેતી માનિની.

♠

## પ્રકરણ ૧૫ મું.

♠

### પત્તો લાગ્યો.

♠

એક દિવસ થયો–બે દિવસ થયા–ત્રણ દિવસ થયા–પણ કાકને મંજરીનો પત્તો મળ્યો નહિ. ત્હેના કચવાટનો પાર રહ્યો નહિ; ત્રિભુવનપાલ અને કાશ્મીરાદેવી પણ નિરાશામાં પડ્યા.

કાકને પાનો ચ્હડ્યો. તે રોજ મુંજાલને મળી આવતો, મહારાજા શીકાર કરી આવ્યા ત્યારપછી ત્હેને મળી આવતો–અને બાકીનો વખત મંજરીની તલાશ કરવામાં ગુમાવતો. તે ઉદાની પાછળ પડ્યો–ત્હેના નિર્જન ઘરની તપાસ લઇ આવ્યો–વિશ્વાસુ માણસોદ્વારા શાન્તુ મ્હેતાના ઘરની જડતી લેવાડી પણ મંજરીનું નામ કે નિશાન દેખાયું નહિં.

ત્હેનો ભટ રૂદ્રમલ્લ પણ કાંઇ પત્તો મેળવવા ભાગ્યશાળી થયો નહિ.

"રૂદ્રમલ્લ! લોટનું પાણી જવાનું" કાકે કહ્યું.

"મહારાજ, પણ શું કરવું?"

"એ સ્હવારે ક્યાં જાય છે?"

"કોણ ઉદો મ્હે—"

"શ–શ–શ—ધીમેથી."

"સ્હવારે પોષધશાળે જાય છે. પછી ત્યાંથી રાજગઢમાં આવે છે. પછી ત્યાંથી પાછો શાન્તુ મ્હેતાને ત્યાં આવી, ખાઇ કરી બપોર પછી બ્હાર નીકળે છે."

"પછી?"

"ઘણી વખત તો પાછો રાજગઢમાં મીનળબાને મળવા જાય છે. ને કોઇ કોઇ વખત મુંજાલેશ્વર મહાદેવની પાસે જુનું ચૈત્ય છે ત્યાં જાય છે."

"પેલા જુનાં ચૈત્યમાં શું કરવા?"

"તે ખબર નથી પડતી."

"ત્હેના અપાસરામાં કોઇ એમ્હનો મુનિ છે?"

"ના. કોઇ ખાસ તો નથી."

"વારૂ પછી" કાકે પૂછ્યું "ક્યાં જાય છે?"

"પછી તો ક્યાં તો કોઇ શેઠને ત્યાં કે શાન્તુ મ્હેતાની હવેલી પાસેના અપાસરામાં બેસે છે."

"ને રાતે?—"

"આખી રાત ઘરમાંથી બ્હાર નથી નીકળતા."

"વારૂ" ધુંચવાઇ કાકે કહ્યું.

કાકે બીજે દિવસે શાન્તુ મ્હેતાની બાજુમાં આવેલા અપાસરામાં તજવીજ કરી. ઉદો ત્યાં ખુલ્લી રીતે મુનિઓનાં સંભાષણો સાંભળવા બેસતો હતો; અને ચૂસ્ત જૈનને છાજે તેવી એકાગ્રતાથી શ્રવણ કરી બ્હાર નીકળતો હતો. ત્હેને એક વિચાર આવ્યો—શા સારૂ ઉદો રોજ પેલા ચૈત્યમાં જાય છે? ત્યાં તો મંજરીને નહિં રાખી હોય?

એક શ્રાવક સુભટની મદદથી ત્હેણે ચૈત્યમાં તપાસ કરાવી, પણ ત્યાં કોઇ જાણીતા મુનિ કે આચાર્ય ઉતર્યા હોય તેમ લાગ્યું નહિં. એક વખત ત્યાં પોતે જઇ ત્હેણે જોયું તો ત્યાં કોઇને સંતાડાય એવી સોઇ દેખાઇ નહિં. ઉદો ત્યાં એકેક દિવસને આંતરે આવતો, ચૈત્યમાં જતો, અને મ્હોટે બારણેથી પાછો આવતો દેખાતો નહિં. એક વખત ઉદાને અંદર ગયાને અડધી ઘડી થઇ એટલે ત્હેણે રૂદ્રમલ્લને બરોબર શીખવી અંદર મોકલ્યો.

તે ગયો અને ઉદાને માટે તપાસ કરી. આ જુના ચૈત્યમાં માત્ર નામનાંજ માણસો આવતાં. મહા મુશ્કેલીએ એક જણે કહ્યું કે ઘણુંખરૂ ઉદા મ્હેતા ત્યાં આવ્યા હતા ખરા, પણ ગયા.

"ના, ના. અહિંયાજ છે. મ્હને કહ્યું હતું કે હું અહિંયાજ મળીશ. રાજગઢમાં એમનું જરૂરી કામ છે માટે આવ્યો છું."

"ત્યારે તો પેલી તરફ પૂછો. ત્યાં એક બે સાધુઓ છે ત્હેને મળવા આવતા હશે."

રૂદ્રમલ્લે ત્યાં તપાસ કરી. "હા," એક વૃદ્ધ, મરવાને આળસે જીવતા સાધુએ કહ્યું. "ઉદા મ્હેતા આવ્યા હતા. કેમ?"

"ક્યાં છે?"

"તે કેમ કહેવાય? પણ ખરા શ્રાવકોના હૃદયમાં તે વસે છે."

"તમ્હારી પાસે આવે છે?"

"ત્યારે કોની પાસે? સૃષ્ટિમાં ગુણ પારખનાર ક્યાં છે. આ એક છે. આટલે વર્ષે મ્હારામાં ગુણ હતો તે મ્હને પારખ્યો."

"ક્યારના ગયા?"

"વીનયશીલ છે–શુદ્ધ શ્રાવક છે" ડોસાએ આંખો મીંચી ઉદાના ગુણ ગાવા માંડયા "વિદ્વાન–"

"પણ મહારાજ! હમણા એ છે ક્યાં?"

"ગયા. માણસને કસોટી કરતાં આવડવી જોઇએ."

રૂદ્રમલ્લ ત્યાંથી ચાલ્યો ગયો, અને કાકને બધું કહ્યું. બીજી વખતે ચૈત્યના જેટલાં ન્હાના બારણાં હતા ત્યાં એકેક માણસ રાખી કાકે તપાસ કરાવી પણ ઉદો ત્યાંથી નીકળતો જણાયો નહિ. કાકને ખાત્રી થઇ કે મંજરીનો પત્તો હવે જરૂર લાગવાનો.

ફરીથી જ્યારે કાકને આ ચૈત્યમાં આવવાનો વખત થયો ત્યારે ફાટેલાં તુટેલાં લુગડાં પ્હેરી તે ત્યાં આવ્યો, અને પેલો વૃદ્ધ સાધુ ઉતર્યો હતો તે એકાન્ત ઓરારીની સ્હામું સંતાઇને બેઠો. થોડી વારે ઉદો આવ્યો અને તે ઓરારીમાં ગયો. કાક ત્હેની પાછલ ગયો, અને સંતાઇ રહ્યો.

ઉદાએ થોડી વાર સાધુ જોડે વાત કરી, અને રજા લીધી. પત્થરના એક થાંભલા પછાડી ઉભા રહી કાકે જોયા કર્યું. મંત્રી બારણા સુધી આવ્યો, બારણા બ્હાર નજર કરી અને બ્હાર કોઇ નહિં દેખાવાથી પાછો અંદર ગયો. કાક ઉંચે શ્વાસે જોઇ રહ્યો. ઉદાએ આમ તેમ જોયું અને ભીંતમાં એક જુની, મ્હોટી બારી હતી તે ઉઘાડી બ્હાર કુદ્યો. શીકાર પકડવા સાવજ કુદે તેમ કાક કુદ્યો, અને ઉદાએ અમથું દીધેલું બારણું ઉઘાડી નજર કરી અને બ્હાર ભૂસ્કો માર્યો.

આ બારી મુંજાલેશ્વરના મંદિરની ભીંત અને આ ચૈત્યની ભીત વચ્ચેની ગંદી, અંધારી ગુલીમાં પડતી હતી. કાકે આગળ જતા ઉદાના સફેદ વસ્ત્રનો આભાસ દીઠો, અને ત્હેની પાછળ ભીંતમાં લપાઇ ચાલવા માંડયું.

ઉદાએ એ ગલીમાંથી પડતું મુંજાલેશ્વરના મંદિરમાં જવાનું બારણું વટાવ્યું અને તે મંદિરની પાછળ તે નીકળ્યો. અને ત્યાંથી ઝપાટાબંધ પાછળાં ભાંયરામાં તે પેઠો. રખેને પકડાય એવા ડરથી બ્હીતો બ્હીતો ચાલતો કાક પણ પાછળ ગયો. ત્હેને કંપારી આવી. કારણ કે આ ભાયરાંઓમાં કાળભૈરવ વસતો હતો એમ મનાતું હતું. પણ કાકે વિચાર કર્યો કે જ્યાં જૈન મારવાડી જાય ત્યાં ત્હેના જેવા બ્રાહ્મણ વીરને શો ડર!

થોડું ચાલી ઉદાએ કાકડો ચેતાવ્યો–અને કાક એક ખુણાને ઓથે ભરાઇ ગયો. ભાંયરામાંના પત્થર ખસેડી ત્હેણે પેલુ બાકોરૂં ખુલ્લું કર્યું અને ત્હેમાં તે પેઠો. જ્યાં ઉદાએ કાકડો હોળવ્યો કે કાક આગળ વધી તે બાકોરામાં થઇ સુરંગમાં આવ્યો. સુરંગનો રસ્તો સીધો હતો.

કાકને આ તકનો લાભ લઇ ઉદામ્હેતાને યમસદનમાં મોકલાવવાનો વિચાર થયો; પણ તેમ કરે કાંઇ મંજરી મળે એમ ન્હોતું એટલે ત્હેણે તે વિચાર મુલતવી રાખ્યો.

ઘણું ચાલ્યા પાછી વિમલશાહની વાવમાં તેઓ નીકળ્યા. આ રસ્તો જોઇ કાક અચંબો પામ્યો, અને મંજરીની શી દશા હશે ત્હેનો વિચાર કરવા લાગ્યો. મંજરીની વર્તણુકથી ત્હેને ઘણીએ તિરસ્કાર આવ્યો હતો છતાં ત્હેના હૃદયપર તે ગર્વિષ્ટ સુંદરીનું સામ્રાજ્ય નિશ્ચલ હતું; અને ત્હેને જીતવાની આશા ત્હેણે હજુ લગી મૂકી ન્હોતી.

ઉદો ઝપાટાબંધ ત્યાંથી નીકળી સ્હામું આવેલા અપાસરામાં ગયો, અને ત્હેના એક વિભાગમાં સુરપાળ રખેવાલ રહેતો હતો ત્યાં ગયો. કાકે ત્હેની પાછલી બાજુએ જઇ, અપાસરાની રચના નજરમાં ઘાલી.

બે ઘડી સુધી ત્હેણે વાટ જોઇ ત્યારે ઉદો પાછો નીકળ્યો, અને વાવ તરફ ગયો. કાકને હવે ત્હેની પરવા ન્હોતી. ત્હેને ખાત્રી થઇ કે મંજરી આ અપાસરામાંજ હોવી જોઇએ. એટલામાં સાંજ પડી, અંધારૂં થયું અને પાટણના દરવાજા બંધ થયા. દરવાજા બંધ થયા એટલે કાકે નીકળી સુરપાલનું બારણું ઠોક્યું.

"કોણ મહારાજ?" ત્હેણે ધીમેથી પૂછ્યું.

"ભાઇ! હું તો વટેમાર્ગુ છું. મ્હને અત્યારે પડી રહેવા દેશો?" 'મહારાજ' કોણ હશે ત્હેનો વિચાર કરતો કાક બોલ્યો.

"ગામમાં જવું હતું ત્યારે જરા વ્હેલા આવીયે ને" સુરપાલે કહ્યું "જાઓ આ અંદરની ઓસરીમાં પડો." કહી ત્હેણે બારણું અડકાવી દીધું.

કાકને એટલું જ જોઇતું હતું. તે અંદરની ઓસરીમાં ગયો. અને ત્યાંથી આખા અપાસરામાં ફરવા લાગ્યો. બે ચાર સાધુ શીવાય ત્યાં કોઇ હતું નહિં. તે બધે ફર્યો પણ મંજરી રહી શકી હોય એવી જગ્યા જડી નહિં. અને ચિન્તામાં ને ચિન્તામાં ત્હેણે આખી રાત ગાળી.

તે સવ્હારે વ્હેલો ઉઠી ફરીથી અપાસરો તપાસવા બેઠો. ત્હેને એ તો ખાત્રી જ થઇ હતી કે મંજરી અહિંયાજ હોવી જોઇએ. પણ કયાં? સુરપાલ વખત છે ને જાણતો હોય. પણ તે ઉદાનો શાગીર્દ હોય તો ત્હેને પૂછવું શા કામનું? એટલામાં સુરપાલ હાથમાં બેડું લઇ વાવ પર જતો જણાયો. કાક ત્હેની સાથે થયો.

"કેમ ગામમાં નથી ગયો?" સુરપાલે પૂછ્યું.

"ના. મ્હારા મનમાં કે સ્નાન સંધ્યા કરીનેજ જઇશ,"

"બ્રાહ્મણ છો?"

"હા" કાકે કહ્યું.

બન્ને વાવે પહોંચ્યા, અને સુરપાલે પાણી વ્હેવા માંડ્યું. સુરપાલ ઘણો ઓછાબોલો હતો એટલે ત્હેની જોડે વધારે વાત થઇ શકે તેમ ન્હોતું. કાકે ધીમે ધીમે ન્હાવા માંડ્યું. થોડી વારે ત્હેને એક વસ્તુ આશ્ચર્યજનક લાગી. સુરપાલ એક માણસને જોઇએ ત્હેના કરતાં ઘણુંજ વધારે પાણી વહી જતો હતો.

એકદમ કાકને વિચાર આવ્યો કે મંજરીને સુરપાલે ભાંયરામાં તો નહિ રાખી હોય. એ વિચાર આવતાંજ ત્હેને હંસાબાની વાત સાંભરી. ત્રિભુવનપાલે ત્હેને તે કહી હતી. ત્હેના રોમે રોમ ઉભા થઇ ગયાં. શું મંજરીની પણ તેવી દશા થવાની? ત્હેણે નાહી, સંધ્યા કરી સુરપાલની રજા લીધી અને ઝપાટાબંધ ઘેર આવ્યો.

"કેમ રાતે કયાં હતો?" ચિન્તાતુર મંડલેશ્વરે પૂછ્યું.

"એની એજ પીડા તો."

"કાલે મ્હેં મીનળબાને વાત કરી હતી. ત્હેણે વચન આપ્યું છે કે જો મંજરીને ઉંચકી જનાર પકડાય તો ત્હેને સખ્ત શિક્ષા કરવી."

"પકડાય તો ને" કાકે હસીને કહ્યું.

"કાંઇ પત્તો લાગ્યો?" કાકનો અવાજ સાંભળી આવેલી કાશ્મીરાએ પૂછ્યું.

"હા. કયાં છે?"

"કહું. ઉભા રહો. પણ હું પુછું તે કહો."

"શું?" બન્ને બોલી ઉઠયા.

"હંસાબાને વર્ષો સુધી કેદ રાખ્યા હતાં. કઇ જગ્યાએ?" ત્રિભુવનપાલને વિસરેલા દુઃખનું સંભારણું થયુ. ત્હેને કપાલે કરચલીઓ પડી. "કેમ?"

"મ્હારે કામ છે?"

"તે જગ્યાની કોઇને ખબર નથી. મામા જાણે છે કે મીનળબા."

"પણ લોકવાયકા શું કહે છે?"

"–કે વિમલમ્હેતાના અપાસરામાં રાખી હતી."

"સાચી વાત" કાકે કહ્યું.

"કેમ જાણ્યું?" કાકનું મગજ ઠેકાણે છે કે નહિ ત્હેનો સંશય આવતાં કાશ્મીરાદેવીએ પૂછ્યું.

"કારણ કે મંજરી પણ ત્યાંજ છે." "હેં?"

"ત્યાં શું ભાંયરા છે?"

"લોકોમાં એમ ગપ્પાં ચાલે છે."

"ત્યારે તે પણ વાત સાચી. તમ્હે એ અપાસરાના રખેવાળને ઓલખો છો?"

"ના. પણ ઘણો જૂનો માણસ છે."

"તે પલળે એમ છે કે?"

"તે કેમ ખબર પડે?" મંડલેશ્વરે પૂછ્યું.

"એ ભાંયરા વિષે ત્યારે કાંઇ માહિતી મળે ખરી?"

ત્રિભુવનપાલે ડોકું હલાવ્યું. "નહિં. એ તો તું કહે છે ત્યારે. મ્હારૂં તો માનવું એમ જ છે કે એ ભાંયરા છેજ નહિં."

"ઠીક છે. હું ખાત્રી કરીશ."

"કેવી રીતે?"

"ત્યાંથી મંજરીને છોડવી લાવીને."

♠

## પ્રકરણ ૧૯ મું.

♠

## મંજરીએ પોતાના પતિની આબરૂ સાચવી.

♠

કાકે એક દહાડામાં બધી તૈયારી કરી; અને જ્યારે ઉદાને વિમલશાહના અપાસરામાં જવાનો વખત થયો ત્યારે તે ત્હેને મ્હાત કરવાને તત્પર થયો.

આટલા વખતમાં કાક અને રૂદ્રમલ્લ બેએ મળીને જે ઓરડીઓમાં સુરપાલ રહેતો હતો

ત્હેનાં કેટલાંક નળીયાં ખસેડી, વાંસ તોડી નાંખ્યા હતા. નિશ્ચિંત સુરપાલ પોતાનું કામ કર્યો જતો હતો; પોતાની હોંશીયારીમાં મલકાતો ઉદો નિડર થઇ રહ્યો હતો.

તે દિવસે ઉદો અજવાળા છતાં ન આવે માટે કાશ્મીરાદેવીએ એક યુક્તિ ઘડી કહાડી હતી. સોરઠમાંથી કર્કસૂરિ કરીને એક વિદ્વાન દિગમ્બરી સાધુ બે ચાર દીવસથી પાટણમાં આવ્યો હતો. અને ત્હેને મળવા મીનળદેવી બપોર પછી જવાના હતા. કર્કસુરિએ રાજ્યમાતાને સહકુટુંબપરિવાર આવવાનું સૂચવ્યું હતું. કાશ્મીરાએ આગ્રહ કરી ઉદાને પણ આવવાનું નિમંત્રણ કહાવ્યું. રાજ્યમાતાના હુકમનો અનાદર થાય નહિં એટલે ઉદાને આવવું પડ્યું. ત્યાં રહેતે સ્હાંજ પડી ગઈ. ત્યાંથી નીકળી, ઉદો બનતી ત્વરાએ સુરંગને રસ્તે વિમલમ્હેતાને અપાસરે આવ્યો. તે વખતે સુરપાલ ઓટલે બેઠો હતો; છાપરા પર ધ્યાન દઇ કાક સંતાઇ રહ્યો હતો.

"કેમ મ્હેતા વાર લાગી?"

"શું કરૂં? આજે મીનળબાએ બોલાવ્યો હતો."

"ભાઇ હવે કાંઇ ગોઠવણ કરો હોં. હું બહુ દહાડા નહિં રાખું."

"હવે બે ચાર દિવસ. વધારે નહિં."

"વારૂ. ત્યારે બેસો. હું લઇ આવું."

"કેમ હવે આવે છે કે?" ઉદાએ મીઠાશથી પૂછ્યું.

"અરે શિવ શિવ કરો. એ તો એવી જબરી છે. હંમેશા મ્હારે ધાક બતાવવો પડે છે."

"શો?"

"કે ચાલશે નહિં તો ઉંચકીને લઇ જઇશ. આવો પેલી ઓરડીમાં બેસો."

"હા" કહી ઉદો પાસેની ઓરડીમાં આવ્યો. અને સુરપાલ મંજરીને લેવા ગયો.

ઓરડી ન્હાની હતી અને ત્હેમાં એક ન્હાનો દીવો બળતો હતો. અશાન્ત થઇ રહેલા ઉદાએ કેડે હાથ મૂકી આમ તેમ આંટા મારવા માંડયા. કાકને આ લાગ અમૂલ્ય લાગ્યો. ત્હેને ખાત્રી હતી કે સુરપાલને પાછા આવતાં થોડીક વાર તો લાગશેજ. ત્હેણે એક ઢીલો કરી મૂકેલો છાપરાંનો વાંસ તોડ્યો, અને બાકાંમાંથી તે નીચે પડ્યો. એ પડ્યો ત્યારે ત્હેના તરફ ઉદાની પીઠ હતી; પણ તે ધબાકાથી ચમકીને પાછલ ફરી રહે તે પહેલાં કાક ત્હેનાપર કુદ્યો; કેટલા દિવસની ઘેરાઇ રહેલી ઝનૂનથી ત્હેને વળગ્યો, ત્હેને મ્હોડે ડુચો માર્યો, ત્હેને ભોંયે પાડી ત્હેનાપર ચ્હડી બેઠો. ઉદાએ ત્હેને જોયો, ઓલખ્યો, અને ત્હેના હોંસ કોસ ઉડી ગયા. ત્હેને લાગ્યું કે હવે ત્હેને કાક જરૂર ઠાર કરવાનો.

પણ કાકનો તેવો વિચાર ન્હોતો. કમ્મરે બાંધેલું ધોતીયું છોડી ત્હેણે ઉદાના હાથ પગ બાંધ્યા અને ત્હેનાં શાળ, વસ્ત્ર અને પાઘડી લઇ લીધાં. પછી ત્હેના શરીર પરથી ઉઠી, બારી ઉઘાડી રૂદ્રમલ્લને બોલાવ્યો. અને મંત્રીને ઉંચકી ગાંસડીની માફક બારીએથી બ્હાર ફેંકયો—રૂદ્રમલ્લે ત્હેને લીધો.

"રૂદ્ર!"

"જી!"

"પેલા ઝાડ પાસે ઉભો રેહેજે. પણ આને જવા દેતો નહિં." કહી કાકે બારી બંધ કરી અને ઉદાની શાળ ઓઢી, પાઘડી પ્હેરી અને ત્હેની માફક બુકાની બાંધી.

સુરપાલને આવતાં ત્હેનાં ધાર્યા કરતાં વાર લાગી. આખરે ત્હેનાં અને બીજા કોઇનાં પગલાં સંભલાયાં. કાક સજ્જ થઇ જરા અંધારામાં ઉભો.

મંજરી અંદર આવી અને બ્હારથી સુરપાલે બારણા વાસી દીધાં. તે આવી–તિરસ્કારની મૂર્તિ સમી; અને બારણા આગળ ઉભી રહી, ગર્વમાં માથું ટટ્ટાર રાખી, નિડરતાથી જોઇ રહી. કાકે ત્હેનો ગર્વ, ત્હેનો તિરસ્કાર, નિશ્ચલ બનેલા મધુરા હોઠ જોયા; અને છેલ્લા શબ્દો "शुनीमन्वेतिश्वा." ત્હેણે ત્હેને કહ્યા હતા તે યાદ આવ્યા. કાકનું ઉછળતું હૃદય ભાવહિન થઇ ગયું. જે પ્રેમ ત્હેના હૃદયમાં ઉછળતો હતો તે પર ગૌરવ અને તિરસ્કારની સપાટી ફરી વળી.

"મંજરી" ત્હેણે ધીમેથી કહ્યું.

મંજરીએ ત્હેને ઓલખ્યો નહિ. ટાઢા તિરસ્કારથી તે જોઈજ રહી.

"મંજરી! વાર નહિં લગાડ. આ બારી ઉઘાડી છે."

"કોણ!" અજાયબીમાં એક ડગલું પાછું ખસી મંજરીએ કહ્યું. ત્હેના અવાજમાં એકદમ ઉમળકો આવ્યો. "તમે!"

"હા." સખ્તાઇથી કાકે કહ્યું "તેં કહ્યું હતું તેમ કુત્રી પછાડી કુત્રો આવ્યો છે. વખત જાય છે." કહી તે બારી પાસે ગયો. મંજરી ત્હેની પાસે આવી.

"પણ ઉદો—"

"મ્હે બાંધીને બ્હાર નાખ્યો છે. ચાલ" સત્તાથી કાકે કહ્યું. મંજરીએ પાછું ગર્વથી માથું ઉંચું કર્યું.

"હું એકલી કેમ આવું ? મ્હારી જોડે બીજો એક કેદી છે. ત્હેને મૂકીને કેમ અવાય ?"

"મ્હને બીજા કેદીની પરવા નથી" ટાઢે પેટે કાકે કહ્યું.

"પણ તે તમ્હારો મિત્ર છે."

"કોણ ?"

"કીર્તિદેવ."

"કીર્તિદેવ ! અહં. હવે સ્હમજ પડી. ત્હેની વાત કાલે, અત્યારે તું તો ચાલ. નહિં તો પેલો રખેવાલ હમણાં આવશે."

"મ્હારાથી નહિં અવાય."

"કેમ ?" ગુસ્સામાં કાકે પૂછ્યું.

"મ્હારે કીર્તિદેવને નિરાશ નથી કરવો."

"શી રીતે ?"

"તે આશા રાખે છે કે ત્હેનો મિત્ર કાક ત્હેને અને મ્હને છોડવવા જરૂર આવવાનો."

"પણ મ્હારાથી ન બન્યું તો !" અધીરાઇમાં કાકે પૂછ્યું.

"જે ત્હેની વળે તે મ્હારી વળે."

"તું મુરખ છે" કચવાયેલા કાકે દાંત કચકચાવી કહ્યું.

"તમ્હારા જેવા નિમકહરામ મિત્રની મદદથી છુટવા કરતાં, તે બીચારા આશાજીવી મિત્રની સાથે મરવું સારૂં."

"તું નહિં માને ?"

"હું કારાગારમાં પડી પડી માનીશ કે કીર્તિદેવનો મિત્ર એને છોડવવા આવશે ત્યારે મ્હને છોડવશે."

"શું બોલે છે ?" કહી કાક પાસે આવ્યો.

"મ્હને જોરજુલમથી લઇ જશો તો બૂમ પાડીશ" કહી મંજરીએ દ્રઢતાથી તબીયેત વાળી દીધી. ગુસ્સામાં કાકે મુષ્ટિઓ વાળી નખ હાથમાં ખોસી દીધા. મંજરીએ ધીમેથી ઉમેર્યું: "તે ધારે છે કે અસાધ્ય વસ્તુ પણ તમ્હે સાધ્ય કરો એમ છે."

"તમ્હે ક્યાં મૂઆં છો ?"

"કોઇ કુવાની નીચે છીએ. અમ્હારી જાળીઓ ત્હેમાં પડે છે."

"એમ ?" નિરાશામાં કાકે પૂછ્યું "પણ તે જણાય કેમ ? વિમલમ્હેતાની વાવને તો સાત કુવા છે."

"અમ્હે જાળીમાંથી વાતો કરી ઘોંઘાટ કરીએ છીએ. એટલે તે જરૂર જડવાનો."

"ઠીક. કાલે વાત. મંજરી તું નહિજ માને? કીર્તિદેવની કાલે વાત. એ ક્યાં જાણવાનો હતો કે અત્યારે ત્હને હું લઇ જાઉં છું."

"પણ આ અપક્ષપાતથી મ્હને લાંછન કેટલું લાગે" ત્હેણે ગૌરવથી કહ્યું.

"ત્હને ?"

"હા, ભૂલી ગયા ? ત્હેણે તિરસ્કારથી કહ્યું "અગ્નિદેવે મ્હને તમ્હારી સહધર્મચારિણી બનાવી છે."

"ઠીક. ત્યારે હું જાઉં છું" ચ્હીડાઇ કાકે કહ્યું."

"વારૂ."

કાક ઝપાટાબંધ બ્હાર નીકળી ગયો. આ દેવાંગના હતી કે ડાકેણ તેનો નિર્ણય કરવા તે આ વખતે અશક્ત હતો. બ્હાર નીકળી, ધીમે અવાજે સુરપાલને કાક "જય સોમનાથ" કહી ચાલ્યો ગયો. આ નવા પ્રકારનો જયજય સુરપાલને અપરિચિત લાગ્યો, પણ ત્હેને કાંઇ વ્હેમ પડ્યો નહિ. બ્હાર નીકળ્યા પછી, કાક અને રૂદ્રમલ્લ ઉદાને ઘસડી થોડે દૂર લઇ ગયા. ત્યાં બે ઘોડા તૈયાર હતા તેમાંથી એકપર ત્હેને બાંધી રૂદ્રમલ્લ બીજાપર સ્વાર થયો; અને કાકની સૂચનાને આધીન થઇ બન્ને ઘોડાઓ તેણે દધિસ્થલી તરફ હાંકી મૂક્યા.

♠

## પ્રકરણ ૧૭ મું.

♠

### કર્કસૂરિની વૃદ્ધ હરણીની વાર્તા.

♠

જે સોરઠી દિગમ્બરી સાધુને મળવા મીનળદેવી ગયાં હતાં તે હાડકાંનાં માળા સમો, કદરૂપી મુખમુદ્રાનો પુરૂષ હતો. ત્હેની આંખો સદાયે અડધી મીચાયેલી રહેતી; અને ત્હેમાં રહેલાં ઉંડાણનો પાર કોઇ પામી શકતું નહિં.

મીનળદેવી અને ત્હેનો સાથ ત્હેને મળીને ગયાં અને આવેલા લોકો વિખરાઇ ગયા. માત્ર એક બે રક્ષાખડ્ગા પુરૂષો જ સૂરિની પાસે રહ્યા હતા, એટલામાં એક નોકર જેવો લાગતો પુરૂષ કોઇ ન ઓલખી શકે એમ મ્હોડું બાંધીને ત્યાં આવ્યો, ત્હેને પગે પડ્યો, અને સૂરિને સોરઠના ક્ષેમકુશળ પૂછ્યા.

"કેમ છે ?" ત્હેણે ધીમેથી પૂછ્યું. કર્કસૂરિની તીક્ષ્ણ નજર ત્હેનાપર ઠરી રહી. તે એક અક્ષર બોલ્યા નહિં.

"રૂપાંબા માનળબા જોડે આપને મળી ગયાં, પણ તે સોરઠના સમાચાર પૂછી શક્યાં નહિં. ત્હેણે ખબર પૂછાવી છે" પેલા નોકરે પૂછ્યું. રૂપાદેવી દેશળ ને વિશળની મા અને જુનાગઢના રા'નવઘણની પુત્રી થતાં હતાં.

"ખબર શું? બધું ક્ષેમકુશળ છે" કુર્કસૂરિએ મ્હોટેથી કહ્યું અને પછી ધીમે ધીમે શબ્દો ઉચ્ચારવા માંડયાં. "આ ક્ષણભંગુર સંસારમાં ક્ષેમ અને કુશળ શું. એક દૃષ્ટાંત છે. એક અમ્હારે ત્યાં હરણી હતી–હતી શું છે–એ વાત જાણવાજેવી છે." પોતાના કેરના કપાળ પર અધિરાઇની કરચલી પડી.

"જી!" કહી સૂરિની વાણી સાંભળવા ત્યાં બેઠેલા બધાએ ધ્યાન દેવા માંડયું.

"તે હરણીને બે પ્રતાપી બચ્ચાં–તેમાં એક હરણી અને બીજું હરણ; બાકીનાં બધાં નમાલા–એવાંજ." પેલા નોકરે વાત સાંભળવા માંડી.

"તે હરણી પડી માંદી–જુઓ આ સંસારની ખુબી–મરવા પડી; મરતાં મરતાં પોતાના બાલકો સાંભર્યાં. બધાં હતાં ત્હેની પાસે; માત્ર ન મળે પેલાં પ્રતાપી બચ્ચાં–પેલી હરણી અને હરણ."

"અરરર" પેલા નોકરે સૂરિની સ્હામું જોઇ કહ્યું.

"હા–શોચવા જેવી વાત. ઘરડી હરણી તરફડીયાં મારતી હતી એવે સમયે ત્યાં એક વીતરાગ સાધુ જઇ ચ્હડયો–એક મહાન દિગમ્બરી" કહી કુર્કસૂરિએ પહેલી વાર આંખો પૂરી ઉઘાડી પેલા નોકર સ્હામું જોયું.

"ઓહો" કહી એક ભાવિક દિગમ્બરી શ્રોતાજને ઉંચુ જોયું.

"ત્હેને હરણીએ કહ્યું 'મહારાજ! ગમે ત્યાંથી મ્હારાં છોરૂ લાવો. મ્હારો પ્રાણ જતો નથી.' સૂરિએ કહ્યું આ લાવ્યો"

"પછી?" પેલા નોકરે પૂછ્યું.

"સાધુ મહારાજ પવન પાવડીએ ચ્હડી પૃથ્વીની પ્રદક્ષિણા કરી આવ્યા પણ પેલાં છોકરાં મળ્યાં નહિં. જૂઓ, પેલી તરફ હરણી તરફડે–આમ પેલાં બચ્ચાં ગમે ત્યાં રખડે. આ દુનિયાની ક્ષેમકુશળતાનું દૃષ્ટાંત."

"પણ મહારાજ! એ બચ્ચાં કઇ દિશામાં ગયાં ત્હેની કાંઇ માહીતી નહિ મળી?" પેલા નોકરે પૂછ્યું.

"તે તો મળી."

"ત્યારે સાધુ મહારાજને પત્તો કેમ નહિં મળ્યો?"

"પત્તો મળે તોયે શું? પોતાના સ્વચ્છંદમાં પડેલાં છોકરાં કાંઇ ઘરડાં માવિત્રની દરકાર કરે? એકલું હરણ પણ જાય તો પેલી ઘરડી હરણીનો જીવ ગતે જાય."

"ત્યારે મહારાજ પછી શું થયું?"

"પછી શું? કાંઇ નહિં જા અહ્યા. કહેજે ત્હારાં શેઠાણીને આ સોરઠી હરણીની વાત. આ દુનિયામાં ક્ષેમ શું અને કુશળ શું? આ વાત કહેજે. મ્હને મળ્યે શું ફાયદો?"

પેલો નોકર આ વાત સાંભળી ચાલ્યો ગયો; અને બધા વિખરાઇ ગયા.



## પ્રકરણ ૧૮ મું.



## વૃદ્ધ હરણીના બચ્ચાંની કથા.



બીજે દિવસે પ્હરોડીયે સોમ ત્હેના હંમેશના શિરસ્તા મુજબ પોતાની વાડીમાં પેલા ન્હાના જલકુંડ આગળ ફૂલ વિણતી હતી. ત્હેના હૃદયમાં ગ્લાની હતી. કારણકે ત્હેના બાલજીવનમાં કૃષ્ણદેવ જતે નિરાશા પ્રસરી રહી હતી.

એકદમ ત્હેની પાછળનાં ઝાડ હાલ્યાં. તે ચમકી, પાછી ફરી. હાથવતી ઝાડ આઘાં કરી કૃષ્ણદેવ સ્હામું આવી ઉભો. ત્હેનું મ્હોહું હસતું હતું, ત્હેની આંખો ચમકતી હતી. પ્હરોડીયાના મીઠા ઉજાસમાં તે સાક્ષાત શ્રીકૃષ્ણ જેવો જ લાગતો.

"ખેંગાર"—

"હા, તે જ. ખેંગાર યાદવ—"

સોમે જવા માંડયું "સોમ!" ખેંગારે કહ્યું.

"કેમ?" સખ્તાઇથી સોમે પૂછ્યું.

"હું છેલ્લી વાર ત્હારા દર્શન કરવા આવ્યો છું. હું આજે પાટણ છોડી જવાનો છું."

"મ્હેં જાણ્યું કે ગયા હશો." ત્હેણે આડા ફરતાં કહ્યુ.

"તું અહિંયા ને હું કેમ જાઉં?"

"મ્હારે ને તમ્હારે શું?"

"બધુંજ. તું નહિ માને?"

"ના. મ્હેં એક વાર કહ્યું–પાટણનો દુશ્મન તે મ્હારો પણ."

"પણ પાટણનો હું દુશ્મન કયાં છું?"

"તમ્હારી સાત પેઢી છે."

"ભલે હોય. હું નથી. કારણ કે મ્હારૂં મન–"

**સોમે** ઉંચું જોયું.

"–ત્હારા ચરણ સેવવા તલસ્યા કરે છે" હિંમતથી હસી **ઍંગારે** કહ્યું.

"એ વાત તમ્હારે કરવી નહિ."

"એ શીવાય મ્હારે બીજી કરવી નથી. આ ભવે **સોમ**—આવતે ભવે **સોમ**નાથ–એ બે મ્હારા બેલી."

**સોમ**ને હસ્યા વિના ચાલ્યું નહિ.

"ખરી વાત. તું મ્હને ઓલખતી નથી. તું નહિ માને તો હું **પાટણ**ને પાધર કરીશ–**સજ્જન**મ્હેતાને પકડીશ–ત્હેની છોકરીને પટ્ટરાણી બનાવીશ પછી મ્હને કોણ રોકવાની હિંમત કરશે."

"આ બધી વાતો મ્હારે નથી સાંભળવી" કહી **સોમે** કાને હાથ દીધા.

"પણ મ્હારે કહેવી છે. તું માનશે તો ત્હારૂં પિયર તે મ્હારૂં સાસરૂં ગણી હું **પાટણ** સાથે સંધિ કરીશ."

"નહિ તો?"

"તું મ્હને ઓલખતી નથી. **યાદવાસ્થલી** કરાવી તે જ **શ્રી કૃષ્ણ** મ્હારા પૂર્વજ."

**સોમ**ને કંપારી આવી. ત્હેણે ચિત્ત સ્વસ્થ કરી કહ્યું "આ ત્હમારા તડાકાથી હું થાકી ગઇ."

"તડાકા કેમ?"

"તમ્હારા હાથમાં એ બધી સત્તા જ કેમ આવવાની?"

"કારણ કે **જુનાગઢ**ની ગાદીનો માલીક હું થવાનો."

"હું—" તિરસ્કારમાં **સોમે** કહ્યું.

"હા–મ્હારા પિતા મરવા પડ્યા છે."

"કોણ **રા'**!" ચમકીને **સોમે** કહ્યું. "કેમ જાણ્યું?"

"ત્હેણે મ્હને એક **સોરઠ**ના સૂરિ જોડે સંદેશો મોકલી બોલાવ્યો છે–મ્હને ગાદી આપવાનો ત્હેનો વિચાર છે."

"તે કેમ બને?" **સોમે** વિસ્મય થઇ પૂછ્યું.

"મ્હારા મ્હોટા ભાઇઓમાં પાણી નથી. તેથી મ્હારા પિતા મ્હને જ ગાદી આપશે." ખાત્રીથી **ઍંગારે** કહ્યું. **સોમ**ની આંખમાં જરાક મીઠાશ આવી; **ઍંગારે** તરત ત્હેનો હાથ પકડ્યો.

"**સોમ**! તું **જુનાગઢ**ની પટ્ટરાણી થશે."

"છોડી દો!" કહી **સોમે** ત્હેનો હાથ તરછોડી નાંખ્યો." "મ્હારે ને **જુનાગઢ**ને શું?"

"વાહ!" હસીને **ઍંગારે** કહ્યું. "**જુનાગઢ** મ્હારૂં એટલે ત્હારૂં પણ ખરૂં ને? **જુનાગઢ** ને **પાટણ** એ બે સંબંધ બાંધે તો સારૂં કે નહિં?"

"જોઇશ" **સોમે** જવાની ઇચ્છા દર્શાવી કહ્યું.

"ઠીક. હું રાતે આવીશ અને રાતે આપણે **પાટણ** છોડીશું."

**સોમે** જવાબ નહિ દિધો.

"હું પેલી બારી આગળ વાટ જોઇશ."

"ના."

"ના શું? હા જરૂર. ગામ ભલે જુદાં હોય–હૈયાં કયાં જુદાં છે?" કહી **ઍંગાર** ત્યાંથી કુદીને, ઝાડીમાં થઇ જતો રહ્યો. વિચારના વમળમાં ગભરાઇ ગયેલી **સોમ** ત્યાં પત્થર જેવી બની ઉભી રહી. ત્હેના અસ્વસ્થ બનેલા મગજ આગળ **જુનાગઢ**ની ગાદી રમી રહી. ત્હેનું ભોળુ પ્રેમાળ હૃદય **ઍંગાર** પાછળ ગયું–તરત પાછું આવી ન શક્યું.

* * * *

આ વાતને ઘડી બે ઘડી થઇ ને કર્કસૂરિ ઉતર્યા હતા ત્યાં પેલો રૂપાંદેવીનો નોકર જે ગઇ રાત્રે આવ્યો હતો તે આવ્યો, અને સૂરિને પગે પડ્યો. તે વખતે પણ સૂરિની પાસે બે ત્રણ જણ બેઠા હતા.

"મહારાજ! રૂપાંબાને મ્હેં આપની હરિણીની વાત કહી."

"વારૂ?"

"ત્હેનો જવાબ કહાવ્યો છે."

"શો?"

"રાતના બાને સ્વપ્નું આવ્યું કે જાણે પેલી તરફડતી હરણીને મળવા ત્હેનું એક બચ્ચું જઇ પ્હોંચ્યું."

"કયું? હરણી કે હરણ."

"હરણી તો પોતાની જંજાલમાં હતી, પણ હરણ સફાળું **સોરઠ** ભણી ચાલ્યું. અને વૃદ્ધ હરણીનો જીવ ગતે ગયો."

"રૂપાંદેવીને કહેજો કે આ સ્વપ્નું બહુ શુભસૂચક છે. હરણું જાય એ યોગ્ય જ છે. આવી વખતે ત્હેને બીજે શું કામ? જા **ઍંગાર**! બાને જઇને કહેજે કે મ્હારા આશીર્વાદ."

પોતાનું નામ સાંભળી પેલો નોકર ચમક્યો; પોતાનું મ્હોડું વધારે છુપાવવા મ્હોડે હાથ

મુકી ખાંસી ખાવા લાગ્યો. કર્કસૂરિએ હેને આશીર્વાદ દીધો, અને તે નોકરે ત્યાંથી ઉઠી ચાલવા માંડ્યું.

♠

## પ્રકરણ ૧૯ મું.

♠

### પાટણનું પરદેશખાતું.

♠

સ્હવારના ઉઠી કાકે મંજરીને છોડવવાની વેત્રણ કરવા માંડી. પહેલાં તે વિમળમ્હેતાની વાવ આગળ જઈ, મંજરીએ કહ્યો હતો તે કુવો પારખી આવ્યો; હેમાં ઉતરવા માટે જોઈએ એટલું દોરડું ત્યાં સાંજના પહોંચી જાય હેની ગોઠવણ કરી; અને પછી હેણે મંજરીને અમાવસ્યાને દિવસે જુનાગઢ લઇ જવાનું વચન આપ્યું હતું તે પાળવાની તૈયારી કરવા માંડી. તે રાતે પાટણ છોડવાનો પોતાનો ઇરાદો મંડલેશ્વરને દેખાડ્યો.

મંડલેશ્વર ચકિત થયા અને આનાકાની કરવા લાગ્યા.

"પણ મહારાજ! મંજરી આંખ આગળથી અદીઠ થશે નહિં ત્યાં સુધી ઉંદો ઝંપીને બેસવા દેવાનો નથી. એ રીતે મંજરીને પણ દાદાને મળવાને હોંસ છે તે પૂરી પડશે. માટે જવા દો." કાકે કહ્યું.

"પણ રસ્તે શું થશે?"

"કાંઇ નહિં? હું છુંને. સાથે પાંચ દશ માણસ લઇ જઇશ."

"પણ મહિનામાં તું પાછો ફરે ત્યારે."

"જરૂર. મ્હારે ત્યાં શું કામ છે?"

"પણ મામાની રજા લીધી?"

"મુંજાલમ્હેતાની રજા લેવા હું આ ચાલ્યો." કહી તે રાજગઢ આવ્યો.

જયદેવ મહારાજ હતા નહિં એટલે તે મુંજાલ મ્હેતાને બારોબાર મળવા ગયો. પણ હેની સાથે કોઇ ખાનગી મસલત ચલાવતું હતું એટલે થોડો વખત હેને ઉભા રહેવું પડ્યું. આખરે મહાઅમાત્ય બેઠા હતા તે ખંડમાંથી એક ધૂળેટો સવાર બ્હાર નીકળ્યો. તે માણસ ઘણી લાંબી મુસાફરી કરીને આવ્યો હોય એમ લાગતું હતું. પણ કાક પોતાના વિચારોમાં એવો ગુંથાયેલો હતો કે હેણે હેના સ્હામુ પણ જોયું નહિં; અને જ્યારે મુંજાલનો માણસ હેને કહેવા આવ્યો ત્યારે જ તે આસપાસ નજર કરી, સ્વસ્થ બની અંદર ગયો.

"કેમ ભટ્ટરાજ! હમણાં કાંઇ દેખાતા નથી" મુંજાલમ્હેતાએ હસીને ટોળમાં પૂછ્યું.

"દરરોજ આપની સેવામાં હાજર થાઉં છું ને?"

"વારૂ બોલો! કેમ?"

"આપની પાસે એક યાચના કરવા આવ્યો છું."

"શી? બોલો ખુશીથી" કાક મુંજાલમ્હેતાની મીઠાશ જોઇ વિસ્મય થયો.

"મ્હારે મહિનાની રજા જોઇએ છે."

"રજા!" જરા વિસ્મય થઇ મહાઅમાત્યે પૂછ્યું. "પાટણમાં શું ખોટ છે? એટલામાં લાટ સાંભર્યું?"

"ના! મહારાજ."

"ત્યારે?"

"મ્હારે જરા કામ છે" કાક ખંચાતાં બોલ્યો.

"એવું શું છે?" ઘણાજ હેતભર્યા હાસ્યથી મુંજાલે પૂછ્યું.

"મ્હારી સ્ત્રીને હેને મોશાળ મુકી આવવી છે" મુંજાલ તે રાતની વાત સંભારે છે કે નહિં તે જોવા કાક બોલ્યો.

"હમણાં રજા નહિં મળે. મ્હારે તમ્હારૂં ઘણું કામ છે" તટસ્થતાથી અમાત્યે કહ્યું.

"મહારાજ! બનતી ઉતાવળે હું પાછો આવીશ."

"પણ અહિંયા મ્હારૂં કામ રખડે તે?" મુંજાલે પૂછ્યું.

"મહારાજ!—"

"અરે હા—" મુંજાલને કાંઇ યાદ આવતાં હેણે કહ્યું.

"શું જી?" કાકે પૂછ્યું.

"તમ્હે તો કવિકુલશિરોમણીની છોકરી પરણ્યા છો નહિં?"

કાકે ડોકાં વતે હા કહી.

"ત્યારે તો હેનું મોશાળ જુનાગઢ."

"હા જી."

"ચાલો. એક પંથ અને બે કાજ. મ્હારે પણ તમ્હને જુનાગઢ જ મોકલવાના છે."

"જુનાગઢ!"

"હા. અને એ કામ કાકભટ્ટ શીવાય બીજું કોઇ કરી શકે એવું નથી. તમ્હે આવ્યા ત્યારે હું તમ્હારો જ વિચાર કરતો હતો." કાક જરાક હસ્યો અને જોઇ રહ્યો. હવે હેને મુંજાલમ્હેતાની મીઠાશનું કારણ જડ્યું.

"તમ્હે રા'ને ઓલખો છો?"

"જી. હા."

"ત્હેનો છોકરો અહિયા છે." કાક સ્વાસ્થ્યથી જોઇ રહ્યો—"તે તમ્હારો દોસ્તદાર—નહિ?"

"જી હા!" કાકે હિંમતથી મંત્રીને કહ્યું. "તે દિવસે આપણે સજ્જનમ્હેતાની વાડીમાં હતા ત્યાં જ એને ઓલખ્યો."

"તે પહેલાં તમ્હે એને પારખ્યો ન્હોતો?"

"શંકા હતી–ખાત્રી ન્હોતી પડતી."

"ત્યારે મ્હને કેમ નહિં કહ્યું?"

"આપે મ્હને પૂછ્યું નહિં ત્હેમાં."

મુંજાલ હસ્યો "કાકભટ્ટ! તમ્હે ભયંકર માણસ છો."

"સાથે વિશ્વાસપાત્ર પણ છું." કાકે હસીને કહ્યું.

"વારૂ," મુંજાલે ગાંભીર્યથી પૂછ્યું "એ ખેંગારનું શું થયું?"

"તે દિવસે રાત પછી તે અદ્દશ્ય થઇ ગયો છે."

"હં–ત્હેને અહિયાજ રાખવો છે. અને તમ્હારે જુનાગઢ જવાનું છે."

"જેવી આજ્ઞા."

"રા' મરવા પડયો છે. ત્હેને કેટલા છોકરા છે તે ખબર છે?"

"જી. હા. રાયઘણ, શેરસિંહ, ચુડચંદ્ર ને ખેંગાર."

"આપણે અહિયા ન્હાનો આવ્યો હતો? નહિં?"

"જી. હા! ખેંગાર." અજાણપણાનો ડોળ કરતા મંત્રી તરફ હસીને કાકે કહ્યું.

"ઠીક. એમાં નવઘણનો વ્હાલો છોકરો ખેંગાર છે. તે એને ગાદી આપવા માંગે છે. પણ આપણી રાજ્યનીતિ ન્યાયી છે—મ્હોટા દીકરા રાયઘણને ગાદી મળવી જોઇએ." ધીમે ધીમે મુંજાલે કહ્યું.

"જી."

"કોઇ પણ પ્રકારે ચુડચંદ્ર કે ખેંગારને ગાદી ન મળે એ જોવાનું છે."

"જી."

"નહિં તો પછી આપણે મ્હોટાનો પક્ષ લઇ બીજા સાથે લડયા વિના છુટકો નથી."

"જેવી આજ્ઞા."

"પરશુરામને હું એક દૂત જોડે સંદેશો કહાવું છું. તે બનતી મદદ કરશે; પણ આમાં માત્ર શૌર્યનું કામ નથી. કામ માથે લેનારો શૂરો પણ જોઇએ અને મુત્સદ્દી પણ જોઇએ."

"મ્હારાથી બનતું કરીશ."

"બસ મ્હારે એટલુંજ જોઇએ છે. કયારે નીકળશો?"

"કાલ સ્હવાર પછી–આપ કહો ત્યારે."

મુંજાલ આ હિંમતવાન જુવાનીયા તરફ જોઇ રહ્યો. "ઠીક. કાલે પ્હરોડીયે નીકળજો. સાથે કેટલાં માણસ જોઇશે?"

"કાંઈ જરૂર નથી. મ્હેં સાત દશ મ્હારે માટે લીધાં છે તે પૂરતાં છે. હું વધારે માણસ લઇ જાઉં તો કામ બગડે."

"વારૂ. સાંજના મ્હને મળજો. બીજું કાંઈ હશે તો કહીશ."



## પ્રકરણ ૨૦ મું.



### કાકને લાગે છે કે કીર્તિદેવ ગાંડો થઇ ગયો છે.



મુંજાલે આ કામ ત્હેને સોંપ્યું તેથી એક રીતે કાક ખુશી થયો. મંજરીને મોશાળ મુકવા જવું એ એને નાનમભર્યું લાગતું હતું. આ કામથી હવે તે નાનમ જતી રહી અને ગર્વિષ્ઠ સ્ત્રીની સાથે ગર્વભેર તે જઇ શકશે એમ લાગ્યું. મંજરીના ગર્વને પણ અલ્પતા પમાડે એવો ગર્વ પોતે ધારવા ત્હેણે નિશ્ચય કર્યો હતો; અને તે ગર્વ સકારણ છે એમ પૂરવાર કરવા માટે જ તે કીર્તિદેવ જેવા રાજ્યકેદીને છોડવવા તત્પર થયો હતો. છતાં મંજરીના ગર્વમાં રહેલી ભવ્યતા તે જોઇ શકતો હતો, અને ત્હેને લીધે મંજરી તરફ ત્હેનું માન વધતું જતું હતું. આ ઉપરાંત તે એ નિરિક્ષણ પણ કરી શકતો હતો કે મંજરી જેવી શુદ્ધ, ભાવનાશાલી સ્ત્રીના આદર્શો પૂરા પાડવાને તે જે મથન યા કરતો હતો ત્હેનાથી ત્હેના પોતાનાં ચારિત્ર્ય અને પરાક્રમ અદ્દભૂત થતાં જતાં હતાં.

તે સાંજ પડતાં મુંજાલમ્હેતાને મળી, છેલ્લા બે શબ્દ શિખામણના સાંભળી મુંજાલેશ્વરના ભાંયરાંમાં થઇ, વાવ પર આવ્યો. ત્યાં નક્કી કરી રાખેલી જગ્યાએ લાટના બે યોદ્ધાઓ કુંભારને વેશે બે ગધેડાં પર દોરડાં ભરી ઉભા હતા. થોડે દુર, સંકેત પ્રમાણે કીર્તિદેવને સારૂ આણેલા એક પવનવેગી ઘોડાને ઝાડે બાંધી રાખ્યો હતો.

કાકે ઝપાટાબંધ બે દોરડાં કઢાવ્યાં અને તેને પેલા કુવામાં નાંખ્યાં. ત્હેમાંથી એક દોરડું કેડે બાંધી, બીજે દોરડે સરતો સરતો તે નીચે ઉતર્યો. તે જેમ નીચે નીચે ઉતર્યો તેમ શ્લોકના શબ્દોના પડઘા ત્હેના કાને પડયા; અને તે પડઘામાં પણ ત્હેણે મંજરીનો અવાજ પારખ્યો.

ત્હેને જેવું લાગ્યું કે તે ઉતરતો ઉતરતો જાળીઓ સુધી આવી લાગ્યો કે ત્હેણે ચકમક ઘસી, રૂનો કાકડો ચેતાવ્યો. અપરિચીત પ્રકાશથી ગભરાઇ ઉડેલાં જીવજન્તુ ને પંખીઓનો ખળભળાટ ત્યાં થઇ રહ્યો; થોડેક દૂર કુવાની ભીંતપર એક મ્હોટા સાપને ગભરામણમાં જીભ કહાડતો જોયો. જાણે પોતે નર્કમાં સદેહે આવ્યો હોય એમ ત્હેને લાગ્યું.

તે દોરડું હલાવતો, ઉપરના ઝાલી રાખનારને દિશા બદલવાની સૂચના આપતો, આખરે પેલી જાળીઓ પાસે ગયો.

મંજરીની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં.

"આવ્યા?" તે ઉમળકાભરી બોલી ઉઠી.

"હા." ઠંડે પેટે કાકે જવાબ આપ્યો.

"કીર્તિદેવજી!"

"કાક! વયસ્ય! તું! શાબાશ" બીજી જાળીમાંથી કીર્તિદેવ બોલી ઉઠયો.

"કેમ જાળી જબરી છે કે?"

"ના. મ્હેં ઢીલી કરી મૂકી છે. પણ કાક! હમણાં હું આવી શું કરૂં?"

"કેમ?"

"આજે વદ ચૌદશ છે."

"હા" એકદમ સ્મરણ થતાં કાકે કહ્યું. "કાળભૈરવ—"

"હા. ત્હેણે આજે મધરાતે આપણને બોલાવ્યા છે."

"હા. ચાલો આપણે અહિંયાથી ત્યાં જઇએ."

"અને રસ્તે પકડાઇ જાઉં તો?"

"તો ભોળાનાથની મરજી."

"એટલે મ્હારૂં તો મૃત્યું જ થાય."

"હાસ્તો."

"અને તે મ્હારો પિતા કોણ છે તે જાણ્યા વિના—" કીર્તિદેવે સખેદ ડોકું ધુણાવ્યું. "કાક! ભાઇ! મ્હને એ ત્રાસ સદાએ થયા કરે છે."

"શું?"

"કે મ્હારો બાપ જાણ્યા વિના જ હું મરી જવાનો.. આવું થાય તો એ ત્રાસ ખરો ઠરે" નિરાશાભર્યા અવાજે માલવી યોદ્ધાએ કહ્યું.

કાકે દાંત કચકચાવ્યા, અને પૂછ્યું, "ત્યારે શું કરવું?"

"તમ્હે જઇ કાળભૈરવને પૂછીને પાછા આવો." કીર્તિદેવે શાન્તીથી કહ્યું.

કાકનો મીજાજ ગયો. "તમ્હને કાંઇ ભાન છે? આમ તમ્હને છોડવવા એ કાંઇ હસવાનો ખેલ છે? આ બીજી વખત ઘેર આવેલી ગંગા પાછી ઠેલો છો."

"પ્રારબ્ધમાં હશે તો જરૂર છુટીશું. જે તમ્હે હમણાં કર્યું, તે જરૂર મધરાત પછી કરી શકશો." કીર્તિદેવે પત્થરને પીગળાવે એવા અવાજે કહ્યું. કોના તરફ મિજાજ કહાડવો તે નહિં સૂઝતાં મનમાં કાકે કીર્તિદેવને બે ચાર ગાળો દીધી.

કીર્તિદેવ ત્હેનું કુળ શોધવા કેટલો આતુર હતો તે કાક જાણતો હતો; અને તે માલવી યોદ્ધા માટે ત્હેને એટલું માન હતું કે ત્હેનું હૃદય દુ:ખાવવા ત્હેનો જીવ ચાલ્યો નહિ. તે મંજરીની જાળી તરફ ફર્યો.

"મંજરી! તું ચાલે છે?"

"કેમ તમ્હે કાળભૈરવ પાસે જઇને પાછા આવો છો ને? ત્યારે."

"ને પાછો નહિં આવ્યો તો?"

"વૈધવ્ય મળ્યા પછી—આ સ્થલ કે બીજું સ્થલ ત્હેની શી પરવા?"

એક શબ્દ પણ બોલ્યા વિના કાકે સંકેત પ્રમાણે પોતાની કેડે બાંધેલું દોરડું હલાવ્યું; અને ઉપર ઉભેલા પેલા બે પુરૂષોએ ત્હેને ખેંચી લીધો.

મંજરીએ કહેલા છેલ્લા શબ્દોથી કાકનો નિશ્ચય એકદમ થઇ ગયો હતો. "વૈધવ્ય" શબ્દથી મંજરીએ જો કાક જીવતો રહે તો જરૂર આવે એવી ત્હેનામાં નિશ્ચલ શ્રદ્ધાનું સૂચન કર્યું હતું; અને આ શ્રદ્ધાથી કાક તાબે થયો હતો. આટલું કર્યા છતાં પણ અણજાણતાં મંજરીની સત્તા ત્હેનાપર તેવી ને તેવી જ જામેલી હતી.

કાક ઉપર ગયો ત્યારે પેલા બે યોદ્ધાઓએ ચકિત થઇ પૂછ્યું "ક્યાં છે?"

"બધાં ગાંડાં છે. હજુ આપણી મહેનત પૂરી થઇ નથી. હું બે ત્રણ ઘડીમાં પાછો આવું છું. ત્યાં સુધી તમ્હે નીરાંતે બેસો."

"આ રાતે" એકે પૂછવાની હિંમત કરી.

"સોમભટ્ટ! હિંમત ન ચાલે તો પાછા જવા માંડો" સખ્તાઇથી કાકે કહ્યું.

"ના–ના–ના બાપુ! હું તો તમ્હારે માટે પુછું છું."

"ગાંડા! મ્હારે માથે ૐકારેશ્વર[1] ભગવાન છે."

"જી."

"જો જો. ખસતા—"

"નારે."

કાક ત્યાંથી ગયો, થોડે દૂર બાંધેલો ઘોડો પલાણ્યો, અને હિંગળાજ ચાચરને ઓવારે કાળભૈરવને કીર્તિદેવનું કુલ પૂછવા નીકળ્યો.



## પ્રકરણ ૨૧ મું.



### શ્રીમાલી દરવાજો.



કાક કીર્તિદેવ અને મંજરીને છોડાવવા મથતો હતો તે વખત મુંજાલમ્હેતા વિહારી સાથે ખાનગીમાં બેઠા હતા.

"બાપુ! મ્હને કાક સ્હમજાતો નથી."

"મ્હને સ્હમજાય છે તો. આજે શું કર્યું?"

"એ બધા પક્ષમાં ધુસે છે."

"વારૂ પછી. આજે શું કર્યું?" મુંજાલે અધિરાઇથી પૂછ્યું.

"સ્હવારે એ ગામ બ્હાર જઇ આવ્યો; પછી આપની પાસે આવ્યો. પછી એક લાટના યોદ્ધા પાસે શું મંગાવ્યું તે ખબર છે?"

"શું?"

"બાપુ! બસેં બસેં હાથના બે દોરડાં–"

"વારૂ."

"તે મંડલેશ્વર મહારાજને ત્યાં મોકલાવ્યાં."

"પછી."

"પછી બે કુંભારો ગધેડાં લઇ આવ્યા."

મુંજાલમ્હેતા ખડખડ હસી પડ્યા. "મૂર્ખા! વળી વાતમાં ગધેડાં કયાંથી આવ્યાં? આજે ત્હને શું થયું છે?"

"બાપુ! કાંઇ નહિ, પણ કાંઇ સ્હમજ પડતી નથી."

"પછી."

"તે ગધેડાં મંડલેશ્વર મહારાજને પાછલે બારણેથી ભાર ભરી નીકળ્યાં અને સંધ્યાકાળે શ્રીમાલી દરવાજેથી બ્હાર ગયાં."

"પછી પાછાં કયારે આવ્યાં?" હસીને મુંજાલે પૂછ્યું.

"હજુ આવ્યાંજ નથી. ને દરવાજા બંધ થઇ ગયા"

"વારૂ? ગધેડાંની વાત પૂરી થઇ. હવે કાંઇ રહી છે?"

"પછી ઘોડા પર બેસી એક લાટનો યોધ્ધો મંડલેશ્વર મહારાજના વાડામાંથી નીકળ્યો. જતાં જતાં તે સવારને કાકે કાંઇ કાનમાં કહ્યું."

"પછી?"

"પછી આપને મળી એ મુંજાલેશ્વર મહાદેવમાં ગયો."

"બીજું કાંઇ?" કંટાળી મહાઅમાત્યે પૂછ્યું.

"હજુ ત્હેમાંથી પાછો આવ્યો નથી" મંત્રી એકદર લાગવાથી ઉઠવાની તૈયારી કરતો વિહારી બોલ્યો.

"શું કહે છે?"

"ને મંદિરમાં પણ નથી." છેલ્લું બાણ ફેંકી વિહારી ઉઠયો.

"વિહારી!" જરા ધ્યાન દઇ મુંજાલે પૂછ્યું. "ત્હેને ગયે કેટલો વખત થયો?"

"પાંચ સાત ઘડી થઇ હશે." પોતાની બાહોશીપર મલકાતો વિહારી બોલ્યો.

"તે ત્યાં પહેલાં જતો હતો?"

"ના. એક બે વખત સાંજના પાસેના પેલા જુના અપાસરામાં જતો હતો. હું નહોતો–" મુંજાલની એકાગ્ર દૃષ્ટિપાત જોઇ તે મુગો રહ્યો.

"કાક સ્હવારે ગામ બ્હાર કયાં ગયો હતો?" મંત્રીએ પૂછ્યું.

"કોણ જાણે. પણ તે પણ શ્રીમાલી દરવાજેથી."

"અંહં. વારૂ પેલા ગધેડાંની ગુણોમાં શું હતું?"

"મ્હને પેલાં દોરડાં લાગ્યાં."

"ઘોડો કેવો હતો?"

"જબરો, પાણીપન્થો."

"ઠીક જા. બીજું કાંઇ?"

"કાંઇ નહિં બાપુ" કહી પોતાના સંશયો પર મુંજાલે આટલું વજન મૂકયાથી મલકાતો વિહારી બ્હાર ગયો. પાંચ દશ પળ મુંજાલે એકાગ્રતાથી, ભાંયપર નજર ટેકવી વિચાર કર્યો. વિહારીની ધ્યાનપૂર્વક જોવાની શક્તિમાં ત્હેને વિશ્વાસ હતો.

---

[1] દેવા તીરે પવીત્ર મનાતું એક શીવનું લીંગ.

"દોરડું–શ્રીમાલી દરવાજો–મુંજાલેશ્વર મહાદેવ;–આ છોકરો ભયંકર છે."

એકદમ મુંજાલને એક વિચાર આવ્યો. ત્હેના ડોળા ચળકી ઉઠયા–ત્હેના કપાલપર ક્રોધ આવ્યો. ત્હેણે હાથપર હાથ પછાડયો. તે "હવે સ્હમજ્યો." કહી ઉભો થઇ ગયો.

"બ્હાર કોઇ છે!" એક અનુચર આવ્યો "જા મ્હારૂં ખડ્ગ ને જમૈયો લઇ આવ."

"જી."

"સાથે વક્ષસ્ત્રાણ પણ લાવજે."

દશ પળમાં મહાઅમાત્ય શસ્ત્ર સજી છાનામાના રાજગઢની એક ન્હાની બારીએથી બ્હાર પડયા અને ઝપાટાબંધ શ્રીમાલી દરવાજે ગયા.

"રેવાદત્ત!"

દરવાન ચમકી જોઇ રહ્યો "કોણ ભાઇ!"

"બારી ઉઘાડ" સત્તાથી મુંજાલે કહ્યું.

"નહિ ઉઘડે. હવે બંધ થઇ ગઇ."

"કોને કહે છે તે ખબર છે? ત્હારી મશાલ લાવ." દરવાન આટલી સત્તાથી આ માણસને બોલતો જોઇ, ગભરાતો મશાલ લઇ આવ્યો.

"કોણ છો મહારાજ?"

જેવી મશાલ આવી એટલે મુંજાલમ્હેતાએ મ્હોડાપરની બુકાની કહાડી નાંખી. ત્હેને જોતાં જ દરવાન ગભરાઇ પાછો હઠયો. "મહારાજ!"

"હા. ચાલ બારી ઉઘાડ. રેવાદત્ત! અહિંયાથી સાંજના બે ગધેડાં જતાં જોયાં હતાં કે?"

"હા. મહારાજ."

"તે પાછાં ફર્યાં?"

"ના અવીદાતા!" કહી બને તેટલો અવાજ કરી, ત્હેણે બારી ઉઘાડી અને પહેલાં મશાલ આગળ ધરી.

જ્હેને થોડી વખત પર જ લાંચ લઇ રેવાદત્તે કોટ બ્હાર જવા દીધાં હતા તે માણસોને ચેતાવવા ત્હેણે મશાલ આગળ કરી. કોટની બ્હાર થોડે દૂર ઉભેલાં પેલાં બે માણસો મશાલ જોઇ ગભરાયાં અને તરત કોટની પાસે એક ઝાડને ઓથે ભરાઇ ગયાં.

"રેવાદત્ત! વખત છે ને હમણાં હું પાછો ફરૂં. જાગતો રહેજે."

"જેવી આજ્ઞા."

મશાલનું તેજ મુંજાલના મ્હોડા પર પડતું હતું. જે પેલાં બે માણસો ઝાડને ઓથે ભરાયાં હતાં ત્હેણે પણ મહાઅમાત્યને ઓળખ્યો, અને એમાંથી જે ઉંચો હતો ત્હેણે બીજાનો હાથ દાબ્યો.

"સોમ! જોયો કે?"

"હા. એ કયાંથી અત્યારે અહિંયા? આપણને પકડવા તો નહિ આવ્યા હોય?"

"ગાંડી થઇ છે?" ખેંગારે સોમનો હાથ દાબી કહ્યું "મુંજાલમ્હેતાને ત્હારી શી પરવા પડી છે?"

"હા. મ્હને હવે યાદ આવ્યું." એકદમ સોમે ધીમેથી કહ્યું. "તે દિવસ પણ તમ્હે મ્હને લઇ જતા હતા ત્યારે ફૂઆજી જ આડે આવ્યા હતા."

"હા" દાંત કચકચાવી ખેંગારે કહ્યું. "એક વખત તો એ વચ્ચે આવ્યો. ફરી આવશે તો—" કહી ખેંગાર મૂંગો રહ્યો.

સોમના માથામાં રણશીંગડાં ફૂંકાવા માંડયાં. ખેંગારે ત્હેનો બોલ પાળ્યો હતો અને રાત પડતાં સજ્જનમ્હેતાની વાડીમાં હાજર થયો હતો. સોમના મનમાં અનેક ધડભાંગ થયા કરી. જુનાગઢની ગાદી–ખેંગારનો મોહ–એ બે એક તરફ આકર્ષતાં હતાં––પાટણ તરફનો પ્રેમ અને પિતૃભક્તિ બીજી તરફ ખેંચતાં હતાં. એ ધડભાંગ પૂરી થઇ, ન થઇ અને તે ખેંગારને ના કહેવા ઉતરી––ના કહેવા જતાં હા કહેવાઇ ગઇ, અને ખેંગારની મોહિનીને વશ થઇ ઘરથી નાઠી. ખેંગારની ધારણા કે આ ભોળી છોકરી ત્હેની ઇચ્છાની સ્હામું થઇ શકવાની નથી તે ખરી નીકળી. ખેંગારે બે તેજી ઘોડા આ દરવાજા બ્હાર રાખ્યા હતા, એટલે તેઓ દરવાજાના દરવાનને લાંચ આપી ત્યાંથી હમણાંજ બ્હાર પડયાં હતાં.

મુંજાલને–ત્હેના પૂજ્ય ફૂઆને–ત્હેના પાટણની સત્તાના પ્રતિનિધિને–ત્હેને એક વખત બચાવનાર અને જ્હેની જોડે ત્હેનો વેવિશાળ કરવાનો વિચાર ચાલતો હતો તે પુરૂષને અહિંયા, આ વખતે, અચાનક આવતો જોઇ ત્હેનું મન ભાંગી ગયું–વ્હેમાયું–ધુંચવાયું. જાણે પોતાને ન્હાસી જતી રોકવા માટે મૂર્તિમાન પાટણ અહિંયા આવ્યું હોય એમ ત્હેને લાગ્યું. આ મૂર્તિ આગળ જુનાગઢની ગાદીની મહત્તા ઓછી થઇ. ત્હેની પાસે ઉભેલા ખેંગારના શબ્દો સાંભળી, ત્હેનો હાથ હાથથી ધ્રુજતો પારખી, ત્હેને કાંઇ અજબ જેવી લાગણી થઇ. ગમે તેવો પ્રીય ખેંગાર હતો છતાં, આ દૂરથીજ જોયલો અમાત્ય પોતાનો વધારે છે એમ લાગ્યું. પણ હવે પાછું જવાય એમ ન્હોતું–ત્હેણે હોઠપર હોઠ બીડી મુઠ્ઠીઓ

વાળી મન દૃઢ કર્યું. પિયર–પિયરનું ગૌરવ ત્હેનું ન્હોતું; પાટણ હવે પારકું હતું–ત્હેનું તો હવે જુનાગઢ–આમ ત્હેણે વિચાર કર્યો. તોપણ પિયર છોડતી છોકરીની સ્વભાવિક ખિન્નતાએ ત્હેની હોંસ, ત્હેનો ગાદીનો લોભ બન્નેને વશ કર્યાં.

મુંજાલમ્હેતા બારીમાંથી નીકળ્યા–જરા વાર ઉભા રહ્યા; ચારે તરફ જોયું, કમ્મરમાં તલવાર ઢીલી કરી અને આ ઝાડ તરફ આવવા લાગ્યા. અંધારી રાતે તારાના પ્રકાશમાં પણ ત્હેનો કદ્દાવર ઘાટ ત્હેનાં સ્પષ્ટ ડગલાં ગૌરવશીલ દેખાતાં હતા.

તે ઝાડની પાસે આવ્યા અને ખેંગારે સોમનો હાથ પોતાના હાથમાંથી છોડી નાંખ્યો. સોમ વિચારમાં પડી–એકપલ પાસે આવતા મુંજાલ તરફ નજર કરી–બીજી પલે પાસે ઉભેલા ખેંગાર સ્હામું જોયું. ત્હેણે ખેંગારને કાંઇ કહેવાની મથામણ કરી–પણ ત્હેની જીભ સુકાઇ ગઇ હતી. તે બ્હેબાકળી થઇ રહી. ત્હેણે ખેંગારની આંખમાં ભયાનક તેજ જોયું –ત્હેને બબડતો સાંભળ્યો "ફરી આવો લાગ કયે ભવે મળવાનો!"

સોમને સ્હમજ ન પડી કે લાગ શું–ભવ શું–ત્હેના મગજપર અંધકાર ઉતર્યો. ત્હેમાં માત્ર બેજ વસ્તુ દેખાયાં–પાસે આવી રહેલો મુંજાલ–જમણો હાથ તરવાર પર મૂકી ઉભેલો ખેંગાર. મુંજાલ આવી લાગ્યો છેક ઝાડની પાસે. સોમના મગજમાં આવી પડેલા અંધકારમાં એક જ્યોત જાગી–મુંજાલ એટલે પાટણ–એક નહિ એટલે બીજું પણ નહિં. ત્હેણે ખેંગારને તરવાર ખેંચતો જોયો–કુદવાની તૈયારી કરતો જોયો. બધો વિચાર છોડી તે કુદી–

નિઃશંક મને મહાઅમાત્ય ચાલ્યા આવતા હતા. ઝાડની એક તરફથી ખેંગાર કુદી ત્હેના પર તુટી પડયો; બીજી તરફથી "બુઆ" કહી ચીસ પાડતી સોમ ત્હેના પર તુટી પડી. અજાયબ થયેલો મુંજાલ ચમકયો. ત્હેણે ખડ્ગ ખેંચ્યું. તે ફર્યો. કોઇ ત્હેના પર "બુઆ" કહી પડયું–બીજાએ તેના પર ખડ્ગનો પ્રહાર કર્યો. મુંજાલે સ્વસ્થ થઇ તરવાર ખેંચી ત્યારે એક જણ ભાંયે પડયું હતું–બીજું તે પડેલાના શરીરમાંથી પોતાની તરવાર ખેંચતું હતું.–પોતે અણઘવાયલો ઉભો હતો.

"ચાંડાળ" કહી મુંજાલ પેલા મારનાર તરફ ફર્યો. મારનારે થયેલો અકસ્માત જોયો. "હાય હાય" કરી બુમ પાડી; અને પાછું જોયા વિના તે નાઠો. મુંજાલે ત્હેની પૂઠ પકડી–પણ ખેંગાર ઝાડીમાં ભરાઇ ગયો. "હરકત નહિં–જોઇએ પેલો બીચારો કોણ છે?" કહી તે પાછો આવ્યો. સોમે મુંજાલ મ્હેતાને બચાવા જતાં ખેંગારનો ઘા પોતે સહ્યો હતો.

મુંજાલે નીચા વળી જોયું, પણ અંધારામાં સોમને ઓળખી નહિં. "મ્હારા પ્રાણ-રક્ષકને અહિંયા કેમ છોડી જવાય" કહી ત્હેણે સોમને ઉંચકી અને ઝપાટાબંધ તે વિમળશાહને અપાસરે આવી પહોંચ્યો.



## પ્રકરણ ૨૨ મું.



### બરબાદ થયેલી કાકની મહેનત.



મહાઅમાત્યે સુરપાલને બારણા ઠોકી ઉઠાડયો. મુંજાલને મધરાતે અહિંઆ જોઇ તે બીચારો ગભરાઇ ગયો.

"સુરપાલ, દીવો લાવ" કહી મુંજાલે સોમને ભાંયપર મૂકી "ઘા બાજરીયું છે? હોય તો તે લાવ."

સુરપાલ મૂગે મ્હોડે દીવો લાવ્યો. ત્હેના પ્રકાશમાં મુંજાલે સોમને ઓળખીને તે વિચારમાં પડયો. શું એનો સાથી ખેંગાર! અને તે નાઠો! મુંજાલે નિરાશામાં હોઠ કરડયા. ત્હેના ગુસ્સાનો પાર રહ્યો નહિં. "એ હરામખોર જબરો નીકળ્યો" તે મનમાં બોલ્યો.

સુરપાલે અનુભવી યોદ્ધાની કળાથી સોમનો ઘા બાંધ્યો અને ત્હેને ઉંચકી પથારીમાં સુવાડી. મંત્રીના કપાળપર ઘેરાઇ આવેલું વાદળ જોઇ ત્હેને ધ્રુજારી છુટવા માંડી હતી. તે સોમને સુવાડી મુંજાલ પાસે આવ્યો.

"સુરપાલ! ત્હને દેહાન્તશિક્ષા કરવી પડશે."

"કેમ મહારાજ?" સુરપાલના હાજાં ગગડી ગયા.

"ત્હારો કેદી ન્હાસી ગયો."

"શું કહો છો મહારાજ?"

"ચાલ એક મશાલ ચેતાવ. પછી ડહાપણ કરજે."

પલવારમાં, ગભરાતે હાથે સુરપાળે મશાલ ચેતાવી.

"અપાસરામાં કોઇ માણસો ઉતર્યા છે કે? મુંજાલે પૂછ્યું.

"ના જી."

"ત્હારી પાસે કેટલાં માણસ છે?"

"મહારાજ! બે અંદર છે, અને ત્રણેક જણ પેલી તરફની ઝુંપડીમાં છે."

"બોલાવ."

સુરપાળ બ્હાર ગયો, અને ખેતરમાં કોળું રડે એવી ચીશ પાડી. થોડી વારમાં બે માણસો અપાસરામાંથી નીકળ્યા, અને બીજા બે બ્હારથી દોડતા આવ્યા.

"બધાને ખડ્ગ આપ."

"જી" કહી સુરપાલે તે પ્રમાણે કર્યું. અને મશાલ લઇ તે આગળ ચાલ્યો. પાછળ પાછળ મુંજાલ ચાલવા લાગ્યો. ત્હેના હોઠ પ્રેત સમા નિશ્ચલ બની રહ્યા હતા; ત્હેની આંખો બે તરવારની અણિ હોય તેમ ચમકી રહી હતી. પેલા બે બીજા પુરૂષો, જે સુરપાલના છુપા મદદગારો હતા, તે મુંજાલને અત્યારે જોઇ, કોઇ ભયંકર બનાવની આગાહી કરતા મૂગા મૂગા પાછળ આવ્યા.

મુંજાલ ઝપાટાબંધ વાવ આગળ જઇ પહોંચ્યો. "પેલો કુવો કયો?"

"આ પેલો" સુરપાલે કહ્યું.

મુંજાલ તે તરફ ફર્યો અને ત્હેની તીક્ષ્ણ નજરે પાળ પર બેઠેલા બે પુરૂષો દેખાયા.

મુંજાલે ત્હેના અનુચરોને પેલા પુરૂષો આંગળી વતીજ દેખાડયા. "પેલાઓને પકડો—જીવતા કે મરેલા."

અંધારામાં ઠોકરો ખાતા અનુચરો પાળ તરફ દોડયા, પણ મશાલનું અજવાળું જોઇ ત્યાં બેઠેલા લાટના યોધ્ધાઓ ચેતી ગયા હતા એટલે ત્હેમણે ઉભી પૂછડીયે ન્હાસવા માંડયું. ત્હેમની પાછળ પેલા અનુચરો પડયા. મુંજાલે ત્હેમાંના એક જણને પાછો બોલાવવા સુરપાલને હુકમ કર્યો, અને તે પ્રમાણે ત્હેણે બૂમ મારી "મેઘા!"

મેઘો પાછો આવ્યો.

"જોઇએ ત્હારી મશાલ આમ લાવ" કુવાની પાળ પર પ્હોંચતાં મુંજાલે કહ્યું.

સુરપાલે મશાલ ધરી, અને ત્હેને કપાળે પરસેવો પરસેવો થઇ ગયો. કુવામાં બે દોરડાં લટકતાં હતાં. ત્હેને લાગ્યું કે આ ઉદામ્હેતા વાળી છોકરીને લઇ જવા કોઇએ યુક્તિ રચી હશે. ત્હેણે મનમાં ઉદાને અને પોતાને કાંઇ કાંઇ કહી નાંખ્યું.

"મૂર્ખા! આમ કેદી સાચવે છે?" મુંજાલે કહ્યું.

"મહા—"

"ચૂપ કર" કહી મુંજાલે નીચા વળી તરવારથી બન્ને દોરડાં કાપી નાંખ્યા.

"હું નહિં આવ્યો હોત તો કેદી ન્હાસી જાત. ચાલો હજુ કાંઇ ખાટું મોળું થયું નથી. તું અને આ મેઘો બે જણા અહિંયા ઉભા રહો. વખત છે ને પેલા પાછા આવે. આવે તો પકડીને મ્હારી પાસે લાવજો. ખબરદાર કોઇને હાથમાંથી જવા દીધો તો."

"જેવી આજ્ઞા."

"અંદરના ઓરડાની કુંચી કયાં છે?"

"આ રહી મહારાજ" કહી કેડે ખોસેલી ચાર પાંચ મ્હોટી કુંચીઓનો ઝુમખો સુરપાલે આપ્યો.

"લાવ ત્હારી મશાલ" કહી મુંજાલે સુરપાલની મશાલ લીધી અને ધીમે ધીમે તે પાછો અપાસરે આવ્યો.

અપાસરે આવી ત્હેણે સુરપાલની ખોલી ઉઘાડી, અને બેભાન સૌમસુંદરી જ્યાં પડી હતી ત્યાં ગયો. ત્હેણે મશાળ ધરી તેજ ત્હેના મ્હોડા પર પાડયું: અને ત્હેના શ્વાસોશ્વાસ અનિયમિત લાગવાથી નીચાં વળી, ત્હેણે ધ્યાન પૂર્વક એકીટશે જોયા કર્યું; હેતાળ માતાની આનવર્ચ્ય મૃદુતાથી ત્હેના નાક ઉપર પડેલી લટ ખસેડી; નાકપર આંગળી ધરી બે પલ જોઇ રહ્યો.

"નહિં. જીવ છે."

મશાલના અસ્થિર તેજથી અનેક રૂપાંતરો પામતા તે ખંડના અંધકારના પટપર તે ચિત્ર અદ્‌ભૂત લાગતું. કદાવર મુંજાલ વાંકો વળી, એક હાથે મશાલ આડી ધરી, ઉભો હતો; ભોંયપર જખમમાંથી નીકળેલા રૂધિરથી શ્વેત, સંગેમરમર સમી બની રહેલી બેભાન સૌમ મરણ ને જીવનની સંધ્યામાં પડી હતી. મંત્રીનું મુખ નિશ્ચલ હતું, ત્હેની આંખો એકાગ્ર પણ અમી ભરી હતી, વાંકા વળી ઉભા રહેવાની ત્હેની છટામાં પણ સ્વાસ્થ્ય હતું. સૌમ નિશ્ચેત ન હતી છતાં ત્હેના સૌંદર્યમાં ચેતન હતું, નિરાધાર છતાં ત્હેની મુખરેખામાં ગૌરવ હતું. આ દૃષ્યપરથી ઉપજાવાતો વિષય કોઇ અપૂર્વ ચિત્રકારની સર્જકશક્તિ ભરી પીંછીની કસોટી કરે એવું હતું: અમીભર્યો પ્રભાવ અને મોહક નિરાધારી.

પણ મુંજાલમ્હેતાને આવા વિચારો માટે જોઇતી ફુરસદ, કેલવણી કે પરવા ન્હોતાં. સૌમ જીવે છે એ જોઇ તે ટટ્ટાર થયો, અને નીચે ભોંયરા તરફ જવા વળ્યો.

## પ્રકરણ ૨૩ મું.

♠

### લોહી તરસ્યો મહાઅમાત્ય.

♠

મુંજાલની નિશ્ચયાત્મક બુદ્ધિએ અત્યારે ભયંકર સ્વરૂપ લીધું હતું. હેની ઇચ્છાશક્તિ મૂળમાં તો પ્રબલ હતી; અભ્યાસે, સમોવડીયાને અભાવે, નિશ્ચલ બની હતી; અને સ્હામું પડનારને અચૂક કચરી નાંખે એવી થઇ રહી હતી. એવી દુર્ધર્ષ શક્તિ અત્યારે ઘણીજ છંછેડાઇ હતી. ઘણા એની સ્હામું થવા મથતા–પણ થોડા વખતમાંજ ડરી જઇ, હાર ખાઇ જતા; પણ આ એક નિમાલ્ય સુભટ હેનાથી ડરતો ન્હોતો, અને હેની યોજનાઓ ઉંધી વાળતો હતો. આ અવિચારી છોકરાને છુંદી નાંખવા મુંજાલે અત્યારે દૃઢ નિશ્ચય કર્યો હતો. કેસરીના પંજામાં ઉંદર આવતો હતો; પંજો બીડાતો હતો; પંજો બીડી તે નિર્જીવ પ્રાણીને ચગદી નાંખવા વનરાજ તૈયાર થઇ બેઠો હતો.

મુંજાલ ભાંયરામાં ઉતર્યો, ભીંત ટેકવી ને મશાલ મુકી અને એક સ્હામેની ઓરડીનું બારણું ખોલવા માડ્યું. હેણે આસપાસ નજર કરી અને જરા વિચારમાં પડ્યો કારણકે કયા ઓરડામાં કીર્તિદેવ હતો તે એ વીસરી ગયો. કાંઇ નિર્ણય પર ન આવી શકવાથી કુંચી લગાડી પહેલી ઓરડી ઉઘાડી.

તાળું ઉઘાડવાનો અવાજ થતાં કોઇએ અંદરથી મધુર સ્વરે પૂછ્યું: "કોણ એ?" અવાજ કોઇ સ્ત્રીનો લાગ્યો એટલે મુંજાલ ચમક્યો. સુરપાલને તે શુષ્ક, વૃદ્ધ સૈનિક ધારતો હતો;— તે વળી અહિંયા સ્ત્રી લાવી રાખે! મનમાં તે હસ્યો, અને પલ જરા ઉભો રહ્યો.

કોણ "સુરપાલ?" ફરીથી પ્રશ્ન આવ્યો. મુંજાલ કાંઇ બોલ્યો નહિં પણ બારણું ઉઘાડ્યા વિના જ તે પાસેની બીજી ઓરડીનું તાળું ખોલવા બેઠો.

તે તાળું ખોલી હેણે બારણું ઉઘાડ્યું કે કીર્તિદેવે પૂછ્યું "કોણ?" મુંજાલે જવાબ નહિં દીધો, પણ ભાંયપર પડેલી મશાલ ઉંચકી, કમરપર લટકતી તરવારનો બંધ જરા ઢીલો કર્યો અને અંદર પેઠો.

મશાલના અજવાળામાં હેણે કીર્તિદેવને જોયો. તે માલવી યોદ્ધાએ પણ મુંજાલને ઓળખ્યો, જરાક આંખ ચોળી, અને હેના મ્હોડાનું નુર ઉડી ગયું. અત્યારે–આમ–જ્યારે તે પલેપલ છુટવાની વાટ જોતો હતો ત્યારે હેના કટ્ટા વેરીને આવતો જોઇ તે અડગ યોદ્ધો પણ ડગ્યો.

"કેમ છો? કીર્તિદેવ?" જરાક મજાકમાં મુંજાલે પૂછ્યું.

શું જવાબ દેવો તે કીર્તિદેવને એકદમ સુઝ્યું નહિં; પણ મુંજાલ નીચો વળી પાસે પડેલી દીવીનું કોડીયું ચેતાવતો હતો એટલે હેને સ્વાસ્થ્ય મેળવવાનો વખત મળ્યો.

"ઓહો, મંત્રીરાજ તમ્હે! અત્યારે?"

"હા." કહી મુંજાલ ભાંયપર મશાલ મુકી કીર્તિદેવ તરફ ફર્યો.

"કેમ?" રખેને કાક આવી પ્હોંચે એવી ધાસ્તીથી જાળી તરફ નજર નાંખી કીર્તિદેવે પૂછ્યું.

"તમ્હને ન્હાસી છુટતા અટકાવવા."

"આ તમ્હારા યમસદનમાંથી કોની મગદુર કે ન્હાસી છૂટે?" છાસીયું કરી ધ્રુજતું હૃદય મહામહેનતે કાબુમાં રાખી માલવી યોદ્ધાએ કહ્યું.

"હું તે જ જોવા માંગું છું" સખ્તાઇથી મહાઅમાત્યે કહ્યું.

"હવે ખાત્રી થઇ?"

"જાળી તરફ શા માટે જુવો છો?" મુંજાલે તિરસ્કારપૂર્વક કહ્યું "તમ્હારે જવાનાં દોરડાં ક્યારનાં કપાઇને કુવાને તળીયે પડ્યાં છે."

ધીમેથી કીર્તિદેવે તબીયત વાળી; હતાશ થતાં હેની હિંમત પાછી આવી. "તે તો તમ્હને અહિયા દીઠા એટલે મ્હારી ખાત્રી થઇ ગઇ. બોલો! હવે તમ્હારે શું કામ છે?"

"કેમ આટલી અધિરાઇ આવી?" તિરસ્કારથી મંત્રીએ પૂછ્યું.

"રાત ઘણી ગઇ છે. મ્હને ઉંઘ આવે છે" શાન્તિથી કીર્તિદેવે કહ્યું.

"તમ્હારે અત્યારે અહિયા ઉંઘવાનું નથી."

"કેમ? ત્યારે ક્યાં?"

"ક્યાં તો મ્હારી સાથે રાજગઢમાં–અથવા તમ્હે કહ્યું ત્યાં–યમસદનમાં."

કીર્તિદેવ નિશ્ચલ નયને જોઇ રહ્યો અને મુંજાલે આગળ ચલાવ્યું "રાજગઢમાં સુવું હોય તો મ્હારૂં કહ્યું માનો."

"શું?"

"જયદેવ મહારાજની સેવા સ્વીકારો."

ગુસ્સામાં કીર્તિદેવે ઉંચું જોયું; અને ધીમેથી ગુસ્સો દબાવી તે બોલ્યો: "મંત્રી! તમ્હારા

જયદેવ મહારાજને કહો કે અવન્તીનાથના સામન્ત થાય–એટલે હું ત્હેની સેવા સ્વીકારીશ.”

મુંજાલે હોઠ કરડયા અને ગૌરવથી પૂછ્યું “એટલે?”

“એટલે આ ભવે મ્હારા સ્વામી અવન્તીનાથ–આવતે ભવે ભગવાન પિનાકપાણી. સ્હમજ્યા?” કીર્તિદેવનો અવાજ સખ્ત હતો.

“મ્હારૂં કહેવું નહિ માનવાનું પરિણામ શું આવશે તે ખબર છે?” મુંજાલે ગુસ્સામાં પૂછ્યું.

“પરિણામ જાણવાની મ્હને પરવા નથી.” શાન્તિથી કીર્તિદેવે કહ્યું.

ગુસ્સામાં પણ મુંજાલ થોડો વખત આ માલવી યોદ્ધાનું નિર્દોષ મુખ, ત્હેની ભવ્ય તેજોમય આંખો, ત્હેની અડગતા જોઇ રહ્યો. આવા સુંદર, પ્રભાવશાળી પુરૂષને મારવાનું મન તેને થયું નહિ.

“કીર્તિદેવ! એક બીજો રસ્તો છે.”

કીર્તિદેવે જવાબ ન આપ્યો. તે અદબ વાળી હોઠ બીડી શાન્તિથી ઉભો હતો.

“તમ્હે આ તમ્હારૂં ગાંડપણ છોડી દેશો?”

“કયું?”

“અવન્તી અને પાટણ વચ્ચે સંધિ કરાવાનું?”

“પાટણના તો તમ્હે મુખત્યાર છો. પછી સંધિ કેમ થવાની હતી?”

“પણ તમ્હારી હોંસ પાટણ અને અવન્તી બન્નેના મુખત્યાર થવાની છે” તિરસ્કારથી મહાઅમાત્યે કહ્યું. “યવનને કહાડવાને બ્હાને લક્ષ્મવર્માને આર્યાવર્ત્તનો ચક્રવર્તિ કરવો છે કેમ? એ કદી થવાનું નથી.”

“મુંજાલમ્હેતા વિધિની નિશ્ચલતાનો આડંબર શા કામનો?” ત્હેની મ્હોટી આંખ પણ જરા ઉઘડી. અંધારામાં પણ ત્હેમાંથી તેજનાં પૂંજ વર્ષ્યાં. “ભારતનું ભાગ્ય તમ્હારા હાથમાં નથી કે તમ્હે કાંઇ કહી શકો. તમ્હે એક કીર્તિદેવ મારશો–તો બીજા સહસ્ર ઉભા થશે. જો પાટણની મદદથી યવનોનો સંહાર થવાનો હશે તો હજાર મુંજાલો છતાં સંધિ થશે; ત્હેના વિના થવાનો હશે તો પાટણને પાધર થતા વાર કેટલી?” ગર્વથી કીર્તિદેવ કહ્યું.

“પાટણને પાધર થતાં ઘણી વાર છે” તિરસ્કારથી મુંજાલે કહ્યું “તે પહેલાં તો ત્હેનો પત્તિ પૃથ્વિપતિ થશે.”

“કે નહિં તો પછી ગર્જનાધિપ[૧]નો સામન્ત બનશે. તમ્હે મ્હને કેદ કર્યો છે; અત્યારે હવે મારી નાંખશો. બીજું શું કરશો, ત્હેની મ્હને પરવા નથી. તમ્હારી કલંકી રાજ્યનીતિને એજ શોભશે” મુંજાલ બોલ્યો નહિં, ત્હેને આ યુવાન યોદ્ધાના બોલ સાંભળવા ગમતા હતા. કીર્તિદેવના પલેપલે વધારે તેજસ્વી થતા મુખ તરફ તે જોઇ રહ્યો.

“પાટણના શ્રાવકમંત્રીઓને રાજ્યસત્તા હાથમાં રાખવી છે; અને તેથી તેઓ આર્યવર્તના બીજા રાજ્યો સાથે સંધિ કરતાં નથી. ભૂતકાળમાં એ તમ્હારી રાજ્યનીતિ હતી–આજે પણ તે જ છે. હું આ રાજ્યનીતિનો વેરી છું તેથી તો તમ્હે મ્હને મારવા માંગો છો. ભલે મ્હને મારી નાંખો–તમ્હારી સ્વાર્થબુદ્ધિ રાખો–કરો છો તેમ કર્યા જાઓ. પણ જે સ્વપ્નમાં સિદ્ધ કરવા હું માંગતો હતો તે સિદ્ધ ન થયાં તો આખા ભારતખંડના ભોગ જાગશે. મ્હને મર્યાની બ્હીક નથી–પછી શું થશે ત્હેની બ્હીક છે. અને ભવિષ્યનો ખ્યાલ લાવતાં હું કંપું છું. પણ મ્હારૂં કહેવું નિરર્થક છે. વાણીયાને એ ખ્યાલ કયાંથી આવે?” કહી કીર્તિદેવે ખેદથી ડોકું ધુણાવ્યું. “મુંજાલમ્હેતા! જ્યારથી તમ્હારા જેવાના હાથમાં રાજ્યસત્તા આવી ત્યારથીજ આર્યાવર્ત્તનાં ભાગ્ય ફૂટયાં.” આ શબ્દો પણ કીર્તિદેવે સામાન્ય સિદ્ધાન્ત ઉચ્ચારતો હોય એવી તટસ્થતાથી કહ્યાં.

મુંજાલના હોઠ તિરસ્કારમાં મરડાયા. “છોકરા! હું અત્યારે જીભાજોડી કરવા નથી આવ્યો; અને આવ્યો હોત તોયે ત્હારા જેવા નબાપા જોડે કરવાની તસ્દી નહિં લેત”–

કીર્તિદેવના મ્હોડાપર ગુસ્સો પ્રસરી રહ્યો. ત્હેણે ચમકી, દાંત કરડયાં અને એકાગ્ર દૃષ્ટિએ મુંજાલ તરફ જોઇ કહ્યું: “મ્હેતાજી! હું નબાપો હોઇશ–નિર્જીવ હોઇશ; પણ પાટણને જીતનાર–યવનદળને સંહારનાર–મહારથીઓના પણ મહારથી ઉબક પરમારને ખોળે ઉછર્યો છું; કાશીને શરમાવનાર અવન્તીના વિદ્વાન શ્રોત્રીયાનો ચરણ ધોઇ વિદ્વતા મેળવી છે. મ્હારી શક્તિ નથી ઘી કાંટે બેસીને આવી કે નથી શુષ્ક જતિઓની સેવા કરી.”

“ઠીક. તું વચન નથી આપતો એમ?” મુંજાલે દાંત પીસી, ધીમે, બોખરે ભયંકર અવાજે પૂછ્યું.

---

૧ ગીજનીના સુલતાન.

"નહિં આપું તો શું કરશો ?" તિરસ્કારથી હસી કીર્તિદેવે કહ્યું.

મુંજાલના સ્વસ્થ મગજમાં ઝનૂનની જ્વાળા ભભુકી ઉઠી. અનેક વાર ત્હેણે સમોવડીયા સાથે બાથ ભીડી હતી, પણ કોઇએ ત્હેને આવો તુચ્છકાર્યો ન્હોતો; અને ત્હેના ગૌરવને હાની પ્હોંચાડવાની ધૃષ્ટતા કરનાર દુશ્મનને પુરો કરવા ત્હેણે નિશ્ચય કર્યો "છોકરા! ત્હારૂં આવી બન્યું છે" કહી ત્હેણે હાથ તરવાર પર નાંખ્યો.

"તે તો લલાટના લેખની વાત છે" શાન્તિથી, તિરસ્કારથી કીર્તિદેવે કહ્યું. "તેમાં તમ્હે શું કરશો."

"જોવું છે?" કહી વીજળીની માફક મુંજાલે તરવાર કહાડી—

પણ મુંજાલ પૂરી તરવાર કહાડે તે પહેલાં કીર્તિદેવ કુદ્યો અને બે હાથે મુંજાલનો તરવારવાળો હાથ પકડયો. શસ્ત્રસજ્જીત મંત્રી નિ:શંક મને ઉભો હતો, અને આ અચાનક તરાપથી જરા પાછો પડયો. કીર્તિદેવના હાથ–શીકારી કુત્રાના દાંતની માફક–ત્હેના જમણા હાથ પર સજ્જડ ચોંટ્યા હતાં. તરત સાવધ બની ત્હેણે જમણા હાથમાંથી ડાબે હાથે તરવાર લેવા પ્રયત્ન કર્યો. દ્વંદ્વ યુદ્ધમાં કુશળ કીર્તિદેવ સ્હમજ્યો! અને મંત્રીનો હાથ આમળી તરવાર લેવા મથામણ કરવા માંડી. ચાર હાથ માત્ર ઝપાઝપી કરતા હતા; અને ત્હેને બળે બન્ને જણ તે ન્હાના ઓરડામાં ચકર ચકર ફરવા લાગ્યા. ન્હાની સાંકડી ઓરડીમાં બે દીવાના અસ્થિર અજવાળામાં આ જીવલેણ દ્વંદ્વ યુદ્ધ ભયંકર રીતે ઝામ્યું.

આખરે મુંજાલનું અપ્રતિમ બાહુબળ કીર્તિદેવના ચાપલ્યથી ચ્હડયું. ત્હેણે માલવી યોદ્ધાને ખૂણામાં ચગદી ઘાલ્યો; અને પોતાનો તરવારવાળો હાથ છુટો કરવા એક મહાયત્ન કર્યો. ત્હેણે પોતાનો હાથ જોરથી વાળ્યો. સાથે કીર્તિદેવના પણ હાથ વળ્યા. બેમાંથી જ્હેનો હાથ પહેલો ભાગે તે હારે એવો વખત આવ્યો. પણ મંત્રીએ પોતાના ઘુટણના જોરથી ખૂણે દબાયલા કીર્તિદેવને દાબ્યો. તે દબાણ દુ:સહ થઇ પડવાથી કીર્તિદેવના હાથ છુટી ગયા.–વિફરેલા મુંજાલના ઘુટણ નીચે તે સપડાઇ પડયો. મુંજાલે યમદંડ જેવા વિજયી ખડગની તીક્ષ્ણ અણિ કીર્તિદેવની છાતી પર ધરી.

"પાપી! જો હવે ત્હારે લલાટે શુ લખાવ્યું છે" હાંફતાં હાંફતાં મંત્રીએ કહ્યું.

"ખબરદાર" પાછળથી કાકની પ્રચંડ ગર્જના સંભળાઇ. મુંજાલે ચમકીને પાછળ જોયું: બારણામાં કાક અને સુરપાલ ઉભા હતા.



## પ્રકરણ ૨૪ મું.



## કીર્તિદેવનું કુલ.



મધ્યરાત્રીને ઘડી બે ઘડી થઇ એટલે કાક દોડતે ઘોડે પાછો આવ્યો, અને ઘોડાને બાંધી, પગે પેલા કુવા પાસે આવ્યો. તે જેવો આવ્યો એટલે સુરપાલ અને ત્હેના શાગીર્દો ત્હેના પર તૂટી પડયા, અને મહા મુશ્કેલીએ ત્હેને પકડયો. સુરપાલે એક દોરડું લાવી ત્હેના હાથ પાછળથી બાંધ્યા.

"સુરપાલ! તું જાણે છે હું ભટ્ટરાજ છું?"

"ભલે ને મ્હોટો રાજા હોય."

"કોના હુકમથી પકડે છે?"

"મુંજાલમ્હેતાના."

"હેં! તે અહિંયા છે?"

"હા. અપાસરામાં."

"મ્હને ત્હેની પાસે લઇ જા."

"હું તે જ કરૂં છું" કહી ઝપાટાબંધ સુરપાલ ત્હેને ભોંયરામાં લઇ આવ્યો.

સુરપાલની મશાલનું તેજ દેખી, અધ ઉઘાડા બારણામાંથી પેલું ભયંકર દ્વંદ્વ યુદ્ધ જોઇ રહેલી મંજરી, પાછળ ખસી અને ખુણામાં લપાઇ ગઇ. કાકના ગયા પછી કયાં સુધી તે ત્હેની વાટ જોતી બેઠી. જેમ પલ જતી ગઇ, તેમ ત્હેની ચિંતા વધતી ગઇ. ત્હેને લાગ્યું કે કાક જેવા અપ્રતિમ વીરની અણમોલી જીંદગીને ત્હેણે અને કીર્તિદેવે નકામી જોખમમાં નાંખી હતી; અને જેમ મોડું થતું ગયું તેમ ત્હેનું હૃદય અધિરૂં બન્યું.

તે અધિરા હૃદયે કાકના પરાક્રમો અને ત્હેણે કહેલી સેવાનું સ્મરણ કરાવ્યુ. તે મધ્યરાત્રીના ગંભીર, ભયંકર વાતાવરણમાં ત્હેની ઉત્તેજીત થયેલી કલ્પનાશક્તિએ કાકની છબીમાં અનેરા રંગ પૂર્યા. જે શ્લોકોથી ત્હેણે કીર્તિદેવને કાકનું ઓળખાણ આપ્યું હતું તે યાદ આવ્યા: અને તે ખરા છે કે કેમ તે જોવા ત્હેને ગુંજવા લાગી; અને ત્હેમાં કહેલું વર્ણન આછું, નિરસ લાગ્યું. ત્હેણે કાવ્ય અને ઇતિહાસમાં આલેખેલા વીરોનું સ્મરણ કર્યું;–ત્હેમના જેવા,

તેથી પણ ચઢીયાતો કાક લાગ્યો. અને તે બધા તો કાલ્પનિક હતા; અને આ તો "સૌભાગ્યનાથો મમ."–તે બબડી. બારણું ખખડયું અને આ રસભરી વિચારમાળા તુટી. અત્યારે સુરપાલ! તે ચમકી, ગભરાઇ અને વાટ જોતી ઉભી, પણ કોઇ આવ્યું નહિ. ઉલટું બારણું ઉઘાડું રહ્યું. શું થયું ત્હેનો ત્હેને સ્પષ્ટ ખ્યાલ આવ્યો નહિં.–પણ કાંઇ મ્હોટી પીડા માથે પડી હોય તેમ ત્હેનું હૃદય ખિન્ન થઇ ગયું. ત્હેણે ઘડીમાં બારણા સ્હામું, ઘડીમાં જાળી તરફ જોવા માંડયું.

એકદમ પાસેની ઓરડીમાં જુસ્સાભેર થતો સંવાદ, બારણામાંથી તેમજ કુવામાંથી પડઘા રૂપે સાંભળ્યો. તે ઘણીજ ગભરાઇ; પણ જેમ સંવાદ આગળ ચાલ્યો, ત્હેના અસ્પષ્ટ શબ્દો કાને પડવા લાગ્યા, તેમ ત્હેને હિંમત આવી; અને બારણું ઉઘાડી બ્હાર નીકળી. પાસેની ઓરડીના અધ ઉઘાડા બારણામાંથી મુંજાલ ને કીર્તિદેવનો સંવાદ સાંભળી, તે દિંગ બની ગઇ. જ્યારે દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું ત્યારે ત્હેનું હૃદય કાંપી ઉઠયું;–ત્હેને પાછા જવાનું મન થયું; પણ ડરને લીધે ત્હેના પગ ઉપડયા નહિ. એટલામાં સુરપાલની મશાલનું અજવાળું જોયું અને તે ખૂણામાં લપાઇ ગઇ.

સુરપાલની સાથે કેદી બનેલા કાકને જોઇ ત્હેના હોસ કોસ ઉડી ગયા. તે બધું સ્હમજી: ત્હેમનું કાવત્રું ઝલાઇ ગયું; કાક પકડાઇ ગયો; બ્હાર નીકળવાની આશા નષ્ટ થઇ; વખત છે ને કાકને દેહાન્ત શિક્ષા થશે, ત્હેને લીધે કાકે આટલું જોખમ ખેડયું, ત્હેને લીધે આવો મહારથી આમ જીવથી જાય! ત્હેણે કાકની સ્હામું જોયું. બાંધેલે હાથે પણ તે ટટ્ટાર, સગર્વ ચાલતો હતો; ત્હેને ગળેથી લોહી વહેતું હતું; ત્હેના કેશ વીખરાઇ મ્હોડાપર પડયા હતા; ત્હેની આંખો બે તારાની માફક ચમકતી હતી–અને ત્હેનું મ્હોડું ભયંકર દઢતામાં બીડેલું હતું. કાકનું આ મુખ ત્હેના હૃદયમાં કોતરાઇ રહ્યું.

સુરપાલે ઓરડીનું બારણું ઉઘાડયું કે કાક છલંગ મારી અંદર ગયો અને "ખબરદાર" ની ગર્જના કરી.

કીર્તિદેવનું લોહી રેડવા તલસી રહેલા મુંજાલને કાને આ ગર્જના જતાં ત્હેણે પાછળ જોયું અને કાકને જોઇ ત્હેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. ત્હેની નસેનસમાં તોફાન ઝામ્યું. પણ સત્તા અને ગૌરવના અવતાર ગણાતો મહાઅમાત્ય આ પલે પણ ગૌરવ વિસર્યો નહિં. તે ધીમેથી સ્વાસ્થ્ય રાખી કીર્તિદેવ પરથી ઉઠયો; અને કહ્યું:

"સુરપાલ! આ હરામખોરને પકડ. એ ધારે છે કે મુંજાલને મ્હાત કરવો એ રમત વાત છે."

સુરપાલે પોતાની મશાલ પણ ભીંતે ટેકવી મૂકી અને આવી, કીર્તિદેવને પકડયો.

અધ ઉઘાડા બારણામાંથી મંજરી મુંજાલનું ક્રોધથી જવલંત બની રહેલું મુખ જોઇ રહી. ત્હેના પણ વાળ કપાળ પર વિખરાઇ ગયા હતા; ત્હેની વિશાળ આંખો લાળ ચોળ થઇ હતી.

મુંજાલ કાક તરફ ફર્યો.

"તું પણ આવ્યો?" મેઘ ગર્જના સમા ચિત્તભેદક અવાજે મુંજાલે પૂછ્યું.

"હા. અને વખતસરજ. પાટણના મહા અમાત્ય આમ મારાની માફક મધ્યરાતે લોકોના ખૂન કરવા કયારથી શીખ્યાં?" કાક હસ્યો.

મુંજાલના નેત્રો ફાટી ગયાં. તે એક ડગલું આગળ આવ્યો, તરવાર ઉગામી પણ તરવાર પડે તે પહેલાં બારણામાંથી મંજરી કુદી, અને પાસેજ ઉભેલા કાકની કોટે વળગી પડી.

મુંજાલ ચમકયો. એને લાગ્યું કે બેભાન સોમ આવી. ત્હેણે તરવાર પાછી ખેંચી લીધી;–અને ધ્યાનપૂર્વક જોયું.

"કોણ છે તું?"

"હું!" ગર્વથી માથું ઉંચું કરી મંજરીએ સ્પષ્ટ રીતે કહ્યું. મોરના કેકારવ સમો ત્હેનો સુમધુર અવાજ ટહુકી રહ્યો. "કાક ભટ્ટની અર્ધાંગના."

"કોણ કવિકુલશિરોમણીની છોકરી! તું અહિંયા કયાંથી?" મુંજાલે વિસ્મય થઇ પૂછ્યું.

"મ્હારા સૌભાગ્ય નાથની સાથે" મંજરી કાકને ગળે વળગી રહી.

"મંજરી!" શાન્તિથી કાકે કહ્યું "અમ્હારી તકરારમાં તું નહિં પડ. નહિં તો કહેવાશે કે સ્ત્રીહત્યાથી ડરી મુંજાલમ્હેતાએ મ્હને જીવવા દીધો." કહી ત્હેણે મંજરીને હેતભરી દઢતાથી જરા દૂર કરી.

"જે બ્રહ્મહત્યાથી નહિં ડરે ત્હેને સ્ત્રીહત્યા શી બિસાતમાં?" તિરસ્કારથી કીર્તિદેવ–જ્હેના હાથ સુરપાલે બાંધ્યા હતા તે–બોલ્યો. "મુંજાલમ્હેતા! એને શું મારો છો?

એણે શું ગુન્હો કર્યો છે? ગુન્હો તો મ્હેં કર્યો છે.”

કાંઇ પણ જવાબ આપ્યા વિના મુંજાલે એના તરફ પૂઠ ફેરવી અને કાકને દાંત પીસી કહ્યું:

“મ્હારો રાજ્યકેદી ત્હારે ન્હસાડવો હતો. કેમ?”

“હું રાજ્યકેદીને ઓલખતો નથી. મ્હારી સ્ત્રીને અહિયાં કેદ કરી છે, મ્હારા મિત્રને કર્યો છે–ત્હેમને છોડવવા એ હું મ્હારો ધર્મ સ્હમજુ છું.”

“ત્હારી સ્ત્રી!”

“ભૂલી ગયા! સજ્જનમ્હેતાના વાડામાંથી ઉદોમ્હેતો મંજરીને ઉપાડી લઇ ગયો તે. પારકાની બૈરી લોકો ઉપાડી જાય–અને ત્હેને પાછી લઇ જવાય નહિં. વાહ તમ્હારો ન્યાય!”

“તે વાતની મ્હારે પંચાત નથી જોઇતી. તેં રાજ્યદ્રોહ કર્યો છે, એજ બસ છે.”

“રાજ્યદ્રોહ? મ્હેં? હા. મ્હેં લાટ જીતી આપ્યું, નવઘણને પકડી આપ્યો, અને કીર્તિદેવનું કાવત્રુ ફેડ્યું.”

“ત્હેમાંજ તું ફાટયો છે. કાલે ત્હને તો હાથીને પગે કરાવીશ.”

“કરાવો–તમ્હારી મગદૂર હોય તો. તમ્હે હજુ મ્હને ઓલખ્યો નહિં. મ્હને હાથીને પગે કરો–પછી જુઓ; કાલે, મંડલેશ્વર તમ્હારા દુશ્મન થશે–પાટણમાં વસેલા હજાર લાટના સુભટો બ્હારવટું લેશે ને લાટ જીત્યું અણજીત્યું થઇ જશે.”

“છોકરા! તું કોને ડરાવે છે?”

“તમ્હે તે કોણ થયા કે ન ડરો?” ગર્વથી કાકે પૂછ્યું. મંજરી કાકના મુખની પ્રભાવભરી ભભક જોઈ રહી.

“તે હું ત્હને બતાવીશ.”

“તમ્હે પાટણની સત્તાના પ્રતિનિધિ હશો–તો હું પણ છું.”

“તું—” તિરસ્કારથી મુંજાલે પૂછ્યું.

“હા–તમ્હે ભૂતકાળના–પણ હું તો ભવિષ્યનો.” શાન્તિથી કાકે કહ્યું.

મુંજાલ મૂગો રહ્યો. આ વાતમાં ત્હેને કાંઇ માલ લાગ્યો નહિં. થોડી વારે ત્હેણે કહ્યું: “સુરપાલ! આની કાલે વાત. લે તરવાર, પેલાનું શિરચ્છેદ કર!”

સુરપાલ આગળ આવ્યો, અને તરવાર લેવા હાથ આગળ ધર્યો. કાક વચ્ચે આવ્યો: “ખબરદાર.”

“ચૂપ રહે” ગુસ્સામાં મુંજાલે ગર્જના કરી.

“શા માટે? એ અવન્તીનો સંધિવિગ્રહક છે; એનો દેહ પવિત્ર છે.”

“એ કાવત્રાંબાજનો દેહ પવિત્ર! લે સુરપાલ!” કહી મુંજાલે ફરી તરવાર ધરી.

“મુંજાલમ્હેતા!”—

સુરપાલે તરવાર લીધી; ગર્વમાં માથું ઉંચું રાખી કીર્તિદેવ તરવારના ઝપાટાની રાહ જોતો હતો.

“સુરપાલ!” કાકે કહ્યું “એક પલ સબુર કર. મ્હારે કીર્તિદેવને બે બોલ કહેવા છે.” સુરપાલે મુંજાલ સ્હામું જોયું, અને મંત્રીએ નજરથી હા કહી એટલે તે થોભ્યો.

“કીર્તિદેવજી! હું કાલભૈરવ પાસે જઇ આવ્યો.”

કીર્તિદેવના મુખ પર તેજ છાયું. ત્હેની આંખોમાં અમી આવી.

“મ્હારૂં કુલ કયું? મ્હારો પિતા કોણ?” આતુરતાથી કીર્તિદેવે પૂછ્યું.

જરાક હસી કાકે તિરસ્કારભરી નજર મુંજાલ પર નાંખીને કહ્યું:

“કીર્તિદેવજી! તમ્હે બાલક હતા ત્યારે સજ્જનમ્હેતાએ નબાપા તરીકે જાત્રાએ અવેલા સેનાપતિ ઉબકને સોંપ્યા હતા, નહિં?”

મુંજાલે કાન ફફડાવ્યા; તે ધ્યાનથી સાભળી રહ્યો.

“હા. એ તો મ્હેં તમ્હને વાત કહી હતી.”

“સજ્જનમ્હેતા તમ્હારા કોઇ સગા હોય એમ લાગે છે નહિં?”

“મ્હને વ્હેમ છે.” અધિરાથી કીર્તિદેવે કહ્યું.”

“કીર્તિદેવજી” મ્હોટે અવાજે કાકે કહ્યું “ત્યારે તમ્હારા પિતાનું નામ જાણવાની ઉત્સુકતા છોડી દો.”

“કેમ? કાલભૈરવે નહિં કહ્યું.”

“ના. કહ્યું છે. પણ મરણ અણિએ પિતાનું નામ જાણવાથી તમ્હારૂં નિષ્કલંક જીવન કલંકિત થશે.”

“હેં!” નિસ્તેજ બની કીર્તિદેવે કહ્યું.

“હા.” કાકે મુંજાલ તરફ વિજયદર્શક નજરે જોતાં કહ્યું.

“દીજ છું?”

"કુલ કેવું છે?" નિરાશાભર્યા અવાજે કીર્તિદેવે કહ્યું.

"કુલ પ્રાગ્વાટ[1] છે. ત્હેની નામના નવેખંડે પ્રસરે છે. તમ્હારા પિતા છે સુવિખ્યાત."—

"પણ"—

"બૈરી મારી, બ્હેન મારી, પુત્રને મારવા તલસી રહે એવા છે" કહી કાક હસીને મુંજાલ તરફ ફર્યો "સુરપાલ! હવે શિરચ્છેદ કર."

## પ્રકરણ ૨૫ મું.

## કીર્તિદેવનો પિતા.

મુંજાલ આ વાતચિત સાંભળી દિંગ થઇ ગયો. ત્હેના મ્હોડા પરથી ગુસ્સો અને સખ્તાઇ જતાં રહ્યાં. મધ્યાન્હનાં ભભુકતા ગગનમાં વાદળ છવાઇ આવે તેમ મુખપર આંખમાં વેદના છવાઇ ગયાં. ત્હેને કપાળે પરસેવો થયો. તે એકથી બીજા સ્હામું જોઇ રહ્યો.

"સુરપાલ! સબુર કર" ત્હેણે એકદમ કહ્યું "કાક! તું કોની વાત કરે છે?"

કાક કઠોર રીતે હસ્યો "કીર્તિદેવનો શિરચ્છેદ કરો પછી કહું. એ બિચારાનું નિષ્કલંકિત મન નાહકનું અપવિત્ર થશે."

મુંજાલ આ ઘાથી ફીકકો પડયો. શું પૂછવું તે ત્હેને સુઝ ન પડયું.

"બોલ બોલ! પ્રાગ્વાટ કુલ કયાનું?"

"પાટણનું."

મુંજાલ ગુંચવાઇ કીર્તિદેવ તરફ ફર્યો; તે માલવી યોધ્ધો સ્હમજી ન શકયો કે મુંજાલમાં આ ફેરફાર કેમ થયો.

"કીર્તિદેવ!" આતુરતાથી ફાટેલ આંખે અને ધ્રુજતે સ્વરે મુંજાલે પૂછયું "તમ્હે સજ્જનને ત્યાં ઉછર્યા હતા?"

"હા."

મુંજાલ કાક તરફ ફર્યો; પણ તે તો હસતો હતો. ત્હેની આંખમાં કાંઇ મર્મ સમાયો હતો.

"કાક! બોલ-બોલ. એનો બાપ કોણ—એની મા કોણ? તું આવું શું બોલે છે? હું પણ પ્રાગ્વાટ છું. મ્હેં પણ બ્હીને મરવા દીધી, બ્હેનને મરવા દીધી." મુંજાલે ઉતાવળથી ગુંચવાડામાં પૂછયું "કીર્તિદેવની માનું નામ શું?" ત્હેનો અવાજ રડવા જેવો થયો હતો.

"બીજું શું હોય? ફુલકુંવરબા." હસીને કાકે કહ્યું.

એક ફાળ ભરી મુંજાલ કીર્તિદેવને ભેટી પડયો; ત્હેની આંખમાંથી ચોધાર આંસુ પડયાં; ત્હેણે રડતે અવાજે કહ્યું:

"મ્હારા દિકરા."

કીર્તિદેવ સ્હમજ્યો; ત્હેના મુખપર નુર આવ્યું—"પિતાજી."

"સુરપાલ! શિરચ્છેદ તો આઘો રહ્યો પણ બંધચ્છેદ તો કર" કાકે કહ્યું. સુરપાલે કીર્તિદેવના બંધન કાપી નાંખ્યા. દરેકની આંખમાંથી ચોધાર આંસુ પડવા માંડયાઃ અને વૃદ્ધ સુરપાલે મર્યાદા છોડી જોરથી નાક નસીંકવા માંડયું.

થોડી વારે મુંજાલ અને કીર્તિદેવ છુટા પડયા અને બન્નેએ આંખો લુછી. મુંજાલે સ્વાસ્થ્ય મેળવી આસપાસ જોયું અને જરા હસી કહ્યું:

"મ્હને આટલાં વર્ષ એમ જ થયા કરતું હતું કે તું જીવે છે; સજ્જનમ્હેતા તો કહ્યા જ કરતા હતા કે તું મરી ગયો. મ્હને એણે સ્પષ્ટ કહ્યું હોત તો હું કેટલો સુખી થાત!"

"પિતાજી! મ્હને પણ તમ્હારી ભાળ મેળવતાં કેટલું થયું. આખરે કાલભૈરવ આરાધી સગપણ જાણ્યું ત્યારે."

"ચાલો!" હજી આંખમાં રહ્યાં સહ્યાં આંસુ લુછતો મુંજાલ બોલ્યો "સોમનાથ ભગવાને મ્હારી સ્હામુ જોયું. ત્હારી મા પાછળ, ત્હારી પાછળ કેટલાંયે મ્હેં આંસુ પાડયાં છે. મ્હને એવું એકલું લાગતું હતું" જાણે રખેને કીર્તિદેવ અલોપ થઇ જાય, એવી બ્હીકે વારંવાર સ્નેહદષ્ટીએ ત્હેને નીરખતાં મુંજાલે કહેવા માંડયાં "મ્હારૂં હૃદય અરણ્ય જેવું ઉજડ થઇ ગયું હતું. કીર્તિદેવ! કીર્તિદેવ! આજે પણ મ્હારે હાથથી ત્હારૂં ખૂન થતું રહી ગયું."

"ન થયું એ પ્રતાપ આ મ્હારા મિત્રનો" કહી કીર્તિદેવ કાક તરફ આવ્યો.

"અરે હા સુરપાલ! એના બંધ કાપી નાંખ." મુંજાલે કહ્યું અને રખેવાલે તે પ્રમાણે કર્યું. કાકના હાથ છુટા થયા કે કીર્તિદેવ અને તે ભેટી પડયા.

"કાક!" મુંજાલે હસતાં હસતાં કહ્યું "હજી ત્હને શિક્ષા કરવી બાકી રહી છે."

---

[1] પોરવાડ.

"હું પણ શિક્ષા ખમવા તૈયાર છું." કાકે પણ હસીને કહ્યું.

"ના-ના"–કીર્તિદેવે કહ્યું.

"અને શિક્ષા એ કે" મુંજાલે હસીને કાક અને મંજરી તરફ હાથ કરી કહ્યું "તમ્હારે બેએ બ્હારોબહાર ઘેર નહિ જવું, પણ મ્હારી જોડે રાજગઢ આવવું."

"જેવી આજ્ઞા."

"ચાલો!" કહી મુંજાલ આગળ થયો. અકેકી મશાલ સુરપાલ અને કાકે લીધી અને બધા ઉપર આવ્યા. જાણે રખેને કીર્તિદેવ એનો પુત્ર મટી જાય એમ મુંજાલ ત્હેના ખભાપર હાથ મૂકી ચાલતો હતો.

"કાક" મુંજાલે કહ્યું "ત્હારૂં કામ હવે વધારે મુશ્કેલ થયું."

"મ્હારૂં કામ!"

"હા. જુનાગઢ જવાનું."

"પણ હું તો કેદી છું." જરા ટોળમાં કાકે કહ્યું.

"ભૂલી ગયો? તું તો પાટણની સત્તાનો પ્રતિનિધિ છે." મુંજાલે પણ હસતાં જવાબ આપ્યો. "જ્હેને આપણે પાટણમાં રાખવા ધારતા હતા તે ન્હાઠો."

"હેં!" કાકે ચકિત થઇ પૂછ્યું.

"હા! સાથે સજ્જનમ્હેતાની છોકરી પણ ઉપાડી જતો હતો."

"કોણ સોમ?" કીર્તિદેવે પૂછ્યું.

"હા પણ આપણે સદ્દભાગ્યે એ તે આ પડી." કહી મુંજાલે સોમ કેમ ઘાયલ થઇ ત્હેનું વૃત્તાંત કહ્યું.

થોડી વારે એક ખાટલાપર સોમને ઉંચકી બધા નીકળ્યા અને પાટણ આવ્યાં.

શ્રીમાલી દરવાજેથી કાક પોતાનો ઘોડો લઇ સજ્જનમ્હેતાને તેડવા ગયો, અને બાકીના બધાં રાજગઢ આવ્યાં. કાક સજ્જન મ્હેતાને તેડી આવ્યો અને સાથે સાથે ઉદા મ્હેતાને દધિસ્થલીથી પાછા લઇ આવવા પોતાના એક માણસને દોડતો સાંઢણીયે મોકલ્યો.

♠

## પ્રકરણ ૨૬ મું.

♠

## મંજરીની મેડી.

♠

સજ્જનમ્હેતા આવી પ્હોંચ્યા, અને ત્હેણે બધી વાત કરી. જુવાનીના મદથી–વ્હેમથી ઉશ્કેરાઇ મુંજાલે ફુલકુંવરને ત્યાગી હતી. હેતાળ ફુલકુંવર પોતાના ફુલ જેવા છોકરાને લઇ ભાઇને ઘેર જઇ રહી; સજ્જન બ્હેનભાણેજને સોરઠ લઇ ગયો અને ઉગતા અમાત્યનો તાપ કેમે કરી સહ્યો. એ બધાં સોરઠમાં હતાં ત્યારે છોકરા ઉપાડી લઇ જવા મુંજાલે ઘણી મ્હેનત કરી; પણ સજ્જનની સાવચેતીથી તે બન્યું નહિ.

મુંજાલને છોકરો ત્હેનો માથી જુદો રાખવો હતો; સજ્જને અને ફુલકુંવરે ધાર્યું કે માપરનો કોપ દીકરાને ઠાર કરી કહાડવા, મંત્રી છોકરો લઇ જવા માંગતા હતા. આ ગેરસ્હમજ દિવસે દિવસે વધતી ગઇ.

વિરહ દુઃખે પિડાઇ ફુલકુંવર આખરે સ્વધામ ગઇ;અને દીકરો સંતાડી રાખવાનું વચન ભાઈ પાસે લીધું. એ અરસામાં મુંજાલ મહાઅમાત્ય થયો. અને રખેને મહાઅમાત્યની સત્તા ઘણી પ્રબળ નીકળે એમ ધારી સોમનાથની જાત્રા કરવા આવેલા ઉબક પરમારને તે છોકરો સજ્જને આપી દીધો.

સજ્જને, મુંજાલે, મીનળદેવીએ આ વાત ફરીથી, મરેલી ફુલકુંવરને સંભારી સંભારી, કરી. બધાં રડ્યાં–બધાં કીર્તિદેવને ભેટયાં–બધાએ કાકનો ઉપકાર માન્યો.

સવ્હાર થવા આવી ત્યારે બધાએ ઘડી બે ઘડી આરામ લેવાનો વિચાર કર્યો; અને મુંજાલે કાક અને મંજરીને માટે રાજગઢમાં જુદી મેડી તૈયાર કરાવી હતી ત્યાં તેઓ ગયાં.

મંજરીનું હૃદય કાકના પરાક્રમો જોઇ ઉભરાઇ જતું હતું. કલ્પનાસૃષ્ટિમાં પરણેલા કાલીદાસને અને પરશુરામને તે વિસરી ગઇ. જીવન્ત સૃષ્ટિનો કાક–જ્હેણે કાલભૈરવ આરાધ્યો હતો, મુંજાલને તોબા પોકરાવી હતી એવો મહારથીજ ત્હેની નજર આગળ રમી રહ્યો. ત્હેના મગજમાં અનેક ભાવો ઉદ્દભવતા હતા, અનેક રસવાકયો ઝરતાં હતા. ત્હેનું હૈયું તે અનેરાં પુષ્પે ત્હેનાં સૌભાગ્યનાથને તે ઓવારવા તલસી રહ્યું હતું. ત્હેનો પતિ, હવે પોતાને લાયક ત્હેને લાગ્યો.

ત્હેને આશા હતી કે મેડીમાં પેસતાં કાક ઉમળકાભેર પહેલાં જેમ આવતો હતો તેમ હોંસથી આવશે; ત્હેને હૃદયે સંકેલશે. પણ મેડીમાં પેસતાં કાક જુદોજ થઇ ગયો;— ત્હેનું શાન્ત, સ્વસ્થ, તિરસ્કારપૂર્ણ વદન જોઇ મંજરી નિસ્તેજ બની રહી.

કાકે મેળવેલો વિજય અપ્રતિમ હતો; અને તેથી ત્હેના મગજમાં સકારણે ગર્વ આવ્યો હતો;

અને પહેલી રાતે મંજરીએ કરેલું અપમાન તે વિસર્યો ન્હોતો, તે રમણીના હૃદયમાં થયેલા ફેરફારની ત્હેને માહિતી ન્હોતી; અને ત્હેના ગર્વના ચૂરેચૂરા કરવા તે માંગતો હતો. આથી એકાન્તમાં આવતાં તે સ્વસ્થ, અને અંતડો થઇ રહ્યા; ત્હેના મગજમાં તે પ્રથમ રાતે અભિમાની મંજરીએ કહેલાં વાકયો અત્યારે સંભળાતાં હતાં.

તે આવ્યો, અને તે રાતે કર્યું હતું તેમ પોતાની પાઘડી બારણા આગળ નાંખી સૂવા તૈયાર થયો. પથારી પર બેઠેલી મંજરીનું અંતઃકરણ માંહ્ય ને માંહ્ય ચીમળાઇ ગયું. તે ઉઠી, ધીમેથી પાસે આવી. ત્હેનાં હમેશનાં ગૌરવ અને ગર્વ જતાં રહ્યાં હતાં; ક્ષોભથી ત્હેની નસેનસ કાંપતી હતી.

"તમ્હે જુનાગઢ જવાના છો?"

"હા. ત્હને અમાવાસ્યાએ લઇ જવાનું વચન આપ્યું હતું તે પાળીશ, ગભરાઇશ નહિ" બેદરકારીથી કાકે જવાબ દીધો.

મંજરીનો ગર્વ આ બેદરકારીથી ઘવાયો અને હૃદયના ભાવો વણબોલ્યા રહી ગયા: તે ખિન્ન હૃદયે પણ કૃત્રિમ દઢતાથી પથારીમાં આવીને પડી.

થાકેલા કાકે નિરાંતે ઉંઘવા માંડ્યું. હૃદયની વ્યથાથી ગુંચવાઇ રહેલી મંજરી જાગતી માગતી પડી રહી. પતિ હતો, છતાં ત્હેની મેડી સૂની હતી.



## વિભાગ ૪ થો.



## પ્રકરણ ૧ લું.



### ન્યાય.



બીજે દિવસે સ્હવારે વિજળી પડે તેમ પાટણપર એક વાત પડી.—કે મુંજાલમ્હેતાનો મરી ગયેલો છોકરો ફરીથી સજીવન થયો.

આ વાતે અનેક સ્વરૂપ લીધાં—અનેક મુખે જઇ આવી—અનેક રૂપાન્તરો કર્યાં—અનેક સુધારા વધારા સાથે પાટણની પરકમ્મા કરી; અને પુરૂષો, સ્ત્રીઓ, છોકરાંઓ બધાને વશ કર્યા.

વાત ચોક્કસ હતી—ત્હેના પૂરાવા પ્રત્યક્ષ હતા. તે આ પ્રમાણે હતી: મુંજાલમ્હેતાનો છોકરો મામાને ત્યાં સોરઠમાં રહેતો હતો ત્યારે શેષનાગ સોમનાથની જાત્રા કરવા આવ્યો; આ નાગરાજ જાત્રા કરી પાછા ફર્યા ત્યારે વંથળી આગળ આ કંદર્પની કાન્તને લજવાવે એવી કાન્તિવાળો કુંવર રમતો દીઠો. શેષનાગ આ કાન્તિ જોઇ મોહ્યા. પાતાળમાં રહેલી અનેક નાગીણીઓને અને ત્હેના જાયાઓને વિસરી ગયા, અને છોકરાને ઉપાડી ચાલતા થયા. મુંજાલમ્હેતાને ખબર પડતાં ત્હેણે પુત્ર ફરી મેળવવા અનેક પ્રયાસો કર્યા; પણ બધા વ્યર્થ ગયા. આખરે જ્યારે ભટ્રરાજ કાક પાટણ આવ્યો ત્યારે પાતાળ જઇ પુત્ર લઇ આવવાનું બીડું ત્હેણે ઝડપ્યું. ત્હેણે નર્મદાજીની આરાધના કરી; અને તે મહાદેવી પ્રસન્ન થતાં, અભય વચન લઇ આ અડગ ભટ્રરાજે હિંગળાજચાચરને ઓવારે જઇ સાત દિવસ ને રાત સુધી કાળભૈરવ સાથે યુદ્ધ કર્યું—આખરે કાળભૈરવ હાર્યો, અને ખભે બેસાડી કાકને પાતાળમાં લઇ ગયો. ત્યાં શેષનાગે મુંજાલસુતને છોડવાની ના કહી—કાક ત્હેને વળગ્યો: અને કાક ઘસડતો ઘસડતો ત્હેને વિમલશાહની વાવ સુધી લઇ આવ્યો. ત્યાં કાક ને નાગરાજ વચ્ચે યુદ્ધ થયું; કાળભૈરવની સહાયતાથી શેષનાગ હાર્યો: અને મુંજાલ સુતને લાટનો યોધ્ધો રાજગઢમાં લઇ આવ્યો.

કોઇએ એક વાત સાચી માની—બીજાએ બીજી ખોટી ઠેરવી—ત્રીજાએ પુરાવા આપ્યા—ચોથાએ સ્હામું પ્રમાણો કહ્યાં. પણ સામાન્ય વર્ગે આ વાત ખરી માની. અને ત્હેનું કારણ એ હતું કે આ વાત દામોદર વાલંદે કહી હતી; અને ત્હેનો પૂરાવો એ હતો કે એ ગ્રહસ્થે મુંજાલમ્હેતા, ત્હેનો છોકરો અને કાક, ત્રણેની રાજગઢમાં સ્હવારે પોતાને હાથે હજામત કરી હતી, અને કાકને શેષનાગે પૂંછડા વતી કરેલા પ્રહારના જખમોપર જાતે, પોતે, ઘાબાજરીયું લગાવ્યું હતું.

જો આ વાલંદ શિરોમણીને અધમ કે અલ્પ ગણીને આ ઇતિહાસમાંથી બાતલ કરવામાં આવે તો પાટણના નરરત્નાવલીમાંનો એક મ્હોટો મણકો જતો રહે—અને માલા અધૂરી રહી જાય.

જેમ દેવલોકની વાત મર્ત્ય લોકને નારદમુનિ મારફતે મળતી—જેમ ઉમરાવ કુટુમ્બોની વાત સામાજીક છાપાં મારફતે આજ મળે છે.—તેમ ગુજરાતના મહાજનોની ખાનગી વાતો સામાન્ય

વર્ગને દામોદરના ન્યાતીલાઓ મારફતે મળતી. જ્યારથી દહાડી રાખવાનું છોડી પાટણના અગ્રેસરોએ આ ગ્રહસ્થો આગળ નીચું માથું નમાવવાનો આરમ્ભ કર્યો ત્યારથી એમનો મોભ્ભો અને સત્તા સર્વોપરી થઇ ગયાં: ત્યારથી વાલંદ વીરોની પરંપરાને એ ગુજરાતી ઘરોમાં અગત્યનું સ્થાન મળ્યું.

અસ્ત્રો પટપટાવતાં તેઓ પ્રશ્નો પૂછતાં: પાણી લગાડતાં ભલા ભલાને પાણી પાણી કરી નાંખતા, મૂછો કાતરતાં મુત્સદીઓને પણ મોહિની લગાડતાં, રાતના દીવા કરવા આવતાં ઘર ધણીયાણીઓનાં હૃદય પણ વશ કરી દેતાં. તેઓ ઘેરે ઘેરની વાત જાણતા, સ્વાર્થ કે પરમાર્થના વિચાર વગર, સુધારી વધારી, પ્રસારતા, ઘણાની ફજેતી કે બેડોપાર કરતા, ઘણાંનાં ઘરો ભગાંવતાં કે મંડાવતાં. દરેક કુટુમ્બીને નહિ ચાલે, કુલગોર કે કુલગાંયજ્ઞ વિના; લગ્ન કરવાં હોય કે તોડવાં હોય, ન્હોતરાં દેવાં હોય કે ટાળવાં હોય, સંદેશા કહાવવા હોય કે ચાડી કરવી હોય, સ્વાર્થ સાધવો હોય કે શ્રાદ્ધ સારવું હોય તો આ બે મહાત્માઓ વિના પાટલો ફરતોજ ન્હોતો.

આવા ગ્રહસ્થોમાં શ્રેષ્ઠ કાણો અને વૃદ્ધ વાલંદ દામોદર હતો. પાટણ સ્થપાયું ત્યારથી ત્હેના પૂર્વજોએ પાટણના પતિઓના મુખારવિન્દો રઢિયાળાં કર્યાં છે, અને તેઓ ન હોત તો એ બધા નરેશોના નૂર ઝાંખાજ પડી જાત એવું અભિમાન તે ધારતો; અને ઘણે અંશે પાટણની મહત્તા ત્હેણે ત્હેના રાજા અને મંત્રીઓપર ચલાવેલા અસ્ત્રાની અણીથીજ વધતી હતી એમ ત્હેનું માનવું હતું. આ ગ્રહસ્થ ગામના ગપાટાઓનું સંગ્રહસ્થાન હતા; અને તે સંગ્રહસ્થાનનો બનતો ઉપયોગ કરવા મુંજાલમ્હેતા ચૂકતા નહિં. પણ તે લાભની કિંમત તરીકે રાજગઢની કાંઇક વાતો અમાત્યને પણ કરવી પડતી.

અમાત્ય પાસેથી થોડીક વાત કઢાવી દામોદર કીર્તિદેવ પાસે ગયો અને બીજી થોડીક વાત કઢાવી; ત્યાંથી કાક પાસે ગયો અને જે માણસની દહાડી સ્હામું તે તિરસ્કારની નજર પણ ન કરત ત્હેને પંપાળી પંપાળી થોડીક પાદપૂર્તિ કરાવી. જે ખૂટયું તે પોતાની કલ્પનાશક્તિ ચલાવી ઉમેર્યું; અને ઉપર આપેલી ખબર બને તેટલી ત્વરાથી બને તેટલે ઘેર પ્હોંચાડી દીધી. આ શુભ પ્રયાસને પરિણામે મુંજાલમ્હેતાના પુત્રને અને શેષનાગના વિજેતાને નિરખવા આખું પાટણ રાજગઢ આવ્યું: અને સ્નેહીજનોના, નાગરિકોના અભિનંદનો સ્વીકારતાં મુંજાલમ્હેતાની ધિરજ પણ ખૂટવા લાગી. ત્હેના હૃદયપરથી દિવસો થયાં ઘેરાયેલું વાદળ વિખરાઇ ગયું. કીર્તિદેવ તો તેવો ને તેવોજ રહ્યો.–તટસ્થ, તેજસ્વી ને નિરાળો; માત્ર ત્હેના મુખ પર અસ્પષ્ટ ગ્લાની જણાતી હતી, પણ આવે પ્રસંગે, તે કોઇ જોઇ શકયું નહિ.

બપોર થઇ ત્યારે ઉદામ્હેતા રાજગઢ આવી પ્હોંચ્યા. ત્હેનું મ્હોં જરા કરમાયેલું લાગતું હતું, છતાં તેવી ને તેવીજ મીઠાશથી તે બધા સાથે હસીને બોલવા લાગ્યો. ત્યાં ભેગા થયેલા પુરૂષોમાંના થોડાજ જાણતા હતા કે પ્હરોડીયામાં સાંઢણીની પીઠપર મુશ્કેટાટ બની ત્હેણે દધિસ્થલીથી પાટણ સુધી–મને કમને–મુસાફરી કરી હતી. ત્હેણે પણ શેષનાગવાળી વાત સાંભળી હતી; અને દિવસે દિવસે વધારે સબળ થયલા શત્રુને જોઇ, ત્હેને બનતી ત્વરાએ પૂરો કરવાની ગાંઠ જે મનમાં વળી હતી ત્હેને સખ્ત કરી. આવા સંકલ્પ કરી રાજગઢ આવતાં તે મુંજાલમ્હેતા બેસતા હતા તે ખંડમાં ગયો, પણ ત્યાં માત્ર કાકને જ નિરાંતે ઉભેલો જોઇ ત્હેના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું.

ત્હેને જોઇ કાક ફર્યો, અને માર્મિક હાસ્યે ત્હેને આવકાર આપી બોલ્યો: “ઓહોહો ઉદામ્હેતા! તમ્હે કયાંથી? મુંજાલમ્હેતા તમ્હારીજ વાટ જોયા કરતા હતા.”

“એમ?” જરાક તિરસ્કારભર્યું હસી ઉદાએ કહ્યું. “હું તમ્હારી પ્રશંસા સાંભળવામાં રોકાયો હતો. કેમ શેષનાગને પૂરો કરી આવ્યા?”

તરવાર જેવી ધારદાર દષ્ટિએ કાકે ઉદા સ્હામું જોયું, અને ત્હેના શબ્દોમાં રહેલું વિષ પારખ્યું. ત્હેને લાગ્યું કે મીઠાશથી હવે કાંઇ વળવાનું નથી. ત્હેણે પણ હસીને જવાબ આપ્યો: “અરે હા! નાગને તો બાંધી, જકડી નિરાધાર બનાવી મૂકયો.”

“નાગ વિફરશે ત્યારે?” મંત્રીએ દાંત પીશી કહ્યું.

“આ વખત તો બાંધ્યો; પણ આવતી વખત બત્રીશે દાંત તોડી નાંખીશ.”

“શેષનાગ અનંત છે, હોં. જોજો.”

“હા. તેથીજ ઘણો વૃદ્ધ ને નિર્વીર્ય છે.”

ઉદાએ હોઠ કરડયા, અને તુચ્છકારથી હસ્યો “કાકભટ્ટ! તમ્હે તો પાટણ જીતવા નીકળ્યા લાગો છો? જોજો કોઇ ચામુંડ-

દેવ[1] ન મળે?" એમ કહી તે જવા માટે ફર્યો; પણ કાકનો વિચાર ત્હેને તેમ જવા દેવાનો ન્હોતો.

"તમ્હેજ સંભાળજો. કોઇ સેનાપતિ બારપ[2] મળશે તો ભાગતાં ભોંય ભારે પડશે." કાકે પ્રત્યુત્તર વાળ્યો "લાટના યોદ્ધાઓ પાટણની અનાથ છોકરીઓ નથી કે ઉપાડી જવાય."

ઉદો ફર્યો; ત્હેની આંખનો ચમકાર ઉંડો ને ભયંકર થયો; અને સખ્તાઇથી કહ્યું: "તમ્હે પાટણના મંત્રી સાથે વાત કરો છો–હોં."

"ના. હું તો નિરાધાર બાળકીઓના રંજાડનાર સાથે વાત કરૂં છું."

ઉદાનો હાથ ત્હેના ખડ્ગ પર ગયો; તે એક ડગલું પાછો ફર્યો. "એક શબ્દ વધુ બોલશો તો—"

"એક શું–એકસો કહીશ. કવિકુલશિરોમણીની છોકરી એટલામાં વિસરી ગયા?" હસીને કાકે પૂછ્યું.

ઉદાને ભાન આવ્યું કે રાજગઢમાં ઉઘાડે બારણે મારામારી કરવાથી ફજેતી થયા થયા વિના રહેશે નહિ. ત્હેણે મહા પ્રયત્ન કરી ગુસ્સો શમાવ્યો અને તરવાર પરથી હાથ લઇ લીધો. કાક સ્હમજ્યો અને કહ્યું:

"શું કામ ગુસ્સો દેખાડો છો? છાનાં છપનાં કરેલાં કામ આખી દુનીયા જાણશે."

મંજરી કાકને પરણી છે એ વાત ઉદો જાણતો ન્હોતો; અને તેથી ત્હેને પોતાના કર્તવ્યની અધમતાનો પુરેપુરો ખ્યાલ ન્હોતો. ત્હેણે હિંમતથી કહ્યું: "ભલે આખી દુનીયા જાણે!"

પાછળથી મુંજાલમ્હેતાનો હસતો અવાજ આવ્યો. "શું આખી દુનીયાને જણાવો છો?"

કાક અને ઉદો બન્ને ચમકયા–દિંગ થઇ ગયા; અને શું કહેવું ત્હેના વિચારમાં પડયા. આખરે ઉદાએ કહ્યું: "આ ભટ્ટરાજનાં પરાક્રમ."

"હાસ્તો" શા વિષે ઉદો વાત કરે છે તે ન સ્હમજતાં મુંજાલે કહ્યું.

ઉદાએ સ્વાસ્થ્ય મેળવી, મીઠાશથી કહ્યું: "મ્હેતાજી! હું પરાક્રમ કહું છું ત્હેની આપને ખબર નહિ હોય."

"શું?"

"એક મ્હારે ત્યાંની આશ્રિત બ્રાહ્મણ કન્યા છે. ત્હેને એ ઉપાડી લાવ્યા છે." મીઠાશ ઝરતો અક્કેકો શબ્દ બોલતાં ઉદાએ કહ્યું.

"અને ત્હેની મા ત્હેના વગર મરવા પડી છે. હું એમને કહેતો હતો કે શા માટે બીચારીને રંજાડો છો?"

"કાક! આ શું?" જરાક સખ્તાઇથી મુંજાલે પૂછ્યું. મુંજાલના મ્હોંપરથી કોઇ કહી શકે નહિ કે તે કાંઇ પણ જાણતો હતો.

"મહારાજ! પણ રાતોરાત ત્હેને ઉદામ્હેતા ઉપાડી ગયા, અને સંતાડી આવ્યા."

મુંજાલ ઉદા તરફ ફર્યો.

"હા. બીજો રસ્તો શું? પણ છતાં ભટ્ટરાજનો જીવ રહ્યો નહિ તે પાછી ઉપાડી ગયા."

"એ છોકરીની મા ક્યાં છે?" મુંજાલે પૂછ્યું.

"ખંભાતમાં."

"વાહ!" સખ્તાઇથી મુંજાલે કહ્યુ "આ તો પાટણ છે કે વેરાન. એક બીચારી છોકરીની તાણાતાણી શી? કાક ભટ્ટ! એ છોકરી તમ્હારી પાસે છે?"

"જી હા." હિંમતથી કાકે કહ્યું.

"ત્યારે ત્હેની માને સ્વાધીન કરવી જોઇએ." ઉદાએ કહ્યું.

"મહારાજ! આપ ન્યાયમૂર્તિ છો" જરાક મૂછમાં હસીને કાકે મુંજાલને કહ્યું "આપની આજ્ઞા મ્હને શિરસાવંદ્ય છે. પણ ઉદામ્હેતા શ્રાવક થઇ એ બ્રાહ્મણ કન્યાને પરણવા માંગતા હતા. અને હજુ એમ્હનો એ વિચાર છે!"

"મ્હારો વિચાર શું છે તે તમ્હારે જાણવાની શી જરૂર?"

"ત્યારે મહારાજ!" કાકે શાન્તિથી મુંજાલને કહ્યું "હું એ કન્યા એમ્હને કેમ આપું? આપની આજ્ઞા પાળવી જોઇએ તો હું જાતે ખંભાત જઇ ત્હેની માને સોંપી આવીશ."

"શા માટે?" મહાઅમાત્યે પૂછ્યું.

"ઉદામ્હેતાપર મ્હને વિશ્વાસ નથી."

"વિશ્વાસ" મુંજાલે સખ્તાઇથી પૂછ્યું.

"હાજી! જે છાનામાના પરદારા ઉપાડી જાય ત્હેના પર વિશ્વાસ કેમ રખાય?" શાન્તિથી કાકે કહ્યું.

"પરદારા!" ગુસ્સામાં ઉદાએ જવાબ આપ્યો "શું? ત્હેની માના વચનદાને તે મ્હારી દારા થઇ છે."

---

૧. મુળરાજના પુત્ર ચામુંડે લાટ જીત્યું હતું. ૨ મુળરાજ સોલંકીને લાટના સેનાપતી બારપે ન્હસાડયો હતો.

"અગ્નિસાંનિધ્યે તે મ્હારી ભાર્યા થઇ છે." ગર્વથી કાકે કહ્યું.

વિજળી પડત તોપણ ખંભાતના મંત્રી આવા દિંગ ન થઇ જાત; માત્ર મ્હોડું ઉઘાડી જોઇ રહેવા જેટલાજ ત્હેનામાં હોશકોશ રહ્યા.

"કોની કવિકુલશિરોમણીની મંજરીની વાત કરો છો?"

"જી હા."

"ત્હેનું તો તમ્હે પાણિગ્રહણ કર્યું છે" મુંજાલે ગંભીર અવાજે કહ્યું.

"જી હા."

"અને તે પરણેલી સ્ત્રીને તમ્હે ઉપાડી ગયા" મુંજાલે ઉદા તરફ ફરીને કહ્યું. "તમ્હે? શ્રાવકોના શિરોમણી થઇને? વાહ! મીનળદેવીએ તો તેને પોતાની છોકરી કરી છે. ખબર છે?" દરેક પ્રશ્ને ગુંગળાતો ઉદો ભોંયમાં માગ માગતો પાછળ ખસવા લાગ્યો, અને ભીંતનો ટેકો શોધ્યો.

"મહારાજ! આપની આજ્ઞા હોય તો હું મ્હારી પત્નિને ત્હેની મા પાસે—" જરાક હસીને કાક કહેવા ગયો પણ મુંજાલની આંખમાં વ્યાપી રહેલી સત્તાથી અંજાઇ તે મુગો રહ્યો.

મુંજાલે ગાંભીર્યથી આગળ ચલાવ્યું: "મ્હેં તમ્હને ડાહ્યા ધાર્યા હતા મ્હેતા! બોલો હવે શું કરૂં? તમ્હે ન્યાય માગતા હતા. ન્યાય કરૂં?"

થોડી વાર કોઇ બોલ્યું નહિ. પછી મુંજાલે કહ્યું:

"કાકભટ્ટ! મ્હેતા! પાટણના અગ્રેસરોમાં આવી તકરારો શોભે? તમ્હે તો રાજ્યનીતિના સ્તંભો છો. ચાલો હવે થયું તે થયું; પણ તમ્હારૂં વેર વિસર્યા જજો." કહી મુંજાલ ત્યાંથી ચાલ્યો ગયો.

તે ગયો એટલે બન્ને જણ અંકેક સ્હામું ઘુરક્યા.

"આને માટે પસ્તાવું પડશે" મૂછપર હાથ નાંખી જતાં જતાં ઉદાએ કહ્યું.

"હમણાં તો તમ્હે પસ્તાવો કરો. મ્હારો વારો આવશે ત્યારે જોઇ લઇશ."



## પ્રકરણ ૨ જું.



### સોરઠ તરફ પ્રયાણ.



બીજે દિવસે અંધારામાં કાક અને મંજરીએ રસાલા સાથે સાંઢણીપર, પાટણ છોડ્યું. કાકનું મન પ્રફુલ્લ હતું; મંજરીનું ભારે હતું. કાક ટુંક વખતમાં પાટણના રાજ્યકારભારમાં પોતાનો એકડો દાખલ કરી, સોરઠમાં નવાં પરાક્રમનાં અણદીઠાં ક્ષેત્રો ખોળવા જતો હતો; મંજરી પોતાની મરજી વિરૂદ્ધ, ગર્વથીજ ખેંચાઇ, કાકનું ઘર છોડી મોશાળ જતી હતી.

જેમ આગળ જતાં, ઉષાનો આભાસ ચોમેર પ્રસરવા માંડ્યો તેમ ગામો, ખેતરો, શીમમાં જતા ખેડુતો ત્હેમની નજરે પડવા લાગ્યા: અને તેમ તેમ મંજરીનું હૃદય વધારે ખિન્ન થવા માંડ્યું.

ગર્વ એ મનનો કોટ છે; બ્હારનો પ્રતાપ અંદર ન આવવા દેવાનું મુખ્ય સાધન છે: ત્હેનાથી અંદર રહેલું મન નિર્ભય, તટસ્થ, સંતુષ્ટ રહે છે. જ્યાંસુધી આ માનિની પોતાને શુદ્ધ અને શ્રેષ્ટ માનતી હતી. ત્યાંસુધી આસપાસનાં તોફાનો કે ભાવો ત્હેને સ્પર્શતાજ નહિ; બીજા બધા ગમે તે કરે, કે કહે પણ ત્હેની ગર્વભરી શાન્તિ અડગજ રહેતી. ત્હેને લાગતું કે તે આ દુનિયાથી નિરાળી છે. આ એની શાન્તિનું, અસ્પર્શ્યતાનું મૂલ હતું; અને આથી જતે પોતાની માનસિક સૃષ્ટિમાં નિરાંતે મ્હાલી શકતી.

પણ ત્હેના ગર્વનો ગઢ તૂટયો હતો; ત્હેમાંથી બ્હારનાં તોફાન અંદર આવતાં હતાં; ત્હેનો અને સૃષ્ટિનો સંસર્ગ સરલ થયો હતો. તે પોતાની જાતને ઋષિઓની કન્યા, અને કવિવરોની વધુ માની શકી નહિ: હવે ત્હેને ભાન થયું કે તે એક નિરાધાર કન્યા છે—અને અણમાનીતી સ્ત્રી છે. ઉદાએ પાડેલાં દુઃખ તે સ્હેલાઇથી સહી શકી કારણ કે તે બધાં સ્વપ્નસૃષ્ટિમાં પડેલાં જેવાં દુઃખો તે માનતી હતી; પણ કાકની બેદરકારી ત્હેને સાલવા લાગી કારણ કે કાકની દુનીયા તે હવે ત્હેની થવા લાગી હતી. હવે પરશુરામનું વર્ણન ગાઇ સંતોષ નહિ મળ્યો, કાલીદાસનો નિર્જીવ પ્રેમ અકારો લાગ્યો; હવે ત્હેને કાકનું હાસ્ય જોઇતું હતું, ત્હેનાં પ્રેમભિના વચન સાંભળવા હતાં.

મુસાફરીમાં ત્હેને કાંઇપણ અડચણ ન પડે એમ કાક બધી ગોઠવણ કરતો. પણ તેથી તે સંતુષ્ટ ન્હોતી. ઘણીયે વખત કાંઇ લાવી આપતાં, મુકામ કરવાની જગ્યાની પસંદગી કરતાં, કાક ત્હેની જોડે વાતચિત કરતો, પણ આ વાતચિત ત્હેને ગુંગળાવતી; ત્હેમાં ન્હોતો રસ કે ભાવ, ન્હોતી હોંસ કે ઉમળકો.

આ શાન્ત વ્યવહાર વાતચિત ત્હેનું હૃદય ભેદી રહી હતી. ત્હેના રસિક હૃદયને રસ ઝરતાં પ્રેમવાક્યો જોઇતાં હતાં.

જેમ વખત ગયો તેમ તે અધીરી બની: સ્વાસ્થ્ય મેળવવાનાં, ગર્વ સજીવન કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ થયા. કાકની શું ઇચ્છા છે, તે કયું રમણીય સ્થળ પસંદ કરે છે, તે શું હુકમ કરે છે–આ બધી વસ્તુઓ ત્હેનાં ચિત્તને વશ કરી રહી. જે કલ્પનાસૃષ્ટિમાં તે અત્યારસુધી જીવતી હતી તે સ્મરણરૂપ થઇ રહેવા લાગી; અને જ્યારે ત્હેને મન આગળ ખડી કરવા તે પ્રયત્ન કરતી ત્યારે કાક ત્હેમાં આવી મધ્યસ્થાને વિરાજતો અને તે ત્યાં પણ ત્હેનેજ નિરખ્યા કરતી.

કલ્પનાસૃષ્ટિમાંજ તરવરી રહેલા ત્હેના ભાવો હવે ખરી સૃષ્ટિમાં આશ્રય શોધતા હતા; આશ્રયદાતા હતો ખરો, પણ આશ્રય દેતો ન્હોતો: અને પરીણામે ત્હેના ભાવોનું પ્રાબલ્ય, ત્હેનો અસંતોષ વધતો હતો. અને શું સુંદર પ્રસંગો! સાંઢણી પર, શુક્લપક્ષના ઉગતા બાલચંદ્ર સાથે લાડ કરતી કોડીલી સંધ્યાના ઉદ્દીપક આભાસમાં તેઓ સાથે સાથે બેસતાં; બપોરે તે રાંધતી એ ખાતો; રાતે ઉતારામાં કે પ્રેમીઓની પર્ણકુટી સમી વટવૃક્ષની ઘટા નીચે તે સૂતાં. પણ ન્હોતો રસ, ન્હોતો સંવાદ કે ન્હોતો આનંદ. અણમોલા દિવસો વહી જતા હતા–પણ જીવા અણજીવ્યા જહેવા.

ત્હેમની મુસાફરી દહાડે દહાડી તો નિર્વિઘ્ને થઇ. બીજે દિવસે સ્હાંજના ગામનો ઉતારો શોધવા મુખીને ઘેર ગયો પણ મુખીની સ્ત્રીએ કહ્યું કે તે સીમથી હજુ આવ્યા નથી. રાત પડી હતી એટલે કાકે તે માન્યું નહિં.

"પણ ઉતારો ક્યાં છે?"

જવાબમાં મુખીની સ્ત્રીએ બારણ અડકાવી દીધું. ત્હેણે પડોશીને પૂછ્યું. તે પણ જવાબ દીધા વગર ઘરમાં પેસી ગયો. કાકને ગુસ્સો લાગ્યો. ત્હેણે જઇ ત્હેનાં બારણાને બે લાત લગાવી.

"બોલ! નહિં તો હમણાં બારણાં તોડી નાખીશ. હું પાટણનો ભટ્ટરાજ છું."

એના બરાડાથી ગભરાઇ ઘરવાલાએ ધીમેથી બારણાં ઉઘાડયાં. "કેમ બાપુ?"

"હરામખોર! જવાબ આપતાં તસ્દી પડે છે. જીભજ ખેંચી કહાડીશ. બોલ ઉતારો ક્યાં છે?"

"મુખા જાણે. અન્નદાતા!"

કાકે દાંત કચકચાવી તરવાર પર હાથ મૂકયો. "બોલ."

ધ્રુજતા હાથ જોડી પેલો બોલ્યો: "બાપુ આ સ્હામે રસ્તે જાઓ. ત્રાજું ઘર."

કાક ત્હેના સ્હામું તિરસ્કારની નજર નાખી ચાલ્યો અને ઉતારા પાસે ગયો. ત્યાં આઠ દશ ગામડીયા હાથમાં ધારીયાં લઇ રસ્તામાં બેઠા હતા. કાક જાણે ઉતારાનો માલીક હોય તેમ પોતાની સાંઢણીઓ પાછળ દોરાવી આવ્યો; પણ ત્હેને જોઇ પેલા ગામડીયાઓ ઉભા થઇ ગયા.–

"બાપુ! ઉતારામાં જગ્યા નથી."

"મુખી ક્યાં છે?" સત્તાથી કાકે પૂછ્યું"

"નથી."

"મ્હારે ઉતારામાં રાત રહેવું છે."

"નહિં રહેવાય બાપુ! મુખીનો હુકમ નથી."

"મુખાનો હુકમ!" કાકે ગુસ્સામાં કહ્યું "તમ્હારા મુખીને મ્હારી પાસે આવવા દો પછી દેખાડું. ચાલો, બાજુ હઠો."

ગામડીઆઓ ધારીયાં લઇ પાસે આવ્યા; કાકના રોફથી તે હબે એમ લાગ્યું નહિં. એટલામાં પાછળથી એક વૃદ્ધ ગામડીયો આવ્યો.

"કેમ, છે શું? હું મુખા છું. શું કહેવું છે?"

"એટલુંજ કે મ્હારે ઉતારામાં રાત ગાળવી છે."

"તમ્હે કોણ છો?"

"પાટણનો ભટ્ટરાજ છું."

"ઉભા રહો. તમ્હને એક ગામમાં ઘર ખાલી કરાવી આપું."

કાક જીદે ભરાયો "એટલે? આ ઉતારો શું કામ કરાવ્યો છે?"

"એ ઉતારામાં બાપુ!" વિનયથી સ્હમજાવી મુખા બોલવા લાગ્યો "બીજા કોઇ ઉતર્યા છે."

"પણ ઉતારો તો મ્હોટો છે?"

"પણ એમ્હને કોઇ પસંદ નથી."

કાકનો અહંકાર ઘવાયો. "એવો તે કોણ છે? નહિં. હું અહિંયાજ ઉતરીશ" ત્હેણે ડોળા કહાડી કહ્યું.

"અહિંયા નહિં ઉતરાય" તેવાજ દ્રઢતાથી મુખાએ કહ્યું. કાક વિસ્મય થયો. આ ગામડીયાઓ આટલી દ્રઢતા દાખવી શકે તેમ ત્હેણે આશા રાખી ન્હોતી. પણ હવે નમતું આપવું ત્હેને રૂચ્યું નહિં; તેમજ ઉતારામાં કોણ છે તે જાણવાની જીજ્ઞાસા પણ ત્હેને થઇ આવી.

"તે જોશો, સ્વારી! સાંઢણી આગળ ચલાવ."

આડાં રાખેલાં દશ ધારીયાના અન્તરાયે ત્હેને રોકયો; અને તે જોઈ સાંઢણી બેસાડી કાકના અનુચરો નીચે ઉતર્યા અને ત્હેની આસપાસ આવીને ઉભા.

કાકે જોયું તો ત્હેના બાર માણસ આગળ આ ગામડીઆઓનો હિસાબ ન્હોતો. "પાટણના ભટ્ટરાજનો હાથ જોવો છે કેમ ?" કહી ત્હેણે તરવાર કહાડી. છતાં પેલો મુખી હાથ જોડી સ્હામો ઉભો રહ્યો.

" અન્નદાતા ! મ્હારૂં કહ્યું માનો ને છૂટ જવા દો."

શું કરવું ત્હેનો વિચાર કરતો કાક એક પલ થંભ્યો. તે પલમાં બધા શાન્ત રહ્યા–માત્ર અંદરથી કોઇનો અવાજ આવ્યો–"ડુંગર ! જોની એ શું ગડબડ છે ?"

કાકે એ પરિચિત નામ, પરિચિત અવાજે, સત્તાવાહી, અભિમાની રીતે ઉચ્ચારેલું સાંભળ્યું; અને તે પાછો હઠ્યો. ત્હેની અજાયબીનો પાર રહ્યો નહિં "હેં."

મુખી સ્હમજ્યો અને જવાબમાં કહ્યું: "હા! મહારાજ."

કાક હસ્યો. "ઠીક, મ્હારાં માણસોને સારૂ ગોઠવણ કરો. અને જઇને કહો કે ભટ્ટરાજ કાક આપને મળવા માગે છે."

નમસ્કાર કરી મુખી અંદર ગયો, અને ગામડીઆઓ રસ્તો રોકી ઉભા રહ્યા. મુખી અંદર ગયો કે એક સામાન્ય વેશે કોઇ ઓટલા પર બ્હાર નીકળ્યું, અને ત્હેણે પૂછ્યું:

"કોણ લાટનો કાક ?" આ અવાજ સાંભળી ગામડીઆઓ સમાન દૂર હટયા.

"હા. મહારાજાધિરાજ !" કહી કાક ઉતારના ઓટલા પર ચ્હડયો. આ ઉતારામાં ઉતરેલો પુરૂષ તે ગુજરાતનો નાથ જયદેવ હતો.



## પ્રકરણ ૩ જું.



## જયદેવની મૃગયા.



"અન્નદાતા! આપ અહિંયા? મ્હેં તો સાંભળ્યું કે આપ મૃગયા રમવા નીકળ્યા છો." કાકે પૂછ્યું.

જયદેવ મહારાજ જરા હસ્યા, અને બોલ્યા: હા. કેમ અહિંયા મૃગયા નહિ રમાય ?"

"આપ મહારાજ ચ્હાય તે વસ્તુ ધારો ત્યાં કરી શકો કાંઈ ના કહેવાય. ?"

"પાટણના સમાચાર શા છે ?"

"કાંઇ નવિન નથી. મુંજાલમ્હેતાનો પુત્ર જડયો" કહી ત્હેણે કીર્તિદેવની વાત કહી. "પણ આપ પાટણ કયારે જાઓ છો ?".

"મ્હારૂં કાંઇ નક્કી નથી. પણ હવે ગયા વિના છુટકો નથી."

જરા હસી કાકે કહ્યું: "મૃગયામાં ઘણી મજાહ પડી હોય એમ લાગે છે. શું માર્યું ?"

જયદેવ જરા ઘુંચવાઇ આસપાસ જોવા લાગ્યો "હા. કાંઇ હરણાં માર્યાં."

"આ તરફ હરણ છે? મંડલેશ્વર મહારાજ તો ના કહેતા હતા. આપ શીકારીઓ કયાં બીજે ગામ પડયા છે.?"

ફરી મહારાજ ગુંચવાયા "હા."

"મહારાજ! આપે હવે પાટણ જવું જોઇએ. મુંજાલમ્હેતા આપની વાટ જુવે છે."

"કેમ?"

"ગઇ કાલેજ એણે આપને પાછા બોલાવા માણસો મોકલ્યાં."

"શું કામ છે એવું ?" જરા ભવાં ચ્હડાવી જયદેવે કહ્યું.

"જુનાગઢમાં પાછી ખટપટ ચાલી છે. નવઘણ રા' મરવા પડયો છે."

"ત્હેમાં મ્હારૂં શું કામ છે? મ્હારે કયાં એને અગ્નિદાહ આપવો છે?"

"ના. પણ કઇ ઘડીયે શું નવી રમત ઉભી થાય એ કેમ કહેવાય? તેમ્હાં તો હું ત્યાં જાઉં છું" કહી ધીમેથી કાકે મહરાજને તે શા માટે સોરઠ જતો હતો તે કહી સંભળાવ્યું. અને કહ્યું: "એટલે મુંજાલમ્હેતાનો સંદેશો આપને આજ કાલ મળવાનો" એક પલ વાર જયદેવ વિચારમાં પડી મૂગો રહ્યો.

"મુંજાલમ્હેતા જાણે છે કે હું કઇ તરફ છું."

"તે કેમ કહેવાય મહારાજ? મુંજાલમ્હેતા શું જાણે છે ને શું નહિ તે કેમ કહેવાય?"

"એ પણ પિડા આવી" જયદેવથી બોલાઇ જવાયું.

"પણ મહારાજ! આપને શીકાર કરવા નીકળે દશ બાર દિવસ થયા. હવે કેટલુંક રહેશો ?"

"આ રાજ્યખટપટથી પણ તોબા છે પાંચ દિવસ પણ જંપીને બેસાતું નથી. તુ કયારે જવાનો છે?"

"કાલ પ્હેરોડીયે. મારે તો દોડતી સાંઢણીયે જવાનું છે."

"ઠીક! તું અહિંયા જમશે?"

"ના અન્નદાતા! મ્હારી સ્ત્રી સાથે છે. ત્હેણે રાંધ્યું હશે."

"ત્હારી સ્ત્રી! તું પરણ્યો?"

"જી હા! કવિકુલશિરોમણિની છોકરી જોડે."

"વારૂ. કાલે જતાં પહેલાં મ્હને મળી જજે."

"જેવી આજ્ઞા" કહી કાકે રજા લીધી. બ્હાર નીકળીને કાકને ચટપટ થઇ આવી. જયદેવ મહારાજની મૃગયામાં ત્હેને કાંઇ ભરમ લાગ્યો: અને આ ભરમ ભાંગવાનો ત્હેણે નિશ્ચય કર્યો.

ત્હેણે બ્હાર નીકળી ડુંગર નાયક સાથે કાંઇક વાતો કરી, પણ તે ઉસ્તાદ અનુચર પાસે કાંઇ ઝાઝી વાત મેળવવા તે પામ્યો નહિં; આખરે એ ચાર જણ પાસેથી થોડી થોડી ખબર મેળવી તે પોતાને ઉતારે ગયો ત્યાં જઇ ત્હેણે એક લાટના ભટ્ટને બોલાવ્યો.

"સોમભટ્ટ!"

"કેમ?"

"પ્હેરોડીયે એક કામ છે."

"શું?"

"અહિયાં જયદેવ મહારાજ આવીને રહ્યા છે. એમ્હને પાછા પાટણ જવું નથી, અને પાટણમાં એમનું કામ છે. ત્યાંથી મુંજાલમ્હેતાએ એમ્હને પાછા બોલાવવા માણસો મોકલ્યાં છે."

"જી."

"પણ આ તરફ કોઇ આવ્યું નથી. માટે ત્હારે સ્હવારે જઇ એમ્હને કહી આવવાનું છે કે મીનળબા તમ્હને તાકીદે પાછા બોલાવે છે"

"અને નહિં માને તો?"

"ત્હેની ત્હારે પંચાત છે?"

"જેવી આજ્ઞા."

"અને કહેજે કે એમ્હને સંદેશો કહી મ્હને મળવાનો હુકમ કર્યો છે. નહિં તો એ ત્હને એની સાથે ઘસડી જશે."

"વારૂ."

આ નક્કી કરી, કાકે ખાધું, અને રસભુખી મંજરીની દરકાર કર્યા વિના તે સુઇ ગયો.

સ્હવારનાં નીકળતાં પહેલાં તે જયદેવ મહારાજને મળવા ગયો. ઉતારે થોડી ઘણી ગડબડ ચાલી રહી હતી, અને એક મશાલ લઇ ઓટલાપર ડુંગર ઉભો હતો.

"નાયક! મહારાજને મળવા દેશો કે? એમ્હણે મ્હને બોલાવ્યો છે."

"હા. તમ્હારીજ વાટ જુએ છે."

"કેમ?"

"હમણાં પાટણથી એક જણ પેગામ લઇને આવ્યો છે."

"કોણ કાક આવ્યો?" અંદરથી જયદેવ મહારાજનો અવાજ આવ્યો.

"હા. અન્નદાતા" કહી કાક અંદર પેઠો. સોમભટ્ટ હાથ જોડી ઉભો હતો.

"ત્હારી વાત ખરી પડી. આ મીનળબાનો સંદેશો લાવ્યો છે."

"શો?"

"મ્હારા વગર ત્યાં લવંગની વખારે તાળાં દેવાઇ જાય છે." કચવાઇ પથારીમાં પડ્યા પડ્યા મહારાજ બોલ્યા. "મ્હને બોલાવે છે."

"કોણ સોમભટ્ટ!" જાણે હમણાંજ મળ્યો હોય તેમ કાક ત્હેની તરફ ફરી બોલ્યો "ત્હમે સંદેશો લાવ્યા છો?"

"જી હા. અને મુંજાલમ્હેતાએ કહ્યું છે કે આ સંદેશો કહી મ્હારે આપની સાથે સોરઠ જવું."

"ઠીક! તું બ્હાર જા" સોમભટ્ટને જયદેવ મહારાજે કહ્યું. "કાક! હવે શું કરૂં?"

"પાટણ જાઓ." શાન્તિથી કાકે કહ્યું.

"મૂરખ! તે કરવું હોત તો ત્હને પૂછત શું કરવા?"

"ત્યારે આપને ક્યાં જવું છે?"

"સોરઠ તરફ."

"સોરઠ તરફ!"

"હા. જોની હું ત્હને માંડીમેલીને વાત કહું."

"જી."

"હોળીને દિવસે મ્હેં ત્હને રંગ લઇ મોકલ્યો હતો તે યાદ છે?"

"હા. કેમ નહિં?"

"તે કુંવરીની સાથે મ્હારે જવું છે."

કાકને હવે આ મૃગયાની સ્હમજ પડી. "તે ક્યાં જાય છે?"

"એ કાલડીના દેવડાની છોકરી થાય છે ને ભાદરના સામન્તને ત્યાં એનું મોશાળ છે. એ મોશાળ જાય છે."

"ભાદર ક્યાં આવ્યું?"

"સોરઠ જતાં."

"પણ ત્યાં તમ્હે જઇ શું કરશો?"

"ભાદરનો સામન્ત હા કહે તો દેવડો રાણકને મ્હને આપે."

"પણ બાપુ! પાટણના નરેશને આ શોભે?" કાકે કહ્યું.

"તું પણ મુંજાલમ્હેતાની સીફતે વાત કરે છે કે? મ્હારે તો એ દેવડીને મ્હારી કરવી છે. એના વિના મ્હને પાટણની ગાદી પણ સુની લાગે છે. તેં તો એને જોઇ છે. છે એવી આખા ભૂતલમાં કોઇ?"

"બાપુ! પણ આપના કુલને આમ એકલા રખડવું ઘટે? મોકલોને આપણા ભાટને માગું લઇ."

"તું મીનળબાને ઓલખતો નથી. એ કાંઇ એવું સાલ પેસાડે કે ભાટ ઓડનું ચોડ કરી આવે. અને ભાદરનો સામન્ત છે તીખો; જરા અપમાન લાગે તો ફરી બેસે. તેથી મ્હારે જાતે જવું પડે છે."

"બાપુ! એક વાત મ્હારી સાંભળશો?"

"બોલ!"

"જો આપ હમણાં પાટણ નહિં જશો તો મીનળબા ઉલટાં ગુસ્સે થશે. થોડો ઘણો વ્હેમ તો બધાને પડયો છે એ મ્હેં એમ્હની વાત પરથી જાણ્યું છે. માટે હમણાં જાઓ, અને પંદર દિવસે પાછા ભાદર આવજો. જુનાગઢની ગાદીયે જો ખેંગાર બેસશે તો આપણું લશ્કર સોરઠના સીમાડા પર લાવવુંજ પડશે. આપ ત્હેની સાથે આવજો. અને હું જઇ દેવડાને કહીશ કે આપ જરૂરને કામે પાટણ ગયા છો ને દશ પંદર દિવસે ભાદર આવશો."

જયદેવ વિચારમાં પડયો.

"એટલામાં હું પણ પાછો જુનાગઢથી આવી લાગીશ."

"એ પણ ઠીક છે."

"આપ આમ જાઓ એ મ્હને ઠીક લાગતું નથી. આખરે ભાદરનો સામન્ત પણ માણસ છે. ભપકા અને પ્રતાપથી તે પણ અંજાશે. એટલામાં કોઇ વરી જાય એમ તો નથી?"

"ના. બે ચારનાં માગાં આવે છે. પણ રત્નો સામન્ત માને એમ નથી તો."

"ત્યારે હરકત નહિં."

"પણ જરૂર દેવડી સાંભળે એમ કહેજે. નહિં તો મ્હને નગુણો ગણશે."

"એ વાતની જરા ફીકર કરશો નાહિં, અન્નદાતા! પ્રભુ કરશે તો એજ કન્યા પાટણની પટ્ટરાણી થશે. પછી કાંઇ છે?"

જયદેવ હસ્યો "કાક! તું જબરો છે."

"હજુ કેમ કહેવાય?" કહી હસીને કાકે રજા લીધી.

*   *   *   *

કાલડોના દેવડાનો મુકામ પાસેના ગામમા હતો ત્યાં કાક ગયો, અને પોતાની સાંઢણીઓ થોડે દૂર ઉભી રાખી દેવડાને મળવા ગયો.

દેવડાને ઉતારે નીકળવાની બધી તૈયારીઓ થઇ રહી હતી; અને દેવડો બ્હાર આવે ત્હેનીજ ખોટી હતી. ઓટલા આગળ એક ઘણીજ સરસ કાઠી ઘોડી થનથનતી હતી.

"દેવડા છે?"

"આ અહિંયા જાઓ" કહી એક ઓરડી તરફ અનુચરે આંગળી કરી. કાક તે તરફ ગયો. અને ભલભાંખલાનાં આછા ઉજાસમાં કોઇ ઝડપથી બ્હાર આવતા માણસ સાથે અથડાયો.

"કોણ દેવડા?" કાકે કહ્યું.

"જોતો નથી?" સ્હામા પુરૂષે કહ્યું. કાકે અવાજ ઓળખ્યો.

"કોણ કૃષ્ણદેવ—"

"કાક તું—"

પણ કાક ફરે તે પહેલાં વિદ્યુતની ત્વરાથી ખેંગાર પેલી થનગનતી ઘોડીપર બેઠો, અને ત્હેને મારી મૂકી. કાક થોડીવાર આંખો ચોળતો ઉભો રહ્યો અને પછી અંદર પેઠો

"કોણ! મહારાજ?"

"ના! મહારાજનો દાસ."

"કેમ?"

"મહારાજ જરૂરી કામે પાટણ જાય છે; અને પંદર દિવસ રહી તમ્હને ભાદર આવીને મળશે."

"એમ?"

"અને અહિંયા આવ્યો છું તો એક વાત પણ કહેતો જાઉ."

"શું?"

"આ માણસ અહિંયાથી નીકલ્યો તે અહિંયા રાત રહ્યો હતો?"

"હા. એ પણ મહારાજનોજ માણસ છે."

"જયદેવ મહારાજનો?"

"હા. પાટણમાં મ્હને મળ્યો હતો. રાણક પણ એને ઓળખે છે."

"જોજો ફસાતા ના! મહારાજની એનાપર ઇતરાજી છે. જો મળે તો પકડીજ રાખજો. સ્હમજ્યા?"

"હેં. હાય હાય! એવું જાણત તો ઉભોજ નહિં રાખત."

"હરકત નહિં. પણ ભવિષ્યમાં જોજો."

## પ્રકરણ ૪ થું.

♠

### ખેંગારની પૂઠે.

♠

**પોતાનો** શીકાર પંઝામાંથી જતો જોઇ, **કાક** ગુસ્સે થયો, અને **મંજરી** અને હેના અનુચરો હતા ત્યાં ઝપાટાબંધ આવ્યો. જેમ **નવઘણ રા**'ની પૂઠ હેણે પકડી હતી, તેમ હેના પુત્રની પકડવા તે એક પગે થઇ રહ્યો.

"**સોમભટ્ટ**! મ્હારે તમ્હારાથી છૂટા પડવું પડશે."

"કેમ!"

"એક જણ આગળ નહાસે છે હેને મ્હારે પકડવો છે."

"આ હમણાં એક દોડતો ઘોડે ગયો, હેને?"

"ધોળી ઘોડી હતી?"

"હા. બાપુ."

"ત્યારે તેજ. તું એક સાંઢણી લઇ પાછો **જયદેવ** મહારાજને ઉતારે જા, ને મ્હારે નામે મહારાજ પાસે સરસમાં સરસ ઘોડી લઇ આવ."

"ને તમ્હે?"

"હું બનતી ઉતાવળે એ ઘોડેસ્વાર પાછળ સાંઢણીઓ લઇ જાઉં છું. પણ આ રસ્તે ઘોડી વિના પત્તો નહિં લાગે. જા."

"જેવી આજ્ઞા." કહી **સોમભટ્ટ** એક સૈનિકને લઇ પાછો ગયો અને **કાક** પોતાની સાંઢણી પર ચ્હડ્યો.

**મંજરી** મૂગી મૂગી આ વાત સાંભળી રહી હતી; અને **કાક**થી તે છૂટી પડવાની છે જાણી હેનાં હૈયામાં કાંઇ કાંઇ થવા માંડ્યું હતું.

"**મંજરી**" સાંઢણી ચાલવા માંડી એટલે **કાકે** કહ્યું "મ્હારે જરા આગળ જવું પડશે."

"કેમ?" મહા મહેનતે અવાજ શાન્ત રાખી **મંજરી**એ કહ્યું.

"આગળ એક ઘોડેસ્વાર જાય છે હેને પકડવો છે."

**મંજરી** ગભરાઇ; હેનું સ્વાભાવિક સ્વાસ્થ્ય જતું રહ્યું. હેના મ્હોંડાપર ખિન્નતા છવાઇ. ચિન્તાતુર અવાજે હેણે પૂછ્યું:

"આપણે આમ જઇયે તો નહિં પકડાય?"

**કાક**ને આ પ્રશ્નમાં કાંઇ અપરિચિત રણકાર લાગ્યો, પણ **ખેંગાર**ને પકડવાની ઉત્સુકતામાં વધારે ધ્યાન આપ્યું નહિં.

"ના. આ તે કાંઇ કાઠી ઘોડીને પ્હોંચે."

"તમ્હે—"**મં**જરી પૂછવા ગઇ, પણ હેનો પ્રશ્ન અધૂરો રહ્યો. **કાક** એકાગ્ર દૃષ્ટિએ ચોમેર જોયા કરતો હતો. થોડી વાર કોઇ બોલ્યું નહિ.

**મંજરી**ના હૃદયમાં પણ અપરિચિત નવા ભાવો પેદા થયા. હેને **કાક**નો હાથ પકડવાનું મન થયું, પગે વળગી હેને જતો રોકવાનું મન થયું, હસ્તાલતાથી હેને ગળે વિંટાઇ હેને પોતાની પાસે રાખવાનું મન થયું; પણ હેનો ગર્વિષ્ઠ સ્વભાવ એમ નમતું આપે એવો ન્હોતો. બ્હારથી તે તેવી ને તેવીજ સ્વસ્થ રહી. માત્ર આંખો રડું રડું કર્યા કરતી હતી.

"હું કેમ જઇશ?" થોડી વારે હેણે સવાલ કર્યો.

"**સોમભટ્ટ** કાબેલ છે. ને **જટાનાથ** આચાર્યની દુહિતાને **જુનાગઢ**માં જતાં હરકત શું?"

**મંજરી**એ હોઠ કરડ્યા. પોતાની નિરાધારતા દર્શાવવી એ હેને રૂચ્યું નહિં.

એટલામાં **સોમભટ્ટ** ઘોડી લઇ આવી પ્હોંચ્યો, અને **પોતાની** સાંઢણી બેસાડી **કાક** ઉતરવા તૈયાર થયો. ઉતરતાં ઉતરતાં હેનું હૃદય **મંજરી**ને હૃદયે ચાંપવા તલસ્યું; પણ હેની સ્હામું જોતાં તે કૃત્રિમ ગર્વમાં બેઠેલી દેખાઇ.

"**મંજરી**! હું જાઉં છું. બનશે તો રસ્તે મળીશ."

**મંજરી**એ દયામણી આંખે જોયા કર્યું: "અને નહિં તો."—

"**જુનાગઢ**માં તો જરૂર" હસીને **કાકે** ઉતર વાળ્યો. હેને પણ ગળામાં ગુંગળાટ થતો હતો.

"જો આ પ્રદેશ અરણ્ય સમો છે. સાવધાન થઇને રહેજે. જો જરૂર પડે તો **સજ્જન** મ્હેતાનો પુત્ર **પરશુરામ** અહિંયા દંડનાયક છે. અને **સોર**ઠીઓની મદદ જોઇતી હોય તો **રા' ખેંગાર**નો હું મિત્ર થાઉં છું. હેને નામે બધા માર્ગ ખુલ્લા થઇ જશે."

"વારૂ-પણ"-**મં**જરીની જીભ નહિં ઉપડી. હેનો હાથ આગળ આવ્યો—પાછો ખેંચાયો. શું કરવું તે તેને સુઝ્યું નહિં.

"**ભટ્ટરાજ**"—તે હોઠમાં ને હોઠમાં બોલી.

"કેમ શું છે?" સાંઢણીપરથી ભોંયપર કૂદી **કાકે** પૂછ્યું.

એટલામાં પાલવ વડે મંજરીએ આંખો લુછી. "ના. કાંઇ નહિં. પણ સંભાળજો."

કાકને મંજરીનો ગર્વિષ્ઠ સ્વભાવ યાદ આવ્યો; ત્હેને મંજરીએ કાશ્મીરાદેવી જોડે વાત કરી હતી, ત્હેનું સ્મરણ થયું. ત્હેણે પણ ગર્વથી પૂછ્યું "શા માટે?"

"ત્હમને કાંઇ થાય નહિ" ધીમેથી મંજરીએ કહ્યું.

કાકે હૈયું કઠોર કરી, તિરસ્કારમાં હસી, જવાબ દીધો: "ગભરાશો નહિ. હું પણ કૈલાસ જેવો દુર્ધર્ષ ને કાલાગ્નિ જેવો દુ:સહ થવા લાગ્યો છું."

આ કઠોર ટાણાના વજ્રઘાતથી મંજરી મુંગી રહી ગઇ, અને હોઠ બીડી હિંમત રાખી મનમાં તે બબડી: "મ્હારાજ શબ્દો! છે–છે–એને ના કેમ કહેવાય?"

કાક નવી આણેલી ઘોડીપર બેઠો. "સોમભટ્ટ! તું મ્હારા ભાઇ સમાન છે."

"જી."

"જો. ત્હારી ભાભીને ઉની આંચ આવે નહિં. હું જુનાગઢમાં ભેગો થઇશ."

"જેવી આજ્ઞા."

"તું કૃષ્ણદેવને ઓલખે છે. તે ખેંગાર છે—નવઘણ રા'નો પુત્ર છે. પરશુરામ દંડનાલકને પણ તું ઓલખે છે."

"જી હા."

"સમાલીને કામ લેજે. જટાનાથ પંડીત નવઘણ રા'ના આચાર્ય છે. એટલે ત્હેને નામે પણ તમ્હને રસ્તો મળશે. પણ વખત છે ને કાંઇ મ્હને થાય તો મંજરીને પાટણ લઇ જઇ કાશ્મીરાબાને સોંપજે."

"જેવી આજ્ઞા."

કાક ઘોડીપર ફર્યો, પાછું જોયું; મંજરીની પાસે જવાનું મન થયું, પણ મન માર્યું; અને ઘોડી મારી મુકી.

મંજરીની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.



## પ્રકરણ ૫ મું.



### ખેંગાર કુંવર.



કાક દોડતી ઘોડીયે ખેંગારની પાછળ પડ્યો. ઘડીયો ગઇ, સૂર્યનારાયણ અસ્તાચલ પર જવા લાગ્યા, પણ આગળ જતો ઘોડેસ્વાર અને ત્હેની વચ્ચેનો અંતર કપાયો નહિ. જોતજોતામાં જુદો પ્રદેશ આવવા લાગ્યો.

એટલામાં એક ન્હાનું ગામ આવ્યું. ત્યાં થોભી થોડું દુધ પી ભૂખ શમાવવા કાક ચૌટામાં ગયો; અને દુધ પી ખેંગારની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં ત્હેને માલુમ પડ્યું કે એક ઘોડેસ્વાર થોડાજ વખત ઉપર ગામમાંથી ગયો હતો. એકે કહ્યું કે તે ગામમાંજ છે. ખબર સાંભળી જે તરફ આ ઘોડેસ્વાર ગયો એમ કહેવામાં આવતું હતું તે તરફ એ ગયો.

એકદમ ત્હેણે ઘોડાઓના પગલાં સાંભળ્યાં; અને તે તરફ જતાં પંદર વીશેક ઘોડેસ્વારોને ત્હેણે ગામ બહાર જતા જોયા. તે ઘોડેસ્વારોના પ્હેરવેશ પરથી તે સોરઠી લાગતા હતા.

"ભાઇઓ! જરા ઉભા રહો."

પેલા ઘોડેસ્વારોએ ઘોડા વધારે ઝડપથી દોડાવ્યા, અને કાક ત્હેમની પાછળ દોડ્યો. થોડુંક જતાં કાકને લાગ્યું કે પેલા સ્વારો ત્હેને ગામ બ્હાર જાણી જોઇને ખેંચી લઇ જતા હતા. આ વ્હેમ પડતાં ત્હેણે પોતાની ઘોડીનું મ્હો ફેરવ્યું, અને ગામ તરફ જવાનો ઇરાદો દેખાડ્યો.

તરત પેલા સ્વારો થંભ્યા, અને એક જણ આગળ આવ્યો. કાકે ઘોડીને એડ મારી. ઘોડી પાછી ફરી, અને ગામ તરફ ધસી; પણ તે જોઇ પેલા બધા સ્વારો ત્હેની પાછળ પડ્યા. જોતજોતામાં કાકની આસપાસ બધા વીંટાઇ વળ્યા.

"કોણ છો તમ્હે?"

"એ તો હું કાકભટ્ટજી!" એક જણ હસીને આગળ આવ્યો.

"કોણ ખેંગાર કુંવર!" કાકે ચમકીને પૂછ્યું.

"હા! પાટણની આણ ગઇ; હવે જુનાગઢની શરૂ થઇ." ખેંગારે હસીને કહ્યું.

"પણ મ્હને રોકવાનું કારણ?" કાકે પૂછ્યું.

"તમ્હારી પરોણાચાકરી કરવા?"

"જયદેવ મહારાજ ને રા' વચ્ચે તો સંધી છે. શા માટે આવી પ્હેરોણાચાકરી કરો છો?"

"કાકભટ્ટ! અમ્હારા દેશમાં તમ્હને કાંઇ ઉણું નહિં આવવું જોઇએ. નહિં તો અમ્હારૂં નામ લાજે."

"શું કરવા માંગો છો?" શાન્તીથી હસી, મનની ચિન્તા છુપાવતાં કાકે કહ્યું.



મંજરી પાણી કાઢતી હતી. જુઓ પૃષ્ઠ: ૨૦૩.

"તમ્હને જુનાગઢ લઇ જઇશું. ચાલો. વિલમ્બ થાય છે." ખેંગારે પેલા સ્વારોને હુકમ આપ્યો.

"મ્હારે નથી આવવું." કાકે કહ્યું.

"ભટ્ટરાજ! એ જીદ શા કામની? આવવું જ પડશે."

"ના."

"ત્યારે જોરજુલમથી લઇ જવા પડશે."

"ત્યારે એમજ કહો કે હું કેદી છું."

"ના. મ્હારા અતિથિ છો." ખેંગારે કહ્યું.

કાકે પલવાર વિચાર કર્યો અને હસીને કહ્યું: "કુંવર! તમ્હારૂં કહ્યું માન્યા વગર ચાલે. ચાલો આવું છું."

"ચાલો."

"રા' કેમ છે?" તેઓ ચાલવા માંડ્યા એટલે કાકે પૂછ્યું.

"આ લોકો તો કહે છે કે મરણ અણિએ આવી લાગ્યા છે."

"જીવતા હોય તો સારૂં. પાટણથી તમ્હારૂં આવેલું સાર્થક થાય." કાકે માર્મિક હાસ્યથી કહ્યું.

"મ્હને તો ખાત્રી છે કે થશેજ" કહી તે રસાલા સાથે આગળ વધ્યો.

આખી રાત અને દિવસ દોડતે ઘોડે તેઓ જુનાગઢ તરફ ચાલ્યા. રસ્તામાં કાકને ખેંગારમાં અજાયબ જેવો ફેરફાર દેખાયો. તે પાટણનો પ્હેમી, શાંત, તિરસ્કારપૂર્ણ કૃષ્ણદેવ ન્હોતો–પણ ઉત્સાહી, ખુલ્લાદીલો લોકોનો પિતા હતો. ગામેગામના લોકો ત્હેને મળવા આવતા, તે બધાની સાથે હેતથી, નિખાલસપણાથી વાત કરતો. જે ગુણો પાટણની વેરભૂમીમાં પ્રગટતા ન્હોતા, તે પોતાની ભૂમિમાં ઝળકી ઉઠ્યા. કાકને પણ તે મિત્ર સમાન ગણવા લાગ્યો, અને અનેક રીતે ત્હેને રીઝવવાના પ્રયાસો કરવા માંડ્યા.

કાક પણ ખેંગારના ખીલતા ગુણો જોઇ ખુશ થઇ ગયો.

વૃદ્ધ સોરઠી યોદ્ધાઓને આવા ન્હાના કુંવરને અનહદ માન અને પ્રેમથી આદર દેતાં જોઇ, ખેંગારના શૌર્ય વિષે ત્હેનો પણ અભિપ્રાય બદલાયો. ત્રીજે દિવસે તે જુનાગઢ પ્હોંચ્યા ત્યારે ખેંગાર જાણે દિગ્વિજય કરી આવ્યો હોય તેમ નગરજનોમાં ઉત્સાહ અને આનંદ પ્રસરી રહ્યો.

દરવાજા પર એક દરવાનને ખેંગારે પૂછ્યું: "બાપુ કેમ છે?"

"અન્નદાતા! આપણે મળવાજ જીવ ગળે અટકી રહ્યો છે."

"એમ!" કહી ખેંગારે ઘોડીને એડ મારી.



## પ્રકરણ ૬ ઠું.



## રા' નવઘણની પ્રતિજ્ઞા.



શહેરમાં પેસતાં કાકને એક નવાઇ લાગી. જુનાગઢ શહેર ન્હોતું. પણ સજ્જ થયેલા યોદ્ધાઓની છાવણી લાગતા રાજા મરણ પથારીએ હોય તે વખત પણ શહેરનો આવો ઠાઠ જોઇ ત્હેના અચંબાનો પાર રહ્યો નહિં.

ગઢમાં જતાં, ખેંગાર ઘોડી પરથી નીચે કુદ્યો.

"કાક! મ્હારી સાથે ચાલ!"

"મહારાજ!" કાકે ગૌરવથી કહ્યું "હું પાટણનો ભટ્ટરાજ છું; દુશ્મનનો માણસ છું. આવે પ્રસંગે પારકા માણસને સાથે રાખવો કામનો નહિં."

ખેંગાર ખુલે દીલે ખડખડ હસ્યો.

"કાક! હું ત્હને ઓલખું છું;–મ્હને ત્હારા પર વિશ્વાસ છે. ત્હારા જેવો દુશ્મન હોય તોયે શું? ચાલ."

"જેવી આજ્ઞા" કહી કાક સાથે થયો. ખેંગારના વિશ્વાસે ત્હેને જીતી લીધો; ત્હેના મનમાં વિચાર આવ્યો કે આવો પતિ પાટણને હોય તો શુંનું શું થાય?

પરિચિત મહેલમાં ખેંગાર ઝપાટાબંધ ગયો. અને જે જે મળ્યાં, તે એને જોઇ હરખાઇ રહ્યાં.

અંદર જતાં એક પથ્થરના ચોકમાં નવઘણ રા' મરણ પથારીએ પડ્યા હતા. આસપાસ ત્હેનાં કુટુમ્બીઓ અને યોદ્ધાઓ વિંટાઇ વળ્યા હતા. ખેંગાર આવ્યો જોઇ બધાએ જરા દુર ખસી રસ્તો આપ્યો.

ચિન્તાતુર, સ્નેહભીની આંખે ખેંગાર ઉતાવળથી આગળ ધસ્યો. પાછળ કાક આવ્યો. ત્હેણે એક સાધારણ ખાટ પર સોરઠના વૃદ્ધપતિને પડેલો જોયો; અને કેવે પ્રસંગે તેઓ ગઇ વખત મળ્યા હતા તે યાદ આવ્યું.

મરતી વખતે પણ તે વૃદ્ધ મહારથીના પ્રચંડ અંગના સ્નાયુએ સ્નાયુએ પહેલાં જેવાજ સશક્ત લાગતા હતા; માત્ર ત્હેના ગાલમાં ખાડા પડ્યા હતા, અને આંખો ઉંડી

જતી રહી હતી. તેના કપાલપર કરચલી વળી રહી હતી, અને થોડી થોડી વારે આંખો ઉઘાડી તે આસપાસ જોતા હતા.

**ખેં**ગાર દોડીને આવી, ખાટલા પાસે બેસી ગયો, અને પિતાનો હાથ લઇ છાતી સરસો ચાંપ્યો. **ખેં**ગારની વૃદ્ધ માતા ઉંચી, ઘડપણમાં પણ તેજસ્વી લાગતી **સોર**ઠી વિરાંગના ખાટલા પર બેઠી બેઠી પતિના પગ ચાંપતી હતી. ત્હેણે **ખેં**ગારને જોઇ કહ્યું : "ગગા ! ત્હારા વિના જીવ ગતે નથી જતો."

જેવો **ખેં**ગાર **રા**'ને અડકયો કે ત્હેણે ડોળા ફાડી ચારે તરફ જોવા માંડ્યું. **ખેં**ગારે કાન આગળ જઇ બૂમ પાડી :

"બાપુ–એ તો હું **ખેં**ગાર–બાપુ !" ડોસાએ આંખો મીંચી; ત્હેનો શ્વાસ જરા નરમ પડયો; અને પછી પાછી આંખો ઉઘાડી.

"ગગા" ધીમેથી ડોસા બોલ્યા.

"બાપુ."

દરેક સ્ત્રી પુરૂષ એક ચિત્ત સાંભળી રહ્યા.

"બેટા–આ–વો–" મહામુશ્કેલીયે ડોસા બોલ્યા. મહા મહેનત કરી છેલ્લી વખત તે જોર ભેગું કરતા હતા એમ સ્પષ્ટ લાગ્યું અને ત્હેની આંખમાં આવી રહેલું અમાનુષી તેજ ક્રૂર થયું.

"**રા**યા–"

તરત પાસે ઉભેલો **ખેં**ગારનો મોટો ભાઇ પાસે આવ્યો."

"બીજા કયાં ?"

"આ રહ્યા બાપુ !" **શેર**સિંહ અને **ચં**દ્રચૂડ–**ખેં**ગારના મોટા ભાઇઓ–પણ પાસે આવ્યા.

ડોસાએ આંખવતી પાણી માંગ્યું ; અને વૃદ્ધ રાણીએ આંગલા વતી પાણી ત્હેના મ્હોડામાં મૂકયું.

"**સો**મનાથ ભગ–ની–પ્ર–તિ–"

"હા. બાપુ ! "ચારેએ કહ્યું. "**સો**મનાથ ભગવાનની પ્રતિજ્ઞા. શું કહેવું છે ?"

"બધું–ર–હી–ગયું" ડોસાને ધીમે ધીમે જોર આવવા લાગ્યું.

"કાંઇ નહિ, બાપુ ! અમ્હે છીયે ને" **ખેં**ગારે કહ્યું.

ડોસાના મ્હોડાપર તિરસ્કાર આવ્યો. "તમ્હે!–"

"બાપુ ! શું કરવાનું છે ?"

"મ્હારી ગાદી–"

"તમ્હે કહો તે લેશે. જરા ગભરાશો નહિં–" **રા**યઘણે કહ્યું.

ડોસીએ પાછાં પાણીનાં ટીપાં મૂકયાં.–અને **રા**'ની જીભ ઉકળી.

"દીકરા !" કહી ત્હેણે "પણ લેવાં સ્હેલ છે.–પણ પાળવાં–"

"પાળીશું ! બાપુ–"

"લડી મરશો તો **જુ**નાગઢ"–

"ત્હમે બોલો." **શેર**સિંહે કહ્યું "ત્હમે કહેશો તે **જુ**નાગઢ લેશે. પછી કાંઇ છે ?"

"પાણી મૂકો" કહી ડોસાએ પોતાને બેઠા કરવા કહ્યું. મહા મહેનતે ચાર દિકરાઓએ ઉંચકી ડોસાને બેઠા કર્યા અને તકીએ અઢેલી બેસાડયા. ત્હેનો શ્વાસ પાછો રૂંધાતો હોય એમ લાગ્યું.

તરત એક વૃદ્ધ બ્રાહ્મણે ચારે પાસે પાણી મૂકાવ્યું.

"કોણ લે બાપુ ?"

ડોસાએ ધીમે ધીમે ચારે તરફ જોતાં કહ્યું : "પાણી !"

"મ્હારૂં વેર વાળે, તે પિંડ સારે–ને **જુ**નાગઢ લે."

"હા બોલો. શું વેર વાળવું છે."

"ભોંયરૂં[1] ભાંગવું છે ?"

"ભાંગીશ બાપા" **રા**યઘણે કહ્યું.

"ને–ને–"

બધા ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા.

"**મહિ**ડો[2] મારવો છે:"

બધા થોડી વાર મૂગા રહ્યા: અને **શેર**સિંહ બોલવા જતો હતો એટલે **રા**'એ આંખો વડેજ ત્હેને મૂગા રહેવા સૂચવ્યું.

"**દા**મો ચારણ[3] છે ને"–

"હા."

"ત્હેના ગાળ ફાડવા છે."

બધા ચમકયા. પવિત્ર મનાતા ચારણને આવી ક્રૂર શિક્ષા કરવાની અનીતિ કોઇ **રજ**પૂત કરે એમ ન્હોતું. ચારે છોકરાઓ ખંચાયા. **રા**'એ ત્હેના તરફ કરડી નજરે જોયું. ત્હેની મરતી આંખોમાં પણ ઝનૂન આવ્યું.

"પછી ?—" **ચૂડ**ચંદ્રે પૂછયું.

"**સોલં**કીએ તરણું લેવડાવ્યું" ડોસાની આંખોમાં ભયંકર વિષ વ્યાપી રહ્યું. બધા એકચિત્તે સાંભળી રહ્યા.

[1] ભોંયરાને કિલ્લા તોડવાનું નવઘણે વ્રત લીધું હતું. [2] ઉમેટાના રાજાને છોકરો હંસરાજ, ત્હેની બ્હેન રા' પરણી લાવ્યો હતો તથી વેર થયું હતું. [3] જે ચારણ તે પકડાયો ત્યારે એની મશ્કરી કરી હતી.



એંગાર દોડીને આવી, ખાટલા પાસે બેસી ગયો.

"હા. બાપુ"—

"એટલે શું" તિરસ્કારથી રા'એ કહ્યું.

"ત્યારે ?"

"જે સોલંકીનું નાક કાપે—"

"હા"—ચારે જણા ઉંચે શ્વાસે બોલ્યા.

"તે બારમું સારે–ને–જુના–ગઢ"—"લે" રાણીએ શબ્દ પૂરો કર્યો. રાણી પહેલીજ વખત વચ્ચે બોલી હતી. કાક ત્હેનો પ્રભાવશાળી ચ્હેરો–ત્હેની તીક્ષ્ણ આંખો જોઇ રહ્યો. ત્યાં ઉભા રહેલા બધાનાં રૂંવા ઉભાં થયાં હોય એમ લાગ્યું.

કોઇ બોલ્યું નહિં. બાર દિવસમાં ગુજરાતના નાથનું નાક કાપવું એ રમત વાત ન્હોતી. ચારે પુત્રો શરમિન્દા થઇ ઉભા રહ્યા. કાકને કપાળે પરસેવો વળ્યો. રાણીએ વાઘણની માફક માથું ઉંચું કર્યું. તે રાયઘણ અને ચુડચંદ્ર તરફ ગુસ્સામાં જોઇ રહી.

"ચાંદા[४] એ તો ચૂડી પ્હેરી–રાયા તું પણ પ્હેર."

ડોસાએ આમતેમ નજર કરી; અને નિરાશ થઇ ત્હેણે પટરાણી સ્હામું જોયું, અને ત્હેની પાછળ ઉભેલી રાણીઓ તરફ તિરસ્કારથી જોયું.

"રાણી! આ છોકરા કોનાં સેવ્યાં?" મ્હોટે અવાજે તિરસ્કારથી ડોસાએ પૂછ્યું. "કહો તો ખરાં ?"

ત્યાં મળેલા બધા ધ્રુજી ઉઠ્યા: ઘણાખરા નીચું જોઇ ઉભા રહ્યા. કાક ચારે પુત્રો તરફ ધ્યાનથી જોઇ રહ્યો. એકદમ ત્હેણે ખેંગારનું સ્વરૂપવાન મુખ તેજે ચમકતું જોયું. કાકના હૃદયમાં ધ્રાસ્કો પડયો;–તે જ પલે ત્હેણે મુંજાલની રમત ખલાસ થઇ જતાં જોઇ.

ખેંગારે પોતાનું માથું ગર્વથી ઉંચુ કર્યું, અને ડોસા સ્હામું એકાગ્ર નજરે જોયું. ત્હેના હોઠ ભયંકર નિશ્ચલતામાં બીડાયા હતા.

"બાપુ! હું તમ્હારો પિંડ સારીશ."

"ગગા!" ડોસાએ ચકિત થઇ પૂછ્યું.

"હા. બાપુ! કયાં તો શ્રાદ્ધ સારીશ.–નહિ તો—તમ્હારી પાછળ" ડોસાએ ખેંગારનો હાથ ઝાલવા પ્રયત્ન કર્યો. ખેંગારે બાપનો હાથ ઝાલ્યો. રા'એ છાતી સરસો ચાંપ્યો.

"દીકરા! જાદવકુલમાં દી–" કહી શાન્તિથી ડોસાએ આંખ મીંચી. ત્હેના મ્હોડાપર મીઠાશ–જરા કાંઇ હાસ્ય જેવું–રમી રહ્યા.

ત્હેનો શ્વાસ મંદ પડ્યો. થોડી વારે ત્હેણે આંખ ઉઘાડી "ગ."—

"બાપુ"–ખેંગારે નીચા વળી કહ્યું.

"પિંડ—"

"પિંડ મુકીશ ?"

"શતં–જી— " કહી પાછી ડોસાએ આંખ મીંચી. બધા પુતળાં જેવા સ્તબ્ધ બની ઉભા રહ્યા.

રાણીએ બે ટીપાં પાણી મુકયું અને એક શ્વાસનો ઉછળો આવ્યો. રા'ના ગળામાં મરણ ઘંટ વાગ્યો; અને બીજી પળે ત્હેના ડોળા ઉઘડી ગયા. રા' નવઘણનો દેહ પડ્યો–અને પારિજનો "જય મહાદેવ" કહી રહ્યા.



## પ્રકરણ ૭ મું.



## રા' ખેંગાર.



તરત ખેંગાર ત્યાંથી ફર્યો "કાકભટ્ટ!"

"જી."

"મ્હારે તમ્હારૂં કામ છે. આ તરફ આવો."

તરત આસપાસ ઉભેલા લોકોએ માર્ગ આપ્યો અને એ બે બ્હાર નીકળ્યા.

"ભટ્ટરાજ! મ્હારે તમ્હારી જોડે વાત કરવી છે."

"અત્યારે ?" જરા વિસ્મય થઇ કાકે પૂછ્યું.

"હા. અત્યારેજ. કાક! હું અહિંયા આવ્યો ત્યારે આ બધું થશે ત્હેની મ્હેં આશા ન્હોતી રાખી."

"મ્હને પણ એમજ લાગ્યું."

"હવે મ્હારી બાજી જુદા રંગની થઇ ગઇ.

"કેવી રીતે ?"

"મ્હારે પાટણ જોડે વિગ્રહ શરૂ કરવો પડશે. મ્હને ન્હોતી ખબર કે આટલો વ્હેલો કરવો પડશે. કેમ બોલતો નથી ?"

'મહારાજ! આપની છેલ્લી પ્રતિજ્ઞા જોઇ પછી હું શું કહું ?'

ઘણાજ સ્નેહથી ખેંગારે કાકને ખભે હાથ મૂકયો.

"મ્હારી જગ્યાએ તું હોત તો શું કરત ?"

"આપે કર્યું તે જ"

"ત્યારે ?"

[४] ચુંડચંદ્ર અમ્બાજીનો ભક્ત હતો. તે હંમેશાં ચુડીઓ પ્હેરતો.

"બાપુ ! સોરઠ આવી હું તો તમ્હારા ગુણનો દાસ થઇ બેઠો છું."

"કાક ! તું મિત્રજ થઇ રહે એટલે મ્હારે બીજું કાંઇ નહિં જોઇએ."

"આ ભવે તો મહારાજ ! તમ્હારો મિત્ર રહેવાનો."

"ત્યારે એક અનુગ્રહ કર."

"બોલો. શું ફરમાવો છો ?"

"કાક ! મ્હને એક સ્પષ્ટ વાત:કહે. તું મ્હને ઓળખે છે-મ્હારી પ્રતિજ્ઞાઓ તું જાણે છે. શું જયદેવ ચક્રવતિ થવાને સર્જ્યો છે-ને હું નથી ?"

"મહારાજ ! હું આજે તે જ વિચાર કરતો હતો-કે તમે પાટણની ગાદીપર હોત તો વિક્રમરાજાની કીર્તિ લોકો વિસરી જાત."

જરા ગર્વથી ખેંગાર ટટાર થયો. "પાટણની ગાદીમાં શું છે અને જુનાગઢની ગાદીમાં શું નથી ?"

"ત્યાં મુત્સદ્દીપણું ને શૌર્ય બે છે-અને અહિંયા માત્ર શૌર્ય છે."

"કાક" એકદમ કાક તરફ ફરતાં ખેંગારે કહ્યું "મ્હારૂં સૌર્ય અને ત્હારૂં મુત્સદ્દીપણું-એ બે શું ન કરી શકે ?"

કાક ચમકીને પાછો હઠ્યો. "મહારાજ ! એ શું બોલો છો ?"

"સત્ય. મ્હારે ત્હને મ્હારો મંત્રી કરવો છે."

કાકે એક નિસાસો મૂકયો. "મહારાજ ! તે કેમ બને ?"

"સ્હેલાઇથી ! અહિંયા આવીને રહે."

"હું" કાકે ડોકું ધુણાવ્યું.

"શું જયદેવને વેચાયો છે ?"

"ના."

"ત્યારે એ સ્વાર્થી ત્હારી શી કદર કરવાનો હતો ?"

"તે પણ જાણું છું. પણ જેમ તમ્હને મ્હારામાં શ્રદ્ધા છે, તેમ બીજા એક મિત્રને પણ છે."

"કોને ત્રિભુવનપાલને ?"

"હા. તમ્હે તો મ્હને આજે બોલાવો છો; ત્હેણે તો જ્યારે હું લાટમાં રખડતો સૈનિક હતો ત્યારે મ્હારો હાથ ઝાલ્યો."

"તેથી શું ત્હારૂં ભાગ્ય પડીકે બાંધે છે ?" ખેંગારે પૂછ્યું.

"તે તો વિધાતાએ કયારતુંએ બાંધ્યું હશે."

"કાક"—

"બોલો."

"ત્હારા જેવો હરામી તેમજ ભલો માણસ મ્હેં બીજો જોયો નથી."

"ને મ્હારો આટલા કડવો અનુભવ લીધા પછી કોઇ મ્હારી આવી કદર કરનાર પણ મ્હેં જોયો નથી."

"તું નહિજ માને ?" નિરાશાથી ખેંગારે પૂછ્યું.

"ના."

"કાક ! મ્હેં ધાર્યું હતું કે મ્હારૂં આજે ભાગ્ય ઉઘડયું; હવે લાગે છે ઉલટું બંધ થઇ ગયું" માથું ધુણાવી ખેંગારે કહ્યું.

"એમ નિરાશ શા માટે થાઓ છો ? તમ્હારે લલાટે શુંયે લખ્યું હશે."

"બીજું ગમે તે હશે. એક વસ્તુ તો લખાઇજ છે."

"શી ?" કાકે પૂછ્યું.

"ટેક."

"ત્યારે મહારાજ ! બધી દુનીયા જખ મારે છે." થોડી વારે બન્ને મૂગા મૂગા ઉભા રહ્યા.

"તું ત્યારે દુશ્મનના પક્ષમાંજ જવાનો."

"શું કરૂં ?"

"ખરી વાત છે. જેવી મ્હારી ટેક તેવી ત્હારી પણ. કાક ! મ્હારે ત્યારે દુશ્મનાવટ કેળવવી પડશે."

"કેવી રીતે ?"

"મ્હારી પ્રતિજ્ઞા પછી ત્હારા જેવા પટ્ટણીને છુટો કેમ રખાય ?"

કાક સ્હમજ્યો. "મહારાજ ! ખરી વાત છે. હું બન્દીવાન થવાને તૈયાર છું."

"આજથી બારમે દિવસે ત્હને છોડી મુકીશ."



## પ્રકરણ ૮ મું.



### ગર્વમર્દન.



**અનાથ** પણ મગરૂર મંજરી જેમ તેમ પોતાના રડતા હૃદયને છાનું રાખી શકી. મગરૂરી જતાં તે નિર્બલ થઇ હતી; પોતાની માનસિક સૃષ્ટિની મજાહ ભૂલી સામાન્ય સંસારના સુખ દુખનો શીકાર થઇ પડી હતી.

ત્હેનો સ્વભાવજન્ય ગર્વ કાંઇ ગયો ન્હોતો; પણ ત્હેના હૃદયમાં સંચાર પામેલા નવા ભાવોએ તે ગર્વને ગુલામ બનાવ્યો હતો. પોતે શા માટે આમ ચિન્તા કરે છે, પોતાને શા માટે કાક જતાં આવી બેચેની થાય છે, પોતે કેમ આમ નિરાધાર થઇ રહી છે—એ પ્રશ્નો ત્હેના મનમાં પેદા થતા; પણ ત્હેનો નિર્ણય થાય તે પહેલાં વિજેતા કાકનો વિચાર આવતો,—અને નિર્ણય કરવો રહી જતો.

પાટણથી નીકળ્યા પછી ત્હેના વિચાર સામ્રાજ્યનો કાક મહારાજા થઇ રહ્યો હતો. પણ જ્યારે તે એકલો આમ ચાલ્યો ગયો ત્યારે ત્હેની બુદ્ધિ મરી ગઇ, ત્હેનામાં વિચાર કરવાની શક્તિ રહી નહિં, જાણે છાતી ચીરી હૈયું દૂર દોડી ગયું હોય એમ લાગ્યું. શું થયું તે તે સ્હમજી નહિં, કેમ થયું તે પણ ન સ્હમજી—માત્ર એટલુંજ લાગ્યું કે તે પોતે સજીવ ન્હોતી, જીવ ચાલ્યો ગયો હતો—ઘોડીપર બેસી, દૂર દોડી જતા કાકની સાથે ન્હાસી ગયો હતો.

પહેલાં વિચારો આવતા—હવે વિચારશૂન્યતા આવી. પહેલાં હૃદય શાન્ત રહેતું—હવે હૃદયમાં ઉર્મિઓની પરંપરા ઉછળી રહી. પહેલાં વિચારમાં કાકનું મુખ આવતું—હવે હૃદય કાકમય થઇ રહ્યું. મંજરીને સ્હમજ પડી નહિ.

પહેલાં તે કાકને તુચ્છ ગણતી, પાટણથી નીકળતાં તેના પર ભાવ આવ્યો, હવે તે સર્વોપરી થઇ બેઠો. ત્હેની મૂર્તિના પગ આગળ ભાવના ને બુદ્ધિ દીન વદને ધૂળમાં રગદોળાવા લાગ્યાં.

પહેલાં કાકની બુદ્ધિ વિષે વિચાર આવતા, ત્હેના શૌર્યને બીજા સાથે સરખાવતી, ત્હેના રૂપની બીજાના રૂપ સાથે તુલના કરતી. હવે તે કાંઇ કરી શકી નહિ, હવે નજરે માત્ર કાકજ દેખાયો. પહેલાં કવિની નજરે ત્હેનું રૂપ જોતી—બ્રાહ્મણ કન્યાની નજરે ત્હેના સંસ્કાર જોતી—વિરાંગનાની નજરે ત્હેનું શૌર્ય જોતી: હવે એકજ દૃષ્ટિ બિન્દુ રહ્યું—સ્ત્રીનું. ત્હેની અસ્વસ્થ કલ્પનાશક્તિએ ત્હેને માત્ર જોયો—પુરૂષોત્તમ રૂપેજ. પહેલાં માત્ર મન સાથે રહેવાની ઇચ્છા કરતું—હવે ત્હેનું હૃદય, ત્હેના અંગે અંગમાં છુપાયેલું ભયંકર સ્ત્રીત્વ ત્હેને માટે તલસતું.

મંજરી ઉર્મિના ઉછાળા જોઇ ગભરાઇ, હૃદયનો તલસાટ જોઇ ચમકી. આવો અપરિચિત, ભયંકર, તોફાની તલસાટ ત્હેણે અનુભવ્યો ન્હોતો, પોતે અનુભવશે એવી આશા રાખી ન્હોતી. તે થાકી, હારી, ગભરાઇ—પણ તલસાટ મટયો નહિં; ત્હેને શાન્ત કરવાનું સ્વાસ્થ્ય રહ્યું નહિ. ત્હેને પોતાના પર, પોતાના સંસ્કાર પર, પોતાની નિશ્ચલ માની બેઠેલી વિશુદ્ધિ પર તિરસ્કાર આવ્યો; છતાં કાંઇ વળ્યું નહિં.

હૃદય ચક્ષુએ સ્પષ્ટ રીતે જોવા લાગ્યાં કે હવે કાક માત્ર ભાવનાઓ સંતોષનાર કે હૈયાનો હાર ન્હોતો—એ ત્હેનો ભરથાર હતો—ત્હેના દેહનો, ત્હેના જીવનનો, ત્હેની આશાનો નાથ હતો—ત્હેના ભવિષ્યના સંતાનનો પિતા હતો.

જેમ ધરતિકંપ થતાં પાતાલ દેખાય ત્હેમ સંસ્કારી મંજરી આ વિચાર—પાતાલ જોઇ કાંપી ઉઠી; પણ આ પાતાલ દેખી ન્હાસી જવાની શક્તિ ન્હોતી, તેમ મન પણ ન્હોતું. ત્હેણે એ પાતાલમાં પડતું મુકયું.

તે રસસાગરને તીરે હતી—હવે સાગરમાં આંખો મીંચી ઝંપલાવ્યું. રસોર્મિઓ ચારે તરફ ફરી વળી, ત્હેને પલાળી—ત્હેને ગભરાવી, ડુબાડી. આત્મઘાત કરતી હોય તેમ પોતાને તણાવા દીધી—આશા માત્ર એકજ રહી કે તળીયું કયારે મળે.

અણધારેલા પ્રસંગો, અણબોલેલા શબ્દો, અણવિચારેલા ભાવો મનમાં ખડા થયા. ત્હેના રસિક સ્વભાવનો ઘોધ રસસૂર્યના પ્રતાપી તેજમાં રંગાતો આગળ વધ્યો. ત્હેને સાગર સાથે મળવું હતું.

ચાર દહાડાની મુસાફરીમાં ત્હેના મનોરાજ્યનું ચક્ર બદલાઇ ગયું. પોતાનો ગર્વ, પોતાનું અતડાપણું, પોતે કરેલું કાકનું અપમાન—એ બધા માટે ત્હેણે પશ્ચાતાપ કર્યા. કેવી પલો ગુમાવી? અને તે માત્ર પોતાના અભિમાનથીજ. પોતે કેવી મૂર્ખ? ત્હેણે સંકલ્પ કર્યો કે હવે નવું જીવન શરૂ કરવું—જુનાગઢ જઇ કાકને પગે પડવું, ક્ષમા યાચવી, ત્હેની દાસી બની રહેવું.

આ પોતાનું અધઃપતન જોઇ. ત્હેને ગુસ્સો આવ્યો—જવાબમાં ત્હેનું હરામખોર હૈયું હસવા લાગ્યું. તે પોતાના સંસ્કારો અને શુદ્ધતા સંભારવા લાગી—જવાબમાં ત્હેનું ચંચલ હૃદય મદભર્યું બની ત્હેની ઠેકડી કરવા લાગ્યું. ત્હેણે પિતા સંભાર્યા—સ્હામું કાક ખડો થયો; પોતાના સંકલ્પો ફરી કર્યા—ત્યારે ત્હેનાં કંઠપર વિરામ લેવાનું મન થયું; શાસ્ત્ર સંભરવા ગઇ અને અલકાપુરી સાંભરી, ઓશાઇ ગયું:

संक्रिडन्ते मणिभिरमर

प्रार्थिता यक्षकन्याः॥

नीवीबन्धो च्छ्वासितशिथिलं

यंत्रबिम्बाधराणाम्

क्षौमंरागा [१]

શ્લોક અધુરો રહ્યો. શરમનું માયું હેનું મ્હોં લાલચોળ થઇ રહ્યું. જાણે ચોરી કરી હોય તેમ જોઇ રહી; અને પછી બોલી

मंडलनाथसनाथ मद्भूपति;

साभाग्यनाथो मम।

એકદમ **સો**મભટ્ટના અવાજે હેને જાગૃત કરી

"બા! આ પેલું જુનાગઢ."



# પ્રકરણ ૯ મું.



## કાકની શોધ.



**મં**જરી નવી સૃષ્ટિમાં સંચરી. તે સૃષ્ટિના રંગ આગળ વિધાતાની વિભૂતિ પણ નકામી, નિરસ લાગી. હેની ભૂમિ યૌવનને મઢી હતી; હેનાં વ્યોમમાં પ્રેમ પ્રકાશતો હતો. તે સૃષ્ટિમાં તે વિહરતી હતી, નાચતી હતી. હેમાં માત્ર બેજ જણ હતા: તે અને કાક.

હેણે ધાર્યું હતું કે કાક જુનાગઢને દરવાજે મળશે. પણ હેને ત્યાં ન જોતાં તે જરા વિસ્મય થઇ; પછી પોતાના ગાંડપણનો વિચાર આવ્યો—તે અહિંયા કયાંથી હોય? હેને હજાર કામ હશે? તે કયાંથી જાણે કે તે અત્યારે આવવાની છે? પછી પાછું હૃદય વિમાસણમાં પડયું—પોતે કહેલા શબ્દો યાદ આવ્યા "शुनीमन्वेतिश्वा" પોતે કેવી ચીબાવલી, મીજાજી, અધમ!

**સો**મભટ્ટે તપાસ કરી જટાનાથ આચાર્યનું ઘર ખોળી કહાડયું. જ્યારથી હેની માએ ઉદા મહેતાનો આશ્રય સ્વીકાર્યો હતો ત્યારથી જટાનાથ આચાર્યનું ઘર હેના હૃદયમાં રમી રહ્યું હતું. પણ અત્યારે ત્યાં પ્હોંચતા પણ હેને કાંઇ રસ ન પડ્યો.

એક શિષ્ય આવી બારણામાં ઉભો.

"કોણ છો?"

"આચાર્યજી છે કે?" **સો**મભટ્ટે પૂછ્યું.

"પણ છો કોણ?"

"આ આચાર્યની છોકરી આવ્યાં છે."

"કોણ–વત્સલીબા"—

"રૂદ્રદત્ત! હું હેની છોકરી!" **મં**જરીએ બેઠેલી સાંઢણીપરથી કહ્યું. શિષ્ય ચમકયો. **મં**જરી સ્હામું જોયું–અને હેને તેજે અંજાઇ મૂઢ જેવો ઉભો રહ્યો.

"કોણ **મં**"—આખરે તે બોલ્યો.

"હા. હુંજ **મં**જરી. દાદા કયાં છે?"

સાત વર્ષે રૂદ્રદત્તે **મં**જરીને જોઇ અને વેદાભ્યાસજડ બ્રાહ્મણ એ સુંદરીનું થયેલું રૂપાન્તર જોઇ ગભરાઇ ગયો. તે વિનય છોડી એકદમ ઘરમાં જતો રહ્યો. અને હેનો ક્ષોભ જોઇ **સો**મભટ્ટ ખડખડાટ હસી પડયો.

થોડીવારે **મં**જરી અને હેના સાથીઓ બધા સાંઢણીઓ પરથી ઉતર્યા અને એટલામાં બીજો શિષ્ય હેમનું સ્વાગત કરવા આવ્યો.

નિરાશ હૃદયે **મં**જરી ઘરમાં ગઇ. હેણે કાકને અહિંયા તો જોવાની આશા રાખીજ હતી. વૃદ્ધ જટાનાથ આચાર્ય અગ્નિહોત્રી હતા અને અગ્નિ સમક્ષ બેસી જપ કરી રહ્યા હતા. હેમની ધોળી લાંબી દહાડી હેમના પેટપર પથરાઇ હતી; રૂદ્રાક્ષની મોટી માળાઓ હેમનાં ડોક, અને હાથ શોભાવી રહી હતી; હેમની વૃદ્ધ પણ મ્હોટી પ્રભાવશાળી આંખો નાસિકાગ્રનું ધ્યાન કરી રહી હતી..

નિશ્વાસ મૂકી હેમણે આંખો ઉઘાડી.

"કોણ વત્સલી"—

"ના, દાદા એ તો હું."

ઘણા વર્ષના યોગાભ્યાસની ટેવથી અણજાણપણે આચાર્યે આંગળી નાક આગળ લઇ જઇ કયા નસ્કોરામાંથી શ્વાસ નીકળે છે તે તપાસ્યું; અને ધીમેથી જાણે બરફના ઢગલા પર સૂર્ય કિરણો પડે તેમ તે હસ્યા. "કોણ **મં**જરી!"

"હા, હુંજ. કેમ છો?"

"તું બહુ મ્હોટી વધી ગઇ."

---

૧. મેઘ દુત, આખા શ્લોકના તરજુમા આ પ્રમાણે છે:

જ્યાં ગગાના જળથકી શિળા વાયુને સેવી સેવી
મંદીરોની તટપર ઉગ્યાં, શીળાં છાયે રમંતી
હોંની કાઢે મણી, કનકની રેતિમાં ઢાંકી ઉંડા
ચાચે જેને અમર, કુંટડી યક્ષની એવી કન્યા.
નીવીગ્રંથી ઢિલી થઇ જતાં રાગથી કામિઓ જ્યાં
ખેંચી લેતા, ચપલકરથી. ચીર બીમ્બાધરાનાં.

રા. કીલાભાઇનો તરજુમો

મંજરી આવીને સ્હામું બેઠી "કેટલાં વર્ષ થયાં ?"

ત્હેણે હસીને કહ્યું. તેની આસપાસ આચાર્યના શિષ્યો, આંખો ફાડી, આવીને ઉભા રહ્યા.

"તું કેટલી હતી, હેં ?" ડોસાએ હસીને જાણે પોતે એકલાજ બોલતા હોય તેમ કહ્યું "વત્સલી ત્હને લઇ આવી ત્યારે દશ વર્ષની હતી નહિં ? રૂદ્રા ! ત્હેં પહેલો બ્રહ્મયજ્ઞ આરંભ્યો ત્યારે."

"મહારાજ ! ત્હેને સાત વર્ષ થયાં."

"બરાબર છે, છોકરી ! તું કયાંથી આવી ?"

"પાટણથી."

"પાટણ. હા તેં કહાવ્યું હતું કે તું ખંભાતથી ત્યાં ગઇ."

"ત્હારી મા કયાં છે ?"

"ખંભાત."

"એ દુર્બુદ્ધિવાળી છોકરીએ હજુ અપાસરેઃ છોડયો નથી. હર હર તું કયાં હતી ત્યારે ?" ડોસાએ જરા વ્હેમાઇ પૂછ્યું.

"પિતાજીના મિત્ર ગજાનન પંડિતને ત્યાં હતી."

"ગજાનન–ગજાનન પંડિત–હર–હર–હર–એ અહિંયા ત્રીજી સાલ આવ્યા હતા. મહા વિદ્વાન–મહા સમર્થ–" કહી પાછી પોતાની આંગળીઓ આચાર્ય નસ્કોરા આગળ લઇ ગયા. "અહિંયાં કોની જોડે આવી ?"

"દાદા ! પછી હું પરણી."

"હું" ડોસાએ સાશ્ચર્ય ઉંચું જોયું. બધા શિષ્યો એક બીજાના સ્હામું જોવા લાગ્યા.

"શું કહે છે ? હર–હર."

"સાચું—"

"કોની જોડે ?" મંજરીએ શરમાઇ નીચું જોયું.

"જયદેવ મહારાજના ભટ્ટરાજ છે." સોમભટ્ટે ઉમેર્યું.

"ભટ્ટરાજ !" ડોસાએ ગુસ્સામાં પૂછ્યું. "ભટ્ટરાજ ! હર–હર–"

"હા. લાટના—"

"છોકરી !"

"મહારાજ !" સોમભટ્ટે મીઠાશથી કહ્યું. "મહાસમર્થ મહારથી છે."

"પણ ત્હેનું ગોત્ર કયું ?" ડોસાએ મંજરીની સ્હામેથી સોમભટ્ટ તરફ જોતાં કહ્યું.

"જામદગ્નેય" ધીમેથી મંજરીએ ઉમેર્યું.

"મહારાજ ! દ્વાપરમાં દ્રોણાચાર્ય હતા ત્હેનાથી પણ એમની યુદ્ધકળા ચ્હડે એમ છે."

"હર–હર–હર–" તિરસ્કારમાં આચાર્યે કહ્યું. "નવઘણ રા' જ્હેણે એકલે હાથે પકડયો હતો તે."

"હર–હર–હર–" બહુમાન દરેક અક્ષર ઉચ્ચારતાં ડોસાએ કહ્યું.

"તે કયાં છે ?"

"અમ્હે તો જાણ્યું કે અહિંયા આવી પહોંચ્યા હશે. એમ્હને જરા કામ હતું તે પહેલા આવ્યા. અહિંઆ આવ્યા નથી ?"

"ના."

મંજરીને ફાળ પડી; ત્હેણે ચિન્તાતુર મુખે સોમભટ્ટ સ્હામું જોયું.

"મહારાજ !" રૂદ્રદત્તે કહ્યું "હવે આ બધાને સ્નાન ખાન કરાવીયે. થાક્યાં હાર્યાં આવ્યાં છે."

"હર–હર–! હું તો ભૂલીજ ગયો. ઉઠ દીકરી પછી વાત કરીશું."

મંજરી ઉઠી. પણ ત્હેનો જીવ ચ્ હડે ચ્હડયો. તે નાહી, ખાધું, પણ ચેન પડયું નહિં. ત્હેને માન શુકન થવા લાગ્યા, ત્હેનું હૃદય ચકડોળે ચ્હડયું. કાક કયાં હશે એજ વિચાર થયા કર્યો. ખાઇ કરી ત્હેણે સોમભટ્ટને તપાસ કરવા મોકલ્યો; થાક ઉતારવા સૂતી પણ ઉંઘ આવી નહિં. તે ઉઠીને આમ તેમ ફરવા લાગી, પણ જીવને જપ વળ્યો નહિં.

ત્હેણે રૂદ્રદત્તને બોલાવ્યો ને ખેંગારની ખબર કહાડી. ખેંગાર લશ્કર લઇ હંસરાજ મહીડાને મારવા ગયો હતો એમ સાંભળ્યું. ત્હેનો વિચાર ખેંગારને મળવાનો થયે હતો તે પણ અશકય થઇ પડયો. પાંજરામાં સિંહણ પૂરાઇ હોય તેમ તે પછાડા મારવા લાગ્યા. રાત પણ વેરણ થઇ; આટલી મુસાફરી પછી પણ આંખ મીંચાઇ નહિ.

બીજે દિવસે ત્હેની સાથે આવેલા લાટના બધા યોદ્ધાઓએ તપાસ કરવા માંડી, પણ કાંઇ પત્તો મળ્યો નહિં. મંજરીનું હૃદય ચીરાઇ જવા માંડયું, ન સ્હમજાય એવા તર્કવિતર્ક થવા લાગ્યા; તે હિંમત હારવા લાગી. ત્હેણે જટાનાથ આચાર્ય ને રૂદ્રદત્તને તેમજ બીજા શિષ્યોને તપાસ કરવા કહ્યું પણ કાંઇ આશા લાગી નહિં. ત્હેના મનમાં ધ્રાસ્કો પડયો. કાક જીવતો છે, જુનાગઢમાં છે એની શું ખાત્રી ? જ્હેની એ પાછળ દોડયો તે માથાનો મળ્યો હોય તો ?

ત્હેને જુનાગઢ ઝેર સમાન લાગ્યું. ત્યાંથી ન્હાસી જઇ, સોરઠના ગામેગામમાં શોધ કરવાનું મન થયું. ત્હેણે સોમભટ્ટને કહ્યું,

અને તે નિમકહલાલ યોધ્ધો બીજે દિવસે પોતાના શાગિર્દો લઇ ચારે તરફ તપાસ કરવા નીકળી પડયો. મંજરીને ઘણી સ્હમજાવી ત્હેણે અહિંયાજ રાખી.

બીજી રાતે પણ ત્હેને ઉંઘ આવી નહિ. નીચે ઓટલાપર આચાર્યના શિષ્યો ઓટલે બેસી ગપાટા હાંકતા હતા; અને ઉપર બારીમાં લપાઇ મંજરી આંસુ સારતી હતી. એટલામાં કોઇનો ઘાંટો સંભળાયો.

"રૂદ્રદત્ત રૂદ્રદત્ત! અહ્યા એક વાત પૂછું."

"શું?"

"'કૈલાસમિવદુર્ધર્ષમ્' એટલે શું?"

એકદમ મંજરી ચમકી. આ ત્હેના પ્રિય શબ્દો અહિંયા કયાંથી.

"કપાળ ત્હારૂં" રૂદ્રદત્તે અર્થ કર્યો. "રખડેલ! તું વળી એ કયાંથી લઇ આવ્યો?"

"ગમે ત્યાંથી. શાસ્ત્ર તો જાણે તુંજ ભણ્યો હશે. કહેતો ખરો. મ્હને સ્હમજ નથી પડતી."

"પણ તું એ લાવ્યો કયાંથી?"

"એક માણસ છે તે કાંઇ એવું બોલ્યાજ કરે છે. એ શું?"

મંજરીએ હોઠ પર હોઠ બીડયા. અંધારામાં પણ ત્હેની તેજસ્વી આંખો તનખા એરવવા લાગી.

"કોણ જાણે કાંઇ હશે"—રૂદ્રદત્તે બેદરકારીથી કહ્યું "જવા દેની."

"રૂદ્રદત્ત! એ લીટી મ્હને આવડે છે" મંજરીથી ન રહેવાયું. તે વચ્ચે બોલી.

"कैलासमिव दुर्धर्षम् कालाग्निमिव दुःसहम्।"

પેલો નવો માણસ ચકિત થઇ ગયો "હા! એજ! તમ્હે કયાંથી લાવ્યાં? એ કોણ છે રૂદ્રદત્ત!" ત્હેણે ધીમેથી પૂછ્યું.

"એ તો આચાર્યજીની દુહિતા."

"રૂદ્રદત્ત! ઉભા રહો હું હેઠળ આવું છું" કહી મંજરી નીચે આવી.



## પ્રકરણ ૧૦ મું.



### કાક જડયો.



**મંજરી** અભિમાન દૂર મૂકી નીચે ઉતરી. ઢોંગ કરવો, જુઠું બોલવું એ ત્હેના સ્વભાવ અને આદર્શોથી વિરૂદ્ધ હતું: છતાં અત્યારે આ વિચિત્રતાનો વિચાર કર્યા વગર તે બધું કરવા તૈયાર થઇ. ત્હેના હૃદયમાં આ અસ્વભાવિક વર્તણુકથી જરા ડંખ લાગતો; પણ તે ડંખના ચટકાનો કાકને મેળવવાના તલસાટ આગળ કાંઇ હિસાબ ન્હોતો. ત્હેને લાગ્યું કે જો કાક જ આ શબ્દો બોલતો હોય તો આ બ્રાહ્મણ શિવાય બીજે રસ્તે ત્હેનો પત્તો લાગવાનો નથી.

રાતના અંધકારમાં સદેહે ઉતરી આવેલી ઉષા જેવી મંજરીને જોઇ બીચારો મણિભદ્ર તો દિગ થઇ ગયો; અને મ્હોડું ફાડી જોઇ રહ્યો.

"રૂદ્રદત્ત! આ તમ્હારા મિત્ર મણિભદ્ર કે?" જરા હસીને મીઠાશથી મંજરીએ કહ્યું. મંજરીની આંખમાં આ વખતે ભયંકર મોહિની હતી. આવા નયનરશ્મિઓ દેવ દાનવ ન સાંખી શકે તો બીચારા મણિભદ્ર કયાં?

"હા!" રૂદ્રદત્તે કહ્યું "મણિભદ્ર રાજ્યગોરના શિષ્ય છે."

"એમ કે? પણ રાજ્યગોરના શિષ્ય થઇ જુનાગઢનાં નામપર પાણી ફેરવે છે?" હસીને મંજરીએ પૂછ્યું.

મણિભદ્ર રાજ્યગુરૂનો શિષ્ય હતો—પણ વેદાભ્યાસ કરતાં રસોઇ કરીને ઝાપટવામાં વધારે પ્રવીણ હતો. આ પ્રશ્ન જોઇ ત્હેના અચંબાનો પાર રહ્યો નહિ.

"કેવી રીતે?" રૂદ્રદત્તે પૂછ્યું.

"કોઇ પરદેશી વિદ્વાન તમ્હારી મશ્કરી કરે ને તમ્હે જવાબ નહિ આપો."

"પણ બા! મ્હને સંસ્કૃત આવડે તો ને-"

"ઓહો! એટલું જને" મંજરીએ કહ્યું.

"કેમ એટલુંજ?"

"કાંઇ એમ પરદેશીને નમતું અપાય? એ આ શબ્દોથી શું કહેવા માંગે છે તે ખબર છે?"

"ના."

"કહે છે કે કૈલાસની માફક મ્હારી વિદ્વત્તાને કોઇ પ્હોંચી શકે એમ નથી; અને કાલાગ્નીની માફક પરદેશી શ્રોત્રિયોને હું બાળીને ભસ્મ કરૂં છું. આવું અપમાન સહો છો?"

"પણ મ્હને આવડે નહિં તે?"

"એમાં શું ! ત્મ્હને એ મળ્યો ક્યાં તે તો કહો !"

**મણિભદ્ર**ના મુખપર ભય વ્યાપી રહ્યો. તેણે ચારે તરફ જોયું; અને બોલતાં ગુંગળાઇ ગયો.

"**રાજગઢ**માં હશે. રાજગોરના શિષ્યને બાજે ક્યાં વિદ્વાનો મળે ?"

**રૂદ્રદત્ત મંજરી**ના પ્રશ્નનો ગૂઢ અર્થ કાંઇ સ્હમજ્યો નહિં; પણ ત્હેનો ગમે તે હેતુ હોય તે પાર પડે ત્હેમાં મદદ કરવા ત્હેણે કહ્યું. "તે **મણિભદ્ર** ! ગભરાય છે શું ? પરદેશી પંડિત કાંઇ છૂપો રહેશે ?"

"ના—ના—પણ."—

"અરે એ તો કોઇ કેદી હશે ?" **મંજરી**એ ધીમેથી પૂછ્યું.

**મણિભદ્ર** ચમક્યો ને મ્હોડું ફાડી જોઇ રહ્યો. રખેને તે ચમકી જાય એમ ધારી **મંજરી**એ જુદો પાટો બાંધ્યો. "જે હોય તે. પણ તમ્હારે ત્હેને નમાવવો તો જોઇએ."

"ખરી વાત છે" **રૂદ્રદત્તે** પણ પાણી ચ્હડાવા માંડ્યું "નહિં તો તે વળી ત્હેને દેશ જઇ કહેશે કે **જુનાગઢ**માં બધા **મણિભદ્ર**ના જેવાજ છે."

"કેમ **મણિભદ્ર** તે કેવા છે ?" **મંજરી**એ પૂછ્યું "અરે એક કામ કરો."

"શું ?"

"એ પંડીતને એક શ્લોકમાં જવાબ આપો."

"એજ પિડા છે ને" કપાળ પર હાથ મૂકી નિસાસો મૂકી **મણિભદ્ર** બોલ્યો. "બાર બાર વર્ષ ગુરૂના ચરણ સેવ્યા, પણ એક આખો શ્લોક મ્હોડે ચ્હડ્યો નહિં."

**મંજરી**એ એક પળવાર વિચાર કર્યો ને કહ્યું : "હરકત નહિં. એક રસ્તો બતાવું."

"શો ?"

"એમ કહો કે હે અભિમાની ! **જુનાગઢ**ની તો છોકરીઓ તો કવિકુલશિરોમણી છે. ત્હેને જીતવાની શરૂઆત કર, અને પછી **જુનાગઢી** પંડીતની સાથે હામ ભીડ."

"હા. એ તો કહું."

"પછી જો બહુ પાંડિત્યનો આડમ્બર કરે તો લઇ જજો મ્હને"—

"તમ્હને !"—

"હા. મ્હને."

"પણ આ પંડિત છે ત્યાં જવાય એવું નથી" ધીમેથી **મણિભદ્રે** કહ્યું.

"તમ્હે જાઓ છો ને ?"

"હા.."

"ત્યારે એક દિવસ તમ્હારે બદલે હું જઇશ."

"તે કાંઇ બને નહિં" ગભરાતાં **મણિભદ્રે** કહ્યું.

"નહિં તે શું બને ?" આકર્ષક હાસ્ય બાણ ફેંકી **મંજરી**એ કહ્યું "પણ આપણે શું વિદ્વત્તામાં પાણી ખોઇશું ? અને જો એ હારશે તો જશ બધો તમ્હનેજ મળશે. કેમ ખરૂં કેની રૂદ્રદત્ત ?"

"હાસ્તો."

"જોઇશું. હું આટલું તો કહી જોઉં."

"પણ અમ્હને કહેજો કે એ શું કહે છે. હોં."

"હા. કાલે સવ્હારે."

"વારૂ."

બાલક પ્હેલી ચોરી કરી નીકળે તેમ, તરતાં શીખનાર પહેલીવાર તરી પાર ઉતરી આવે તેમ **મંજરી** પોતાની બાહોશીથી હરખાતી હરખાતી ઉપર આવી. જુઠાણાંથી ત્હેણે **મણિભદ્ર** પાસે કામ કઢાવ્યું તેથી તે શરમાઇ નહિં; ઉલટી હરખાઇ, અને ગર્વ વધ્યો; અને **કાક**ને મળવાની ઉગતી આશાની હુંફમાં સુતી. ઉંઘમાં પણ **કાક**ને મળવાનાં સ્વપ્નો તે જોઇ રહી.

પ્હેરોઢીયે તે ઉઠી; **મણિભદ્ર** ક્યારે આવશે, આવશે કે નહિં, એ પરદેશી વિદ્વાન **કાક** હશે કે કોઇ બીજો, **કાક** હોય તો સંદેશો સ્હમજશે કે કેમ એવા એવા અનેક તર્કવિતર્કો તેના મનમાં ઉઠવા લાગ્યા. અત્યારે ત્હેની પાસે **સોમભદ્ર** પણ ન્હોતો કે ત્હેને મોકલી તપાસ કરાવે. અને તે જાતે બાલક, બિનઅનુભવી ! તે અનેક રીતે વિમાસણ કરી રહી.

પ્રણયીના સંદેશાની વાટ જોતાં થતી વેદના ત્રિવિધિના તાપથી પણ વધારે દુ:સહ છે. આ દુ:સહ વેદના **મંજરી** સહી રહી. પગલું વાગ્યું—પાંદડું ખખડ્યું—બારણું દેવાયું કે તે ચમકતી, હૃદય ધબકી ઉઠતું, કાન ચકોર થતા, તે ઉઠી બારણે જતી. **મણિભદ્ર** ન આવતો તો નિરાશ થતી, હૃદય જાણે બંધ પડી જતું હોય એમ લાગતું; અને કલ્પના શક્તિ ન કરવા જેવા વિચાર કરી રહેતી. પણ નિરાશ થઇ પાછી આવતી, તો વેદના વધતી. એટલે ઉભા રહી **મણિભદ્ર**ને ન જોવો ત્હેના કરતાં તે હમણાં આવશે ધારી વાટ જોવી એ વધારે ત્રાસદાયક થતું. તે પલોમાં સૂર્ય ને ચંદ્ર વ્યોમમાં થંભી ગયેલા લાગતા, શ્વાસ બંધ

પડેલો લાગતો, જીવ ત્રિશંકુની માફક અધ્ધર લટકતો રહેતો, નસેનસમાં ગુંગલામણ થતું, પ્રાણ પટકી નાંખ્યા વિના બીજો આરો દેખાતો નહિ.

શુષ્ક રૂદ્રદત્ત બ્રહ્મચારી હતો, છતાં **મંજરી**ને જોઇ તે ત્હેનો ગુલામ બન્યો હતો. તે એટલું જાણતો હતો કે તે નિરાધાર હતી, દુ:ખી હતી, કરમાતી હતી. જે આર્દ્રતા તળીયે બેઠી હતી તે ઉપર આવી–આ દુ:ખી બાલાની વ્હારે ધાવા ત્હેનું હૃદય તલસી રહ્યું. ત્હેને સ્પષ્ટ લાગ્યું હતું કે **મંજરી**એ **મણિભદ્ર**ને પાણી સ્હડાવ્યું તે કાંઇ કારણસર હતું; અને તેથી **મણિભદ્ર**ના પાછા આવવાની તે પણ વાટ જોવા લાગ્યો. નીત્ય કર્મમાંથી વખત ચોરી તે પણ બ્હાર ફરી આવતો, જપ કરતાં પણ કાન માંડતો, ધ્યાન કરતાં પણ ત્હેની નજર હોઇ બાડી ફર્યા કરતી **મંજરી** તરફ જતી.

કોઇ આવ્યું–રૂદ્રદત્તને **મણિભદ્ર**નું પગલું લાગ્યું; અને તે જપ છોડી બ્હાર દોડયો.

**મણિભદ્ર** ઉતાવળો આવ્યો હતો ત્હેને તેડી અંદર વાડામાં **મંજરી** હતી ત્યાં ત્હેને લઇ ગયો.

**મંજરી** પાણી કહાડતી હતી. ત્હેનાં માથા-પરથી હોડણ ખસી જઇ ત્હેનો અંબોડો, અને ડોકની ભભક, ઉંચા નીચા થતા હાસ્યનું સૌંદર્ય, તેથી સંતાકુકડી કરતા સ્તનની અપૂર્વતા—આ બધું બન્ને આવ-નારની નજરે પડયું, બન્ને મ્હાત થયા.–વિનય-શિલ રૂદ્રદત્તે ગુરૂની દોહિત્રીના રૂપ આગળ આંખો નમાવી–અડબંગ **મણિભદ્ર** બહેબાકળો થઇ, ડોળા ફાડી જોઇ રહ્યો.

**મંજરી** ત્હેમને આવતા સાંભળી ફરી, માથે હોડયું ને આગળ આવી. આશાએ, અપેક્ષાએ ત્હેનું મ્હોડું જ્વલંત થયું.

"કેમ **મણિભદ્ર**!"

"જઇ આવ્યો."

"શું કહ્યું ?"

"બહુ પાકો છે. કહુ ? હું અહિંયાથી ગયો, ગાગર લીધી, પાણી ભર્યું–"

"પછી ?" અધિરાઇથી **મંજરી**એ કહ્યું.

"પછી હું ગયો. પેલો તો એક રીંછ જેવો પડયો હતો, ખૂણામાં."

"વારૂં !"

"ને મ્હારી તો સ્હામું પણ નહિ જુવે."

"પછી ત્હેણે શું કર્યું ?"

"હું કાંઇ જાવું કે ? કહ્યું કે રોજ તો પેલા કૈલાસનો જપ કરો છો, આજે કેમ નથી કરતા."

"હં."

"મ્હેં જ્યાં એમ કહ્યું કે એ તો બેઠો થયો. ને મ્હારી સ્હામું ડોળા ઘુરકાવા માંડયા. સાચું પૂછો તો હું તો બીધો. એના કાંઇ ડોળા ચળકે." હાથ પર હાથ ધરી **મણિભદ્રે** કહ્યું. "હું તો એવો ગભરાયો કે ગાગર મુકવા ગયો, એટલે ફૂટી ગઇ, ને પેલો તો ખડખડ હસવા લાગ્યો."

"પછી ત્હેણે શું કહ્યું ?" જરા કચવાઇ **મંજરી**એ પૂછ્યું.

"મ્હને કહે કે જુઓ આ કૈલાસ ન સાંભર્યું ત્હેના પ્રતાપ. એમ કહ્યું ને પાછો હસવા લાગ્યો. એટલે મ્હને હિંમત આવી. મ્હેં પછી કહ્યું"—

"શું ?"

"કે 'રોજ પંડીતાઇ શાની કરો છો ? તમ્હે અમ્હારી **જુ**નાગઢની છોકરીને હરાવો ત્યારે ખરા.'"

"ત્હેણે શું કહ્યું ?" **મંજરી**એ ઉંચે શ્વાસે પૂછ્યું.

"માનશો ? એણે નિસાસો મૂકયો ને કહ્યું. શું કહ્યું વારૂં કહો જોઇએ ?"

"તે જાણતા હોત તો તમ્હને શા માટે પૂછત ?" રૂદ્રદત્તે ચ્હીડવાઇને કહ્યું.

"તે બોલ્યો કે 'બાપા! બધાને હરાવ્યા પણ **જુ**નાગઢની છોકરી નહી હારી.' ને માથું ધૂણાવવા લાગ્યો" કહી **મણિભદ્ર** હસ્યો.

આ શબ્દોની **મંજરી**પર જુદી અસર થઇ. હોઠ કરડી તે પાછી હઠી; ત્હેનું શરીર કાંપવા લાગ્યું. શું **કાક**જ ! ત્હેણે અણજાણતાં છાતીપર હાથ દાબ્યો.

રૂદ્રદત્ત આ ફેરફારો જોઇ રહ્યો "પછી ?" ત્હેણે કહ્યું.

"પછી મ્હેં પણ જરા ગપ્પું માર્યું. મ્હેં કહ્યું કે અમ્હારે ત્યાંની બ્રાહ્મણ કન્યાઓ તમ્હને હરાવે એમ છે. મ્હેં કહ્યું કે તે તો મોટી કવિકુલશિરોમણીઓ છે."

**મંજરી** ને રૂદ્રદત્તે મૂગાં મૂગાં સાંભળ્યા કર્યું.

"મ્હેં આ કહ્યું ને પેલો ચમકયો, ને આંખો ઝીણી કરી મ્હારી સ્હામું જોઇ રહ્યો."

**મંજરી**નું હૃદય ઉભરાઇ આવ્યું. મુશ્કેલી ફેડવાનો વિચાર કરતાં **કાક**ને આ જ ટેવ હતી.

**મણિભદ્રે** આગળ ચલાવ્યું "તે એકદમ ધીમે અવાજે કહેવા લાગ્યો: 'બેસો બેસો મહા-

રાજ! એક છોકરી તો બતાવો.' મ્હેં પણ કહ્યું 'જોઇએ તેટલી.' એટલામાં મ્હને ગુરૂમહારાજની આજ્ઞા યાદ આવી. ત્હેમણે કહ્યું હતું રાજ્યકારભારની વાતમાં બહુ લવરી કરવી નહિ, એટલે હું તો મૂગો રહ્યો પણ પેલો બોલ્યોઃ 'ભાઇ! જે એવી હોય ત્હેને કહેજો કે કવિકુલશિરોમણી જુનાગઢમાં હોય તો ત્હેનો નાથ પણ આ બેઠો છે. આવી જાઓ, કહી તે મૂછ મરડવા લાગ્યો.' "

મંજરીને જરાયે સંશય રહ્યો નહિ. ત્હેનું હૈયું ઉછળી રહ્યું.

"મણિભદ્ર! આ પંડિતનો ગર્વ ઉતારવો જોઇએ. નહિં તો આપણા બધાનું નામ બોલાવાનું."

"પણ તે નામ રહે કેમ?" મણિભદ્રે કહ્યું.

"એક રીતે રહે." રૂદ્રદત્ત જે કાંઇ મંજરીની ઇચ્છા પારખી ગયો હતો તે બોલ્યો "મંજરી બા ને ત્હેને મેળવો."

મણિભદ્ર ગભરાયો "એ તે કાંઇ બને?"

"કેમ નહિં?" મંજરીએ પૂછ્યું. "એ પંડિત કેદમાં છે એટલું જ ને?"

"બા—બા—પણ—ખેંગાર બાપા મ્હને ગરદન મારે."

"પણ ખેંગાર બાપાને કહેવા કોણ જવાનું?" મંજરીએ કહ્યું. "તમ્હે જેવા ગાગર લઇ પાણી આપવા જાઓ છો તેમ હું જઇશ. પાંચ પલમાં એ પંડીત ઠેકાણે."

"નારે બા—" મણિભદ્ર બોલ્યો. "પેલો નારસિંહ તરત ઓલખે."

"ઓહો નારસિંહ ગઢવી!" રૂદ્રદત્તે કહ્યું. "એ તો મ્હને ઓલખે છે. તમ્હે એકદમ માંદા થઇ જાઓ તો મંજરી બા જઇ શકે."

"પણ સ્ત્રી—"

"હું પુરૂષ વેશ લઇશ. મ્હારા પિતા જીવતા હતા ત્યારે ઘણીયે વખત હું શિષ્યો સાથે એમ ફરતી."

"પણ બા" હાસ્યજનક ગભરાટમાં મણિભદ્ર બોલ્યો "આ હસવાનું ખસવું થાય તો?"

"થાય શું? ત્હને ખબર છે? મ્હારા પતિ તો ખેંગાર બાપાના ઇષ્ટમિત્ર છે. તમ્હે તો અમથા ગભરાઓ છો! તે જાણશે તો ભલે. ક્યાં આપણે એમના કેદીને ન્હસાડી જવાના છીયે."

"પણ"—

"એને ક્યાં કેદ કર્યો છે?"

"લીમડીયા કુવા આગળના ભોંયરામાં. પણ આ વાત—"

"તું શા માટે ગભરાય છે?" રૂદ્રદત્તે કહ્યું. "તું સ્હાંજના અહિયાં આવજે પછી વિચાર કરીશું."

"ઠીક! ઠીક!" કહી મણિભદ્રે ત્યાંથી જવાનો ઇરાદો દરશાવ્યો.

"વારૂ મણિભદ્ર!" રૂદ્રદત્તે કહ્યું "આજે મ્હારી જન્મતિથિ છે. સ્હાંજના આવજે. આજે ગુરૂમહારાજે મિષ્ટાન્ન બનાવવાની રજા આપી છે."

"હેં!" મોદકના પ્રખ્યાત સ્વાદીયાનો ગુંચવાડો અદ્દષ્ટ થતાં ત્હેણે કહ્યું.

"હા. તે વખત આપણે વાત કરીશું. પણ જોજે, મોડું નહિ થાય."

"હા જરૂર" કહી મણિભદ્ર ગયો. થોડી વાર મંજરી ને રૂદ્રદત્ત એકમેકની સ્હામુ જોઇ રહ્યાં.

"રૂદ્રદત્ત! આ નહિ આવે તો?"

"તે ગભરાશો નહિ. મિષ્ટાન્ન માટે એ દશ જોજન જાય એમ છે. બા!" ધીમેથી રૂદ્રદત્તે પૂછ્યું "આ કેદી કાકભટ્ટજી?"

મંજરી આ બ્રાહ્મણની ચકોરતા જોઇ હસી "હા! તમે કેમ જાણ્યું?"

રૂદ્રદત્ત હસ્યો "બા! એ વિષ્ણુના ધન્ય ભાગ્ય છે."

"એ શું?"

"બીજું શું હોય? આવાં લક્ષ્મી પામ્યા ત્હેમાં."

જવાબમાં મંજરી હસી. તે હાસ્યમાં હૈયાના આનંદનો ટંકાર હતો.



## પ્રકરણ ૧૧ મું.



### મોદકભક્ત.



પણ રૂદ્રદત્ત અને મણિભદ્ર જતાં મંજરી એકલી રહી એટલે ત્હેના ગભરાટનો પાર રહ્યો નહિં. અત્યાર સુધી જે કાંઇ ત્હેણે કર્યું તે નીરાંતે ઘરમાં બેસીને કરવાનું હતું. ત્હેને પોતાને લાગ્યું હતું કે જાણે અજાણ્યે કાકે આવી વખતે કેમ કર્યું હોત ત્હેનું તે અનુકરણ કરતી હતી. પણ હવે પ્રસંગ જુદો હતો. ત્હેને ભયંકર અનુભવોના સમુદ્રમાં ઝંપલાવવું હતું. ત્હેને એ સમુદ્રનો અનુભવ ન્હોતો, ત્હેના તરંગો દૂર કરી, તરતાં ત્હેને આવડતું ન્હોતું, સાથે કોઇ ઉસ્તાદ તારો

મદદમાં ન્હોતો. તે એકલી હતી, અનુભવ વગરની હતી, સ્ત્રી જાતી હતી, બાલક હતી; અને રાતની વખતે, અજાણ્યા ગામમાં ગમે તેવાને હાથે ચ્હડવાની ઇચ્છા કરતી હતી. પલવાર મન ડગ્યું–હિંમત હાથમાંથી સરી ગઇ, પણ તરત પોતાના આદર્શો યાદ આવ્યા, કેવા પતિઓને વરવાની ત્હેની મહેચ્છા હતી તે યાદ આવી, કાકના અપ્રતિમ પરાક્રમો નજર આગળ આવ્યાં. તે કાકની તુલના કરવાની ધૃષ્ટતા કરતી હતી; હવે તે ત્હેની કેવી તુલના કરશે? અને તે ન જાય–કાકને કાંઇ થાય–શું થાય તે કેમ કહેવાય?–સદાને માટે વિયોગ પડે, તો? શું તે પહેલાં તે જરા હિંમત નહિં કરે, જરા રંજ નહિ ઉડાવે? પોતાના કાયરપણા તરફ તિરસ્કાર લાવી ત્હેણે કાકના પરાક્રમો યાદ કરવા માંડ્યા; અને ત્હેનું અનુંકરણ કરવા તૈયાર થઇ. પાછું મન હચુ-ગચુ થયું–વળી વિચાર આવ્યો : જો તે નિર્વિઘ્ને કાકને મળે–છોડવે તો? નસેનસમાં વિદ્યુત ઝબકી. તે વિદ્યુતે એ પ્રશ્નનો નિર્ણય આણ્યો–ક્યાં તો મળવું કાકને, કે પછી યમરાજને.

સાંજના ત્હેને અધિરાઇ થઇ આવી; પણ રૂદ્રદત્તે ત્હેને ખાત્રી આપી. તે મણિભદ્રને સારી રીતે ઓળખતો હતો. સાંયકાળ થતાંજ તે મહાશય મિષ્ટાન્નની આરાધના કરવા તલસી રહેલી જીભને આશ્વાસન આપવા આવી પહોંચ્યા; અને મંજરી અને રૂદ્રદત્તે કરેલી તૈયારી જોઇ ત્હેનો અંતરઆત્મા પ્રસન્નતાની ટોંચે જઇ પહોંચ્યો.

જટાનાથ આચાર્ય અત્યારે જમવાના ન્હોતા, અને હોશીયારી વાપરી રૂદ્રદત્તે બીજા શિષ્યોને દૂર કર્યા હતા. એટલે મંજરીએ પીરસવા માંડ્યું; અને રૂદ્રદત્ત અને મણિભદ્રે આરોગવા માંડ્યું.

માનીનિની મોહિની, સામાન્ય રીતે ન્યારીજ હોય છે; તે રીઝવે ત્યારે દુર્જય થઇ પડે છે; પણ તે હાથે પીરસી જમાડે ત્યારે પૂછવું શું? મણિભદ્ર અડધો બેભાન થઈ ગયો. મંજરીના આગ્રહ આગળ મિષ્ટાન્નની મઝાહ પણ તે વિસરી ગયો; નવયૌવનમાં માતી રહેલી મંજરીના હાવભાવ આગળ પેટમાં જગા છે કે નહિ ત્હેનું ભાન પણ ભૂલી ગયો. બ્રાહ્મણવર્ય મણિભદ્રે સાધેલા જીવનયોગમાં એક પરમ ધ્યેય હતું–સ્વાદિષ્ટ મોદક. અત્યારે તે યોગેશ્વર યોગભ્રષ્ટ થયો–ભાણામાં લાડુ હતા છતાં મંજરી સ્હામું જોઇ રહેવા લાગ્યો.

મંજરીને પણ આ વખતે ત્હેની ખીલતી જુવાનીમાં રહેલા પ્રબલ જાદુનું ભાન થયું; અને પોતાની અપ્રતિમ શક્તિનું જ્ઞાન પામેલા મહારથીના મદથી તે પોતાના પ્રભાવની અજમાયશ કરી રહી. ત્હેણે રૂદ્રદત્તની સ્હાયથી મણિભદ્રને મોહાન્ધ કર્યો. મણિભદ્ર બીચારો લટ્ટુ થઇ રહ્યો.

"મણિભદ્ર! હવે અત્યારે હું જઇશ હોં."

"ક્યાં–ના, બ્હેન ના" મણિભદ્રે પેટપર હાથ ફેરવતાં કહ્યું.

"મણિભદ્ર! તું આવો જીદ્દી ક્યારથી થયો?" રૂદ્રદત્તે કહ્યું "હવે આ અગ્યાર લાડુપર ચાલીને લીમડીયે કુવે જવાનો. એક ગાગર મૂકવા પાછળ તે આટલી પંચાત."

"બાપા!" નિરાશાભર્યા અવાજે મણિભદ્રે કહ્યું "ખેંગાર બાપો જાણે તો તોટો પાશે."

"એને કોણ કહેવા જવાનું. હારેલો પંડિત કાંઇ કોઇને કહેવાનો?" મંજરીએ કહ્યું "મણિભદ્રજી! આટલું માનો."

મણિભદ્ર હા–ના કરતો જમીને ઉઠયો, અને પાન ખાવા બેઠો. પાન ખાતાં ખાતાં અગીયાર લાડુનો નિશો મગજમાં પ્હોંચ્યો; દૂરે પડેલા ખેંગારનો ડર ઓછો થયો, અને ચાલીને લીમડીયે કુવે જવાનો ડર વધ્યો. એના પગ ચોંટી ગયા હતા, ચાલવા જેવું મહાન પરાક્રમ અત્યારે કરવા સ્હામું શરીરે બંડ ઉઠાવ્યું હતું, ડગલે ને દૃષ્ટિપાતે મોહજાલ વિસ્તારતી રતી સમાન સુંદરી યાચના કરતી હતી. ધીમે ધીમે મણિભદ્રને લાગ્યું કે આંખે પણ મીચાવાં માંડ્યું–શરીરની સાથે મળી જઇ સત્યાગ્રહ શરૂ કર્યો. ત્હેણે પણ જીદ પડતી મૂકી. એ ચાર ઘડીમાં તો રૂદ્રદત્તને મંજરી ગાગર મૂકી પાછાં આવશે, અને એટલી વારમાં તો પોતે જરા નીરાંતે આરામ લેશે. આ વિચાર આવતાં, ત્હેને આખી સૃષ્ટિ જાણે વિમાનપર ચ્હડી વ્યોમમાં વિહરવા ઉંચે જતી હોય એમ લાગ્યું. મણિભદ્રે નિસાસો નાંખ્યો, ભીંતપર માથુ નાખી દીધું, અને નાક વડે ખીજવાયેલા હાથીની માફક, સુસવાટો કર્યો.

"ચાલો! આની નીરાંત થઇ" મંજરીએ કહ્યું.

"અફીણ વધારે તો નથી નાખ્યું ને?" રૂદ્રદત્તે જરા ચિન્તાતુર અવાજે પૂછ્યું.

"નારે. તમ્હે આપ્યું ત્હેનાથી અડધું. ચાલો, હવે હું મ્હારા લુગડાં પ્હેરી આવું."

થોડીપલમાં એક જટા ધારતો સુકો પણ લચકાતી ચાલે ચાલતો, કામણગારો દીસતો બાલબ્રહ્મચારી ખભા પર ગાગર મૂકી રૂદ્રદત્ત જોડે **લીમડીયે** કુવે જવા નીકળ્યો. સારૂં હતું કે અંધારૂં થવા આવ્યું હતું! નહિ તો એ બાલ બ્રહ્મચારીની કાન્તિ જોઇ જુનાગઢી સુંદરીઓ ઘેલી બની જાત.

♠

## પ્રકરણ ૧૨ મું.

♠

### છુટકારો.

♠

**રૂદ્રદત્ત** અને **મંજરી** ઝપાટાબંધ **લીમડીયે** કુવે આવી લાગ્યાં. કુવાની પાસેના ન્હાના **મહાદેવના** મંદિરમાં ચાર પાંચ સૈનિકો પડ્યા હતા. ત્હેમાંના એકે હસીને પૂછ્યું:

"કેમ પેલો **મણિયા** મહારાજ આજે નથી."

"**ત્હેની** તબીયત સારી નથી." આગળ આવી રૂદ્રદત્તે કહ્યું.

"તમ્હે તો **જટાનાથ** આચાર્યના શિષ્ય ને?" એક બીજાએ પૂછ્યું.

"હા. આ રસ્તે જવાશે?"

"હા."

**મંજરી** ને રૂદ્રદત્ત બતાવેલી પગથીયે થઇ કોટ ઉપર ચ્હડવાને બનાવેલી પથરની સાંકડી સીડીપર થઇ કોટપર ચ્હડયાં. ઉપર **નારસિંહ** નીરાંતે પડ્યો હતો, તે ચમકીને બેઠો થયો. સંધ્યાનું આછું તેજ અંધકારમાં લય પામવા લાગ્યું.

"કોણ **મણિભદ્ર** કે?" ત્હેણે પૂછ્યું.

"ના! ગઢવીજી એ તો હું રૂદ્રદત્ત!"

"કેમ?" પોતાની જરા દૂર પડેલી તરવાર પાસે ખેંચતાં ગઢવીએ કહ્યું.

"પેલો **મણિભદ્ર** માંદો પડ્યો છે. તેથી પાણી આપવા હું આવ્યો છું–હું રૂદ્રદત્ત."

"અરે વાહરે મહારાજ! આ કામ તે ત્હમને શોભે?"

ગઢવી માન આપી ઉભો થયો અને કહ્યું: "નારે. આ એક બીજો શિષ્ય ગાગર લાવ્યો છે. એ બીચારો તદ્દન નવો છે એટલે રસ્તો બતાવવા હું આવ્યો છું."

**નારસિંહે** નવા શિષ્ય તરફ બેદરકારીથી નજર નાંખી.

"આજે બહુ મોડું થયું." કહી થોડાં ડગલાં જઇ નીચા વળી એક લોખંડનું જડેલું કડું પકડી, જોરથી ભોંયમાં બેસાડેલો પથ્થર ત્હેણે ઉપાડયો. પથ્થર ઉપાડતાં એક સાંકડો દાદર નજરે પડ્યો. તે તરફ આંગળી કરી **નારસિંહે** **મંજરીને** કહ્યું:

"મહારાજ! જલદી કરો. ભટજીને પૂછી જોજો કે કાંઇ જોઇએ છે."

**મંજરી** મૂગે મ્હોડે તે દાદર ઉતરી.

ઘણા વર્ષો થયાં **જુનાગઢ** સદાયે લડવા માટે તૈયાર રહેતું; અને ગઢનું સંરક્ષણ કરવા **અનેક** ગઢવીઓ કોટના જુદા જુદા ભાગમાં પડ્યા ને પાથર્યા રહેતા. **નારસિંહ** ગઢવી આ જગ્યા આગળજ એક કાચી ઝુંપડી હતી **ત્હેમાં** હમણા વાસ કરતો હતો; અને તેની નજર નીચે, કોટના ચણતરમાં બનાવેલા એક ન્હાના કારાગૃહમાં **કાકને** પૂરવામાં આવ્યો હતો. એ કારાગૃહ સાંકડું અને ન્હાનું હતું; અને કોટમાં પાડેલાં બાકાંઓમાંથી ત્હેમાં હવા અને અજવાળું આવતાં.

**મંજરી** આ ઓરડામાં ગભરાતી ગભરાતી ઉતરી. તે આટલી હિંમત કરી અહિંયા આવી, તે કરતાં **કાકને** મળવું ત્હેને વધારે ભયજનક લાગ્યું.

જેવી તે દાદર ઉતરી કે એક પરિચિત અવાજે પૂછ્યું: "કોણ એ?" **મંજરીના** હૈયાંએ કુદકો માર્યો; ત્હેના હાથમાંથી ગાગર પડતી પડતી રહી ગઇ.

ત્યાં અંધારૂં હતું, પણ સાવધ **કાક** એકદમ ઉભો થઇ ગયો હોય એમ **મંજરીને** લાગ્યું. પણ તે કાંઇ બોલી શકી નહિં—ત્હેનાં તો અંગેઅંગ ક્ષોભથી, ભયથી, ભાવથી કાંપતાં હતાં.

"કોણ છે?" એમ ફરી પૂછી **કાકે** ચકમક ઘસી, કાકડો ચેતાવ્યો, તરતના ચેતેલા કાકડાના જેવા તેવા અજવાળામાં **કાકને** માત્ર એટલુંજ લાગ્યું કે આ રોજનો પાણી લાવનાર ન હતો.

"કેમ ઉભો રહ્યો છે? પેલા ખુણામાં ગાગર મુક."

**મંજરીને** ગાગર મુકી ન્હાસી જવાનું મન થયું; પણ સમયસુચકતાનો જરા એક **અંશ** ત્હેનામાં રહ્યો હતો. તે મહા મુશકેલીએ બોલી: "એ તો હું"—

એ ત્રણ અક્ષરનું હૃદયભેદક ઉચ્ચારણ **કાકને** કાને પડતાં તે ચોંકયો, કાકડો ઉંચો



કાકે આવીને મંજરીનો હાથ તાણ્યો: "કોણ" ?

ધર્યો, અને છલંગ મારી **મંજરી**ની પાસે આવ્યો. ગભરાટને લીધે **મંજરી**ના હાથમાંથી ગાગર પડી ગઇ, ફૂટી ગઇ, અને ત્યાં પાણીની રેલમ છેલ થઇ રહી.

**કાકે** આવી **મંજરી**નો હાથ તાણ્યો "કોણ"– ત્હેનો અવાજ ગળગળો હતો; ત્હેમાં અનેરા સૂરની પૂરણી હતી.

"**મંજરી**." **મંજરી**એ કહ્યું.

"**મંજરી**! તું!"

"હા."

"પેલો બ્રાહ્મણ કાંઇ ડહાપણ કરી ગયો ત્યારે મ્હને લાગ્યું ખરૂં કે એ ત્હારૂં ને **સોમ**ભટ્ટનું કારસ્તાન છે." **મંજરી** ખિન્ન થઇ; **સોમ**-ભટ્ટને મળેલા જશની અદેખાઇ આવી.

"સોમભટ્ટ ક્યાં છે?"

"એને તો ત્હમને શોધવા જુનાગઢની બ્હાર મોકલ્યા છે."

"તું કેમ આવી?"

"મ્હારી મેળે. મ્હારા દાદાના શિષ્યને લઇને."

બન્ને થોડી વાર મુગાં રહ્યાં. મંજરી કાકના સ્વસ્થ પ્રશ્નોથી કચવાઇ અને કાકના હાથમાંથી પોતાનો હાથ છોડાવ્યો. કાક ચેત્યો, મંજરીનું અભિમાન યાદ આવ્યું, અને ઉમળકો દબાવી અતડો થયો. મંજરીએ એ અતડાપણું જોઇ હોઠ કરડ્યા; ત્હેની મગરૂરી પાછી આવી–અને ત્હેની સાથે સ્વાસ્થ્ય પણ આવ્યું.

"ભટરાજ! છુટી જવું હોય તો આ લાગ છે."

"કેવી રીતે?"

"ગઢવીએ મ્હને બરાબર જોઇ નથી. તમ્હે આ મ્હારી કામળી હોડી લ્યો."

"ને ત્હારૂં શું થશે?"

"મ્હારૂં શું થવાનું હતું? હું અહિંયા રહીશ." દૃઢતાથી મંજરીએ કહ્યું.

કાકનું હૃદય પ્રેમભીનું થયું; પણ તરતજ મંજરીના ધાકથી તે ભીનાશ સુકાઇ ગઇ.

"ત્હને ખબર નથી. મ્હને આઠ દશ દહાડામાં તો રા' છોડશે. અને તું અહિંયા મ્હારે બદલે રહેશે તો ત્હને રા' ઝબ્બે કરે."

"ત્યારે"—

"તું પાછી જા."

મંજરી ફરી, અને જવાનો વિચાર કર્યો. તે નિરાશ થઇ હતી; કાકના શાન્ત પ્રશ્નોએ ત્હેના આશાભરી હૃદયને ભૂખ્યું રાખ્યું હતું.

"મંજરી!" એકદમ કાકે પૂછ્યું.

"કેમ?"

"ઉપર કેટલા છે?"

"એક ગઢવી છે, ને બીજો પેલો શિષ્ય છે."

"કોટપર કોઇ બીજા નથી?"

"ના. તદ્દન નિર્જન છે."

"હરકત નહિ! ચાલ. જય સોમનાથ."

કાક ત્હેની સ્વાભાવિક ત્વરાથી નિશ્ચય ઉપર આવ્યો હતો.

"ત્હારો કામળો આપ–! લે આ મ્હારો સાફો. જોઇએ તો હોડ" કહી અંધારામાં પણ ચપલતાથી, દૃઢતાથી ત્હેણે કપડાંની આપ લે કરી અને ઝપઝપ દાદર ચ્હડ્યો. કાક શું કરવા માંગે છે ત્હેની મંજરીને સ્હમજ પડી નહિં; પણ ત્હેનું સ્વામિત્વ ત્હેના હૃદયપર એવું સજ્જડ બેસી ગયું હતું કે તે મૂગે મ્હોડે પાછળ ચાલી.

કાક દાદર ચ્હડ્યો, અને ડોકું કહાડી ચારે તરફ જોયું. અંધારામાં કોટની કોરપર બે જણ ઉભેલા ત્હેણે જોયા; એક ઉંચા શરીરવાળો હતો, ને એક સામાન્ય કાઠીનો હતો. કાકે ઉંચા શરીરવાળો નારસિંહ છે એમ તરત પારખ્યું; અંતર માપ્યું, અને છલંગ મારી–કુદ્યો.

આંખો મીચાઇ અને ઉઘડી–અને નારસિંહ ગઢવીએ ઉંધે માથે કોટની કાંનારપરથી બ્હાર, નીચે ખાડી તરફ હવામાં વિનાશક મુસાફરી શરૂ કરી. ત્હેની ચીસ બ્હારનો પવન લઇ ગયો; બેબ્હાકળા રૂદ્રદત્તની બૂમ કાકે મજબુત હાથે રોકી રાખી.

મંજરી પણ દોડતી તેની પાછળ આવી.

"મંજરી! આ ત્હારા દાદાના શિષ્ય કે?"

"હા. રૂદ્રદત્ત! બોલશો નહિં. એ તો ભટરાજ છે."

રૂદ્રદત્તને કાંઇ સ્હમજ પડી નહિં; નારસિંહને પડતો જોઇ તે ગભરાઇ ગયો.

કાકે જરા હાથ ઢીલો કર્યો: "મહારાજ! હું તમ્હારો વાળ વાંકો નથી કરવાનો. પણ ખબરદાર એક અક્ષર બોલ્યા તો–બોલશો તો તમ્હે પણ—" કહી ત્હેણે નારસિંહ જે રસ્તે નીચે ગયો હતો તે બતાવ્યો. કાકે રૂદ્રદત્તના મ્હોંપરથી હાથ લઇ લીધો.

"મંજરી! હવે શું કરીએ?"

"ચાલો દાદાને ત્યાં."

તિરસ્કારમાં કાક હસ્યો.

"હવે જુનાગઢમાં એક પલ પણ મ્હારાથી રહેવાય નહિં. ખબર પડે તો હું જીવથી જાઉં."

"ત્યારે?" મંજરી પણ ગુંચવાડામાં પડી.

"રૂદ્રદત્તજી!" કાકે પૂછ્યું. "કાંઇ ન્હાસવાનો રસ્તો છે? નહિં તો યાદ રાખજો કે આપણે બધા કાલે સ્વધામ."

"હા. તમ્હને કાંઇ ખબર હશે?"

રૂદ્રદત્ત સ્વસ્થ થયો, અને ધીમેથી પૂછ્યું: "ભટરાજ! તમ્હારે મ્હારા પાસે રાજદ્રોહ કરાવવો છે?" તિરસ્કારમાં અને દૃઢતાથી રૂદ્રદત્તે અદબ વાળી. મંજરીએ તે અદબ જોઇ, ત્હેમાં છુપાયેલી નિશ્ચલતા પારખી; અને આગળ આવી રૂદ્રદત્તનો હાથ પકડ્યો.

"ભાઇ! તમ્હારે તમ્હારી બ્હેનને હાથે રહી વૈધવ્ય અપાવવું છે?"

બે સવાલે, બે પ્રતાપી પ્રતિસ્પર્ધિનાં બાણની માફક એકમેકને છેદી નાંખ્યા. રૂદ્રદત્તે મંજરી સ્હામું જોયું, બે દિવસ થયાં પોતાના શુષ્ક-

જીવનમાં અચાનક આવેલી સુંદરીએ ઉપજાવેલી આર્દ્રતા ઉછળી આવી. ત્હેણે તબીયત છોડી દીધી—ટિંગ થઇ તે ઉભો થયો.

"ગુરૂજી શું કહેશે?"—

"કહેશે કે ત્હેની દીકરીએ તો મ્હારૂં શરીર સરજાવ્યું; પણ આજે તમ્હે–ત્હેના દીકરાએ–તે શરીર સજીવન કર્યું." મંજરીએ ગર્વથી કહ્યું.

રૂદ્રદત્ત હાર્યો. "હુર–હુર–હુર—"ત્હેણે પણ ગુરૂનો મંત્ર ઉચ્ચાર્યો.

"બોલો! છે કાંઇ રસ્તો?" કાકે પૂછ્યું.

"હા." રૂદ્રદત્તે મહા મહેનતે કહ્યું.

"કયો?" મંજરીએ આતુરતાથી પૂછ્યું.

"અમ્હે ન્હાના હતા અને દર્ભ વિણવા જતા ત્યારે અહિંયા એક રસ્તે કોટ પરથી ઉતરતા. તે રસ્તો હતો ઘણો કઠણ."

"ત્હેની હરકત નહિ."

"હવે છે કે નહિ તે ખબર નથી."

"ચાલો જોઇએ." મંજરીએ કહ્યું.

રૂદ્રદત્ત તેમ્હને થોડે દૂર કોટ પર લઇ ગયો. અંધારે ભૂલું પડેલું એક બકરૂં ત્યાં ઉભું હતું, તે તેમ્હને જોઇ કુદતું કુદતું નીચે ઉતરી ગયું.

"આ રસ્તો જોયો. આ છે." રૂદ્રદત્તે કહ્યું.

તીક્ષ્ણ નજરે નીચા વળી જોતાં કાકે કહ્યું: "નીચે ખાઇ નથી"?

"ના. એ તો સીધો નીચે જંગલમાં જાય છે. પણ છે બહુ ભયંકર."

"ફીકર નહિં. હું એક પલમાં જોઇ આવું" કહી કાકે કછોટો માર્યો, અને સાવચેતીથી હાથેને પગે થઇ પેલું બકરૂં ગયું હતું તે રસ્તે ઉતરવા લાગ્યો.

કોટનો આ ભાગ કોઇ ટેકરી પર બાંધ્યો હશે, એટલે તે ભાગ છેક સીધો ન્હોતો પણ જરા ઢોળાવ પડતો હતો. એ ઢોળાવ એવો હતો કે કોઇ માણસ ત્યાં ઉતરી શકે તેમ ન્હોતું; છતાં ત્યાં પડેલા પથરાઓ અને ઉગેલા ઝાડવાઓની મદદથી જાનવર ચ્હડી ઉતરી શકતાં. ટેકરીના મૂલ આગળ એવી ઝાડી હતી કે આ રસ્તાનો માણસ ઉપયોગ કરી શકે એવું કોઇના ખ્યાલમાં આવે એમ ન્હોતું. મંજરી ને રૂદ્રદત્ત ઉંચે જીવે ઉભા રહ્યાં. રૂદ્રદત્તને એ પણ ધાક લાગ્યો કે કોઇ સૈનિક આવી લાગે તો ત્હેમના બાર વાગી જાય. પણ નવઘણ રા'ના મરણ પછી ચોકી પ્હેરો જરા ઢીલો થયો હતો; અને નારસિંહ ગઢવી ઘણોજ બાહોશ અને રાજાનો માનીતો ગણાતો હોવાથી ત્હેની હદમાં કોઇ સાધારણ રીતે આવતું ન્હોતું.

થોડી વારમાં જે ચપલતાથી કાક ઉતર્યો હતો, તેવીજ ચપલતાથી પાછો ચ્હડીને આવ્યો.

"ઠીક છે. ચાલશે!"

મંજરીના હૃદયમાં ફાળ પડી; હવે ત્હેનું શું?

"ભટજી! પણ જરા ધ્યાન રાખજો. અહિંયા જાનવર ભય ભારી છે હોં." રૂદ્રદત્તે કહ્યું.

"એટલુંજ ને? ઉભા રહો ત્હેનો રસ્તો કરૂં" કહી કાક ઝપાટાબંધ પાછો ગયો ને કેદખાનાના મ્હોડા આગળ નારસિંહના ઢાલ તરવાર પડયાં હતાં તે લઇ આવ્યો.

ત્હેને પણ વિચાર આવ્યો ને તે ખંચાયો. મંજરીને અહિંયા મૂકી જવાય કેમ? ત્હેને આવે ભયંકર રસ્તે આવવાનું પણ કેમ કહેવાય? અને પોતે આવવાનું કહે અને અભિમાની મંજરી તરત ના પાડે તો પોતાનું ગૌરવ ક્યાં રહે? તે અનિશ્ચિત બની ઉભો.

મંજરીનું હૃદય પણ ધબકી ઉઠયું. પાછા જવાય કેમ? કાક વિના ક્ષણવાર પણ જીવાય કેમ? અને ત્હેની મરજી નહિ હોય તો નાક મૂકી સાથે જવાનું પણ કેમ સૂચવાય. હાથમાં હાથ મરડી, ધ્રાસકાથી બેભાન બની તે પણ મૂગી ઉભી.

કાકે ક્ષોભથી ચારે તરફ જોયું. "મહારાજ!" ગળું ખંખારી ત્હેણે બોલવા માંડયું "તમ્હે હવે—"

"હા. હું જાઉં છું. ચાલો બા—"

"હું!" એકદમ મંજરી બોલી.

"હા. મોડું થાય છે" રૂદ્રદત્તે કહ્યું.

"મંજરી" કાકે મહામહેનતે ક્ષોભ દબાવી કહ્યું. એકલાં જતાં ત્હેનો જીવ ચાલતો ન્હોતો; અપમાનના ભયથી મંજરીને આવવાનું કહેવાતું ન્હોતું. "તું—"

મંજરીને પગે પડી પ્રાર્થના કરવાનું મન થયું, પણ ગર્વ આડે આવ્યો. કાક ચાલ્યો જવા દેવાય તેમ ન્હોતું—તે જાય, તો સાથે ત્હેનો પ્રાણ પણ જાય એમ હતું. "ભટજી!—" તે બોલી અને ત્હેનો અવાજ ત્હેને પોતાને વિચિત્ર લાગ્યો. ત્હેમાં નમ્રતા હતી, પ્રેમ હતો, અપેક્ષા હતી, હૃદયભેદકતા હતી.

તે અવાજે કાકપર જાદુઇ અસર કરી. ત્હેના મગજપર છવાયેલું તિમિર નષ્ટ

થયું. જુની મંજરી જે ધારી હતી ત્હેને નવે રૂપે ભાળી: ત્હેનો ગર્વ હવે રહ્યો ન્હોતો, તે ત્હેને માટે તલસતી હતી; જીવને જોખમે ત્હેણે ત્હેને છોડવ્યો, અત્યારે તે ત્હેની સાથે આ ભયંકર માર્ગે આવવા માંગતી હતી. આ જ્ઞાન થતાં ત્હેના આંખપરની અંધારી દૂર થઇ; ત્હેના અંતરમાં અદ્દ્ભુત પ્રેમનો ઝંઝાવાયુ વાયો; હર્ષના દુદુંભી ત્હેના કાનમાં ગગડી ઉઠયા; ત્હેનું હૃદય ઘેલું બની પ્રેમ ધુનમાં નાચવા લાગ્યું. પણ પ્રબલ ઇચ્છા શક્તિની મદદથી આ એક વિપલમાં અનુભવેલું સુખ ને ઉત્સાહ ત્હેણે રોકયાં. મંજરીનો ધાક ત્હેને ગયો ન્હોતો.

"આ રસ્તો ત્હને વિકટ નહિં પડે?" ધીમેથી કાકે પૂછયું.

મંજરીનું હૃદય કુદ્યું "ના–એમાં શું?" ત્હેણે કહ્યું; પણ પોતાનું અસ્વાસ્થ જોઇ, ગર્વથી શાન્ત બની. "હું અહિયાં રહું તો કાલે ખેંગાર બાપો મ્હને પૂરી કરે."

"ચાલ તારે" કહી કાકે ત્હેનો હાથ પકડયો: અને જે હાથ પકડી તે વેદીની આસપાસ ફર્યો હતો, તે જ હાથ પકડી કોટની નીચે ઉતરવા લાગ્યો.

"રૂદ્રદત્ત! દાદાને જોજો."

"વારૂ બ્હેન!" નિસાસો નાંખી રૂદ્રદત્તે કહ્યું.

♠

## પ્રકરણ ૧૩ મું.

♠

### સ્વર્ગ–સીડી ચ્હડતાં કે ઉતરતાં?

♠

કાકે મંજરીને પારખી હતી; અને અપ્રાપ્ય માનેલું સુખ હાથમાં આવેલું જોઇ ત્હેના આનંદનો પાર રહ્યો ન્હોતો. મંજરીને છાતી સરસી ચાંપવા ત્હેના હાથ અધિરા થઇ રહ્યા હતા; પણ ત્હેનું ડહાપણ આ વખતે પણ ગયું નહિ: મંજરીનો સ્વભાવ તે જાણતો હતો, અને અધિરાઇથી હાથમાં આવેલું સ્વર્ગ તે ખોવા માંગતો ન્હોતો. તે મૂગે મ્હોડે, કૃત્રિમ ટાઢાશથી ત્હેને પેલે વિકટ પંથે દોરવા લાગ્યો.

કાકની સાથે જવાના હર્ષથી મંજરીએ ત્હેની ટાઢાશ પહેલાં તો પારખી નહિં. ત્હેના હૃદયમાં પ્રેમના ઉભરા આવતા હતા, અને ઉભરાટ કહાડવા તે તત્પર થઇ હતી. પણ કાક તો સ્વસ્થ અને શાન્ત હતો.

ત્હેને કાકની સ્વસ્થતા પર, શાન્તી પર ચ્હીડ ચ્હડી. આવા એકાન્તમાં, જ્યારે નસેનસ ત્હેની છાતીમાં લપાવા કુદી રહી હતી, ત્યારે તે આવો! મંજરીએ જીવનભરમાં કોઇની સેવા કરી ન્હોતી, મણિભદ્ર શિવાય કોઇને રીઝવવાનો પ્રયત્ન કર્યો ન્હોતો; એટલે નમ્રતાભરી રીતે ત્હેને રીઝવતાં બરોબર આવડતું ન્હોતું. કોઇ સામ્રાજ્ઞી સેવકના આલસથી અધીરી બની, ગુસ્સે થાય, તેમ તે અત્યારે ગુસ્સે થઇ. કાકની તે ગુણઘેલી બની હતી; ત્હેને પોતાનું સ્વામિત્વ અર્પી ચૂકી હતી; તોપણ ત્હેનો સ્વભાવ તો અત્યારે પોતાનું સ્વરૂપજ પ્રકાશી રહ્યો હતો.

એકદમ પશ્ચિમમાંથી ચંદ્ર આકાશે ચ્હડયો. પલ પ્હેલાં અંધકારે ભયંકર બનેલું વિશ્વ આલ્હાદજનક કૌમુદીએ પ્રકાશમાન બનાવ્યું. જે રસ્તે તે જતાં હતાં, તે રસ્તો ન્હોતો પણ માત્ર સીધી ટેકરીજ હતી; અને આસપાસ ઉભેલાં ન્હાનાં ઝાડો, અને ગમે તેમ પડેલા પથરોની મદદથીજ તે રસ્તે ઉતરાય એમ હતું. રસ્તો લાંબો હતો; નીચું જોતાં આંખે અંધારાં આવે એમ હતું. છેક તલેટીમાં ઝાડના ઝુંડ નજરે ચ્હડતાં–અને ત્યાંથી અનેક જાનવરના ભયાનક શબ્દ સુણાતા હતા. દૂરે ગીરનાર ગગનભેદી રહ્યો હતો; અને થોડી થોડીવારે ત્હેના પર વાસ કરતા મદોન્મત્ત સિંહની ગર્જનાના પડઘા ચારે તરફ પ્રસરતા.

મંજરી આ જોઇ જરા ગભરાઇ; ત્હેના હોઠ ફીક્કા પડયા. કાકે જોયું કે તે ગભરાતી હતી.

"તું આ પથ્થર પર બેસ, શ્વાસ ખા. હું જરા રસ્તો જોઇ આવું."

"ક્યાં જાઓ છો?"

"હું દશ ડગલાં ઉતરી જોઇ આવું. પછી ત્હને લઇ જાવું."

"ઠીક."

કાક નીચે ઉતરવા લાગ્યો, ને મંજરી ચિત્ત સ્વસ્થ કરવા લાગી. શા માટે ત્હેણે ગભરાવું જોઇએ? ત્હેની પ્રિય સખી ચંદ્રિકા ચારે તરફ હતી; ત્હેના હૃદયનો નાથ સાથે હતો. હવે મોત આવે તોયે શું? આ વિચારે ત્હેને ગાંડી બનાવી; વિકટ માર્ગનો ભય ભૂલી, તે પ્રેમઘેલી થઇ. જીંદગી, ભય બધાં અદૃશ્ય

લાગ્યાં. માત્ર કાકને કોટે વલગવાનુંજ સર્વશ્રેષ્ઠ દેખાયું.

કાક આવ્યો–પણ તે સ્વસ્થ હતો. તે સગી બ્હેન હોત તો પણ તે આવો ડાહ્યો ડમરો બનીને ચાલત નહિં. હોઠ કરડી, ત્હેણે લોહી કહાડ્યું. "આ ભેંસ આગળ ભાગવત!" તે મનમાં બબડી. તે ગુંગળાતી ઉઠી; ત્હેનાં નસ્કોરાં ફાટતાં હતાં; ત્હેની આંખોમાં મદ હતો; ત્હેની છાતી ઉછળતી હતી.

"ચાલ ઉઠ" શાન્તીથી કાકે કહ્યું. મંજરીની અશાન્તી ભયથી કે થાકથીજ હોય તેમ ત્હેણે કહ્યું.

"ચાલો" કહી કચવાતી તે ઉઠી ને કાકે ધરેલો હાથ પકડ્યો. હાથ પકડતાં ત્હેનો જીવ ગયો. ત્હેને કાકને એ હાથ વતી કચરી નાંખવાનું મન થયું.

પાંચ દશ પળ સુધી થોડું અંતર તેઓ મૂગાં મૂગાં ઉતર્યાં. મંજરી તો વધારે ને વધારે અસ્વસ્થ થઇ; માત્ર કાકની સાવધતાથીજ તેઓ ઉતરી શકતાં.

એકદમ મંજરીએ ચીસ પાડી.

"શું છે?" ગભરાઇ કાકે પૂછ્યું.

એક તીક્ષ્ણ ધારવાળા પત્થરથી પગ કપાયો. ત્હેની વેદના કરતાં અંતરનો કચવાટ વધારે દુઃસહ હતો. "પગ કપાયો" તિરસ્કારમાં તે બોલી.

"હેં! બહુ વાગ્યું? આવ આ પેલા પથ્થરપર બેસ. જોજે! પેલું ઝાડવું બરોબર ઝાલજે" કહી કાક એક પથ્થર પાસે ત્હેને લઇ ગયો ને બેસાડી.

મંજરી ગુસ્સામાં ને ગુસ્સામાં બેઠી, અને કાક નીચો વળી ત્હેનો પગ તપાસવા લાગ્યો. નીકળતાં લોહી કરતાં કાકના હસ્તસ્પર્શથી ત્હેને વધારે દુઃખ થતું હતું; અને ઘાની વેદનાથી ત્હેની સહનશક્તિ ને ધીરજ ખુટી જતાં હતા.

કાકે ત્હેનો પગ હાથમાં લીધો ને ધૂળ ખંખેરી કહાડી, પડેલો ઘા સાફ કર્યો, અને ધીમેથી પોતાના ધોતીયાના છેડામાંથી એક પાટો ફાડ્યો. મંજરી આ બધું જોતી ન્હોતી; પણ જ્વાલાભરી આંખે કાકનું મુખ નીહાળી રહી હતી. ત્હેણે દાંતપર દાંત દાબ્યા–ઘાના દુઃખે નહિં પણ સ્વાસ્થ્ય સાચવી રાખવા.

કાકે પાટો બાંધ્યો, પાછી ધૂળ ખંખેરી અને પગ ધીમેથી જમીનપર મૂકયો.

આથી અવધી થઇ ગઇ. મંજરીએ દુઃખતો પગ ઉંચકી કાકને લાત મારી. તે પળે તે મંજરી ન્હોતી–જોગમાયા બની હતી.

કાક ચમકયો, પોતાની બેસણી જાળવવા બે તરફનાં ઝાડવાં પકડ્યાં, ને સ્હામું જોઇ રહ્યો.

"તમ્હે તે માણસ છો કે રાક્ષસ?"

કાકને કાંઇ સ્હમજ પડી નહિં; તે સખ્તાઇથી મંજરી સ્હામું જોઇ રહ્યો.

મંજરીએ હાથ આંખોપર ઢાંકી દીધા અને પોતાના ખોળામાં માથું નાંખી રડી દીધું. ત્હેના ભાવનો પ્રબલ પ્રવાહ આંસુવાટે વહ્યો.

"આ શું કરો છો? તમ્હને આંખો નથી? શા માટે રીબાવો છો? હું કયારની તલસુ છું. મ્હારો જીવ જાય છે. તમને હૃદય છે કે નહિં? ભટજી! ભટજી!" કહી તે ધ્રુસ્કે ધ્રુસ્કાં ખાઇ રડવા લાગી.

કાકે આ શબ્દ સાંભળ્યા ને સ્હમજ્યો. સ્વાસ્થ્યથી રક્ષિત હૃદયમાં પણ ન બુજાય એવી આગ લાગી. તે કુદીને મંજરીની પાસે આવ્યો –ત્હેને હાથમાં લીધી–બળજોરીથી ત્હેનું મ્હોડું ઉંચું કર્યું. તે મુખ પર કામદેવની કલમે લખાએલી દીવ્ય લિપિ ત્હેણે વાંચી–ત્હેને હાથમાં લીધું–છાતી સરસું ચાંપ્યું–ત્હેના પર ચુંબનો વરસાવ્યાં.

મંજરી બોલી નહિં–મૂગે મ્હોડે સુખનું સિંચન સહ્યું. થોડીવારે બે હાથે કાકને તમાચા માર્યા.

"મ્હારો જીવ જતો હતો તે ન્હોતા જોતા?"

"મ્હારો જીવ જતો તેં કેટલી વાર જોયો. ત્હેનું કાંઇ નહિં?"

"હું તો મૂરખ હતી–મૂરખ" કાકની છાતીમાં માથું છુપાવતાં મંજરીએ કરેલાં પાપનો પશ્ચાતાપ કર્યો.

"મૂરખ! અસંસ્કારી તો હું" હસીને કાકે કહ્યું.

"તો પણ તમ્હારી દાસી."

"ત્હેમાંજ અત્યારે લાત ચ્હોડી કહાડી."

"ભટજી! એ પાપ થયું."

"એનું પ્રાયશ્ચિત કર."

"શું?"

"આ"—કહી કાકે ત્હેને હાથમાં લીધી.

* * *

કૌમુદી અમિ વર્ષાવી રહી; વનપતિએ હર્ષનાદે ગગન ગર્જાવ્યું. એક રાની બીલાડો ઝાડીમાંથી નીકળી, દુરથી જોઇ રહ્યો; અને

થોડીવારે ડહાપણથી ડોકું ધુણાવી પોતાની સ્ત્રીને માનવજાતીની મુર્ખાઇની વાતો કહેવા ધીમે ડગલે ચાલ્યો ગયો.

♠

## પ્રકરણ ૧૪ મું.

♠

### ઉષાએ શું જોયું.

♠

**સવ્હાર** પડી. **ભ**ગવાન દીવાકરની આરાધના કરતી ઉષા વ્યોમ માર્ગે સંચાર કરતાં આ જંગલપર થોભી, અને ઝાડપાનની ઘટામાંથી પ્રકાશની રેખાઓ વર્ષાવવા લાગી.

પ્રકૃતિમાતને નિરંકુશ ખેલવાના આ ક્ષેત્ર પર ઉષા રોજ પલવાર વધારે થોભતી; ઘટામાં લપાયેલાં પંખી જનને જગાડી, કલ્લોલ મંત્રનો અર્ઘ્ય સ્વીકારતી; ઘટામાંથી તેજસ્વી આંગલીઓ વડે સુતેલાં જગતને લાડથી ઉઠાડતી; હિંસક પ્રાણી ને ડારી, ન્હસાડી મૂકતી, ને નિર્દોષ મૃગલાંને રમવા આવવા કાંઇ કાંઇ ઇશારા કરતી.

આજે ઉષા વિસ્મય થઇ ચમકી, વિચારમાં પડી; આ સ્થલે કાંઇ અપરિચિત વસ્તુઓ દેખાઇ.

એક નર હતો, એક નારી હતી. પુરૂષ વેશમાં પુરૂષ માથાં નીચે કામળાનું ઉશીકું કરી ચત્તોપાટ ઉંઘતો હતો. ત્હેની છાતીપર માથું ને ખભાં ઢાળી સ્ત્રી પણ નિદ્રાવશ થઇ હતી. પુરૂષનો હાથ સ્ત્રીની કેડની આસપાસ વિંટાયો હતો; સ્ત્રીનો હાથ પુરૂષના ગળાની આસપાસ વિંટાવાની વાટ જોતો હતો.

ઉષાના અચંબાનો પાર રહ્યો નહિ. ત્હેણે અનેક યુગલોને પ્રભાતમાં ઉઠાડયાં હતાં—મહેલોમાં તેમ ખેતરોને ખૂણે બાંધેલી કાચી ઝુંપડીમાં; પણ આવું યુગલ ત્હેણે કદી ભાળ્યું ન્હોતું. બન્ને થાકેલાં હતાં, ત્હેમના હાથ ને પગ છોલાઇ ગયાં હતાં, ત્હેમના વસ્ત્રો ફાટી ગયાં હતાં. છતાં સ્ત્રીના અપૂર્વ મુખપર લક્ષ્મીજી લાજે એવું સૌંદર્ય હતું, ત્હેની શરીરરેખાના લાલિત્યમાં રંભામાં પણ ન જડે એવી ચિત્તભેદક મોહિની હતી, ત્હેના નવયૌવને ખીલાવેલાં મનોહારી અંગોમાં વિજયા ન ચ્હડાવે એવો નીશો ચ્હડાવાનો પ્રભાવ હતો. પુરૂષના કપાલ પર બ્રહસ્પતિની બુદ્ધિ દીપતી, ઊંચેલી આંખો પરથી પણ ચાણાક્યનું નૈપુણ્ય યાદ આવતું, નાકના મરોડમાં ધનંજયની મહત્વાકાંક્ષા સમાયેલી લાગતી, ને ધનુષ્યસમા અડગ પણ રસ ઝરતા હોઠમાં ગોપીવલ્લભ ગોવર્ધનધારીની રસિકતા રહી હોય એમ લાગતું.

ઉષા આ બેને નીહાળી રહી. સ્ત્રીના ઉડતા કુંપેર સમા વાળનો સ્પર્શ કર્યો, પુરૂષના તેજસ્વી કપાળને તેજે મઢયું. ત્હેણે ઘણાંયે યુગલો જોયાં હતાં—પણ આવું એકે ન્હોતું જોયું. તે પોતાને લાલિત્યનો અવતાર માનતી હતી, છતાં આ સ્ત્રીની અપૂર્વતા જોઇ ત્હેને અદેખાઇ થઇ અને કરડી નજરે તે જોઇ રહી.

આ કરડી નજરના તાપથી, પોયણીના પાન ઉઘડે તેમ, સ્ત્રીએ નેત્રો ધીમેથી ઉઘાડ્યાં. ત્હેણે બીચારી ઉષાનો ગુસ્સો ગણ્યો નહિ, અને એકી ટશે તે પુરૂષ સ્હામું જોઇ રહી—અને દૂરથી, રસાલ હોઠને—જાણે ચુંબન કરતી હોય તેમ—વાળ્યા—ઉષાનો કોપ વધ્યો. તે સખત થઇ; જવાબમાં સુંદરીએ માત્ર કપાળપર હાથ ફેરવ્યો—અને ત્હેની નફટાઇએ માઝા મુકી—તે નીચી વળી ને પુરૂષના ગાલ પર ગાલ મુકી પાછી સુતી. મર્યાદાશીલ અને નિર્દોષતાનાં અવતાર સરખી ઉષા શરમાઇ ગઇ, ચાલી ગઇ; અને રથપર ચ્હડેલા રવિરાજને ફરીઆદ કરી.

અનાદિ કાલના અનુભવી, વૃદ્ધાવસ્થા છતાં દીને દીને નવું બાલપણ ધારતા **ભ**ગવાન સૂર્યનારાયણ વાત સાંભળી હસ્યા. હસતાં ત્હેનું મ્હોં લાલચોળ થયું અને ધીમે ચાલતા રથને થંભાવી ઝાડોમાંથી એકી ટશે જોઇ રહ્યા; સ્ત્રીનું રૂપ જોઇ ત્હેના અનુભવી હૃદયમાં પણ નવા અંકુરો ફૂટયાં; ત્હેને પોતાના અનંત કાર્યચક્રપર તિરસ્કાર આવ્યો. ત્હેને પણ થયું કે એક દિવસની ત્હેને ફૂરસદ હોત તો પૃથ્વીપર અવતાર લઇ આ રમણીની સેવા કરત.

રમણીને રવિરાજની હાજરીનું ભાન થયું, અને ત્હેના પ્રફુલ્લ મુખ સ્હામું તે એકી ટશે જોઇ રહી. બીચારા સૂર્યે નિશ્વાસ નાંખ્યો; યુગોના યુગ પહેલાં કરેલા વિહારો યાદ આવ્યા.

"તમ્હે પણ આખરે ઉગ્યા ખરા!" જરા ટોળમાં યુવતી બબડી ને ન્હાનકડા નાકનું ટેરવું ફૂલાવી ઠપકો દેવા લાગી. સૂર્યનારાયણ આ રોફ સાંખી રહ્યાં—આવી મનોહારી સુંદરીનો નિર્દોષ ઠપકો સાંભળતાં ત્હેમનો ઉર પણ આનંદ ઝોલે હિંચવા લાગ્યો.

પણ તે સુંદરીના હૃદયમાં સૂર્યદેવને ઠપકો આપવા જેટલી કઠોરતા અત્યારે ન્હોતી, ત્હેણે ચારે તરફ જોયું ને પાછી બબડી: "શું સરસ તપોવન !" પછી તરત તેણે હસી, હોઠ કરડયા; ત્હેની આંખમાં તોફાન ચમક્યું "પણ આ તપોધનની સમાધી છુટતીજ નથી !" તે નીશ્ચલ નયને સૂતેલા પુરૂષના મ્હોં સ્હામું જોઇ રહી—પલો વહી ગઇ—પણ ત્હેના નયનોની તૃષા છીપી નહિ; એ વખત ત્હેણે મ્હોંડું પાસે લીધું;—આઘે લીધું; એ વખત તે મ્હોડા પાસે આંગલી લઇ ગઇ ને પાછી લાવી. આખરે જીવ ન રહ્યો—તે નીચી વળી ને ધીમેથી મદભર્યા, કોડભર્યા અવાજે બોલી: "ઋષિરાજ ! કયારે સમાધિ છોડશો ?"

પુરૂષે ધીમેથી આંખો ઉઘાડી, ને પલ વાર ત્હેમાં વિસ્મયતા આવી ને ગઇ—ત્હેણે હાથ સુંદરીની કોટે નાંખ્યા.

"આ સ્વપ્ન, કે સાચું ?"

"ઋષિરાજ ! તમ્હારા જેવાને મન સ્વપ્નું—અમ્હારે તો સાચું. જુઓ ભગવાન સવિતાનો કયારનો ઉદય થયો છે !" ટોળમાં મંજરી બોલી "અને શિષ્ય વૃન્દો કયારના દર્ભ વિણવા નીકળી પડયા છે. આ તપોવનના વૃદ્ધ હરિણો આપના વંદન માટે આ આવીને ઉભાં."

કાક, આ શબ્દોએ ઉભી કરેલી કલ્પનાસૃષ્ટિનો અનુભવ કરવા થોડીવાર મૂગે મ્હોડે પડી રહ્યો ને પછી કહ્યું:

"ને સુંદરી ! તમ્હે ઇંદ્રલોક છોડી અહિંયા શા માટે આવ્યાં છો ?"

પહેલાં આંખની એક અદ્ભુત ચમકે આ પ્રશ્નનો જવાબ દીધો; અને પછી મીઠું, પથ્થર પીગળાવે એવું હાસ્ય હસીને તે બોલી: "મહારાજ ! આપની તપશ્ચર્યાએ ઇંદ્રાસનો ડોલાવ્યાં છે—તેથી ?"

"મ્હારો તપ ભંગ કરવા આટલી તસ્દી ! ઠીક ત્યારે" કહી બેઠેલી મંજરીની કોટે વલગી કાક બેઠો થઇ ગયો. "મ્હારી તપશ્ચર્યા રહી ઉંચી. તમે છો એટલે બસ છે." તે અને મંજરી બન્ને ખડખડાટ હસી પડયાં.

"હવે શું કરીયે ?"

"હવે કાંઇ વ્હેળો મળે તો મ્હોડું ધોઇએ, ને પછી ન્હાસીએ."

"મ્હારા તો પગ દૂખે છે."

"કાંઇ નહિ. સેવક હાજર છે. જ્યારે માનમાં હતાં ત્યારે કેટલીવાર ઉંચકીને લઇ ગયો: તો હવે કાંઇ છુટકારો છે !"

"ચાલો ત્યારે" કહી મંજરીએ જે ભયંકર રસ્તે તેઓ ઉતરી આવ્યાં હતાં તે તરફ બ્હીતાં બ્હીતાં નજર કરી, અને આગળ ચાલવા માંડયું.

નિર્મલ પ્રભાતનો મીઠો આહ્લાદ અનુભવતાં, સ્વચ્છંદે પથરાઇ રહેલી વનની શોભા નીહાળતાં, પ્રબલ પ્રેમના બંધનના ભાનથી મસ્ત બની, તે બન્ને રસ્તો કાપવા લાગ્યાં. નિર્જનતા, થાક, સૂર્યનો સખત થતો તાપ—ત્હેનો ત્હેમને હિસાબ ન્હોતો. બન્ને અજ્ઞાન હતાં—એક ગર્વથી, બીજો વ્યવસાયથી; એ બન્નેની નવી ઉઘડેલી આંખ આગળ રસ સમાધિ સાધેલા વિશ્વામિત્રાજ સર્જાવી શકે એવી દિવ્યરંગે રંગેલી નવી સૃષ્ટિ ખડી થઇ.

તે સૃષ્ટિને નથી ભવિષ્ય, નથી ભૂત—માત્ર વર્તમાનજ છે. ત્યાં સદાયે વસન્તજ છે—હૃદયની એકતાનતાની; સદાયે શોભે છે—સ્હામા હૃદયનો શીતરશ્મિ; સદાયે વર્તે છે—આ અમીધારાઓ સ્હામા નયનમાંથી કે અધરમાંથી. આમ અદ્ભૂત સૃષ્ટિનો અનુભવ લૂટતા તે બન્ને ચાલ્યાં.



## પ્રકરણ ૧૫ મું.



## બે સજોડાં.



કાક અને મંજરી છેક બપોર પછી એક ન્હાના ગામડામાં પ્હોંચ્યાં; અને એક ગરીબ ગામડીયાનું આતિથ્ય સ્વીકાર્યું, અને પોતાનાં ફાટેલાં વસ્ત્રો છોડી, જાડાં ને હલકાં કપડાં પ્હેર્યાં. ત્યાર પછી મ્હોટો રસ્તો આઘો મૂકી, ન્હાની પગથીયો પર થઇને, ખેતરો ઓળંગી તેઓએ પંથ કાપવા માંડયો.

"આપણે હવે કયાં જઇશું ?"

"પાટણ," કાકે કહ્યું.

"ચાલીને !"

"હાસ્તો," કાકે હસીને કહ્યું. "કેમ થાકી ગઇ ?"

મંજરી કાકને વળગી પડી. "નહિં થાક લાગે ?"

"જોઇએ. કાંઇ મ્હોટું ગામ આવે તો બને."

"શું ?"

"કોઇના ઘોડા લઇ જઇશું."

"પણ પૈસા વગર"—

"પૈસા પાટણ જઇને આપી લઇશું." કાકે કહ્યું.

"મ્હારી પાસે તો આ રૂદ્રાક્ષની કંઠી છે. ત્હેનાથી શું થાય?" કાક ખડખડ હસી પડ્યો.

તે રાતે પણ તેઓ ચમકતા તારાઓની મીંચાતી ઉઘડતી આંખની શરમ રાખ્યા વગર એકમેકથી લપાઇ ઝાડની નીચે પડી રહ્યાં.

સવ્હારે એક બીજું ગામડું આવ્યું, અને ત્હેનું આતિથ્ય પણ ત્હેમણે સ્વીકાર્યું. ત્યાં ત્હેમને ખબર મળી કે થોડે દૂર એક વણઝારાની પોઠ પડી હતી, એટલે ત્યાં કોઇ ઓળખીતું મળશે એમ ધારી તેઓ ત્યાં ગયાં. પોઠ મોટી હતી અને ત્હેની સાથે ઘોડા ને રથો પણ હતા.

કાકને માગ્યા મેહ વર્ષ્યા. તે પોઠના શેઠ પાસે ગયો, અને એક ઘોડીની યાચના કરી. શેઠ પહેલાં હસ્યો, પછી કાકનું વાકયચાતુર્ય ને મંજરીનું મુખ જોઇ પલળ્યો, અને કાક ઉદામ્હેતાનો દોસ્ત છે જાણી પાણી પાણી થઇ ગયો; પણ અણજાણ્યા વટેમાર્ગુને ઘોડી આપતાં ત્હેનો જીવ ચાલ્યો નહિ. કાક કાંઇ બોલ્યો નહિં, માત્ર હસ્યોજ; અને શેઠની પરોણાચાકરી સ્વીકારી, કપડા બદલ્યાં. મંજરીએ રાંધ્યું ને બન્નેએ ખાધું.

તે નીરાંતે ફરતો હતો, પણ ત્હેની નજર ઘોડાઓ પર હતી; અને એક પાણીદાર ઘોડીને ત્હેણે પારખી કહાડી. થોડીવારે શેઠને સ્હમજાવી ઘોડા પારખવા તે નીકળ્યો.

બૈરાંઓ થોડેક દૂર એક ઝાડ નીચે બેઠાં હતાં; અને પુરૂષો બધા ભેગા ઉભા રહ્યા હતા, ત્યાં કાક શેઠને ઘોડાઓનાં ગુણનું વર્ણન કરતો હતો. શેઠ આ હોંશીયાર બ્રાહ્મણપર પ્રસન્ન થઇ, ઘોડાવાલાને બોલાવ્યા, ને ત્હેની પરીક્ષા માટે ઘોડાઓ મંગાવ્યા. શેઠ બીચારા કાકે પાથરેલી જાળમાં ખેંચાઇ આવતા હતા.

ત્હેણે એક ઘોડો તપાસ્યો, પલાણ્યો, ત્હેને વિશે અભિપ્રાય આપ્યો; પછી બીજાની, પછી ત્રીજાની એમ પરીક્ષા લીધી; અને દરેકના ગુણનું પૃથક્કરણ સાંભળી શેઠ ને ત્હેના મિત્રો દિંગ થઇ ગયા. શેઠ અસાવધ થઇ ગયા; એટલે ધીમે ધીમે દરેક ઘોડો તપાસતા કાકે મ્હોટું ને મ્હોટું ચક્કર લેવા માંડ્યું. બૈરાંઓ પણ આ પરીક્ષા જોઇ રહ્યાં. એક વખત તે ચક્કર મારતો, ત્હેમની આગળ ગયો, ઘોડો ઉભો રાખ્યો તે મંજરીને પાસે બોલાવી ઘોડાના ગુણ દેખાડ્યા; અને કાનમાં કહ્યું: "મંજરી! ઘોડી તોફાન કરતી આવે તો ખસતી નહિ." પાછો કાક શેઠ પાસે આવ્યો.

આખરે કાકે પેલી ઘોડી પલાણી, ને ત્હેના હર્ષનો પાર રહ્યો નહી. જેવી તે દેખે રૂપાળી હતી, તેવીજ ચાલવે પાણીદાર હતી.

"શેઠ! આ ઘોડીની કિંમત ત્રણ ભુવનમાં થાય તેમ નથી. જયદેવ મહારાજને તબેલે શોભે એવી છે."

"ત્યારે અહિંયા નહિ વેચીયે" શેઠે હરખાતાં કહ્યું.

કાકે એક ન્હાનું ચક્કર લીધું–ઘોડીયે બેસનાર પણ પારખ્યો ને તાબે થઇ.

"શેઠ" ઘોડી થાબડતા કાકે કહ્યું "જુવો હવે એનું પાણી દેખાડું છું. જુઓ કેમ જાય છે."

બધા એકીટશે જોઇ રહ્યા ને કાકે ઘોડીને ગોળ ચક્કર ફેરવવા માંડી. ઘોડીને ચક્કર આવ્યાં, ત્હેનાં નશકોરાં ફાટી ગયાં, ચારે પગે તે સુદર્શન ચક્રની ત્વરાથી ફરવા લાગી.

કાક હસતો હતો; શેઠ ને ત્હેના મિત્રો આનંદ લેતા હતા. પણ એકદમ કાકે લગામ છોડી દીધી, હાથ ઉંચા કર્યા ને "ઓ બાપરે" કરી ચીશ પાડી. ઘોડીની ઝડપ રોકાય એમ ન્હોતી; બધા ચમકી ગયા ને હાહાકાર કરવા લાગ્યા.

એકદમ ઘોડી ચક્કર ફરવા છોડી, બધા ઉભા હતા ત્યાં આવી–બધા દોડતા ન્હાસી ગયા. ત્યાં થોભી; કાકે માત્ર ત્હેની ડોક પકડી હતી. ઘોડીયે ફાટેલે ડોળે ચારે તરફ જોયું–ને એકદમ બૈરાંઓ તરફ ધસી. બૈરાંઓ નાઠાં; મંજરી માત્ર ઉભી રહી–શાન્તીથી, ગૌરવથી, ગર્વથી. તે કાકનો પ્રભાવ જાણતી હતી.

ઘોડી ઉભી રહી, કાક ટટ્ટાર થયો, નીચા વળી હાથ પહોળા કર્યા; ને બીજી પળે મંજરી તે બાથમાં કુદી. કાકે ત્હેને ખેંચી લીધી, ને ઘોડી ઉંધુ ઘાલી, પવનવેગે ત્યાંથી નાઠી. વણઝારાઓ સ્હમજ્યા, આશ્ચર્યચકિત થયા, શેઠે માથું કુટ્યું–પણ દૂરે, ક્ષિતિજમાં પંખી સમાન દેખાતી ઘોડી વધારે ને વધારે ને અસ્પષ્ટ થતી હતી.

ઘડીઓની ઘડી સુધી, ઘોડી આ બન્નેને પવનવેગે લઇ ગઇ; અને ત્હેણે ઘણોયે પંથ કાપ્યો. સોરઠની સીમા આવી લાગી. રાત અજવાળી હતી એટલે રાતે પણ તે આગળ વધ્યાં.

મધરાત ગયા પછી થોડી વારે રસ્તા પર કોઇ સ્હામું આવતા ઘોડાના પગલાં સંભળાયાં. કાક સાવધ થયો, મંજરીને ધ્યાન રાખવા સૂચવ્યું. ત્હેને બ્હીક લાગી કે રખેને ત્હેની શોધમાં નીકળેલો કોઇ સૈનિક તો નહિં હોય? ત્હેણે ઘોડી રોકી અને રસ્તાની બાજુની ઝાડીમાં ત્હેને લઇ જઇ બાંધી આવ્યો; અને મહા મુશ્કેલીએ મંજરીને એક ઝાડપર ચ્હડાવી, પોતે પણ ત્યાં ચ્હડીને બેઠો. સ્હામેનો ઘોડો પણ આજ તરફ આવતો હતો એમ ત્હેના પગલાં પરથી જણાતું હતું. એકજ ઘોડેસ્વાર છે એમ ખાત્રી થતાં કાકને હિંમત આવી, તે ઝાડ પરથી નીચે ઉતર્યો, ને એક મજબૂત, સુકી ઝાડની ડાળ હાથમાં ઝાલી, એક ઝાડની પાછળ લપાઇને બેઠો.

પેલો ઘોડેસ્વાર આવ્યો ને કાક પણ વિસ્મય થયો. તે ઘોડાપર પણ બે જણ હતાં. ને ત્હેમાંની એક સ્ત્રી હતી. કાકે ધ્યાન દઇને જોયું–સ્વારનું માથું ઉઘાડું હતું. ચંદ્રના તેજમાં કાકે મ્હોડું જોયું–પારખ્યું. તે સ્વાર રા' ખેંગાર હતો.

કાકે જરા વિચાર કર્યો, રા' અહિંયા આમ એક સ્ત્રીનું હરણ કરી જતો! પણ ત્હેના ચંચળ મગજને આ પ્રસંગ કાંઇ અસાધારણ લાગ્યો; એટલે તે વિષે માહિતી મેળવવાની ત્હેને ઉત્કંઠા થઇ. જેવો ખેંગારનો ઘોડો પાસે આવ્યો કે એકદમ તે બ્હાર નીકળ્યો, અને દોડતા ઘોડાના પગમાં જોરથી ડાલીની ડાંગનો પ્રહાર કર્યો.

ઘોડો થંભ્યો, ઝાડ થયો ને એક મહા પ્રયત્ને ઉપર બેઠેલાં બન્નેને ભોંયપર ફેંકી, નાઠો. ખેંગારને ત્હેની સાથી જેવાં ભોંયપર પડયાં કે કાક ખેંગાર પર પડયો, ને જોત જોતામાં મ્યાનમાં રહેલી ત્હેની તરવાર ખેંચી પોતાના હાથમાં લઇ લીધી. ખેંગારે નિરાશાભર્યા અવાજે કહ્યું: "મુઆ."

"મહારાજ! ગભરાશો નહિં. હું મિત્ર છું."

♠

## પ્રકરણ ૧૬ મું.

♠

### જયદેવનું નાક કેમ કપાયું.

♠

"કોણ?" ચપલતાથી ઉભા થઇ જતાં ખેંગારે કહ્યું. કોપથી ત્હેની આંખમાંથી તણખા નીકળવા માંડયા.

"એ તો હું કાક" ખેંગારની સાથે પડેલી સુંદરી તરફ જતાં કહ્યું.

"કોણ ભટરાજ કાક?"

"જી. હા."

ખેંગારે જઇ, ઉઠવાનું કરતી સુંદરીને ઉઠાડી ને પછી ગુસ્સામાં કાક તરફ ફરી કહ્યું–"હરામખોર! તું અહિયાં. પાપી! તેં મ્હને જીવતો માર્યો.

"મહારાજ! શાન્ત થાઓ. મંજરી! આ બ્હેનને લે."

ખેંગારે કાકે લઇ લીધેલું ખડ્ગ જોયું, અને સ્હામા થવાનો વિચાર માંડી વાળ્યો: "કાક! તું બાર દિવસ પણ સકણો નહિં રહ્યો."

"હું શું કરી શકું? આ મ્હારી બૈરી આવી ને મને છોડવી લઇ આવી."

"કોણ કવિકુલશિરોમણિની મંજરી!" અજાયબ થઇ રહેલા ખેંગારે, ઝાડપરથી ઉતરી આવેલી મંજરીને જોઇ કહ્યું.

"હા. પણ તમ્હે ક્યાં જતા હતા, આમ એકલા? ભૂલ્યો. બેકલા?"

"કાક! કાક! સદાયે તું મ્હારી આડે આવશે. ત્હેં મારા બાપનું બગાડયું–ને ડગલે ડગલે મ્હારૂં પણ ખરાબ કરવા બેઠો છે. પાપી!"

"મહારાજ! શું કરીયે? આપણે મિત્ર થવા માંગીએ છીએ પણ વિધિને તે રૂચતું નથી આવતું."

એકદમ ઘણે દૂરથી ઘોડાના પગલાં સંભળાયાં ને ખેંગાર ટટ્ટાર થઇ સાંભળી રહ્યો. તે ગ્લાનિભર્યે અવાજે બોલ્યો:

"કાક! કાક! ત્હેં મ્હને મારી નાંખ્યો."

"કેમ, મહારાજ?"

"આ ઘોડા સાંભળ્યા?"

"હા. કેમ?"

"એ તમ્હારા–જયદેવના માણસો મ્હને પકડવા આવે છે."

"હેં! તમ્હારા વચનો પાળ્યાં?"

"કાક! તું આડે ન આવ્યો હોત તો મ્હારા બધાં વચન પળાઇ જાત."

"કેમ કરીને?"

"મ્હેં મહિડો માર્યો, ને ભોયરૂં પણ ભાગ્યું." ઉતાવળથી ખેંગાર બોલ્યો. "ત્હારા પાટણનો દરવાજો પણ તોડયો ને જયદેવનું નાક પણ કાપ્યું."

"હેં! કેવી રીતે?" ચમકીને કાકે પૂછ્યું.

"કાક ! આ છેલ્લા બાર દિવસમાં કોઇએ સાંભળ્યાં નહિં હોય એવાં મ્હેં પરાક્રમ કર્યાં છે. જયદેવ દેવડીને પરણવાનો હતો—" કહી ખેંગારે પેલી સુંદરી તરફ હાથ કર્યો. ત્હેનું નામ બોલાયલું સાંભળી આ તરફ જોયું.

"ને તમ્હે ત્હેનું હરણ કરી જાઓ છો. શાબાશ મહારાજ ! ધન્ય છે તમ્હારી હિંમતને."

"પણ મુર્ખા, ત્હેં બધુ ધૂળ મેળવ્યું. આ જયદેવના સૈનિકો પાછળ આવ્યા. હવે મ્હારૂં શું થવાનું ? કાક ! કાક ! ત્હને શું કહું ? તું ક્યાંથી અહિંયાં આવ્યો ?"

કાક ધુંધવાયો. રા' ને રોકયો તેથી ત્હેને પસ્તાવો થયો ને આંખો ઝીણી કરી વિચાર કરવા લાગ્યો. પેલા ઘોડાનાં પગલાં પાસે આવવા લાગ્યાં.

"મહારાજ ! એક રસ્તો છે. મ્હારી ઘોડી લઇ તમ્હે ચાલ્યા જાઓ. દેવડી અહિંયા રહેશે."

ગર્વમાં ખેંગાર ટટ્ટાર થયો. "ને દેવડી જયદેવ માટે રાખી જાઉં ? કાક ! ત્હેના કરતાં મરવું સારૂં."

"ત્યારે મહારાજ ! મ્હારા અન્નદાતાનું નાક કેમ કપાવા દઉં ? તમ્હે મ્હારા મિત્ર છો, તેથી તમ્હારો જીવ બચાવું છું. દેવડી મ્હારા સ્વામીની છે, તેથી ત્હેને મૂકતા જાઓ."

"કાક ! મ્હારી સીતોતેર પહેડી લાજે–મ્હારૂં જુનાગઢ જાય. તે કેમ બને ?" કચવાઇ ખેંગારે કહ્યું. "કાક ! દોસ્ત ! ત્હને જરા દયા નથી ? ત્હને મ્હારે માટે જરા મૈત્રી નથી ? તું આમ મ્હારી આખી જીંદગી બરબાદ કરવા બેઠો છે ? માન, માન. જો આ ઘોડા આવી લાગ્યા. પછી બીજો રસ્તો નથી."

"હું શું કરૂં ? મહારાજ ! મ્હારે હાથે મ્હારા મહારાજને કલંક લાગવા દઉં ?"

"ને મ્હને–ત્હારા મિત્રને કલંક લાગવા દેશે ? જયદેવે શું ત્હારે માટે કર્યું છે ?"

"આમ જુઓ તો કાંઇ નહિં. પણ સેવા તે સેવા."

"કાક ! તું શું કરે છે ? જો આ પેલા આવ્યા. આ એમ્હની મશાલોનો ઉજાસ પણ દેખાય !"

"શું કરૂં મહારાજ ! આપ પધારો."

"ત્યારે કાક ! મિત્ર ! એક કામ કર." કહી ખેંગાર આગળ આવ્યો "મ્હને મારી નાંખ. કાક ! આ પેલા આવ્યા ! હું પકડાયો તો પેલો નીચ જયદેવ મ્હને પાંજરામાં પૂરશે–મ્હારી હાંસી કરશે. કાક ! ભાઇ ! આટલું કામ કર મને મારી નાંખ" શબ્દો પર શબ્દો ઉચ્ચારતાં ખેંગારે કહ્યું. ત્હેના સંસ્કારી અવાજમાં પથ્થર પીગળાવવાની શક્તિ હતી. કાકની આંખમાંથી આંસુની ધારા વહી. આ બેની વાતચીત સાંભળી પેલી બે સુંદરીઓ પાસે આવી, ને ગભરાઇ ધ્રુસકાં ખાવા લાગી; વચ્ચે મંજરી બોલવા જતી હતી પણ આડો હાથ ધરી કાકે રોકી.

કાકે આંસુ લુછ્યાં. "મહારાજ આ શું કરો છો ?"

"ચલાવ ! ચલાવ ! ધડથી મ્હારૂં ડોકું જુદૂં કર." કહી ખેંગારે ડોકું નમાવ્યું.

"મહારાજ !" ધીમેથી કાકે કહ્યું: "દેવડી કોની થવા માંગે છે ?" કાકનાં મુખે પણ ભયંકર ગાંભીર્ય ધાર્યું.

"પૂછી જો" ખેંગારે કહ્યું.

"બ્હેન !" કાકે સખ્તાઇથી પૂછ્યું "સાચું બોલજો ! પાટણ પરણવું છે કે જુનાગઢ ?"

પેલી સુંદરીએ નાજુક પણ છટાભરી શરીરવેલ અભિમાનમાં ટટ્ટાર કરી; ને ધીમેથી ગૌરવશીલ શબ્દો ઉચ્ચાર્યા: "શું પૂછો છો ?"–પૂછી તે જરા થોભી. "હું તો સોરઠના ધણીની—ત્હેના જીવતાં, કે ત્હેને મર્યે."

ખેંગારે નિરાંતનો નિસાસો મૂકયો. કાકે પણ નિસાસો મૂકયો ને દોડતો જઇ ઘોડી લઇ આવ્યો.

"મહારાજ ! પધારો. બ્હેન ? જાઓ. ભોળાનાથ તમ્હારૂં ભલું કરે."

ખેંગાર કાકને ભેટી પડયો; અને પછી ઘોડીપર ચ્હડયો. કાકની મદદથી રાણકદેવડી પણ ઘોડીપર ચ્હડી.

"મહારાજ ! મ્હને આ તરવારની જરૂર નથી. તમ્હે લઇ જાઓ. જલદી કરો. આ પેલા આવી લાગ્યા. "જયસોમનાથ !" કહી ખેંગારે ઘોડી દોડાવી મૂકી.

મૂગે મ્હોડે, વિચારના વમળમાં કાક ઉભો રહ્યો; મંજરીએ આવી ત્હેને ખભે હાથ મૂકયો.

"નાથ ! શું વિચારો છો ?"

"મંજરી ! પાટણ ને જુનાગઢ વચ્ચે વેર વધવાનું. આ બીચારાનું શું થશે ?"

"એણે પણ અવધી કરી !"

"મંજરી ! ખરો નર તો મ્હેં એક એ જોયો છે. પ્રભુએ પૂરો બત્રીશ લક્ષણો ઘડયો

છે.” મંજરીએ કાકના કોટ પર હાથ નાંખી દીધા. “મ્હેં અત્યારે બીજું પણ જોયું.”

“શું ?”

“અત્યારે એનામાં બત્રીશ લક્ષણ હોય તો એના મિત્રમાં બાવન લક્ષણ છે.”

કાક હસ્યો, ને નીચો વળી ચુંબન કર્યું.

“હવે આપણું શું થવાનું ?”

“કાંઇ નહિ. હવે નિરાંત થઇ. પેલા આપણને પાટણ લઇ જવાના. હવે તું રાણકદેવી ને હું ખેંગાર–હોંકે. ભલે આપણને પકડીને લઇ જાય.”

“હા. એટલે પેલાં બીચારાંને પણ ન્હાસી છુટવાનો વખત મળે.”

કાક અને મંજરી પણ ઝપાટામાં જતાં હોય તેમ ઢોંગ કરી ચાલવા લાગ્યાં. પણ જોત જોતામાં પેલા સૈનિકો આવી લાગ્યા, અને આ બેને જોઇ એકદમ ત્હેમને વિંટાઇ વળ્યા.

“ખબરદાર ખેંગાર ! જરા ખસ્યો તો. ઝબ્બે કરીશ” કહી નાયકે આવી કાકને જકડી બાંધ્યો ને એક ઘોડા પર બેસાડ્યો, મંજરીને બીજા એક ઘોડાપર બેસાડી, અને ચાર સ્વાર આગળ રહ્યા ને ચાર પાછળ રહ્યા, અને આ બધા ઝપાટાબંધ ચાલ્યા.

સૈનિકોએ ખેંગારને ખૂબ ટાણાં માર્યા અને કાકે તે હસતાં હસતાં સ્વીકાર્યા. એમ કરતાં તેઓ ભાદર પ્હોંચ્યાં.

જયદેવ મહારાજ ભાદરના સામન્તને ત્યાં રાણકદેવડીની સગાઇ કરવા આવ્યા હતા; પણ અત્યારે ત્હેમની મહત્તા એવી નષ્ટ થઇ હતી કે અકલામણનાં માર્યાં ત્હેની આંખમાંથી આંસુ નીકળી પડતાં હતાં. એવામાં ખબર આવી કે ખેંગાર ને રાણક બન્ને પકડાયાં, અને ત્હેમને સૈનિકો લઇને આવે છે. આ સમાચાર સાંભળતાં ગુજરાતના નાથની છાતી એક વ્હેંત ઉંચી આવી, અને પોતાનું વેર વ્યાજ સાથે કેમ વળે ત્હેનો વિચાર કરવામાં તે ઉંચા નીચા થઇ રહ્યા.

આખરે ઘ્હેરોડીયું ચનાં સૈનિકો આવ્યા. ને મહારાજ એકદમ ઓટલાપર આવ્યા. ત્હેનું હૈયું હરખમાં કુદી રહ્યું.

સૈનિકોએ એક કેદીને સ્હામું ધર્યો; બીજા સૈનિકો થોડે દૂર એક સ્ત્રીને ઘોડાપરથી ઉતારતા હતા. જયદેવ મહારાજ બે ડગલાં આગળ ધસીને આવ્યા.

“પાપી ! ચોર !”

જવાબમાં કાકનો અવાજ ટોળમાં ગાજી રહ્યોઃ “પણ અન્નદાતા ! મ્હારો કાંઇ ગુનાહ !”

જયદેવ પાછા હટયા, અને ડોળા ફાડી જોઇ રહ્યા. “કોણ !”

“મહારાજ ! એ તો હું કાક. આ તમ્હારા સૈનિકોએ તો જુલમ કર્યો. મ્હને ને મ્હારી બૈરીને મારી પકડી લઇ આવ્યા. આ શું ?”

જયદેવના ગુસ્સાનો પાર રહ્યો નહિં. તે એકદમ કાક પાસે ઉભેલા નાયક પર ધસ્યો ને ત્હેને બે ચાર તમાચા માર્યા. “કુતરા ! આ ખેંગાર ! કાકભટને ઓળખતો નથી ?” સૈનિકો બધા ઢિંગ થઇ ગયા. “છોડ ! આને છોડ ! ને જાઓ, પાછા જાઓ નહિં તો તમ્હને એકને જીવતો જવા દેવાનો નથી.”

“મહારાજ ! પણ છે શું ?”

“પેલો પિશાચ ખેંગાર રાણકદેવડીનું હરણ કરી ગયો.”

“હેં ?”

“અન્નદાતા ! ભટરાજ હતા તે જ રસ્તે તે પણ ગયો.”

“ચુપ ! ચંડાલ !” જયદેવે કહ્યું.

“મહારાજ ! અમ્હને પકડ્યા ત્હેની બે ચાર પ્રહર પહેલાં અમ્હે એક સ્વારને જોયો હતો ખરો.”

“હા. તે જ.”

“ત્યારે તે તો સોરઠ પ્હોંચી ગયો હશે.”

“શું કહે છે ? ચાલ ત્હેની પુઠ પકડીયે.”

“જેવી આજ્ઞા. પણ મ્હારી સ્ત્રી–”

“ભાદરના સામન્તને ત્યાં સોંપીયે.”

“જી. હા.” કહી કાકે તેમ કર્યું ને થોડી વારે જયદેવ મહારાજ સાથે ખેંગારને પકડવા તે નીકળ્યો. સોરઠના સીમાડા સુધી તેઓ જઇ આવી, સાંજના વ્હીલે મોહડે પાછા ભાદર આવ્યા ને રાતો વઇ પાટણ જવા નીકળ્યા.

“કાક ! આજે મ્હારું નાક કપાયું.”

“મહારાજ ! શું કરીએ ?” ત્યારે પેલે કાકે કહ્યું.

“એ પાપીનું જુનાગઢ હું જમીનદોસ્ત કરીશ.”

“જી.”

જયદેવે જરા અધિરાઇથી કાક તરફ જોયું. ત્હેને કાકની સ્વસ્થતા રૂચી નહિં.

“કાક ! તેં કોઇથી ન બને એવાં કામ કર્યાં છે. આટલું કર–રાણકને પાછી લઇ આવ.”

“મહારાજ ! એ મ્હારાથી પણ ન બને. લશ્કર આપો તો હું જુનાગઢ સર કરી આવું.”

"ખાનગી રીતે કાંઇ નહિ થાય?" કચવાઇને જયદેવે પૂછ્યું. "હું પાટણમાં મ્હોડું શું બતલાવીશ?" કાકે જવાબમાં ડોકું ધુણાવ્યું.

"તું નહિ કરે?"

"હું નહિ કરી શકું" કાકે સુધાર્યું.

મહારાજ મૂગા રહ્યા. ખેંગાર સ્હામેનો ગુસ્સો કાક તરફ વળવા લાગ્યો.

♠

## પ્રકરણ ૧૭ મું.

♠

## સુખનો અધિકાર.

♠

"મુંજાલ" મીનળદેવીએ દાખલ થતાં કહ્યું.

"કેમ?"

"આ જયદેવનું શું કરવું છે? પેલી દેવડીએ તો એને ગાંડો બનાવ્યો છે."

"ત્યારે એને પરણવા દો."

"એ દેવડી સાથે પરણવા દેતાં મ્હારો જીવ ચાલતો નથી. શું કરૂં કે હું વચન આપી ચૂકી છું."

"દેવી! તમ્હારો સ્વભાવ પણ આડો થતો જાય છે" જરા હસીને મુંજાલે કહ્યું. "એકને કમરજીએ પરણાવવો છે; ને બીજાને મરજી છે ત્યારે પરણવા નથી દેતાં."

મીનળદેવી જરા હસ્યાં. "મ્હેતાજી, મ્હને બડપણનાં લક્ષણ શરૂ થયાં છે."

"બડપણ! મ્હારાથી કેટલાં ન્હાનાં છો?"

"તું તો હજુ ન્હાનો છે. સોળ વર્ષની સોમને તો પરણવાનો છે. પછી શું?"

"દેવી! શું કરૂં. તમ્હને રાજી રાખવા."

"પરણ્યા પછી હું રાજી રહું એમ કરશે?" મશ્કરી કરતાં મીનળદેવીએ કહ્યું.

"કેમ છે હવે એ! હું આ બે દિવસ થયા ખબર લેવા નથી ગયો."

"ના. હવે તો નાવ નરમ છે, ને સનેપાતે નરમ છે. જરાક કોઇક વખત મગજ ખસી જાય છે."

"એમ કે? ક્યારે સારી થશે?"

"કેમ પરણવાની ઉતાવળ આવી છે?"

"એ બીચારી મ્હારે માટે પ્રાણ આપવા તૈયાર થઇ, ને હું એની ખબરે ન પૂછું?"

"તમ્હે બન્નેનું સજોડું તો સરસ થશે." મુંજાલને કપાલે કરચલી વળી.

"આખો દિવસ એની એ મજાક."

"મુંજાલ" ધીમેથી, ગાંભીર્યથી મીનળદેવીએ કહ્યું "તું કોઇને પરણેલો છે એમ મ્હારા મનને મનાવા મથું છું."

મુંજાલ થોડીવાર મૂગો રહ્યો.

"પાછું લાટમાં તોફાન જાગ્યું છે. ત્રિભુવનને મોકલવો પડશે."

"એમ!"

"હા. મ્હેં એને તૈયાર થવાનું કહ્યું છે. એ માત્ર પેલા એના મિત્ર કાકની આવવાનીજ રાહ જુવે છે."

"તે ક્યારે આવશે?"

"એ બીચારાને જુનાગઢ તો મફત મોકલ્યો. મ્હેં હમણાંજ સાંભળ્યું કે ખેંગાર કોની મદદથી આપણો દરવાજો તોડી ગયો."

"કોની?" ડોળા ચમકાવી રાણીએ પૂછ્યું.

"તમ્હારા દેશળ ને વિશળની મદદથી."

"હેં!" ચકિત થયેલાં મીનળદેવીએ કહ્યું. "આપણે ત્યારે દૂધ પાઇને સાપ ઉછેર્યા."

"આજના? તેમણેજ દરવાન ફોડયો. ને ગઢવી ન જઇ ચ્હડયો હોત તો કાંઇ વધારે પણ નુકશાન થાત. હવે મહારાજ આવે કે એમની વળે કરૂં છું."

"હા! બહુ દિવસ આંખ આડા કાન ધર્યા. શું દેશનિકાલ કરીશું?"

"દાસ્તો. ગુજરાતમાં હવે એમ્હને માટે સ્થાન નથી." હોઠ બીડી મુંજાલે કહ્યું.

"વારૂ. પણ પેલા કાકનું શું?"

"મ્હને લાગે છે કે એણે કાંઇ કર્યું હશે."

"એકલે હાથે એ શું કરવાનો હતો?"

"દેવી! એના જેવો માણસ એકલો હોય તોયે આખા સૈન્યને ભારે છે."

"ત્યારે એને તો પાટણમાંજ રાખવો જોઇએ. એ લાટમાં સડયા કરે તે શું કામનું?"

"મ્હને પણ એમ લાગે છે. જો આ મ્હારો કીર્તિદેવ ને એ કાક જો બે પાટણમાં રહે તો ગુજરાતનો જયવારો તરત થાય" કહી મુંજાલે નિસાસો મૂકયો.

"મુંજાલ!" નયનથી, અને અવાજથી આશ્વાસન આપતાં મીનળદેવીએ કહ્યું "ત્હારા કહ્યા પછી મ્હેં એને બહુ સ્હમજાવ્યો. પણ જેવો ન્હાનપણમાં આડો હતો, તેનાથી પણ એ વધારે આડો છે!"

"એમ?"

"એમ કહે છે કે અવન્તીનાથનું લુણ હરામ થાય કેમ?"

"નસીબ મ્હારાં. બીજું શું ?"

"બહુએ લાલચો આપી–પણ એ તો એકનો બે થતો જ નથી."

"દેવી! હું તો દુખી થવાનેજ સર્જાયો છું."

"મુંજાલ! આવા નિર્માલ્ય વચનો તું બોલશે ?"

"ખરી વાત છે. સત્તા ભોગવવી હોય ત્હેને સુખનો અધિકાર શો ?"

"સુખ પણ જોશે"—

મુંજાલે ડોકું ધુણાવ્યું; પણ એક અક્ષર કોઇ વધારે બોલે એ પહેલાં એક દાસી દોડતી આવી. મીનળદેવી ત્હેના તરફ ફર્યાં.

"બા! બા!"—

"કેમ!"

"ચાલો, ચાલો. સોમબ્હેન"—

"ત્હેનું શું ?" મીનળદેવી ને મુંજાલ બન્નેએ પૂછ્યું.

"ગભરાઇ ગયાં છે."

"હેં" કહી બન્ને જણા દોડતાં અંતઃપુરમાં ગયાં. જે ખંડમાં સોમસુંદરી સુતી હતી ત્યાં ત્હેની મા ને બે દાસીઓ ઉભાં હતાં, અને ખાટલાપર નાડ ઝાલી વૈદ બેઠો હતો; અને બેભાન પડેલી સોમ ફાટા ડોળા કરી ચીશો પાડતી હતી, અને બેઠા થવાની મહેનત કરતી હતી.

"વૈદરાજ!" મીનળદેવીએ પૂછ્યું.

"બા. મોટો દૃકો છે."

"શું કહો છો ? જા, દાસી! સજ્જનમ્હેતાને બોલાવ."

હાંફલાં ફાંફલાં બની મીનળદેવી, પોતાની હંમેશની સ્વસ્થતા છોડી સોમને વળગી પડયાં.

"સોમ! બ્હેન! સોમ!"

"ઓ–ઓ–ઓ—" સોમે ચીશ પાડી. ત્હેનું સુંદર મ્હોડું ખેંચાઇ જતું હતું.

"વૈદ! માત્રા છે કે નહિં ?"

"આ રહી" કહી વૈદે ઝપાટાબંધ તે ઘસી સોમને ચટાડી.

મુંજાલ, મ્લાન વદને પણ સ્થીર નયને, તબીયેતવાળી સોમની સ્હામું જોઇ રહ્યો.

માત્રાની તરત અસર થઇ. સોમના ડોળા ઠેકાણે આવ્યા, અને ત્હેની ચીશો સમી. ત્હેની આંખ ઠેકાણે આવતાં ત્હેની નજર મુંજાલ પર પડી ને તે ખેંચાયેલી જીભે બોલી: "કૂઆ!"

"ઓ બ્હેન! હું છું" મુંજાલે નીચો વળી પૂછ્યું: "કેમ છે ?"

"દોડો દોડો" પાછા સોમના ડોળા ફાટવા લાગ્યા. "કૂઆને પેલો ખેંગાર મારી નાખશે."

"ગભરા નહિં!" મીનળદેવીએ કહ્યું. "બેટા! કૂઆને કાંઇ થવાનું નથી."

"અરે બેસી શું રહ્યાં છો!" "ઓ–ઓ–ખસો—મ્હને ઉઠવા દો–ઓ પેલી તરવાર કહાડી–ખસો" કહી સોમની ચીશો વધી ને ત્હેણે બેઠી થવા મહેનત કરવા માંડી. "તમ્હને કોઇને શું ? કૂઆ! જો પેલો આવ્યો. ઓ–ઓ–કૂઆ જશે તો પાટણનું થશે શું ? પકડો–પકડો–ઓ–ઓ–" કહી તે બેઠી થઇ ને વૈદ બીજી વાર માત્રા ચટાડે તે પહેલાં ત્હેના હાથ હેઠે પડયા, અને ભૂસ દઇને તે પથારીમાં પડી.

"બા ખપી જાઓ" વૈદે કહ્યું "એને ન્હવડાવવા લો."

"ઓ મ્હારી સોમ રે"—કહી સોમની માએ ત્હેને પથારીમાંથી નીચે ઉતારી.

* * * * *

મુંજાલની આંખમાંથી એકજ આંસુનું ટીપું નીચે પડયું. મીનળદેવી મરતી સોમને છોડી મુંજાલ પાસે આવ્યાં.

"મુંજાલ! તું બ્હાર જા."

ડોકાવતીજ મુંજાલે હા કહી, અને ધીમે ધીમે તે બ્હાર આવ્યો.

"મુંજાલ!" પાછળથી મીનળદેવીએ કહ્યું. રાજ્યમાતા ધ્રુસ્કે ધ્રુસ્કે રડતાં હતાં. "બહુ ખોટું થયું."

ટાઢાશથી મુંજાલે જવાબ વાળ્યો "મ્હેં શું કહ્યું હતું ? મ્હને સુખનો અધિકાર નથી."



## પ્રકરણ ૧૮ મું.



### જયદેવને લાગતો ભય.



સોમ ગુજરી ગઇ ત્હેને ત્રીજે દિવસે સવ્હારે જયદેવ મહારાજ આવી પહોંચ્યા: અને રાણકદેવડીના ખેંગારે કરેલા હરણની વાત સાંભળી પાટણમાં ખળભળાટ થઇ રહ્યો. પાટણનું નાક કપાઇ ગયું એ જાણી બધા પટ્ટણીઓ ખેંગાર પર ભારે બળી ઉઠયા; અને જયદેવ મહારાજ તો ઝનૂનના માર્યા ગાંડા ગાંડા થઇ ગયા.

મીનળદેવીને એકલાને નિરાંત થઇ. જયદેવ દેવડીને પરણવાનો નહિ, એટલે ત્હેને તો ટાઢે

પાણીએ ખસ ગઇ; અને જયદેવ ખેંગાર પર કોપ્યો હતો એટલે જુનાગઢ લેવાને પાણી ચ્હડાવાનું પણ એક કારણ મળ્યું.

મુંજાલમ્હેતાને આ વાત રૂચી; ત્હેને પણ સોરઠ સર કરવું હતું. પણ પહેલી વાત તો લાટની હતી.

"મહારાજ!" જયદેવ મહારાજ જરા સ્વસ્થ થયા એટલે પૂછ્યું "હવે મંડલેશ્વરે લાટ જવું જોઇએ."

"એને જોઇએ ત્યાં જાય."

"તે તો આપણાથી જવા કેમ દેવાય?" સખ્તાઇથી મુંજાલે કહ્યું.

"મ્હેતાજી! હમણાં મ્હને કાંઇ ગમતું નથી."

"ત્યારે રાજ્ય કેમ ચાલશે?"

જયદેવે મુંજાલ સ્હામું જોયું. સોમ મરી ગઇ તેથી ત્હેનો એક રીતે સંસાર ભાગ્યો હતો; કીર્તિદેવ પાટણમાં રહેવાની ચોખ્ખી ના પાડતો હતો. આવી વખતે પણ અમાત્યને આટલો રાજ્યકારભાર વ્હેતાં જોઇ, ત્હેને પોતાની નિર્બલતા પર તિરસ્કાર આવ્યો, અને વાતમાં રસ લેવા માંડ્યો.

"ખરી વાત છે, મ્હેતાજી! પણ હું શું કરૂં?"

"શું 'શું કરૂં' પૂછો છો? સોરઠ સર કરો ને તમ્હારૂં વેર લો."

"તે હું કાંઇ છોડવાનો છું!"

"પણ પહેલાં સર કરેલું લાટ હાથમાંથી ચાલ્યું ન જાય માટે ત્રિભુવનને ત્યાં મોકલાવો જોઇએ."

"તે જવાને તૈયાર છે. મ્હને આજે કહેતો હતો. સાથે પેલા બામણાને પણ મોકલવાનો છે" ગુસ્સાના આવેશમાં આવી જતાં રાજાએ કહ્યું.

"કોને કાકને?"

"હા."

"કેમ?"

"એ હરામખોર મ્હારે અહિંયા નથી જોઇતો."

"પણ કારણ શું? એ તો ઘણો ઉપયોગી માણસ છે. બા એને રાખવાનું કહે છે."

"નહિં. મ્હારે તો એને કહાડી મૂકવો છે. નહિં તો હું એને દેશનીકાલ કરીશ."

"એટલું બધું?" મંત્રીએ પૂછ્યું.

"હા."

"એ અહિંયા રહેશે તો રાજ્યનો સ્તંભ થઇ રહેશે. તમ્હને એના પરાક્રમની ક્યાં માહિતી નથી."

"મ્હેતાજી!" ધીમેથી રાજાએ કહ્યું. "એના પરાક્રમની મ્હને ખબર છે. તેથીજ હું એને કહાડવા માગુ છું."

"એ મ્હને સ્હમજ નહિં પડી."

"ખેંગાર દેવડીને ઉપાડી ગયો ત્હેમાં એનો કાંઇ હાથ છે."

મુંજાલ હસ્યો "મહારાજ! તમ્હને કમળો થયો છે. તમ્હે બધું પીળુંજ દેખો છો."

"ના. મ્હેતાજી! મ્હને વ્હેમ જાય છે."

"ત્યારે એ વ્હેમ ખોટો છે. એ જેટલો તમ્હારો છે, તેટલો બીજા કોઇનો નથી."

"હું નથી માનતો." ને તે ઉપરાંત બીજું એક કારણ છે."

"શું?"

"મ્હારે ખરેખરા રાજા થવું છે."

"તે કોણે ના કહી?"

"મ્હેતાજી! જ્યાં સુધી એ છે ત્યાં સુધી એ મ્હને રાજા નહિં થવા દે."

"એટલે?"

"જ્યાં કોઇની નજર નહિં પ્હોંચે ત્યાં એની પ્હોંચ છે; ને કોઇ નહિં કરી શકે તે એ કરે છે. એક તમ્હે છો—પણ તમ્હે તો મ્હારે મન પિતાતુલ્ય છો. તમ્હને નમતું આપવું ત્હેમાં હું ગર્વ માનું છું. પણ મ્હારે બે મુંજાલમ્હેતા નથી જોઇતા."

"મહારાજ! મ્હારા શીવાય કોઇ બીજો આ સાંભળશે તો કહેશે કે તમ્હને એનો ભય લાગે છે."

"ત્યારે મ્હેતાજી તમ્હારી વાત સાચી છે. એ જો અહિંયા રહેશે તો હું એનું રમકડું થઇ રહીશ—કે એક દિવસ તરવાર લઇ એનું હું ડોકું કાપી નાખીશ. એ મ્હારાથી સહ્યો જાય એમ નથી."

"જયદેવ! એમ તો પછી તમ્હારા પાટણમાં કોઇ બાહોશ માણસ જ નહિ રહે?"

"ભલે પણ મ્હારે માથે મ્હારે બીજો રાજા નથી જોઇતો. તમ્હને પણ કહી મુકું છું; જો બાને કહીને રખાવશો તો બીજે દિવસે એને કારાગ્રહમાં નખાવીશ."

"ત્હેની ફીકર નહિં. એ ત્રીજે દિવસે છુટીને પાછો આવશે."

"તો એને મ્હારે હાથે પૂરો કરીશ."

"પણ જીવતો રાખશો તો તમ્હને દિગ્વિજય કરાવશે."

"ના. ત્હેના કરતાં મ્હારે હાથે થોડો ઘણો વિજય મળશે તો સંતોષ માનીશ."

"ઠીક! બીજા રાજાઓ આવાં રત્નો એકઠાં કરે; તમ્હારે દૂર કહાડવાં છે. જેવી મરજી. હજુ વિચાર કરી જોજો."

"એ વાત પર હું એકનો બે થવાનો નથી. જુઓની એ જુનાગઢથી કેમ ન્હાસી આવ્યો? આવાં પરાક્રમો કથામાં સાંભળ્યાં હતાં—નજરે તો કદી ન્હોતાં જોયાં."

"જયદેવ! જે તમ્હને અવગુણ લાગે છે તે મ્હને તો મ્હોટો ગુણ લાગે છે. ઠીક. એમ કરો. હું કાકને કહાવી દઇશ."

"હા. જેમ બને તેમ જલદીથી."



## પ્રકરણ ૧૯ મું.



### પ્રસ્થાન.



**કીર્તિદેવની** આંખમાં આંસું આવ્યાં. મુંજાલમ્હેતા ગંભીર ચ્હેરે, ઉભા હતા. ત્હેના હોઠ ને નયનો નિશ્ચલ હતાં; માત્ર ત્હેના ધીમા અવાજમાં કાંઇ લાગણીનો પડઘો હતો.

"પિતાજી!" કીર્તિદેવે આંખમાંથી આંસુ લૂછી કહ્યું: "મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે; પણ હું શું કરૂં?"

"બેટા!" અસ્થિર અવાજને સ્થિર કરતાં મુંજાલે કહ્યું: "તું શું કરવાનો હતો? બધું ભાવિ કરે છે. તું અવન્તી જઇ રહે તે જ યોગ્ય છે. મ્હારૂં ઘર તો સદાયેનું પુત્ર વિનાનું છે એમ હું માનતો આવ્યો છું. પણ બીચારા ઉબક પરમારનો તો આધાર ત્હારા પર છે."

"પિતાજી! પિતાજી! તમ્હે એમ નહિં બોલો."

"હું સાચું કહું છું. હું દુઃખે એવો આંધળો નથી થયો કે બીજાનું સુખ પણ ન જોઇ શકું. તું અવન્તી જાય ત્હેમાંજ સાર છે. પાટણમાં ત્હને કદી રૂચવાનું નથી. અમ્હારી રીત જુદી છે; અમ્હારા સંસ્કારો જુદા છે. ત્હને—મુંજને ભોજનાં સંસ્કારે ન્યારી બની રહેલી ભૂમિના સંસ્કારો છે. તું અહિંયા નહિ સુખી થાય."

"પિતાજી! કટાક્ષમાં બોલો છો?"

"ના. દીકરા! દુઃખ પડી પડી, તટસ્થતાથી જોવાની મ્હને ટેવ પડી ગઇ છે."

"ને હું તે દુઃખમાં વધારો કરૂં છું."

"ના! ત્હારે સુખે હું સુખી. પરમારના પાટનગરમાં ત્હારૂં સ્થાન છે. મ્હારી તો એકજ વિનંતી—"

"વિનંતી!"

"હા. કોઇ કોઇ વખત સમાચાર કહાવતો રહેજે; ને હવે બ્રહ્મચર્ય છોડજે."

"પિતાજી! તમ્હારી આજ્ઞા માથે ચ્હડાવીશ."

"મ્હને તો એટલુંજ કે મ્હારૂં નામ રહે. પુત્રને તો ન રમાડયો—કોઇ દિવસ પૌત્રને તો રમાડું."

"પિતાજી!" વાત ફેરવતાં કીર્તિદેવે કહ્યું: "હવે કોણ જાણે ક્યારે મળીશું?"

મુંજાલની આંખમાં તીક્ષ્ણતા આવી. "જયદેવ મહારાજ અવન્તી લેશે ત્યારે."

કીર્તિદેવ ચમક્યો. "હેં શું કહો છો?"

"ત્યારે બીજું શું? મ્હારો ધર્મ અહિંયા રહેવાનો છે; ત્હારો અવન્તીમાં રહેવાનો છે. એ શીવાય બીજે રસ્તે આપણે કેમ મળીયે?" મુંજાલના હોઠ જરા ગર્વમાં મરડાયા.

"પિતાજી!" બારી બહાર જોઇ કીર્તિદેવે કહ્યું: "આ મંડલેશ્વર મહારાજ આવી લાગ્યા."

મુંજાલ પ્રયત્ન કરી વધારે સ્વસ્થ થયો, અને ત્રિભુવનપાલ અને કાકને આવકાર દેવા આગળ આવ્યો.

"ત્રિભુવન! કાક! આવી પહોંચ્યા?" મુંજાલે જરા હસીને પૂછ્યું.

"હા. મામા!" ત્રિભુવનપાલે કહ્યું. તે વિરની આંખો ઉત્સાહમાં ચમકતી હતી. "હું જરા બાને ને મહારાજને મળી આવું. જવાનો વખત થઇ ગયો."

"હા. સુખેથી" મુંજાલે કહ્યું ને ત્રિભુવનપાલ અંદર ગયા.

"કાક!" ત્હેણે કહ્યું "આજે તો મ્હારા ત્રણ દીકરા જાય છે."

"મહારાજ! મ્હને દીકરો ગણો છો, એમાં આપનીજ વડાઇ છે."

"ના. કાક! કીતદેવ ને ત્રિભુવનપાલ ગયા હોત ને તું રહ્યો હોત તોપણ મ્હને જરા ઠીક પડત."

"મહારાજની આજ્ઞા થઇ એટલે પછી કાંઇ છુટકો થાય?" કાકે કહ્યું.

"ખરી વાત છે. તું અહિંયા રહ્યો હોત તો મ્હારે માથેથી ભાર જરા ઓછો થાત. પણ હવે લાટનો બધો ભાર ત્હારે શીર."

"મંડલેશ્વર મહારાજ છે ને?"

"તે ખરૂં. પણ એટલું યાદ રાખજે કે તમ્હે માત્ર લાટ જીતવા નથી જતા; ત્હેને ગુજરાત બનાવા જાઓ છો."

"જી!"

"માત્ર ત્હેનાં સૈનો હરાવવાં નથી; ત્હેના વાસીઓના હૃદય ને ટેક એ વશ કરવાં છે. ત્યાર વગરનો વિજય નકામો."

"મહારાજ! આપના વચન સોના સમાણાં છે. હું તો લાટનો છું—મ્હને ત્યાં કેટલાક પાટણનો દાસ ગણે છે. પણ આપ કહો છો એવી જો પાટણની રાજ્યનીતિ રહે તો મ્હારા દાસત્વમાં મ્હને ન્હાનમ નથી."

"મંજરી કેમ છે?"

"ખુશીમાં છે."

"મ્હોટાં બાને મળી ગઇ?"

"જી હા. હમણાંજ કાશ્મીરાબા અને એ મળી ને નીકળ્યાં."

એટલામાં મીનળદેવી, જયદેવ મહારાજ ને ત્રિભુવનપાલ આવી લાગ્યા. "મ્હેતાજી!" મીનળદેવીએ કહ્યું "તું આ બધાને ભીમનાથને આરે વળાવા જાય છે કે?"

"હા" મુંજાલે કહ્યું.

"કાક!" મીનળદેવીએ કહ્યું. "જોજે હોં. હવે લાટ પૂરેપુરૂં જીતવાનું છે."

"બા, આપની આજ્ઞા થઇ એટલે પછી એમ્હાં બાકી શું રહે?"

"ને પેલી મૃણાલ કુંવરીને પણ ત્રિભુવનને વરાવવી છે."

"ત્રિભુવન ત્હેને ન પરણે તેથી તો કાશ્મીરા એની સાથે જાય છે." મુંજાલ હસ્યો.

"કાક!" જયદેવે જરા તિરસ્કારપૂર્વક કહ્યું.

"જી!"

મીનળદેવી જરા ગંભીર થયાં. જયદેવ જે વર્તણૂક કાક સાથે ચલાવતો હતો તે ત્હેને પસંદ ન્હોતી.

"ત્યારે હવે જુનાગઢ જીતવા કયારે જશે?" જયદેવે જરાક ટોળમાં કહ્યું.

"જ્યારે આપ મ્હને આજ્ઞા કરો ત્યારે."

"મ્હને" પર ભાર મુકી ગર્વથી માથું ઉંચું કરી, કાકે કહ્યું. ત્હેણે પણ જયદેવના હૃદયમાં વસેલો દ્વેશ પારખ્યો હતો; અને પોતાનું ગૌરવ સાચવવા ત્હેણે નિશ્ચય કર્યો હતો. ત્હેણે પણ અસ્પષ્ટ તિરસ્કારથી ઉમેર્યું

"આપને મ્હારી જરૂર જણાય એટલે કહાવજો. હું તરત આવી પ્હોંચીશ."

"ખેંગાર ત્હારો મિત્ર થાય છે એટલે જરૂર તો જણાશેજ" મુંજાલે હસીને વાત ઉડાવવા માંડી.

"આપણે તો ખેંગારના મિત્રો નથી જોઇતા. આપણે તો દુશ્મનો જોઇએ છે." જયદેવે કહ્યું.

"એમ કહો મહારાજ!" માથું ઉંચું કરી, ભયંકર અવાજે કાકે ઉત્તર વાળ્યો "કે ખેંગાર જેવા વીર શ્રેષ્ઠ જોડે લડવા વીરો જોઇએ છે. જેવા તેવાથી જુનાગઢ ભાંગે એમ નથી."

મીનળદેવીને પણ લાગ્યું કે તે વચ્ચે પડશે નહિ તો વાત વધી પડશે. "લે આ સજ્જન મ્હેતા આવ્યા!" "ત્રિભુવન! વખત થયો. બ્હાર હાથીઓ ખોટી થાય છે."

"હા બા! આજ્ઞા. રજા લઇશ."

"દીકરા! સો વર્ષનો થજે."

"મહારાજ! આજ્ઞા."

"હા ભાઈ. ખબર અંતર કહાવજે" કહી જયદેવ ને ત્રિભુવનપાલ ભેટયા. કીર્તિદેવ ને કાકે પણ રજા લીધી ને મુંજાલ સહિત તે બધા હાથીએ ચ્હડી ભીમનાથને આરે આવ્યા.

ઓવારા પર લોકોની મેદની ભેગી થઇ હતી, અને આ ચારે જણને ઉતરતા જોઇ લોકોએ હર્ષનાદ કર્યો. મહાજનોએ શ્રીફલ આપ્યાં, શ્રોત્રીઓએ આશીર્વચન ઉચ્ચાર્યાં. મુંજાલ મ્હેતા ને બીજા મંત્રીઓ ત્રણે જણને ભેટયા ને શુભાશીષા દીધી

* * * * *

સૂર્ય તેજમાં નાચતાં સરસ્વતીનાં તરંગો પર એક ન્હાની નાવડી જતી હતી. ત્હેમાં પાંચ સાત યુવતીઓ બેઠી હતી. ત્હેમાંની બે તેજસ્વી, નવયૌવના મદભરી હતી: એક કાશ્મીરા હતી, બીજી મંજરી હતી. કાશ્મીરાની આંખો તોફાનમાં નાચતી હતી; ત્હેણે એકદમ મંજરીને પગે ચોંટી દીધી.

"ઓ! ઓ! બા શું કરો છો?"

"તો પાછી વળી ત્યાં શું જોયા કરે છે?"

"હું તો જોઉં છું કે પાટણ અહિંયાથી કેવું દેખાય છે."

કાશ્મીરાએ મંજરીને એક તમાચો માર્યો "જુઠી! નજર તો પેલા આરાપર હતી."

મંજરીનું મ્હોં લાલચોળ થઇ ગયું.

"ત્યાં શું જુવે છે? ત્યાં તો બધા વ્હેંતીયા વીરો છે. ક્યાં અમ્હારા ભીષ્મ, ને દ્રોણ, ને પરશુરામ!"

મંજરીના ઉચ્ચારણના ચાળા પાડતાં કાશ્મીરાદેવીએ ટાણો માર્યો. "આ જમાનામાં એવા છે ક્યાં?" ત્યાં બેઠેલી સ્ત્રીઓ બધી હસી પડી.

"હા. બધા વ્હેંતીયાજ છે." ગર્વથી મંજરીએ કહ્યું: "એક શિવાય"–હેણે ઉમેર્યું.

"એક કોણ?" કહી કાશ્મીરાદેવીએ મંજરીનો હાથ પકડી હસતાં હસતાં દાબવા માંડ્યો. "બોલ! કોણ મંડલેશ્વર, નહિં? બોલ."

"ઓ બા! મ્હારો હાથ ભાંગશે" ચીસ પાડતાં મંજરીએ કહ્યું.

"તો પિડા ઓછી. બોલ હરામખોર! એક કોણ?"—કહી હેણે વધારે હાથ મરડ્યો.

મંજરીની આંખમાં હસતાં હસતાં પાણી આવ્યાં "લો હાથ જોઇએ તો ભાંગી નાંખો. હું જુઠું નહિં બોલું—"

"એક કોણ? બોલ!"

"ઉદા, નવઘણ, ખેંગાર ને કાળ-ભૈરવ-એ ચારનો વિજેતા હોય તે."

"હજી કોઇ રહી ગયું છે?" કાશ્મીરાએ હસતાં પૂછ્યું.

"હા. ને પેલી કવિકુલશિરોમણીએ પાંચનો વિજેતા."

"લુચ્ચી! હરામખોર! શરમ નથી આવતી? ત્હારી બધી પંડીતાઇ ગઇ ક્યાં?"

"સમાઇ ગઇ, બધી ત્યાં" કહી મંજરીએ જે હોડીમાં મંડલેશ્વર, કીર્તિદેવ ને કાક બેઠા હતા તે તરફ આંગળી કરી.

"નફ્ટ!"— કાશ્મીરાએ કહ્યું.

"તમ્હે બનાવી. પરણાવી શું કામ?"

* * * *

મંડલેશ્વર, કીર્તિદેવ અને કાક એક હોડીમાં બેઠા; અને ત્રણ જણ મૂગામૂગા ઓવારા તરફ જોઇ રહ્યા. ઓવારાપર બધાથી નીરાળો, ટટાર, બની, પાટણની સત્તાનો પ્રતિનિધિ, દુઃખ ભીની આંખે જોઇ રહ્યો હતો. તે સ્વસ્થ લાગતો,–અરણ્યમાં એકલું એક મહાવૃક્ષ ઉભું હોય તેમ; પણ તે સ્વસ્થતા, તે એકલતા, દયાજનક લાગતી હતી.

"બીચારા મામા છે ત્યાં સુધી એકલાજ રહેવાના" મંડલેશ્વરે કહ્યું.

"પણ એ છે ત્યાં સુધીજ પાટણનો પ્રતાપ રહેવાનો" કાકે કહ્યું.

"ને એ છે ત્યાં સુધી આર્યાવર્ત્તમાં એકતા પણ નહિં આવવાની." કીર્તિદેવે ઉમેર્યું.

"કેમ કીર્તિદેવજી! તમ્હે પણ નિરાશ થવા લાગ્યા કે?" કાકે પૂછ્યું.

"ભટરાજ!" કીર્તિદેવે કહ્યું. "હું પાટણ ન આવ્યો હોત તો સારૂ થાત. મ્હારૂં કુલ ન્હોતો જાણતો ત્યાં સુધી હું મ્હારી જાતને દૈવી માનતો–મ્હારા બાહુમાં ઇંદ્રસમાન બળ હતું–આર્યાવર્તમાં ઐક્ય કરવું એ રમત વાત લાગતી. તે વખતે મ્હારી શક્તિઓને મર્યાદા ન્હોતી. પણ જ્યારથી મ્હેં મ્હારૂં કુલ જાણ્યું ત્યારથી કોણ જાણે કેમ મ્હારા હાથ ભાંગી ગયા છે. હું આવ્યો ત્યારે દેવ હતો–આખરે માણસ થઇ પાછો ચાલ્યો.

"ભાઇ!" ત્રિભુવનપાલે પૂછ્યું "મુંજાલમ્હેતાથી તે તમ્હે કેવા એક પિતાની આશા રાખી હતી?"

"એમ નહિં મહારાજ! વસ્તુ મપાય નહિં ત્યાં સુધીજ મોહ રહે;—મપાય કે પછી માત્ર, ગણત્રી."

"એમ નિરાશ શું થાઓ છો?" કાકે કહ્યું.

"નિરાશ નથી થતો. પણ ભટરાજ! તમ્હારી બુદ્ધિ તો ન્યારીજ છે. શ્રદ્ધાની ઝનૂન વગર તમ્હે પરાક્રમ કરો છો તેમ મ્હારાથી નથી થતાં."

અને, મુંજાલે દેખાતા સ્વસ્થતાથી દૂરને દૂર જતી નાવડીઓ તરફ જોયા કર્યું.

**સમાપ્ત.**



## આવા નિરાધાર સુકોમલ બાળકો

મોટી સંખ્યામાં

## ચાલુ સખત દુકાળના પરિણામે

દેશમાં દેખાય છે.

તેમને ઉધારવા માટે દયાવૃતિવાળાઓએ વખત ખોયા

વિના દાનની રકમો

નીચેના સરનામે મોકલી

જીવ બચાવવા.

ઑન: સેક્રેટરી, નાડયાદ **હિંદુ અનાથાશ્રમ, નડિયાદ.**

આ માસીક "વીસમી સદી" મુંબઈ મીંઠ રોડ, કામા હાઉસ, "સાંજ વર્તમાન" પ્રેસમાં મી૦ પીરોજશાહ કાવસજી પઠાન પ્રીન્ટરે તેના માલેક હાજીમહમદ અલારખીયા શીવજી માટે છાપ્યું, અને હાજીમહમદ અલારખીયા શીવજીએ નાં૦ ૧૮૭, સેમ્યુઅલ સ્ટ્રીટ, માંડવી પોસ્ટ, મુંબઈમાં પ્રગટ પ્રસીધ્ધ કીધું છે.

